A. M. Patel to 'Dada Bhagwan'

દાદા ભગવાન કથિત

# જ્ઞાની પુરુષ

## 'દાદા ભગવાન' ભાગ-૩

સંકલન : દીપક દેસાઈ

# ત્રિમંત્ર






નમો અરિહંતાણં
નમો સિદ્ધાણં
નમો આયરિયાણં
નમો ઉવજ્ઝાયાણં
નમો લોએ સવ્વસાહૂણં
એસો પંચ નમુક્કારો;
સવ્વ પાવપ્પણાસણો
મંગલાણં ચ સવ્વેસિં;
પઢમં હવઈ મંગલં ॥૧॥
ૐ નમો ભગવતે વાસુદેવાય ॥૨॥
ૐ નમઃ શિવાય ॥૩॥
જય સચ્ચિદાનંદ





## ‘દાદા ભગવાન’ કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતા સુરતના સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં ‘દાદા ભગવાન’ સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્‌ભુત આશ્ચર્ય ! એક કલાકમાં એમને વિશ્વદર્શન લાધ્યું ! ‘હું કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ?’ ઈત્યાદિ જગતના તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા.

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, મુમુક્ષુઓને પણ જ્ઞાનપ્રાપ્તિ કરાવી આપતા, એમના અદ્‌ભુત જ્ઞાનપ્રયોગથી ! એને ‘અક્રમ માર્ગ’ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું. અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને ‘દાદા ભગવાન કોણ ?’નો ફોડ પાડતા કહેતા કે, ‘‘આ દેખાય છે તે ‘દાદા ભગવાન’ ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદ લોકના નાથ છે. એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને ‘અહીં’ અમારી મહીં સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે. હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.’’

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)ને ૧૯૫૮માં આત્મજ્ઞાન પ્રગટ થયું. ત્યાર પછી ૧૯૬૨ થી ૧૯૮૮ સુધી દેશ-વિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતા હતા.

દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ આત્મજ્ઞાની પૂજ્ય ડૉ. નીરુબેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ પૂજ્ય નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા.

આત્મજ્ઞાની પૂજ્ય દીપકભાઈ દેસાઈને પણ દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. વર્તમાનમાં પૂજ્ય નીરુમાના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશમાં નિમિત્ત ભાવે આત્મજ્ઞાન કરાવી રહ્યા છે.

આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને સર્વ જવાબદારીઓ પૂરી કરતાં પણ અંદરથી મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# સમર્પણ

બહિરવેશે ધંધાદારી, નિશદિન લક્ષ આત્મકમાણી;
વિસ્મિત જગ, યત્ને પિછાણવા, અનેરા અક્રમ જ્ઞાની !
અહો ! એ વીતરાગ દશાને નમું વારી વારી !

રાગ-દ્વેષ ઉપાર્જન, ક્ષણે ક્ષણે કરાવે જે વ્યવહાર;
ન લબદાયા લગીર, નીકળ્યા પાર ચાલી ખાંડાધાર !
અહો ! એ અસંગ દશાને નમું વારી વારી !

ન ભજના લક્ષ્મીની કદી, રહ્યા પ્રેમી નારાયણના સદા;
લક્ષ્મીજી કેમ ના રીઝે ? જોઈ અનેરી આ નિર્લેપતા !
અહો ! એ નિર્લેપ દશાને નમું વારી વારી !

અદ્વિતીય ભાગીદારી નિભાવી, વિણ એકુંય મતભેદતા;
'દાદાની હાજરી જ શ્રીમંતાઈ' કહી ભાગીદાર નવાજતા !
અહો ! એ આત્મઐશ્વર્યને નમું વારી વારી !

રહી નિર્ભિક દશામાં, એક એક પ્રસંગ હૈયાસૂઝે ઉકેલતા;
ખુમારીની ન ખોટ ક્યાંય, ગજબની આત્મસ્થિરતા !
અહો ! એ આત્મ અડગતાને નમું વારી વારી !

કરવા હિસાબ ચૂકતે પ્રત્યેક, જાગ્રત હર વ્યવહાર માંહી;
આ ભવના નુકસાને છૂટતા, ભવોભવની કર્મજાળમાંથી !
અહો ! એ સદાજાગ્રત પુરુષને નમું વારી વારી !

ન સ્પર્શી શકે કિંચિત્ એક પરમાણુ, એવો આત્મસ્વભાવ;
અક્રમજ્યોત પ્રજ્વળી, પ્રકાશે ઉકેલ લક્ષ્મી વ્યવહાર !
સમર્પણ આ ગ્રંથ જગને, આત્મ કલ્યાણકારી !

❖ ❖ ❖ ❖ ❖

# સંપાદકીય

'સત્ પુરુષનો ભેટો થવો અતિશે દુર્લભ જો,
ભેટો થયે ઓળખાણ પડવી મુશ્કેલ જો.'
- કવિરાજ નવનીત

આ કાળના મૂર્છિત દશાવાળા જીવો જ્ઞાની પુરુષ અને એમની અંદરની વીતરાગતાને ઓળખવાની દૃષ્ટિ પામી શકે ? હા, કેમ નહીં ? અક્રમ માર્ગ દ્વારા આત્મજ્ઞાન પામેલા સહુ કોઈને એ દૃષ્ટિ તો મળી જ છે પણ વિશેષ ઓળખાણ માટે એમના જ શ્રીમુખેથી વહેલી જ્ઞાનવાણી જગતના જીવોના પુણ્યોદયથી અને પૂજ્ય નીરુમાની જ્ઞાનીને જગતને ઓળખાવવાની તમન્નાથી સંપ્રાપ્ય બની છે.

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી) કહેતા કે 'અમને અંદર મિનિટના પાંચ-પાંચ હજાર રિવોલ્યુશન ફરે.' એમને તો અંદર અનેકગણું દેખાતું હોય, પણ વાણીમાં બધું ના વર્ણવી શકે, અમુક જ વર્ણવી શકે. એ અમુક જ વર્ણન તેઓશ્રી એટલું બધું સચોટ અને વિગતવાર આપી શક્યા છે, કે એ સાંભળતા જ અહોહો થાય કે શબ્દો દ્વારા જો મર્યાદિત જ વર્ણવી શકાતું હોય, તો અંદર તો ખરેખર એમને કેવું વર્તતું હશે !

દાદાશ્રીની જગત કલ્યાણની ભાવના કેટલી બધી ઊંચી હશે કે ગૃહસ્થીઓ પણ આ વીતરાગ વિજ્ઞાન પામી મોક્ષનું કામ કાઢી લે ! દરેક માણસોને એમના લેવલે જે જીવનમાં તકલીફો પડતી હોય, તેમાં આત્માના જ્ઞાનમાં રહી સમતાભાવે કર્મ પૂરા કરી શકે અને નવા કર્મ બંધાય નહીં, એવું કંઈક જ્ઞાન અને સમજ આપવાની તીવ્ર ભાવના હશે. અને તે પણ પાછું શબ્દજ્ઞાન કે શાસ્ત્રજ્ઞાન નહીં, પણ અનુભવ જ્ઞાન આપવાની ભાવના !

તે ભાવનાના આધારે પોતે પૂર્વે બુદ્ધિના આશયમાં કંઈક એવું માગીને આવેલા હશે, કે એવો ધંધો જોઈએ છે કે જેમાં બધી જ જાતના સંસાર વ્યવહારના અનુભવો થાય કે જે સામાન્ય માણસ અનુભવતો હોય.

તે એવો જ કન્ટ્રાક્ટનો નંગોડ ધંધો એમને ભેગો થયો. જેમાં મજૂરથી માંડી મોટા પ્રધાનો, પ્રેસિડન્ટો, કોન્ટ્રાક્ટરો, શેઠિયાઓ, એન્જિનિયરો, મોટા ઑફિસરો બધા જ ભેગા થાય. સાથે સાથે જૂઠા, ઊંધું બોલનારા, છેતરનારા, પોલીસવાળા, એવા જાતજાતના લોકો પણ ભેગા થાય. એ બધા સાથે વ્યવહાર કરવાનો અને રાગ-દ્વેષ નહીં કરવાના. દરેકની પ્રકૃતિ ઓળખી એડજસ્ટમેન્ટ લેવા પડે. તે આવા બધા અનુભવો લઈને તે અનુભવોનો નિચોડ જગતને આપી શક્યા. હીરા-ઝવેરાતના વેપારી હોય તો લૉઅર સ્ટેજના (નીચલી કક્ષાના) અનુભવો શી રીતે પામી શકે ? તેથી કોન્ટ્રાક્ટના ધંધામાં પોતે આ પરિસ્થિતિમાંથી પસાર થઈ ટેસ્ટેડ વીતરાગ થયા અને વીતરાગ વિજ્ઞાન જગતને આપી શક્યા ! ત્યારે જ ગૃહસ્થીઓ સ્વીકારે કે આપણા જેવા જ છે. તેઓ ધંધો, ભાગીદારો, પત્ની, જવાબદારી, ફરજોમાં રહીને વીતરાગતામાં રહી શક્યા, તો આપણાથી પણ એવું કેમ ના રહી શકાય ?

જગતના લોકોની રોજબરોજની મૂંઝવણો જેમ કે ઉઘરાણી પાછી ના આવે, ધંધામાં ખોટ આવે, ભાગીદાર વિશ્વાસઘાત કરે, ભાગીદાર સાથે વિવિધ એડજસ્ટમેન્ટ લેવા પડે, લોકો પૈસા માગવા આવે, કોઈ ખોટો કેસ કરે, ઈન્કમટેક્ષનો પેનલ્ટીનો કાગળ આવે, કોઈ છેતરી જાય, ધંધા પર ચોરીઓ થાય, અન્ડરહેન્ડ કામમાં ભૂલ કરે, અન્ડરહેન્ડ હડતાલ પાડે, આવા વિધ વિધ સંયોગોની હારમાળમાંથી દાદાશ્રી પોતે વીતરાગભાવે પસાર થયા હતા. જ્યારે આ જ બધા વ્યવહારોમાં જગતના લોકો અજ્ઞાનતાથી રાગ-દ્વેષ કરી દુઃખી થાય અને કર્મ બાંધે. જ્યારે પોતે એ જ બધા વ્યવહારમાં જ્ઞાનપૂર્વક રહી, સાચી સમજણ ગોઠવી, કેવી રીતે સંસારવ્યવહાર પૂરો કરી અને અંદર પોતે વીતરાગતામાં રહી શક્યા, એનું વિવરણ જ્ઞાની પુરુષ ભાગ-૩ ગ્રંથમાં મળે છે !

એ ઉપરાંત અમુક પ્રસંગોમાં દાદાશ્રી ક્ષત્રિય પ્રકૃતિના આધારે અન્યાય વખતે કડકાઈથી ઉકેલ લાવ્યા છે, તો ક્યાંક સામાના હિત માટે એને ખખડાવીને એનું અહિત થતું રોક્યું પણ છે. જ્ઞાન પહેલા અને પછીના આવા પ્રસંગોને નેગેટિવ રીતે ન મૂલવતા એમની જેમ છે તેમ ખુલ્લું કરવાની દૃષ્ટિ અને 'ઓપન ટૂ સ્કાય' રહેવાની એમની નિખાલસતા જાણવા જેવી છે. આ ઉપરાંત જ્ઞાન પહેલા પણ એમનો

ગજબનો આત્મવિશ્વાસ, પ્રબળ આત્મચારિત્ર અને એમનો લોકો પર પડતો પ્રભાવ આ પ્રસંગોમાં પ્રદર્શિત થાય છે. આ બધા પ્રસંગોમાં પણ તેમણે સામેવાળી વ્યક્તિ સાથે ક્યાંય ભેદ નથી પડવા દીધો. જ્ઞાનીઓ પાસે ઝેર અને ઝેરનું મારણ બન્ને હોય. માટે આ બધા પ્રસંગો વખતે સામેવાળા માટે અત્યંત કરુણા, એના માટે વિધિ અને પ્રાર્થના અવશ્ય હોય, જેથી કદી એમના નિમિત્તે સામેવાળાનું અકલ્યાણ તો ન જ થાય ! માટે 'જ્ઞાની કરે એ ન કરવું, પણ જ્ઞાની કહે એ કરવું' એ ઉક્તિને અહીં ધ્યાનમાં રાખીશું.

એમની અંદરની જ્ઞાન વર્તના, એમના અંતર આશય, એમની વીતરાગ દશા અંશતઃ એમની વાણી દ્વારા અને ઘણું ખરું એમના વ્યવહાર થકી સમજી શકાય. એ એમની પ્રત્યક્ષ વાણી અને એમનો દિવ્ય વ્યવહાર બન્ને પ્રત્યક્ષ જોવાનું, અનુભવવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયેલું. એના થકી અને એમની વિશેષ કૃપા થકી એમની સહજ રીતે બોલાયેલ વાણી પાછળ એમને અંદર શું દેખાતું હશે, શું વર્તતું હશે, શું અનુભવાતું હશે, એ દાદાશ્રીના અંતર આશયો સહજમાં અંદર સમજાય છે અને કૃતાર્થતા અનુભવાય છે !

દાદાશ્રીના અંતર આશયના ફોડ, એમની આંતરિક દશાની સમજણ, સીમિત ન રહેતા સહુ કોઈને સુલભ થાય અને વાંચનારના હૃદય સુધી સ્પર્શી તે રૂપ થવાની શ્રેણીઓ ચઢાવે એવો નમ્ર પ્રયાસ અહીં કરવામાં આવ્યો છે.

દાદાશ્રીની વાણી એટલે વર્ષો સુધી વહેલી અસ્ખલિત જ્ઞાનગંગા ! જેમાંથી આચમનની જેમ એક પુસ્તકમાં એક વિષય પર વાણી સંકલિત થાય છે. આ ભગવાનને સ્પર્શીને નીકળેલી પ્રત્યક્ષ સરસ્વતીમાં ક્ષતિ ના હોઈ શકે પરંતુ આ જ્ઞાનગંગાને આચમનમાં સીમિત કરતી વખતે સંકલનની ક્ષતિના કારણે ક્યાંય ભૂલ ભાસે તો એના માટે સંકલનાની જ ખામી હોઈ શકે, જે બદલ ક્ષમા યાચના પ્રાર્થીએ છીએ.

**- દીપકના જય સચ્ચિદાનંદ**

# ઉપોદ્‌ઘાત

## [૧] કોન્ટ્રાક્ટનો નંગોડ ધંધો

### • કુદરતી અપવાદ - ગૃહસ્થ વેશે જ્ઞાની !

સંસારના લોકોને સામાન્યપણે એવી માન્યતા હોય કે જ્ઞાની તો ત્યાગી, ભગવા કે સફેદ વસ્ત્રધારી કે દિગંબર હોય. તેથી પરમ પૂજ્ય દાદાશ્રીને ગૃહસ્થી તરીકે જુએ, ધંધો કરતા દેખે, કોટ-ટોપી, બૂટ, ધોતિયું એવો પહેરવેશ જુએ ત્યારે મનમાં શંકા થાય કે આમને જ્ઞાની કેવી રીતે મનાય ? પણ આ તો અક્રમ વિજ્ઞાન અપવાદરૂપે આ કાળમાં પ્રગટ્યું, ને અક્રમ વિજ્ઞાની પણ ગૃહસ્થ વેશે કોન્ટ્રાક્ટનો ધંધો કરતા કરતા અપવાદરૂપે જ્ઞાની પુરુષ થયા ! અને તે કુદરતી રીતે સારું જ થયું, કારણ કે ત્યાગી વેશે જ્ઞાની હોય તો ગૃહસ્થીઓને ભેદ રહે અને પામી ના શકે કે આ તો ત્યાગી ને આપણે તો બૈરી-છોકરાંવાળા, આપણાથી એવી દશા પ્રાપ્ત ના થાય. પણ આ વેશે જ્ઞાનીને જોઈ ગૃહસ્થીઓને પણ હિંમત આવે કે આપણે પણ આવી જ્ઞાનીદશામાં પહોંચી શકીશું.

ધંધો-રોજગાર, ઈન્કમટેક્ષ-સેલ્સટેક્ષ પેયર હોવા છતાં પોતે સંપૂર્ણ વીતરાગ રહી શક્યા અને પાછા જૈનેતર, પટેલ જ્ઞાતિમાં હોવા છતાં જ્ઞાની પદે વર્ત્યા ! 'દેહ' જુદો ને 'પોતે' આત્મા રૂપે જુદા એવું જ્ઞાન એમને અનુભવમાં આવ્યું અને તે જ જ્ઞાન જગતને આપી શક્યા ! સાચા ભગવાન 'દાદા ભગવાન' સ્વરૂપે મહીં જ પ્રગટ થયા અને તેની ઓળખાણ જગતને આપી શક્યા.

### • 'ધંધો' ભેગો થવા પાછળ બુદ્ધિનો આશય

એમને નાનપણથી મનમાં એવું હતું કે માથે ઉપરીની પરવશતા ના જોઈએ. એટલે જીવનમાં નોકરી તો નહીં જ કરું. ધંધામાં ભલે પૈસા ઓછા મળે પણ આવી સરસ જિંદગી લોકોને વેચાતી નહીં આપી દેવાની, એવા કંઈક પૂર્વના ભાવના આધારે તેઓને 'ધંધો' ભેગો થયો. અને વળી એમાંય ભેગો થયો સંયોગ કોન્ટ્રાક્ટના ધંધાનો, નહીં કે ઝવેરાતના ધંધાનો ! વીસ

વર્ષની ઉંમરે જ મોટાભાઈ સાથે વડોદરામાં કોન્ટ્રાક્ટના ધંધામાં જૉઈન્ટ થઈ ગયેલા.

દાદાશ્રીના કહેવા મુજબ જ્ઞાનીઓને ઝવેરાતનો ધંધો ભેગો થાય, એમને આવા ધંધાનો હિસાબ હોય નહીં. છતાંય એમના ભાગે કોન્ટ્રાક્ટનો નંગોડ ધંધો આવ્યો, તેય આશ્ચર્ય છે ! પણ પૂર્વે બુદ્ધિના આશયમાં એવી કંઈક માંગણી કરી હશે, કે આવા ધંધામાં પણ વીતરાગ રહી તમામને વીતરાગ થવાનો માર્ગ બતાવવો છે. તેથી આવો ધંધો ભેગો થયો હશે.

આ પ્રકારના ધંધાના સંયોગના કારણે મજૂરથી માંડીને પ્રમુખ સુધીની બધી જ પ્રકૃતિને ઓળખવી પડે. જેના લીધે દરેક પ્રકૃતિને ફિટ થાય તેવું જ્ઞાન પણ તેઓ આપી શક્યા અને પોતાના જ વ્યવહારિક દાખલા થકી લોકો પણ એમનો વ્યવહાર ઉકેલી શકે એવા અનુભવજ્ઞાનનું તારણ આપી શક્યા.

**• કામમાં એક્સ્પર્ટ**

સંજોગવશાત્ મોટાભાઈ સાથે ધંધામાંથી છૂટા થઈ ત્રીસ વર્ષની ઉંમરમાં જ પોતાનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. ત્યાર બાદ વડોદરા અને મુંબઈ બન્ને જગ્યા પર એમનો ધંધો ચાલ્યા કરતો હતો.

નાનપણથી દરેક બાબતમાં એમને અદ્‌ભુત સૂઝ પડી જતી. તે કોન્ટ્રાક્ટના ધંધામાં સ્કૂલો-કૉલેજો, બિલ્ડિંગો, રોડ, બ્રિજીસ અને દરિયામાં જેટીઓ બાંધવાના કામ આવતા ગયા. એ બધા કામ એક્સપર્ટાઈઝ (કુશળતા) સાથે કરતા ગયેલા. મહારાષ્ટ્રમાં બંદરોની જેટીઓનું બાંધકામ વધારે કરેલું અને ગુજરાતમાં અન્ય બાંધકામો કરેલા. એ સિવાય અન્ય ધંધાઓમાં ફેબ્રિકેશન વર્કની એન્જિનિયરિંગ કંપની, સૉ મિલ, એલેપ્પીમાં સૂંઠ-મરીનો વેપાર વગેરે પણ કરેલા.

એમની વિશેષતા એવી હતી કે જે લાઈનમાં ઊંડા ઊતરે તેનું બધું જ્ઞાન સંપાદન કરી લેતા. આ અવતારમાં ઓછું ભણેલા દાદાશ્રી જાણે પૂર્વે ભણીને આવ્યા હોય એવો ગજબનો ઑર્ગેનાઈઝિંગ પાવર, અંતરસૂઝ અને આવડત લઈને આવ્યા હતા, જે આજકાલના એન્જિનિયરો અને બિઝનેસમેનો કરતા ક્યાંય આગવી હતી ! એવા જ એક પ્રોજેક્ટમાં ગવર્મેન્ટ સુધ્ધાંએ દાદાશ્રીને ઉત્તમ કામ બદલ સર્ટિફિકેટ પણ આપેલ.

# [૨] ભાગીદાર

## [૨.૧] ભાગીદાર કાન્તિભાઈ

### [૨.૧.૧] કાન્તિભાઈ સાથે ધંધાની શરૂઆત

**• ભાગીદારની પસંદગી પાછળની દાદાશ્રીની દૃષ્ટિ**

દાદાશ્રીએ ૧૯૩૧માં ભાદરણના કાન્તિભાઈ આપાભાઈ પટેલ સાથે ભાગીદારી શરૂ કરેલી. કાન્તિભાઈ એમના મિત્ર જ હતા અને ત્યાર બાદ ભાગીદાર બનેલા. એમને પહેલેથી એવું હતું કે ધર્મિષ્ઠ વ્યક્તિ હોય તો જ આપણે એમની સાથે પાર્ટનરશિપ કરવી.

તે એમને કાન્તિભાઈ એક્ઝેક્ટ એવા જ ધર્મિષ્ઠ મળ્યા કે જે ઊંચા ચારિત્રવાળા, અહિંસામાં માનનારા, નિત્યનિયમમાં ચોક્કસ અને મોક્ષે જવાની ઈચ્છાવાળા હતા ! બન્નેને પૈસા પર પ્રીતિ કરતા ધર્મ પર વિશેષ પ્રીતિ હતી. આમ કાન્તિભાઈ પણ દાદાશ્રીનો જે ધ્યેય હતો આત્મપ્રાપ્તિનો, એ માટે સંપૂર્ણ રીતે સહાય કરનારા ભેગા થયા હતા. એમણે કહી દીધેલું કે તમારે ફક્ત બે-ત્રણ મહિને ધંધા પર એક ફેરો મારી જવો અને બાકીના સમયમાં તમારે રોજ પુસ્તકોનું વાંચન કરવું અને સાંજે એ મને સમજાવવું. આમ રોજ સાંજે બન્ને વચ્ચે સત્સંગની જ વાતો ચાલતી ! દાદાશ્રીને આમ ઘણા આધ્યાત્મિક પુસ્તકોના વાંચન-મનનનો સમય સહેજે પ્રાપ્ત થયો, જેના નિમિત્ત કાન્તિભાઈ બન્યા. અને મુખ્ય એ ગુણના આધારે કાન્તિભાઈની ભાગીદાર તરીકેની પસંદગી ઠેઠ સુધી રહી.

કાન્તિભાઈએ શ્રીમદ્ રાજચંદ્રના શિષ્ય લઘુરાજ સ્વામી પાસેથી નિત્યનિયમ લીધેલા, અને ખૂબ જ નિયમિતતાથી કરતા. એમાં એટલા બધા તેઓ ચોક્કસ હતા કે એકવાર નિત્યનિયમની ચોપડી ભૂલી મુંબઈ જતા રહેલા, તો એ ચોપડી લેવા મુંબઈથી વડોદરા પરત આવેલા. એમની આવી નિષ્ઠા જોઈ દાદાશ્રી ખૂબ જ પ્રભાવિત થયેલા. આવા ધાર્મિક સ્વભાવ સાથે સાથે ફકીર જેવા અને સ્વતંત્ર મગજ ધરાવનાર પણ ખરા. આમ દુનિયાદારીની વાતોચીતો, દુનિયાદારીના સંબંધોથી અલિપ્ત એવા બન્નેને ભાગીદાર તરીકે એકબીજા સાથે સારું ફાવ્યું. આવા બધા ગુણોની સાથે ભાગીદારમાં 'લોભ'નો એક અવગુણ હતો, જે દાદાશ્રીને મન ગૌણ હતો.

અને વળી પાછું પોતાને લોભની ગાંઠ નહીં એટલે એમના એ અવગુણ સામે પોતે તપ કરી, એડજસ્ટ થઈ, એક પણ મતભેદ પાડ્યા વગર ઉકેલ લાવી શક્યા.

દાદાશ્રી ભાગીદાર અને એમના કુટુંબ સાથે એટલી અભેદતાથી રહેલા કે એમના ઘરના પ્રૉબ્લેમ જાણે પોતાના જ ઘરના પ્રૉબ્લેમ હોય એવી રીતે સૉલ્વ કરેલા. એટલે સુધી કે ભાગીદારના દીકરાને ખરાબ આદતોમાંથી છોડાવવા કંપનીનું નામ પોતાના નામ પરથી 'એ.એમ.પટેલ' એમ હતું એ આખું બદલાવી અને એના નામ પરથી 'એમ.કે.પટેલ' કરી નાખ્યું, જેથી એ 'હું કંઈક છું, કંપનીનો શેઠ છું', એ માનના આધારે ખરાબ સંગતમાંથી છૂટી જાય. આમ પણ દાદાશ્રીને તો નામની ક્યાં પડેલી હતી ! એમને તો આ બધું બોધરેશન (બોજારૂપ) લાગતું હતું.

## [૨.૧.૨] અંતે સાંપડ્યું શું ?

### • લોભ સામે ટકોર સહજતાથી...

કોન્ટ્રાક્ટના કામ પર જવાનું થાય, તે ક્યારેક રાત્રે સાઈટ પર સૂઈ રહેવાનું થાય. તે એક ફેરો એવી રીતે સૂઈ રહેવાનું થયું, ત્યાં કાન્તિભાઈએ પોતાનું ઓશીકું, ગોદડું દાદાશ્રીને આપી દીધું અને પોતે ઈંટોનું ઓશીકું કરીને સૂઈ ગયા. ત્યારે દાદાશ્રીએ એમને કહ્યું, કે 'ભાદરણ, વડોદરા, મુંબઈમાં આટઆટલા મકાનો આપણે બાંધ્યા પછી પણ આપણા ભાગે શું આવ્યું ? ઈંટનું ઓશીકું જ ને ! બંગલા શું કામ લાગ્યા ?' આમ દરેક બાબતનું તારણ તુર્ત જ અંદર કાઢી લેનાર દાદાશ્રી પોતે તો લોભમુક્ત રહી શકતા હતા પણ ભાગીદારને પણ એની સામે જાગૃત કરવા સમય જોઈને સહજતાથી ટકોર કરતા.

## [૨.૧.૩] દાદાનો સંગ એ જ શ્રીમંતાઈ

### • દાદાના સંગની કિંમત

ભાગીદારને દાદાશ્રીની એટલી ઊંચી ઓળખાણ પડી ગયેલ કે એમના છોકરાંઓને કહેલું, 'પૈસા ખલાસ થઈ જાય તો ચિંતા ના કરશો, આપણા માટે અંબાલાલકાકાનો સંગ એ જ શ્રીમંતાઈ છે.' અને એમને એવો વિશ્વાસ પણ હતો કે દાદાશ્રીની હાજરીથી પૈસા નહીં હોય તોય આવી જશે અને શ્રીમંતાઈ રહેશે.

### • આગવી સૂઝ

દાદાશ્રીનો સૂઝનો પ્રકાશ એટલો બધો હતો કે ભાગીદાર કહેતા કે 'બે-ત્રણ મહિને ફક્ત એકવાર ધંધે આવી જજો અને રસ્તો બતાડી જજો, બાકી તમે આત્માનું કર્યા કરો.' કારણ કે ભાગીદારથી કંઈક ડહોળાયું હોય, તે દાદાશ્રી બે-ત્રણ મહિને એકવાર ધંધા પર જાય ત્યારે એવો કંઈક રસ્તો બતાડી દે કે ત્રણ મહિનાની ગૂંચ નીકળી જાય અને છ મહિનાનો નફો મળી જાય.

### • ખોટ વખતે સમજણ અને ખુમારી

ધંધામાં ગમે તેવી ખોટ વખતે પણ દાદાશ્રીની સમજ એવી ઊંચી કે 'ઘરેથી ધંધો કરવા આવ્યા ત્યારે આપણે કેટલી મૂડી લાવ્યા હતા ?' તેના પરથી ભાગીદારને પણ સમજાય કે આ તો નફામાંથી ખોટ ગઈ છે !

આ બધી અડચણોમાં પોતે તો નિર્ભય રહે પણ ભાગીદારને પણ એ વખતે નિર્ભય બનાવે કે અગાશીમાં જઈને બોલો કે 'જેટલી અડચણો આવવી હોય એટલી આવો.' અને આવું બોલવાનું શા માટે કહે ? ત્યારે કહે, અડચણો તો જે આવવાની હશે તે જ આવશે પણ આવું બોલવાથી તમને અંદર તૈયારી અને હિંમત રહે.

પાછું પોતાની જાત પર એટલો બધો ગજબનો દૃઢ વિશ્વાસ કે કશું ખોટું કર્યું નથી, લુચ્ચાઈ કરી નથી, તો પછી શેનો ભય રાખવાનો ? નાણું ગયું તો ગયું, આપણે ચોખ્ખા છીએ તો નાણું તો પાછું આવશે.

જ્યારે કંઈક મોટી ખોટ આવે ત્યારે એમાં પણ નફો જ જુએ કે જીવનમાં આવી પાંચ-દસ મોટી અડચણ હોય, તો સારું થયું કે એમાંથી એક ઓછી થઈ !

## [૨.૧.૪] ભાગીદાર જોડે મતભેદ નહીં

### • મતભેદ ન પડવા દેવા પાછળ...

ભાગીદાર સાથે ધંધામાં ચાલીસ-પિસ્તાલીસ વર્ષ જોડે રહ્યા છતાં એક મતભેદ પડ્યો નહોતો. મતભેદ એટલે તો મન-બુદ્ધિનું તોફાન અને માણસાઈનો અભાવ. તેઓ કહેતા કે જુદાઈ ક્યાં પડે ? જ્યાં 'હું છું' એવું અલગ ભાન હોય ત્યાં. જ્યારે દાદાશ્રી તો બધું મારું પોતાનું જ છે, એવું

માનીને ભાગીદાર સાથે પ્રેમ સ્વરૂપે જ રહેલા. ભાગીદારને ક્યાંક જુદાઈ ઊભી થાય તો પણ દાદાશ્રીની અભેદતાના કારણે એમની જુદાઈ મટી જતી. આખી જિંદગીમાં ભાગીદાર સાથે એક મનભેદ તો શું પણ મતભેદ સુધ્ધાં પડવા દીધો નહોતો.

**• ભાગીદાર સાથે નભાવ્યું એની પાછળ સમજણ**

દાદાશ્રીની વિચારણા તો ત્યાં સુધી ફરી વળતી કે આ મતભેદ કરીને બહુ બહુ તો અમને શું મળશે ? ત્યારે કહે, પૈસા હાથમાં આવશે. એ પૈસા જ જ્યાં એમને ઉપાધિ સ્વરૂપ લાગતા હતા, તો પછી મતભેદ માટેનું કોઈ કારણ જ એમને હતું નહીં ! અને ભાગીદાર ખોટ ખાઈને આવ્યા હોય ત્યારે પણ એમનો એક દોષ જોયો નથી.

વ્યવહારમાં પૈસાથી ઘસાઈને પણ વેર ના બંધાય એ જાગૃતિ સાથે કાયમ વર્તેલા. મનની ઉદારતા, સમજની વિશાળતા પણ એટલી કે 'પૈસા તો ફરી આવી મળશે', આથી પૈસા ખાતર ક્યારેય સંબંધ ના બગડવા દીધા.

મતભેદ ન પડવા દેવા માટે પોતે અંદરની મુશ્કેલીઓ વેઠીને પણ જુદાઈ પડવા દીધી નહોતી.

**• જ્ઞાન પહેલા બોધકળા**

ફક્ત એક ફેરો ભાગીદાર પર જરા અંદરથી ગુસ્સો આવેલો, તે પણ વેપારમાં ભૂલ થઈ હોય એના માટે નહીં પણ ભાગીદારે સ્વાર્થ અર્થે કંઈક કરેલું તેનાથી. પણ એ ગુસ્સા પાછળ પોતાને તરત જ અંદરથી બુદ્ધિકળાથી ખુલાસો મળી ગયેલો કે 'આ શરીર દુઃખ આપે છે, એ દુઃખ કંઈ ભાગીદાર આપવા આવે છે ? તો દરેક ભોગવટા પોતાના જ હિસાબે છે, તો આમાંય ભાગીદાર દોષિત નથી.' આમ બોધકળાને લીધે ભાગીદાર જોડે આંટી નહીં પડેલી.

**• ભાગીદારીમાં ફાચર ન મારવા દે એવા પાકા**

ભાગીદાર સાથેનો સંપીલો વ્યવહાર જોઈ કોઈ વ્યક્તિ અદેખાઈના કારણે દાદાશ્રી પાસે ભાગીદાર વિશે અવળું બોલીને ભાગીદારીના સંબંધમાં ફાચર મારવાનો પ્રયત્ન કરે તો તેઓ ખૂબ જ જાગ્રત રહી અને સામેનાને ફાચર મારવા દેતા નહીં. કારણ કે નાનપણમાં બીજાની વાતમાં આવી

જઈને કાચા કાનના થયેલા પણ પછી સમજી ગયેલા કે આ તો લોકો આપણી દશા 'ફૂટબોલના બોલ' જેવી કરી નાખે છે. આમ અનુભવ લઈને સમજણપૂર્વક એમાંથી બહાર નીકળી ગયેલા.

એમણે શોધી કાઢેલું કે જ્યાં સુધી બુદ્ધિની હાજરી હશે ત્યાં સુધી કાચા કાનના થવાશે. તે પછી જબરજસ્ત પાકા થઈને નવું જ સૂત્ર ગોઠવેલું કે 'ફરિયાદી એ જ ગુનેગાર.' તે કોઈની ફરિયાદ સાંભળે નહીં. એની પાછળ હિતાહિતની સમજણ એવી હતી કે આવું કરવામાં સોએ પાંચ સાચા ફરિયાદ કરનારાને કદાચ તકલીફ પડશે પણ જે ગુનેગાર નથી હોતા એવા પંચાણું લોકો આમાં બચી જશે.

પૂછ્યા વગર કોઈના વિશે જે કહેવા આવે તેને ઘાલમેલિયા જાણીને તેના પર ચોકડી જ મૂકી દે. છતાં કોઈ લાગણીથી કહેવા આવ્યો હોય તો એને એવું સમજાવી દે કે એનું દુઃખ જતું રહે. પણ જેની ફરિયાદ કરી હોય તેની સાથે ભેદ પડવા જ ના દે, પછી ભલે જૂઠું બોલવું પડે. ત્યાં વળી પાછું ખોટું ના જ બોલાય એવો આગ્રહ પણ ના રાખે. જ્ઞાન થતા પહેલાથી જ આવી ફાચર પોતે તો ના પડવા દે પણ ઊલટું કોઈનું તૂટતું હોય તો ત્યાં સાંધી આપે, વેલ્ડિંગ કરી આપે અને સામેનાનું સૉલ્વ કરી આપે.

**• પ્રકૃતિના ઝવેરી**

દાદાશ્રી પ્રકૃતિના ઝવેરી હતા. એટલે લોભી પ્રકૃતિના લક્ષણો શું હોય અને એની સામે કેવી રીતે એડજસ્ટમેન્ટ લેવું એ બધું એમણે ખોળી કાઢ્યું કે લોભી માણસની બાઉન્ડ્રી ઘરના વ્યક્તિની બહારથી શરૂ થાય. એટલે જો હું એમના ઘરનો વ્યક્તિ થઈ જાઉં, તો પછી મારી સાથે એમણે લોભ કરવાનો ના રહે. એટલે ભાગીદારની છોકરીના લગ્નનો અડધો ખર્ચ આપી એ એમના ઘરના જ વ્યક્તિ બની ગયા. ધંધામાંય પાર્ટનરશિપ અને દીકરી પરણાવવામાંય પાર્ટનરશિપ ! પણ આમાં સરવાળે એમનો હેતુ ફક્ત ભાગીદાર એમની સામે પોતાનો લોભ વાપરીને પોતાનું અકલ્યાણ ન કરે એ જ કરુણાભાવનો હતો.

**• ભાગીદારને કર્યા લોભમુક્ત**

ભાગીદારના લોભની નબળાઈ સામે ક્યારેય એમનો દોષ નથી જોયો અને એમના અન્ય ઊંચા ગુણોના આધારે એમનું પૉઝિટિવ જ જોયું.

આમાં એમની બીજી વિશેષતા એ પણ જોવા મળે છે કે ભાગીદારને ક્યાંય લોભમાંથી કાઢવાના પ્રયત્નો કરવા ગયા નથી કે એમને સમજણ પાડવા ગયા નથી. હંમેશાં પોતે એ પ્રકૃતિ સામે તપ કરીને એડજસ્ટમેન્ટ લીધા છે.

પિસ્તાલીસ વર્ષ સુધી એમણે એટલા બધા એડજસ્ટમેન્ટ લીધા કે ભાગીદારને કોઈ રીતે દુઃખ પડવા જ ના દીધું અને પ્રેમથી જ રહ્યા. તે છેવટે ભાગીદારને ઓળખાણ પડી ગયેલી કે આટલા પ્રેમભર્યા પુરુષ જોડે મેં ઘણી ભૂલો કરી છે, એવો એમને પશ્ચાતાપ પણ બહુ થયેલો. પણ દાદાશ્રી તરફથી તો અભેદતા જ હતી. તેથી છેવટે ભાગીદાર પણ કહેતા, 'તમે તો ભગવાન જ છો.' આમ નિરંતર સાથે રહેનાર એવા ભાગીદારને પણ 'ભગવાન' તરીકેની શ્રદ્ધા બેઠી અને એ શ્રદ્ધાના આધારે એમનો લોભ છૂટી ગયો. તે દાદાશ્રીની એમના કલ્યાણની ભાવનાનું કામ પૂરું થયું. એમને ભાગીદાર અને એમનું કુટુંબ ઊર્ધ્વગતિમાં જાય એવી કરુણા પણ એટલી જ હતી !

## [૨.૨] લક્ષ્મી સામે આપ્યું સંસ્કારધર્મને મહત્ત્વ

### • ઊંચા સંગની વિશેષ કિંમત

ધંધામાં પહેલેથી લોભ નહીં, મમતા નહીં. સંતોષપૂર્વક ધંધો કરેલો. કામ પણ ઘેર બેઠા આવે તે કરવાના, એવું રોફભેર રહેલા. ઓછી કમાણીમાં પણ દાદાશ્રીને ખૂબ જ સંતોષ હતો. એમને પૈસા કરતા વધારે કિંમત 'સારા સંગ'ની હતી. આથી જ કાન્તિભાઈ સિવાયના બીજા લોકો ભાગીદારી માટે લાખ-લાખ રૂપિયાની ઑફર આપતા, તો પણ એ સંગ એમને ખપતો નહીં. કાન્તિભાઈ જેવા ઊંચા ગુણોની બીજા લોકોમાં ઊણપ હતી, જે એમને પોસાય તેમ નહોતી. એ લોકોના સંગથી પોતાને કુસંગ ના અડે, એનો રોગ પોતાને ના પેસે, એ માટે તેઓ જાગૃત હતા. એથી જ આ પ્રલોભનોથી તેઓ મુક્ત રહી શક્યા અને એવી ભાગીદારીમાં ક્યાંય ફસાયા નહીં.

### • જીવનધોરણની નૉર્માલિટી

જીવનમાં પૈસાનો એક જ ખૂણો વાળ વાળ કરે તો સંસ્કારનો ખૂણો, આરોગ્યનો ખૂણો વગેરે બીજા ખૂણા વાળવાના રહી જાય અને સંસ્કાર-આરોગ્ય બધું લોપ થતું જાય. શરીરમાં જેમ નાક, કાન, આંખ,

દાંત બધાની સારસંભાળ રાખીએ છીએ, કોઈ એક જ ચીજની સારસંભાળ વધારે પડતી નથી રાખતા એવું જીવનમાં પણ ફક્ત એકલા પૈસા પાછળ ના પડવું જોઈએ.

બંગલા-ગાડી એ બધા બાહ્ય સુખો અંતે તો અંદરની શાંતિ, અંદરના સુખને હરનારા છે, તેનો ખ્યાલ એમને પહેલેથી જ હતો. આથી બીજા કોઈના કહેવાથી કે બીજા કોઈનું જોવાથી આ બધા બાહ્ય સુખોની હરીફાઈમાં ક્યારેય પડેલા જ નહીં. સમજીને એવી બાઉન્ડ્રીમાં રહેલા કે એમની પાસે દુઃખ આવે જ નહીં. એ બાબતની એમની મૌલિક વિચારણા હતી, કે જન્મ વખતે ઘરની જે સ્થિતિ હોય તે નૉર્માલિટી કહેવાય અને તે અનુસાર જીવનધોરણ હોવું જોઈએ. એ માપદંડ મુજબ જ પોતે આખી જિંદગી રહેલા.

### • પોળમાં રહીનેય રડતા બંધ કર્યા બંગલાવાળાઓને

દાદાશ્રીના મિત્રો કાયમ એમને મામાની પોળ છોડી બંગલામાં રહેવા આવી જવા કહેતા. ત્યારે દાદાશ્રી તેઓને કહેતા કે આ પોળનું મકાન બદલીશ તો તું રડવા ક્યાં આવીશ ? કેમ કે દર દસ-દસ વર્ષે એ બંગલાવાળા મિત્રો ધંધામાં કંઈ ને કંઈ થવાથી દાદાશ્રી પાસે મામાની પોળમાં રડતા આવતા. એથી દાદાશ્રી કહેતા કે 'હુંય બંગલો બાંધું, પછી હું ઉપાધિવાળો અને તુંય ઉપાધિવાળો, તો શેની સલાહ આપું હું ?' આમ કાયમ મામાની પોળના ઘરમાં આવી અડચણોવાળાને સમજણ આપીને છાના રાખેલા. પાછા બધા મિત્રોને નિર્ભય બનાવી દીધેલા કે તમારે મારી પાસે ગમે ત્યારે, રાત્રે પણ આવવું હોય તો છૂટ અને હું ક્યારેય તમારી પાસે કશું લેવા નહીં આવું.

## [૨.૩] સી. પટેલ સાથેની ભાગીદારીમાં વિશ્વાસઘાત

### • ભાગીદારે વિશ્વાસઘાત કર્યો ત્યારે...

કાન્તિભાઈ ભાગીદાર બન્યા તે પહેલા અને પછી બીજા અમુક નાના-નાના કામો માટે બીજા મિત્રો ભાગીદાર બનેલા. તેમાંથી એકાદ-બે ભાગીદારોમાં પૈસાની બાબતમાં વિશ્વાસઘાતના પ્રસંગ પણ બનેલા. બીકના માર્યા કરેલું કપટ તેઓ ચલાવી લેતા, કારણ કે બીકના માર્યા કરેલું કપટ

એ કપટ ના કહેવાય, પણ પૈસા ખાતર કપટ કરે તો એ કપટ કહેવાય. આથી એવા વ્યક્તિઓ સાથેનો સંબંધ તેઓ તુર્ત જ છોડી દેતા. જીવનમાં આવા માણસનો સંગ જ ના હોવો જોઈએ એવું એમને લાગતું, કારણ કે પોતાનો મોક્ષનો ધ્યેય હતો. એટલે આવા વ્યક્તિ સાથેની સોબત એમને પોસાય એવી નહોતી. એટલે જરાય વેર ના બંધાય એ રીતે પૈસા આપીને, કોઈ પાસે એનું જરા પણ વગોવણું કર્યા વગર અને છતાં આંખની શરમ એને કાયમ અડે એવી રીતે ભાગીદારીનો સંબંધ છોડતા. તેમ છતાં એમને ત્યાં અન્ય વ્યવહારોમાં જતા-આવતા પણ ખરા.

આવા લોકો સાથે પૈસાની બાબતમાં થયેલા વિશ્વાસઘાતને વધાવી લીધા અને પોતે કોઈ સાથે ક્યારેય વિશ્વાસઘાત ન કર્યો. આવું છેતરાયા તેમાંથી બોધપાઠ લઈ આ બધા મિત્રોની સોબતમાંથી પોતે છૂટી ગયા. ખરાબ સોબતો નહોતી પણ દુનિયાદારીમાં અહમ્‌ને પોષનારી સોબતો હતી. તે બધી ચોંટોમાંથી છેવટે પોતે છૂટી ગયા. સંસારમાં એકવાર ઠોકર ખાધા પછી તેઓ બોધપાઠ લઈ અને ફરી પસ્તાવો ના કરવો પડે, એવા જ પગલાં ભરતા.

**• ટ્રિકવાળા સામે પણ અત્યંત સરળતા**

સામો માણસ ગમે એટલી બુદ્ધિ વાપરે પણ દાદાશ્રીની સરળતા એટલી બધી કે નાના છોકરાં જેવો જ વ્યવહાર કર્યા કરે. પોતે કોઈ ટ્રિક વાપરે નહીં. તેઓ બીજાને ધંધાની ગૂંચવણમાંથી બહાર કાઢવા ટ્રિક શિખવાડે પણ એમનો અહંકાર એવો ચોખ્ખો કે પોતાના માટે એકુંય ટ્રિક ન વાપરે. સંસારમાં એમણે કોઈ દહાડો ટ્રિક વાપરેલી નહીં. આથી ટ્રિકવાળા માણસો એમને ઓળખી શકેલા નહીં. દાદાશ્રી કહેતા કે સરળ-સીધો માણસ હોય, તે અમને ઓળખી શકે.

**• તીર્થંકર જેવા સિદ્ધાંત**

* દુ:ખ કેવી રીતે ઓછું થાય અને ફરી ઊભું ના થાય એવું શોધન કરી નાખેલું, આથી લોકો છેતરી જાય ત્યારે તરત હિસાબ કાઢતા કે આપણે ધંધો શરૂ કર્યો ત્યારે કેટલા રૂપિયા લઈને આવ્યા હતા ? એ તો આપણી પાસે છે જ. આ જે ખોટ આવી અથવા છેતરાયા તો એ તો જે નફો થયો હતો, એ નફામાંથી ખોટ ગઈ છે.

* બધુંય જતું રહે તોય છેવટે આપણે તો જીવતા છીએ ને ! જીવન જતું રહે ત્યારે શું કરીએ ? પૈસા તો પાછા આવશે.

* આપણે કંઈ બસ્સો વર્ષનું આયુષ્યનું એક્સટેન્શન છે ? કામનું એક્સટેન્શન મળે છે, દેહનું એક્સટેન્શન મળતું નથી, તો આ ભીખ શા માટે માગવી ?

## [૨.૪] ભાગીદાર વાડીલાલભાઈ સાથે સત્સંગ

### • ભાગીદાર પણ પ્રમાણિત કરે દાદાશ્રીના ગુણોને

દાદાશ્રીની હાજરીમાં જ એમના ભાગીદાર વાડીલાલભાઈ સાથે થયેલ વાર્તાલાપમાં એમણે દાદાશ્રીના જીવનના પ્રસંગો અને એમના ઘણા ગુણોનું વર્ણન કરેલ છે, જે જ્ઞાન પહેલા પણ દાદાશ્રીમાં સ્પષ્ટ રીતે ઝળકતા હતા. દાદાશ્રીની સાથે આટલા નજીક રહ્યા છતાં એમને દાદાશ્રીનો એક પણ દુર્ગુણ દેખાયો નહોતો. જેનાથી જ્ઞાન પહેલા પણ દાદાશ્રીનું કેટલું ઊંચું ડેવલપમેન્ટ હતું એ ખુલ્લું થાય છે !

એમણે કરેલા વર્ણન મુજબ દાદાશ્રીમાં નાનપણથી જ ઘણા ઊંચા સદ્‌ગુણો હતા, જેવા કે...

* કોઈનું લેવાની વૃત્તિ નહીં, આપી દેવાની જ વૃત્તિ, એવી ઉદાર પ્રકૃતિ. કોઈ માણસ એમની પાસે સરસ વસ્તુ જુએ અને એને એ વસ્તુ ગમી જાય તો તરત જ આપી દે.

* સામાનું દુ:ખ જોઈ ના શકે એટલે પોતાની પાસે ખિસ્સામાં જે પણ હોય તે આપી દે એવો પરોપકારી અને પરદુ:ખભંજક સ્વભાવ !

* વ્યવહારમાં કોઈને કંઈ પણ સમજાવવું હોય તો સહેલાઈથી સમજાવી દે.

* દાદાશ્રીના શુદ્ધ ચારિત્રના કારણે વાડીલાલભાઈને બધા ભાઈબંધોમાંથી દાદાશ્રી વધારે ગમતા.

* નાનપણથી એમને પૈસા-પ્રતિષ્ઠા કશું નહોતું જોઈતું, પણ મન પૂર્ણ સ્વતંત્ર અને મુક્ત હોય, એવું જોઈતું હતું.

**• ભાગીદારે પણ જ્ઞાન પછી થયેલો ફેરફાર ઓળખી કાઢ્યો**

વાડીલાલભાઈએ જ્ઞાન પહેલા અમુક પ્રસંગોમાં જ્યાં સામેવાળો મિજાજ કરવા જાય કે ખોટો રોફ મારવા જાય ત્યાં દાદાશ્રીનો ગુસ્સો અને તીખો સ્વભાવ જોયેલો, પણ જ્ઞાન પછી જ્યારે તેઓ દાદાશ્રીને મળ્યા ત્યારે એમને બિલકુલ ફેરફાર દેખાયો, કે આ પહેલાના એ.એમ.પટેલ જ નથી રહ્યા, એમનો અહંકાર ઊડી ગયો છે અને નિજાનંદી, સ્વરૂપાનંદી થઈ ગયા છે. આમ જ્ઞાન પછીની દશામાં થયેલો ફેરફાર તેઓએ તુરંત નોટિસ કરેલો.

## [૨.૫] ભાગીદારના ભાઈને શિખવ્યું ગણતર

**• માસ્ટર ટ્રેઈનર**

દાદાશ્રીના ભાગીદારના ભાઈને એમના ફાધર ધંધામાં કેળવવા માગતા હતા. એ કેળવણી કરવા માટે તેમણે દાદાશ્રીને કહ્યું, કે આ છોકરાને તમારી પાસે રાખીને જરા ધંધામાં કેળવી આપો.

દાદાશ્રીની પાસે એ કુદરતી બક્ષિસ હતી, જેથી કોઈ પણ વ્યક્તિનું ઘડતર-ગણતર કે કેળવણી ખૂબ જ સરસ રીતે કરી શકતા હતા. સામાને ખરાબ આદતોમાંથી કેવી રીતે છોડાવવો, વઢ્યા વગર કેવી રીતે સમજાવીને દરેક વસ્તુ શીખવવી, તે સુંદર રીતે પ્રેક્ટિકલ પ્રસંગો દ્વારા કરી શકતા હતા. શાકની ખરીદી, રસોઈ બનાવતા શીખવવાથી માંડીને ધંધામાં વસ્તુઓની ખરીદી વખતે કેવી રીતે ચોકસાઈપૂર્વક ખરીદવું અને હિસાબ-કિતાબ કેવી રીતે રાખવો, ત્યાં સુધીની ટ્રેનિંગ તેઓ પોતાના અનુભવના આધારે એક્સપર્ટ રીતે આપી શકતા હતા. દાદાશ્રીએ એ ભાગીદારના ભાઈનું ગણતર એ જ રીતે કરી આપ્યું હતું, જે પાછળથી એમના જીવનમાં ખૂબ ઉપયોગી બન્યું હતું.

# [૩] ધંધામાં એક વાણિયાને સાથે રાખતા

**• પ્રકૃતિના સાયન્ટિસ્ટ**

ધંધામાં હંમેશાં તેઓ એક વાણિયાને સાથે રાખતા હતા. કારણ કે પોતાની ક્ષત્રિય પ્રકૃતિ એટલે તેઓ કહેતા કે 'ક્ષત્રિય એ ડાહી માના ગાંડા દીકરા હોય અને વણિક એ ગાંડી માના ડાહ્યા દીકરા.' પોતાના ક્ષત્રિય અહંકારના ભોળપણની નબળાઈ વિશે પૂરા સભાન હતા. જ્યારે વણિક

પ્રકૃતિમાં પાકા હોય, તેથી ખરે ટાઈમે અણી ચૂકાવડાવશે, ખોટો સોદો કરતા અટકાવશે, ખોટી જગ્યાએ માનના કારણે છેતરાતા અટકાવશે, એવું એ જાણતા હતા. આથી એક વણિકને સાથે રાખતા. પોતે પાછા વણિક કોમના નબળા પાસા વિશે પણ પૂરેપૂરા સભાન હતા કે તેઓ ગણતરીમાં પાકા હોય પણ ઝીણી બુદ્ધિથી વધારે પડતું ચીકણું કરીને લાગણીહીન, સ્વાર્થી થઈ જાય. તે ધંધામાં અમુક કામ માટે બરોબર છે પણ મોક્ષ માટે આ બધા ગુણો બહુ નુકસાનકારક છે.

પોતાની જાત માટે સંપૂર્ણ નિષ્પક્ષપાતી હતા, નહીં તો બીજા લોકોને આવી પોતાની નબળાઈ અને બીજા કોઈના ગુણો દેખાય જ નહીં. એ તો એમ જ માને કે 'હું કંઈ ઓછો બુદ્ધિશાળી છું ?' તેથી બીજાની પ્રકૃતિના પૉઝિટિવ ગુણોનો આવો લાભ ન લઈ શકે. જ્યારે દાદાશ્રી તો દરેક પ્રકૃતિના પ્લસ-માઈનસ ગુણો એક્ઝેક્ટનેસ સાથે જાણી શકતા હતા અને પ્રકૃતિના નેગેટિવ ગુણોને બાજુએ મૂકી એક પૉઝિટિવ ગુણ હોય તેનો ઉપયોગ કરતા તેમને આવડતો હતો.

## [૪] અન્ડરહેન્ડ સાથે સુંદર વ્યવહાર

**• લાગણી**

દાદાશ્રીએ ધંધામાં અન્ડરહેન્ડને એટલા બધા પ્રેમથી જીતેલા કે બધા માણસો એમની હાજરીથી જ ખુશ ખુશ થઈ જતા ! અને એમને છેટેથી આવતા જુએ ત્યાં જ 'બાપા આવ્યા, બાપા આવ્યા' કરીને ઉલ્લાસમાં આવી જતા. તેઓ કહેતા કે 'તમે રોજ નહીં આવો તો ચાલશે પણ એકાદ-બે મહિને એક વખત અમને દર્શન આપી જજો.' અન્ડરહેન્ડને કોઈ દહાડો ખાવા-પીવાની કે રહેવાની કે કોઈ પણ પ્રકારની અડચણ નહીં પડવા દીધેલી. પગાર પણ બીજા કરતા વધારે આપે અને ઘરના વ્યવહારિક પ્રસંગો વખતે પણ બધી જરૂરિયાત પૂરી કરે.

એમને પહેલેથી જ એવું કે કુદરત આપણને આપે છે, તો આપણે બીજાને શા માટે ના આપીએ ? પોતાનું સુખ બીજાને વહેંચીને પોતે સુખ ભોગવવું, એવી સમજણ પહેલેથી જ હતી.

તેઓ સામેવાળાની પરિસ્થિતિ સમજી શકે, એમના દુઃખો સમજી શકે, કે

આ મજૂરોને જો ટાઈમસર પૈસા નહીં અપાય, તો તે બિચારા રાત્રે ખાશે શું ? એટલે મજૂરોને ટાઈમસર પૈસા આપી દેવા માટેનો ખાસ આગ્રહ રાખતા.

કામ કરતા કરતા અન્ડરહેન્ડથી કંઈક નુકસાન થયું હોય તો પૈસાની કિંમત કરતા એને વાગ્યું નથી ને, એની વધારે કાળજી લેતા. અને કોઈથી કામ બગડ્યું હોય તો વઢે નહીં પણ પ્રેમથી કામ સુધારવાની સલાહ આપે, કારણ કે તેઓ વિજ્ઞાન જાણતા કે વઢવાથી બેઉનું બગડે અને કામ સુધરે નહીં. ભૂલ કરનારને એવી રીતે હેન્ડલ કરે કે 'ભૂલ ફરી નહીં કરું' એવું એને સજ્જડ સમજાઈ જાય. ભૂલ કરનાર એક-બે વખત ભૂલ કરે પણ દાદાશ્રી એની ભૂલ ના કાઢે, એટલે એના પર એટલો પ્રભાવ પડે કે એની મેળે શીખી જાય ને પછી ભૂલ કરવાનું જ મટી જાય.

### • વ્યવહાર-નિશ્ચયનું બેલેન્સ

પોતે અન્ડરહેન્ડને કશું ના કહે ત્યારે પાછું ભાગીદાર સમજાવે, કે 'વ્યવહારમાં આવું ના ચાલે. દવા હલાવીને પીવાની હોય તો તમે હલાવતાય નથી.' તો પાછા સરળતાથી માની જઈને બે-ત્રણ વાર હલાવી જુએ (સામાને કહી જુએ) અને પછી ન સુધરે તો કશું નહીં, વ્યવસ્થિત સમજી લે. જ્યાં એવું લાગે કે સામો સીધો છે અને ટકોર કરવાથી સુધરશે તો ટકોર કરે, જ્યાં સામો વાંકો હોય તો બહેરા થઈને નભાવી લે.

### • વર્તેલા 'ખરા શેઠ'ની વ્યાખ્યા જાણીને તે જ રીતે

વ્યવહારની એમની શોધખોળ હતી, કે ખરો શેઠ કોઈને વઢે જ નહીં અને વઢવું હોય તો વચ્ચે એજન્સી ઊભી કરે વઢવાની. પછી પોતે શેઠ પદ પર રહી બેઉ વચ્ચે સમાધાન કરાવે અને કળાથી કામ લે.

દાદાશ્રી ધંધા પર જાય ત્યારે મજૂરો 'બાપા, બાપા' કહીને એમને માનભેર બોલાવતા. છતાં તેઓ શોધખોળ કરતા કે મારી સામે તો બધા મજૂરો બહુ સારી રીતે બોલે છે, કારણ કે મારી પાસેથી એમને પગાર લેવાનો હોય એટલે, પણ પાછળથી મજૂરો મને શું કહે છે, શું ઉપનામ આપ્યું છે, એવું તપાસી જોતા. એ શોધખોળ એમને વઢવા માટે નહોતા કરતા પણ પોતાનો ક્યાં દોષ છે એ જાણી અને પોતાનામાં ફેરફાર કરી શકાય એ માટે કરતા હતા.

### • સત્તાનો કાયમ સદુપયોગ

સત્તા એ સુખ આપવા માટે છે, દુઃખ આપવા માટે નહીં, એ સમજણ સાથે સત્તાનો સદુપયોગ કરીને કાયમ અન્ડરહેન્ડને રક્ષણ જ આપેલું. લોકો વ્યવહારમાં અન્ડરહેન્ડને દબડાવે ને ઉપરીથી દબાયેલા રહે, પરિણામે અધોગતિમાં જાય. આવા વ્યવહારથી પોતે વિરુદ્ધ ચાલીને અન્ડરહેન્ડનું કાયમ રક્ષણ કરેલું અને ઉપરીના સામા થયેલા. એમને હતું કે 'તારે મારા ઉપરી થવું હોય તો થા, પણ ખરો ઉપરી થા.' ખરા ઉપરીની એમની વ્યાખ્યા હતી કે 'ખરો ઉપરી એટલે અન્ડરહેન્ડને સાચવે.' અને એ પ્રમાણે જ પોતે એક્ઝેક્ટ વર્તેલા.

જ્ઞાન પહેલા ઉપરીને ગોદા મારવાનો દાદાશ્રીનો ક્ષત્રિય અહંકાર હતો, જેના કારણે કોઈ ઉપરીએ એમને પૈસા કમાઈને ઉપર આવવા નહીં દીધેલા. પરંતુ એમને તો સંસારમાં કે ધંધામાં આગળ આવવાની પડેલી જ નહોતી. લોકોએ ઉપર ના આવવા દીધા, એથી ઊલટું એમને સારું લાગ્યું ને છેવટે એમણે તો ભગવાન શોધી કાઢ્યા !

જ્ઞાન પછી તો ઉપરીને ગોદા મારવાવાળો ગાંડો અહંકાર પણ નીકળી ગયો ને પછી ઉપરીયે નહીં ને અન્ડરહેન્ડ પણ નહીં, એવી ભગવાન દશામાં પોતે પહોંચ્યા !

## [૫] નહોતી કરી દોડધામ ખાટલા માટે

### • બાદશાહી અહંકાર

દાદાશ્રીના ભાગીદારો બહારગામ ધંધાર્થે સાથે રહેવાનું થાય ત્યારે સારા-સારા સૂવાના ખાટલા અને જમવાના પાટલાની પસંદગી માટે દોડધામ કરતા. કારણ કે તેઓ મોહવાળા હતા, જ્યારે દાદાશ્રીને એક જાતનો ખાનદાનીનો અહંકાર અને વટ હતો, માન હતું, જેના આધારે પોતાના સુખ કે સગવડતા ખાતર ક્યારેય દોડધામ નહોતા કરતા.

એમને આવા બધા મોહની પડેલી જ નહીં અને મન પણ મોટું તે આવી હરીફાઈમાં ઊતરવાનું એમને રેસકોર્સના ઘોડા બનવા જેવું લાગતું, જે એમને જરાય પસંદ નહોતું. એમને એમાં હલકાપણું અને અપમાન લાગતું. ભલે નબળી વસ્તુ ભેગી થાય પણ સ્વમાન સચવાયું એની કિંમત

એમને મન વધારે હતી. આવી નૈતિકતા અને લાલચ વગરનું જીવન, તેથી જ આવું જ્ઞાન પ્રગટ થાય ને !

આવા વિશાળ મનના ફળ સ્વરૂપે જ્ઞાન પછી વગર માગ્યે સારી બેઠકો, સારા ખાટલા બધું જ ભેગું થયું.

## [૬] નોકરીમાં મળે એટલા જ પૈસા ઘરે આપવાના

### • પૈસા માટે દાદાશ્રીનું અનેરું ગણિત

ઘરમાં કેટલા પૈસા આપવાના, એના માટેની એમની એક અનોખી ગોઠવણી હતી, કે હું નોકરી કરું તો મને પાંચસો રૂપિયા મળે, તો એટલા જ પૈસા ઘરમાં આપવાના. એ ગોઠવણી મુજબ ઠેઠ સુધી ઘરમાં ફક્ત પાંચસો રૂપિયા જ આપેલા. એ સિવાયની લક્ષ્મી એ પુણ્યના આધીન આવેલી હોય, જે પાપના ઉદય વખતે એટલે કે જ્યારે ધંધામાં ખોટ આવે, ઈન્કમટેક્ષનો કાગળ આવે ત્યારે અથવા આવતા ભવના ઓવરડ્રાફ્ટ માટે સારા કામમાં વાપરવાની, એવી એમની ગોઠવણી હતી.

ધંધામાં ચડતી-પડતી ઘણી આવેલી, પરંતુ કાયમ પોતે મુઠ્ઠીમાં સમાય એટલો ધંધો કરીને સેફ સાઈડ સાથેની બાઉન્ડ્રી રાખેલી. જેથી પૈસા વ્યાજે લાવવા પડે કે એવું પૈસાની બાબતનું દુઃખ કોઈ દહાડો નહીં પડેલું.

હું આત્માની સમાધિ વહોરવા આવ્યો છું, આ બધી પૈસાની ઉપાધિઓ વહોરવા નથી આવ્યો, એવું એમને હંમેશાં રહેતું.

### • પૈસાની અશાંતિ ટળી ધર્મથી

દાદાશ્રી કહેતા કે ૧૯૩૯ પછીની લક્ષ્મી સારા ભાવવાળી, નીતિવાળી નથી. કારણ કે ગમે તેટલા રૂપિયા હોય તોય એ શાંતિ-સંતોષ આપતા નથી. એટલે એના કરતા એ પૈસો સારા કામમાં વપરાઈ જાય તો વધુ સારું. દાદાશ્રીને ત્યાં પણ ૧૯૩૯ પછીની લક્ષ્મી હોવા છતાં શાંતિ હતી, તે ધર્મને લઈને રહી હતી. બાકી શાંતિ રહે નહીં એવી આ લક્ષ્મી છે. આ લક્ષ્મીથી ખુશ થવા જેવું નહીં.

### • અનીતિના ધન સામે જાગૃત

ધંધામાં ખોટું કરવું પડતું હતું, તે પણ દાદાશ્રી જાણે ભાગીદારની

લોભવૃત્તિના લીધે એડજસ્ટ થતા હોય એવું લાગે. કારણ કે ખોટી લક્ષ્મી ધંધામાં પ્રવેશેલી, પરંતુ તે એમણે ઘરમાં તો પ્રવેશવા જ નહોતી દીધેલી. બહુ જાગ્રત હતા કે આવી ખોટી લક્ષ્મી આવવાથી મન-બુદ્ધિ બધું બગડી જાય. એ લક્ષ્મી પોતે ધંધામાં જ રહેવા દેતા, તેથી ઘરમાં ક્લેશ પ્રવેશેલો નહીં. ૧૯૫૧ બાદ તો ધંધામાં પણ ખોટી લક્ષ્મી પ્રવેશવા દીધેલ નહીં.

### • સાદાઈ અને અપરિગ્રહી દશા

ધંધામાં કમાણી ઘણી હતી પણ ઘરમાં જરૂરિયાતની વસ્તુ હોય, એ સિવાયનું વધારાનું કશું જ ખરીદેલું નહીં. ૧૯૪૨માં ઘરે એક કબાટ લાવેલા. એ બાદ તો નવી કોઈ ખરીદી જ કરેલી નહીં. ઘરમાં જે બે ખુરશી, ટીપોઈ અને કબાટ હતા, તે જ છેક સુધી ચલાવેલા. ડેકોરેશન વગરનું સાદગીભર્યું ઘર ! નાનપણથી એમને આ બધા પરિગ્રહોનું તોફાન ગમતું નહોતું. આટલા મોટા કોન્ટ્રાક્ટર હોવા છતાં ખૂબ જ સાદગીથી જીવેલા.

### • કમ્પ્લીટ એડજસ્ટેબલ

પારકા માટે લાફા, જાત માટે કરકસરિયા અને ઉપદેશ માટે ઝીણા; એવા કમ્પ્લીટ એડજસ્ટેબલ.

જરૂરિયાતવાળાને વસ્તુ કે પૈસા તરત આપી દે, જ્યારે પોતાની જાત માટે કરકસરિયા રહે. એક પણ પૈસાનો કે વસ્તુનો જરાય દુરુપયોગ ન થવા દે અને વેડફે નહીં. છતાં લોકો સ્વીકાર કરે એટલી કરકસર કરે. એમાં પણ પોતાનો આગ્રહ ના પકડી રાખે, એવા એડજસ્ટેબલ.

### • બે જ ચીજ સાચવવાથી ન આવે દુઃખ

એમની શોધખોળ કે આ દુનિયામાં બે ચીજ સાચવવા જેવી છે, એને વેડફવા જેવી નથી; બ્રહ્મચર્ય (વીર્ય) અને લક્ષ્મી. જો એ બે સચવાય તો એને કોઈ દહાડો સંસારી દુઃખ ના પડે.

## [૭] ખોટ વખતે જવાબ

### • નિષ્કપટ, ઓપન ટૂ સ્કાય

સામાન્યપણે લોકોને ધંધામાં ખોટ આવે તો બધાથી છુપાવે. કોઈ પૈસા નહીં આપે એ ડરથી જેમ છે તેમ કહે નહીં. જ્યારે દાદાશ્રીને તો

નાનપણથી લોભ નહીં હોવાના કારણે કપટ પણ નહીં, આથી ખોટ વખતેય જેમ છે તેમ ખુલ્લંખુલ્લું કહી દે. ભલે ને પછી લોકો નવા નાણા ના ધીરે. ના ધીરે તોય એમને વાંધો નહોતો. એ તો એમાંય પાછું પૉઝિટિવ જુએ, કે ઊલટું એ તો સારું, લોકો નવું ધીરશે નહીં તો દેવું વધશે નહીં.

દાદાશ્રી કહેતા કે આવું ખુલ્લું કહી દેવાથી એક તો પોતાનું મન વશ રહે, ચડી બેસે નહીં, ડરતું રહે. બીજું, આવું કહેવાથી સામો આપણા માટે સારી ભાવના કરે એટલે પરમાણુ ઊડી જાય ને એથી પોતે હલકો થઈ જાય.

**• સામાને રાજી કરવાની વૃત્તિ**

ખોટ આવી હોય તો સામાન્ય રીતે બધાને ચોખ્ખું કહી દે, પણ છતાં એ કહેવામાં પાછું વિવેક જાળવે. કોઈ લાગણીવાળો આવ્યો હોય તો એને 'ઓછી ખોટ આવી છે' એવું કહીને એના દુઃખને દૂર કરે ને સ્પર્ધાવાળાને 'વધારે ખોટ આવી છે' એવું કહીને આનંદ કરાવે. ગમે તે રસ્તે જૂઠું બોલીને પણ સામાને ખુશ કરે. પાછો એ સ્પર્ધાવાળો વધારે પડતું ચીકણું કરવા જાય તો પાછું તીસરું જ બોલે કે 'ઘણો બધો નફો હતો, એમાંથી થોડીક જ ખોટ ગઈ છે', તે પાછા સામાને ટાઢો પાડી દે. આમ બેલેન્સપૂર્વક આખો વ્યવહાર ઉકેલે.

આવી ધંધામાં આવેલી મુશ્કેલીઓની વાત દાદાશ્રી ઘરમાં હીરાબાને ક્યારેય ન કરતા. હીરાબાને બહારથી ખબર પડે અને પૂછે તો પણ પોતે એમને દુઃખ ના થાય એ માટે 'આપણે તો વધારે કમાયા છીએ' એવું ખોટું બોલીને પણ વાતને વાળી લેતા. જ્ઞાન પહેલા આવેલી આવી ફિકરોની તો તેઓ ફાકી કરીને ફાકી ગયેલા, ત્યારે જ આવું જ્ઞાન પ્રગટ થાય ને !

## [૮] ધંધામાં ખોટ વખતે દાદાની સમજણ

**• ખોટ અને ચિંતા સમયે ઉકેલ**

ખોટ આવે ત્યારે અંદર ખૂબ વિચારો આવે, ચિંતા થાય, દુઃખ થાય એવી બધી પરિસ્થિતિઓમાંથી દાદાશ્રી પોતે પણ પસાર થયા છે. એ પોતે અદ્ભુત સમજણ અને બોધકળાઓ દ્વારા એમાંથી કાયમ માટે બહાર નીકળી શક્યા અને એ જ પ્રેક્ટિકલ ચાવીઓ આપણને સહુને આપી શક્યા.

એકવાર ખોટ વખતે મહીં ચિંતા થઈ, અસર થઈ ગઈ. પછી તરત

જ અંદરથી ઉકેલ મળ્યો કે 'ધંધામાં જે પૈસા મળે છે, એ જે ભોગવે છે, તે બધા પાર્ટનર જ કહેવાય. ભાગીદાર, એમના વાઈફ, ભાગીદારના છોકરાંઓ-છોડીઓ, હીરાબા બધાય પાર્ટનર છે. એ તો કોઈ ચિંતા કરતા નથી, તો હું એકલો અક્કલ વગરનો છું કે માથે ભાર લઈને ફરું છું. માટે ચિંતા કરવી હોય તો મારા ભાગ જેટલી કરવાનો અધિકાર ખરો પણ બીજાની ચિંતા કરવાનો નહીં.' તે વિચારે જ પછી ચિંતા કરવામાંથી બચાવેલા.

ચિંતાની પાછળ પાછું પોતાનું કમઅક્કલપણું પણ દેખાયું અને સમજાયું કે આપણે તો ફરજ બજાવવાની છે, ચિંતા કરવાની નથી. જે વિચારો ચિંતામાં પરિણામ પામે, એ એબોવ નૉર્મલ વિચારો છે. એ પારાશીશીના આધારે ચિંતામાં પરિણામ પામતા વિચારો બંધ કર્યા.

વગર વિચારે ખોટ આવે છે તો વગર વિચારે નફોય આવશે. આ ખોટ આવે છે તે કમાયા તેમાંથી જાય છે કે ઘરેથી કશું લઈને આવ્યા હતા તેમાંથી જાય છે, એવી ગણતરીથી બીજાને પણ પૈસાની હાયવોયમાંથી છોડાવ્યા.

સંજોગોની લિંક જો નેગેટિવ ભેગી થયા કરતી હોય તો ત્યાં વધારે જોર કરવા જઈએ તો વધારે ખોટ ભેગી થાય. એના કરતા આવા સમયે થોડો ટાઈમ ધીરજપૂર્વક કાઢવો અને ધર્મનું, આત્માનું કરી લઈને ખરાબ વખત સારામાં ઘાલી દેવો.

**• મનને છેતરીને આનંદમાં રહેવા માટેની ચાવી**

મનની સાયકૉલોજી સમજીને મન કૂદાકૂદ ના કરે, પજવે નહીં, એવો ઉકેલ કેવી રીતે લાવવો એ ખોળી કાઢ્યું. એ જ રીત બધાને શિખવાડતા હતા કે ઓછા નફાની ધારણા કરવાની, જેથી ઓછો નફો મળે તો પણ આનંદ રહેશે અને વધારે નફો ધાર્યો હોય તો પછી એનાથી ઓછો નફો મળે તો નફામાં પણ ખોટ લાગશે.

એવી જ રીતે ખોટ આવે તો અનામત ખાતે પૈસા જમે કરી, એમાંથી ખોટ બાદ કરે. એટલે સરવાળે તો પૈસા સિલક છે, એમ કરી મનને સમાધાનમાં રાખે. દુઃખમુક્ત રહેવાની કેવી કળા !

**• ખોટની આશા, જગથી અલગ જ વિચારધારા**

જગત આંધળું છે, કારણ કે પોતાની બુદ્ધિથી નથી ચાલતું પણ લોકોની બુદ્ધિથી ચાલે છે. એવું જાણી પોતે લોક જે રસ્તે ચાલે તેનાથી ઊલટા રસ્તે ચાલે. એટલે જ્યાં લોકો નફાની આશા રાખે ત્યાં પોતે ખોટની આશા રાખે. એની પાછળ પોતે સમજીને બેઠા હતા કે ખોટના ઉપાસકને કોઈ દહાડો ખોટ ના આવે. અથવા તો લમણે લખાયેલું જ છે, તો પછી હિંમત શા માટે ના રાખીએ ? એટલે એવા એડજસ્ટમેન્ટ લે કે કાયમ આનંદમાં રહેવાય.

**• અનુભવપૂર્વકની વાણીથી લોકોને ખુલાસા**

કેટલાય અવતારથી અને આ અવતારમાં પણ દરેક વસ્તુ ઑન ટ્રાયલ (પ્રયોગ રૂપે) લઈને અનુભવ લેતા લેતા આગળ ચાલેલા. એ જ આ બધી અનુભવપૂર્વકની વાણી છે. આથી વ્યવહારના ખુલાસા થાય ને માણસ ગૂંચવાડામાંથી બહાર નીકળી આનંદમાં રહી શકે.

**• અનુભવના તારણો સોનેરી સૂત્રો રૂપે**

* ‘કુદરતે બે જણને ગુનેગાર ગણ્યા; કાં તો જે ધંધાની પરેશાનીમાં (ચિંતામાં) રહે છે, તેને ગુનેગાર ગણ્યો અને જે ધંધામાં બહુ હિસાબી છે, તેનેય ગુનેગાર ગણ્યો.’

* ‘આ’ (દેહ) જ એવી મૂડી છે કે ક્યારે જતી રહે તેનું ઠેકાણું નહીં ! તમારી ‘પોતાની’ (આત્માની) મૂડી એક એવી છે કે જે કોઈ લઈ ન શકે.

* ‘પૈસા માટેનો વિચાર કરે એના જેવો ફૂલિશ (મૂર્ખ) જ કોઈ નથી. એ તો તારા લમણે લખેલા છે, બળ્યા !’

* ‘આજે ખોટ આવે તેની ચિંતા નહીં કરવાની. ચિંતા ક્યારે કરવાની ? વર્ષ દહાડા પછી એ સરવૈયામાં આવે, તે દહાડે જરાક ચિંતા કરજે.’

* ‘ચિંતા કરવાની જગ્યાએ નિશ્ચિંત રહી શકે એનું નામ વિજ્ઞાન કહેવાય !’

* 'આ ધંધો એ તો બાય પ્રોડક્ટ છે, ધંધો એ કંઈ મુખ્ય વસ્તુ નથી.'

* ''ધંધામાં ખોટ જાય તો કહીએ કે 'ધંધાને ખોટ ગઈ.' કારણ કે આપણે નફા-ખોટના માલિક નથી, માટે ખોટ આપણે શા માટે માથે લઈએ ?''

* 'ચિંતા, નફો-નુકસાન એ બધું કારખાનાનું હોય છે, આપણું નહીં. આપણે માથે નહીં. આપણે તો આ ફરજ બજાવવાના અધિકારી.'

* 'નફો ખોળનાર કાયમ ચિંતામાં જ હોય અને ખોટ ખોળનારને કોઈ દહાડો ચિંતા ના આવે, તેની અમે ગેરેન્ટી આપીએ છીએ.'

## [૯] દાદાની ધંધો કરવાની ટેકનિક

### • જ્ઞાનીની ટેકનિક સેફ સાઈડ માટે

દાદાશ્રીની બિઝનેસ કરવાની ટ્રિક કે કળા એવી હતી કે ધારો કે સ્ટીમરને દરિયામાં તરતી મૂકવાની હોય (ધંધો શરૂ કરવાનો હોય) તો લોકવ્યવહાર બધો જ કરે, પૂજા-વિધિઓ ને બધું કરાવે અને બહારનો વ્યવહાર પૂરો થયા બાદ સ્ટીમરના (ધંધાના) કાનમાં ફૂંક મારે (કહે) કે 'તારે જ્યારે ડૂબવું હોય ત્યારે ડૂબજે, મારી ઈચ્છા નથી.'

'તારે જ્યારે ડૂબવું હોય ત્યારે ડૂબજે' શા માટે બોલે ? તો કહે, ખોટ આવે તો તૈયારી રહે, ભડકાટ ન રહે. પહેલેથી જ કાણ માગી લે, તો પછી કાણ આવે નહીં. મનનો સ્વભાવ ઓળખે કે એનું ધાર્યું નહીં થાય તો નિરાશ થઈ જાય. એટલે એની પાસે જ પહેલા નક્કી કરાવીને કહે કે 'ડૂબવું હોય તો ડૂબજે.' તે પછી ડૂબે તો ડિસ્કરેજ ન થઈ જાય. આવી રીતે જ્ઞાની કળા બતાડે કે કેવી રીતે લાચારીમાંથી છૂટવું, કારણ કે કર્મ છોડવાનું જ નથી, તેથી પહેલેથી જ ખોટ માટે તૈયારી કરાવે. પછી ખોટ આવે તોય સ્વીકાર થશે ને નફો આવ્યો તો તો આનંદ જ છે ને !

સાથે સાથે આ બહુ જરૂરી વાક્ય બોલે કે 'મારી ઈચ્છા નથી.' એ ના બોલે તો એકપક્ષી થઈ જાય અને તિરસ્કાર ઉત્પન્ન થાય. બહુ મોટી જોખમદારી આવે અને નિસ્પૃહ થયા કહેવાય. એટલે ના ડૂબવાની હોય તોય દેવો ડૂબાડી દે. આવું બોલેલા હોય અને પછી ડૂબે તો એને

ડૂબાડનારા કારણો ઉપર જવાબદારી આવે અને આપણી જવાબદારી છૂટી જાય. આપણા જ ભાવની બધી અસર પડે. એટલે 'તારે ડૂબવું હોય તો ડૂબજે', એની સાથે 'અમારી ઈચ્છા નથી' તે ખાસ બોલે.

એ જ કળા નોકરિયાત, ખેડૂતો, બધાને શિખવાડતા. નોકરીવાળાએ નોકરીને કહેવું કે 'તું મને ભેગી થઈ છું, એનો મને બહુ આનંદ થયો છે. પણ તારે જ્યારે જવું હોય ત્યારે જજે અને રહેવું હોય તો રહેજે. મારી ઈચ્છા નથી કે તું જઉ.' એવી જ રીતે ખેડૂતે ઢોરની ખરીદી વખતે કહેવું કે 'તારે જ્યારે સ્વધામ જવું હોય તો જજે પણ અમારી ઈચ્છા નથી કે તું મરે.'

દાદાશ્રી કહેતા કે કામ કર્યા જવું પરંતુ 'કામ આવું જ થવું જોઈએ' એવું ધારવું નહીં. ધારવું હોય તો આવી રીતે ધારવું. દાદાશ્રી પોતે તો પોતાના દેહનેય એવું કહેતા કે 'તારે જ્યારે છૂટવું હોય ત્યારે છૂટી જજે, મારી ઈચ્છા નથી.' આવું બોલવાથી નિર્વિકલ્પ થવાય, એવી એમની શોધખોળ ! આવી બધી જબરજસ્ત જ્ઞાનકળા અને બુદ્ધિકળાના આધારે જિંદગીમાં એવી રીતે જીવ્યા છે કે પસ્તાવો કરવાનો વખત નહીં આવેલો.

## [૧૦] લક્ષ્મીજી સાથે વાતચીત

**• વ્યવહાર શિખવાડે લક્ષ્મીજી સાથેનો**

લોક લક્ષ્મીને આંતર આંતર કરે છે (રોકી રાખે છે), ત્યાં દાદાશ્રીના દુનિયા કરતા જુદા જ કાયદા કે લક્ષ્મીને ક્યારેય અંતરાય નહીં. લક્ષ્મીજી દેવી છે, આખી દુનિયાના વ્યવહારનું 'નાક' છે, તેથી આંતરવા પણ નહીં ને તિરસ્કાર પણ ના કરવો. એને આંતરવાથી અથવા બોલાવ બોલાવ કરવાથી માર પડે. બધું રીતસરનું, કાયદેસરનું સારું.

લક્ષ્મીજીનો વિનય કરવાનો કે 'હે લક્ષ્મી દેવી ! તમને જ્યારે અનુકૂળ હોય ત્યારે મારે ઘેર આવજો અને જ્યારે અનુકૂળ હોય ત્યારે જજો, પણ આ ઘેર આવજો.' આવી વિનંતી કરી છૂટવાની અને રાગ નહીં રાખવાનો. જતી વખતે નીકળવા ના દઈએ એ રાગ કહેવાય.

આવી રીતે દાદાશ્રી કાયમ લક્ષ્મીજી સાથે વાતચીત કરતા કે 'મામાની પોળ ને છઠ્ઠું ઘર, જ્યારે અનુકૂળ આવે ત્યારે પધારજો. ઘર તમારું છે.' અને લક્ષ્મીજી જવાની તૈયારી કરતા હોય ત્યારે વળી પાછા

કહે કે 'તમે જાવ છો તો મને દુઃખ થશે એવું મનમાં ના રાખશો. અત્યારે ભલે જાવ પણ જેમ બને તેમ વહેલી તકે પાછા આવજો. આ ઘર તમારું છે.' આમ વિનયપૂર્વકનો અદ્‌ભુત વ્યવહાર લક્ષ્મીજી સાથે રાખતા.

**• લક્ષ્મીજી મહાત્માઓ પર ખુશ**

લક્ષ્મીજી દાદાના મહાત્માઓ પર ખુશ રહે ! લક્ષ્મીજી કહે કે 'અમે દાદાના મહાત્માઓને ત્યાં જવાના, કેમ કે મહાત્માઓ અમે જઈએ ત્યારે સ્વાગત કરે છે અને નીકળીએ ત્યારે ફૂલહાર પહેરાવી વિદાય આપે છે. જે લોકો અમને આંતર્યા કરે છે, તેનાથી અમે કંટાળ્યા છીએ. એટલે એમને ત્યાં નહીં જવાના.'

**• સસ્પૃહી-નિસ્પૃહી થયે મોક્ષ**

ભગત ઘેલા હોય. તે જ્યાં ઘેલછા ત્યાં લક્ષ્મીજી દૂર રહે. એટલે ભગતને લક્ષ્મીજી પ્રતિકૂળ હોય, જ્યારે જ્ઞાની વ્યવહારમાં ચોક્કસ, તેથી લક્ષ્મીજી જ્ઞાનીને અનુકૂળ હોય.

એકલા નિસ્પૃહ થઈને લક્ષ્મીના તિરસ્કાર-તરછોડથી કેટલાય અવતારના અંતરાય પડે અને પછીના ભવમાં લક્ષ્મી જોવા પણ ના મળે. એટલે લક્ષ્મીની જરૂર ના હોય તો વાંધો નહીં પણ તરછોડ ના મારશો. લક્ષ્મીનો ત્યાગ નથી કરવાનો પણ અજ્ઞાનતાનો ત્યાગ કરવાનો છે.

લક્ષ્મીને માટે નિસ્પૃહ ભાવ કોનાથી કરી શકાય, કે જેને આત્મા ઉપર સ્પૃહા હોય. પણ આત્મા પ્રાપ્ત થયા સિવાય આત્માની સ્પૃહા શી રીતે થાય ? એકાંતે સસ્પૃહ અને એકાંતે નિસ્પૃહ બન્ને ખાડા છે. સસ્પૃહી-નિસ્પૃહી થયે મોક્ષ છે. સંસારી ભાવોમાં નિસ્પૃહ અને આત્મભાવમાં સસ્પૃહ.

# [૧૧] અન્યાય સામે...

## [૧૧.૧] ગોવિંદરામજી સાથેનો પ્રસંગ

**• જ્ઞાન પહેલા અન્યાય સામે ક્ષત્રિય અહંકાર**

૧૯૩૭માં દાદાશ્રીને નવસારી જિલ્લામાં મહુવા-અનાવલ રોડના કામનો એક કોન્ટ્રાક્ટ મળેલો, જેમાં કરચેલિયા કરીને ગામમાં બ્રિજનું કામ ચાલતું'તું. ત્યાં એક ગોવિંદરામજી કરીને માથાભારે મારવાડી જૈન

હતા. તેમણે દાદાશ્રીનું ખૂન કરાવવાની તૈયારી કરેલી. એમાં બનેલું એવું કે એ ગોવિંદરામજીએ દાદાશ્રી પાસે દસ થેલી સિમેન્ટ દાદાગીરી કરીને માગેલો. એમને તો આવું કોઈ દબડાવે તો ક્ષત્રિય લોહી તરત જ ગરમ થઈ જાય. એ જ વસ્તુ વિનયથી, પ્રેમથી અથવા તો વ્યવહારના કાયદાથી માગે તો બધું આપી દે, પણ આવી દાદાગીરીને ના ગાંઠે. તેથી પેલા શેઠ વધારે સામા થયા કે 'તમને હું જોઈ લઈશ' અને નહીં આપો તો અમે જાતે લઈ જઈશું. તોય તેઓશ્રી એ ધમકીથી જરાય ડર્યા નહીં. કારણ કે એમને પોતાની પ્યોરિટી ઉપર એટલી બધી ખાતરી કે ભગવાન પણ આવો અન્યાય કરે તોય નહીં ચલાવી લઉ, પછી ભલે મરવાનું થાય, માર ખાવાનો થાય કે લોહી નીકળે. એમના ભાગીદાર તો ડરી ગયેલા કે 'ખૂન કરશે', પણ દાદાશ્રી તો ક્ષત્રિય બીજ, તેથી જરાય ગભરાયા નહોતા. એ જ રાત્રે ગોવિંદરામજીએ બસ્સો માણસને તીરકામઠા લઈ એમને મારવા, એમનું ખૂન કરવા માટે મોકલ્યા.

### • શીલવાનપણું

બસ્સો માણસ મારવા આવ્યા, પરંતુ પોતે શીલવાન પુરુષ, તે દાદાશ્રીને તો કોઈનોય ડર નહીં. પોલીસ કે કોઈની મદદની જરૂર જ નહીં, એકલા જ કાફી. તે સામે એકલા જ ગયા અને વળી પાછું સંજોગ જોઈને એવું ના કહ્યું, કે 'આવી જાવ' પણ કહ્યું, કે 'આ અંબેલાલને મારવા જેવા જ છે, મારો.' પણ એમની પર્સનાલિટી જોઈ બધા ડરી ગયા. દાદાશ્રીને ત્યાં જ એમાંથી ઘણા મજૂરી કરવા આવતા હતા ત્યારે એમનો પ્રેમવાળો, લાગણીવાળો વ્યવહાર હતો. એટલે એમનું હ્રદય જ ના પાડવા માંડ્યું કે આમને કંઈ મારવા-કરવાની જરૂર નથી. અને એમના હ્રદય પરિવર્તન થઈ ગયા.

### • જબરી કરામત

પછી દાદાશ્રીએ તો ગોવિંદરામજીને પાઠ ભણાવવા માટે જબરી કળા કરી. બધા મારવા આવેલા માણસોને થોડીવાર બેસાડ્યા. ત્યાર બાદ તાડીના ઘડા મંગાવડાવીને બધાને બેસુમાર તાડી પિવડાવી અને આખી રાત નાચ નચાવડાવ્યા. પછી ગોવિંદરામજીને ખબર મોકલાવી કે 'આ નાચ જોવા આવો.' આ સાંભળીને ગોવિંદરામજી તો સમસમી ગયા.

પચ્ચીસ રૂપિયાની સિમેન્ટની થેલીઓ એ દબડાવીને માગતો હતો, એ થેલીઓ ન આપી પણ પચાસ રૂપિયાનો ખર્ચો કરીને તાડી પાઈ, કેમ ? તો કહે, પેલો ગોવિંદરામ શેઠ ખો ભૂલી જાય કે 'આ અંબાલાલનું નામ ન લેવાય.' તે તાડી પિવડાવીને ઉપરથી બદામનો શીરો ખવડાવ્યો કે જેથી ફરી ગોવિંદરામજી મારવાનું કહે તોય એ માણસો ના આવે. બીજે દહાડે તો એ માણસો ગોવિંદરામજીને કહેવા માંડ્યા કે 'આ દાદા તો ભગવાન જેવા માણસ છે, આપણાથી કેમ મરાય ?'

વળી પાછું એ જ શેઠે વિનંતીથી પછી સિમેન્ટની થેલીઓ માંગી તો પાછળથી આપેલી પણ ખરી અને એમની જોડે સારો સંબંધ પણ રહેલો.

**• મોતનો પણ ડર નહીં**

બસ્સો લોકો તીરકામઠા સાથે મારવા આવ્યા છતાં ક્યાંય મોતનો ડર જ નહોતો, કારણ કે એમને એવું અંદર દૃઢ હતું કે...

* એક ફેરો તો મરવાનું જ છે ને, તો સો વખત શા માટે ડરવું ?

* મોત તો લમણે લખેલું હોય ત્યારે જ આવે.

* ૩૪૫ ડિગ્રી સાથે જ જન્મ્યા હતા, એટલે 'હું અમર છું, મરવાનો નથી' એવી જાણે અંદરની ગાઢ માન્યતા પહેલેથી જ હતી.

**• હિંસા કરી શકે તે જ અહિંસા પાળી શકે**

જ્ઞાન પહેલા તો દાદાશ્રી પટેલ 'હું' છું, ક્ષત્રિય 'હું' છું એવું જાણતા'તા, એ અહંકારના કારણે લોહી તપેલું રહેતું. જ્ઞાન પહેલા ચારિત્ર ખૂબ જ ઊંચું પણ અહંકાર ગાંડો. જ્ઞાન થયા પછી તો આ નહોય 'હું' એ જાણી ગયા અને બધો અહંકાર ખલાસ થઈ ગયો. એટલે પછી કોઈ ગાળો ભાંડે, કોઈ માર મારે તોય અક્ષરેય બોલે નહીં અને સંપૂર્ણ અહિંસક દશામાં આવી ગયા. દાદાશ્રી કહેતા કે જે હિંસા કરી શકે તે જ ખરી અહિંસા પાળી શકે.

## [૧૧.૨] આખું ગામ મારવા આવ્યું...

**• સાચો ન્યાયી પુરુષ**

જ્ઞાન પહેલા બીજો પણ એક એવો જ પ્રસંગ બનેલો. જેમાં નર્મદા

નદીના કાંઠે એક નાના ગામમાં સ્કૂલ બાંધવાના કોન્ટ્રાક્ટનું કામ ચાલુ હતું. એ કામ પર એ ગામનો એક માછી હતો, જે બરોબર કામ નહોતો કરતો. તે દાદાશ્રીના માણસોએ એને માર્યો હશે. આથી ગામ આખું એના તરફી થઈને સામે થયેલું કે 'આ કોન્ટ્રાક્ટર શું સમજે છે, ગામના મજૂરને મારે છે ?' તે ધારિયા ને લાકડીઓ લઈને સો માણસો મારવા આવેલા.

પોતે કોઈથી ડરે નહીં એવા ચોખ્ખા ન્યાયી પુરુષ ! તે એકલા ઘરની બહાર નીકળ્યા ને ત્રાડ પાડી કે 'આ કોણ મારનારી છે ? છોડીઓ છે ? જે મારવું હોય એ મારો, હું તૈયાર છું.' પણ પૂર્વના પુણ્યના પ્રતાપથી સામેના હથિયારધારી માણસો ધ્રૂજી ગયા અને એમની હાજરીથી જ ટાઢા પડી ગયા. એમનો શિવયોગ જોઈને સામે કશું ના કરી શક્યા.

આવું લડવા પાછળ પોતાનો કશો સ્વાર્થ ના હોય, ફક્ત સામેનાના હિત ખાતર લડે.

દાદાશ્રીની શૂરવીરતા એવી હતી કે લોકો એવું કહેતા કે 'ઝવેરબાના પેટે બે દીકરાઓ સિંહ જેવા પાક્યા છે !' જ્ઞાન પહેલા જો ત્રાડ પાડે તો બધું રાગે પાડી દે. પણ જ્ઞાન પછી એ બધું જતું રહ્યું.

પોતાનો પૂર્વ ઈતિહાસ બતાવતા કહે છે કે, આવું કોઈને ગાંઠે નહીં, ગભરાય નહીં એવો અહંકાર કેમ, ત્યારે કહે, પૂર્વે રાજાપદ આવ્યું હોય ને છોડવું પડ્યું હોય, તેના આ સંસ્કાર રહી ગયેલા.

અપવાદી પુરુષ હતા એટલે જ્ઞાન પણ અપવાદી થયું !

## [૧૧.૩] કમુમિયાં સાથેનો પ્રસંગ

### • નમતું પણ રોફથી જોખે

બોરસદમાં કમુમિયાં કરીને એક મુસલમાન હતા, જે આખા જિલ્લામાં 'માથાભારે' તરીકે પ્રખ્યાત હતા. સરકારમાં પણ ઠેઠ સુધી એની લાગવગ હતી. બોરસદમાં દાદાશ્રીનું કોન્ટ્રાક્ટનું કામ ચાલતું'તું, ત્યાં એ કમુમિયાં સાથે પનારો પડેલો. એમણે દાદાગીરીથી સિમેન્ટની થેલીઓ માગેલી. હવે એની સરકારમાં લાગવગ એટલી બધી હતી કે દાદાશ્રીએ નમતું જોખવું પડે એમ હતું, પણ ત્યાંય પોતે રોફભેર નમતું મૂકેલું.

પોતે એ મિયાંને મળવા ગયા, ચા-પાણી કર્યા અને કહ્યું કે 'તું બોરસદનો મિયાં છું તો હું પણ ભાદરણનો મિયાં છું', એમ તેમ વાતચીત કરીને પૈસા અથવા સિમેન્ટની થેલીઓ પાછી આપવાની શરતે દાદાશ્રીએ એને સિમેન્ટ આપ્યો. આમ અન્યાય સામે કોઈવાર સંજોગ જોઈને નમતું મૂકે પણ તોય પોતાનો રોફ રહે એવી રીતે એડજસ્ટમેન્ટ કરે. કોઈને એક પૈસોય ના આપે એવા કમુમિયાંએ આ સિમેન્ટ બદલ દાદાશ્રીને હિસાબ કરતા વધારે પૈસાનો ચેક લખી આપેલો.

### • ગજબનો આત્મવિશ્વાસ

એ કમુમિયાં કોઈ ગરીબને દબડાવતા હોય, ખોટી રીતે પૈસા લેતા હોય, તો ત્યાંય દાદાશ્રી સામા થયેલા. પછી ભલેને ફોજદારની સામે થવું પડે કે ગમે એટલા પોલીસ કેસ થાય પણ એમનો આત્મવિશ્વાસ જ એટલો બધો કે જરાય ડગે નહીં. એથી બોરસદના એ કામના અરસામાં કમુમિયાંએ એમને હેરાન કરવા માટે સત્તર-સત્તર ફોજદારી કેસ કરેલા, પણ પ્યોરિટીના આધારે અંતે એ બધા કેસોમાંથી તેઓશ્રી છૂટી ગયેલા.

## [૧૧.૪] સામાનો રોગ કાઢવા વાપર્યા કડક શબ્દો

### • દાદાશ્રીનો તાપ, જ્ઞાન પછી પણ ડિસ્ચાર્જ માલ નીકળ્યો

દાદાશ્રી પોતે યોગી પુરુષ જેવા, એટલે એમની વાણીનો સામાને તાપ બહુ લાગે, સહન ન થાય. એટલે કામ પર પોતે સાચવી સાચવીને બોલતા હતા, નહીં તો જોશથી બોલે તો સામાનો પ્રાણ નીકળી જાય. પરંતુ જ્ઞાન પછી પણ એકવાર એવું જોશથી બોલવાનો પ્રસંગ બનેલો.

દાદાશ્રીની કંપનીને ૧૯૭૧-૭૨માં નોસિલ કંપનીનો એક જેટીનો પ્રોજેક્ટ મળ્યો હતો. એમાં વચ્ચે કામનું મેનેજમેન્ટ કરનારી બીજી એક હમ્ફ્રી એન્ડ ગ્લાસગો કરીને કંપની હતી. એ કંપનીના એક શીખ મેનેજર હતા. તેણે ચાલીસ-પિસ્તાલીસ હજારનું કામ કરાવ્યું ને પછી એ પૈસા આપવાના થયા ત્યારે એમના ભાગીદાર સામે ફરી ગયા. તે દાદાશ્રીથી સહન ના થયું, તે સ્લેબ ઊંચો-નીચો થઈ જાય એવી એમની કડક વાણી નીકળી. એમાંય પાછું એમને અંદર એવું કે અમારી સાથે તું ખોટું કરીશ તો તને કેટલી બધી હાય લાગશે ! તે તેઓ એટલું કડક બોલ્યા, તે પેલાને સહન ના

થયું ને એટલો બધો તાપ લાગ્યો કે જાણે એના પ્રાણ નીકળી જાય એવું થયું. પણ દાદાશ્રીએ રક્ષણની વિધિ મૂકી'તી, એટલે એને કશું થયું નહીં.

પછી તો એ શીખ આખા પાછા ફરી ગયા અને દાદાશ્રીને બોલાવીને ચા-પાણી પાઈને બધા પૈસા આપી દીધા. તે ૧૯૭૨ સુધી આવી ત્રીજી આંખ કો'ક ફેરો દેખાડેલી. દાદાશ્રી કહે છે કે ખરેખર તો અમને જ્ઞાનીને આવું શોભે નહીં. પણ પછી તો ઘી સંપૂર્ણ ચોખ્ખું થઈ ગયું, કોઈ બગદો રહ્યો નહીં.

### • કડક બોલવા પાછળ

ધંધામાં ક્યાંક બીજે કોઈવાર કડક બોલવાનું નાટક કરવું પડે, તો એટલી બધી રક્ષણની વિધિ કરતા કે સામાના બધા પાપો બળી જાય ને એને દુઃખ ન થાય. કડક બોલીને સામેનાનો રોગ કાઢે અને ખોટું કરતો અટકાવે. કારણ કે વીતરાગની સામે જે ખોટું કરે તેનું સો ગણું થઈને એને વાગે, એટલે એનું અહિત ના થાય એ જ હેતુ એમનો હોય.

દાદાશ્રી શિખવાડે કે નોબિલિટીની નૉર્માલિટી રાખજો અને જો કોઈ દુરુપયોગ કરે તો અટકાવવું એ કોઈ ગુનો નથી. આપણી ઢીલાશને લઈને એ અવળે રસ્તે ચાલે તો એને અનુમોદના આપી કહેવાય.

### • જ્ઞાન પહેલા અને પછી...

દાદાશ્રીનો મંગળદાસ, જ્ઞાન પહેલાનો અને જ્ઞાન પછી થોડા વર્ષો સુધી એવો ને એવો રહ્યો; અન્યાય સહન ન કરે, સ્માર્ટનેસથી ઉકેલ લાવે, ગભરાય નહીં, સામાની પ્રકૃતિ જોઈને રસ્તો કરે, સામાનું અહિત ન થવા દે. અને જ્ઞાન થયા પછી તો મહીં વીતરાગતા હોય, સામાના માટે વિધિ હોય, કરુણા હોય, સામાને દોષમાંથી કાઢે. આમ એક્ઝેક્ટલી એક આંખમાં સૂર્યનો પ્રતાપ અને બીજી આંખમાં ચંદ્રની શીતળતા જોવા મળે !

### • વાચક માટે ખાસ નોંધ

દાદાશ્રીના પ્રસંગને જોઈને એકાંગી પકડીને 'દાદા આવું કરતા હતા તો હું પણ કરું' એવું ખાસ કરવા જેવું નહીં. દાદાશ્રી તો ઝેર પી પણ શકે ને પચાવી પણ શકે. દાદાશ્રી જેવું જ કરવું હોય તો પહેલા તપાસ કરવી કે મહીં એમના જેવા બીજા બધા ગુણો છે ? એમને કશું જોઈતું જ નહોતું, જૂજ મોહ-લોભ હતા. ફક્ત એમને રૉયલ અહંકાર હતો અને

આપણને તો હજુ બધું બહુ જોઈએ છે. એટલે ફાવતું અર્થઘટન કરીને દુરુપયોગ ન કરવો.

# [૧૨] પોલીસ સાથે પ્રસંગો

## [૧૨.૧] પોલીસવાળો બારણું વાસી આપશે

**• લાચારી નહીં**

આખી જિંદગીમાં દાદાશ્રીએ કોઈ જગ્યાએ લાચારી નહીં બતાવેલી. જેલમાં જવું પડે એવો સંજોગ હોય તો પણ ખુમારી સાથે જ વર્તેલા.

એવો એક પ્રસંગ બનેલો કે જેમાં કોન્ટ્રાક્ટના કામ પર એક કારીગર દાદાશ્રી પાસેથી એડવાન્સ પૈસા લઈ ગયેલો અને પછી બે દહાડા સુધી કામ પર નહીં આવેલો. પછી એના હથિયાર સાઈટ પર પડી રહેલા, તે લેવા માટે આવ્યો. ત્યારે એમણે એ હથિયાર આપવાની ના કહી કે પૈસા પાછા આપીને પછી તું લઈ જા. એ કારીગરનો ઓળખાણવાળો કોઈ પોલીસ ઈન્સ્પેક્ટર હશે, તે એની સાથે વાત કરીને તેણે દાદાશ્રી પર હથિયારની ચોરીનો આરોપ મૂક્યો. એ પોલીસવાળા વૉરન્ટ લઈને આવ્યા કે તમે આ માલ ચોરી લીધો છે. તે એમણે તો બધું ભોળા ભાવે જેમ છે તેમ કહી દીધું ને માલ પણ દેખાડી દીધો. એટલે પોલીસવાળાને તો પુરાવો જડી ગયો. એટલે કહ્યું કે આ મોટો ગુનો છે ને તમારે પોલીસ સ્ટેશન પર આવવું પડશે. તે એમને ત્યાં બોલાવ્યા.

દાદાશ્રીને મોટા કોન્ટ્રાક્ટર જાણી પોલીસની દાનત એવી કે કંઈક હજારેક રૂપિયા મળશે આમની પાસેથી. પણ એ તો જરાય ડગ્યા નહીં કે ડર્યા નહીં. એટલે પોલીસવાળાએ થોડી ધમકી આપી કે 'જેલમાં ઘાલી દઈશ', તોય ડર્યા નહીં અને ઊલટાનું એને કહે, કે 'ઘેર હોત તો મારે બારણાં વાસવા પડત, અહીં તો તમારા પોલીસવાળા વાસી આપશે. એટલી ઓછી ઉપાધિ !' પોલીસવાળાએ બે-ત્રણ અલગ અલગ રીતથી એમને ડરાવીને પૈસા પડાવવાની ટ્રાય કરી પણ એમણે તો જરાય દાદ ના આપી. દાદાશ્રીના ખુમારીવાળા જવાબો સાંભળીને અંતે પોલીસવાળાને થયું કે આ તો કોઈ મોટા પ્રધાનની ઓળખાણવાળા લાગે છે. તેથી એમને ચા-પાણી પાઈને પોલીસની જીપમાં પાછા ઘેર મૂકી ગયા.

દાદાશ્રીની ખુમારી પણ પાછી એવી કે પોલીસવાળો ડરાવે તો એક પણ રૂપિયો ન આપે અને પ્રેમથી જો માગે તો બધું આપે. જેને જગત જ જેલ લાગતી હોય, પછી આ પોલીસની જેલથી ક્યાંથી ભય પામે ! એમને તો આ પોલીસની જેલ કરતા સંસારની જેલ વધારે વસમી લાગે. જેને બંધનમાંથી છૂટવું છે, એને તો આ બધું જેલ જ છે ને !

આ બધી જે લોકોને 'આફતબાજી' લાગે, તેને પોતે 'આતશબાજી' માનીને વીતરાગ રહી બહાર નીકળેલા.

## [૧૨.૨] ધરમ કરતા પડી ધાડ

### • અજાણ્યાને પણ આંખમાં વીતરાગપણું જડે

દાદાશ્રીનો સ્વભાવ વિશ્વાસુ ને હેલ્પફુલ, તે હેલ્પ કરવા જતા એક જગ્યાએ કાયદાના ગુનામાં ફસાયા. એમનું વિટકો એન્જિનિયરિંગ કરીને વડોદરામાં કારખાનું હતું. તે એમના ગામના એક માણસે કંટ્રોલમાંથી (સરકારી જથ્થામાંથી) લીધેલા પતરા એ કારખાનામાં થોડો સમય મૂકવા માટે પૂછાવ્યું, તો એમણે 'હા' પાડી. અમુક સમય બાદ સરકારે એ કંટ્રોલના પતરા હોવાના કારણે જપ્તીમાં લઈ લીધા. પછી જે લોકો પતરા મૂકી ગયા હતા તે પાછા લેવા માટે આવ્યા અને કહ્યું કે અમે સરકારને પરમિટ દેખાડી આવ્યા, હવે અમને માલ લેવા દ્યો. તે એમના ભાગીદારે તો માલ લેવા દીધો. એ પછી સરકારના માણસો તપાસ કરવા આવ્યા ત્યારે ખબર પડી કે આ તો પરમિટ દેખાડી નહોતી. એથી સરકારે મુખ્ય ભાગીદાર તરીકે દાદાશ્રી પર વૉરન્ટ કાઢ્યું કે આ લોકોએ માલ વેચી ખાધો છે, કાળોબજાર કર્યો છે. ખરેખર ભગવાનના કાયદામાં કોઈ ભૂલ નહોતી પણ સરકારના કાયદાના ગુનાના આધારે વૉરન્ટ નીકળ્યું.

પરંતુ દાદાશ્રીનું અણીશુદ્ધ ચારિત્ર, તે એહમદમિયાં કરીને મુસલમાન ફોજદાર હતા, તેને દાદાશ્રીને જોતાવેંત ઓળખાણ પડી ગઈ કે સામેવાળાએ આમને ખોટા ફસાવ્યા છે. એને તો દાદાશ્રી ઓલિયા પુરુષ જેવા લાગ્યા ! એમની ફસામણ જોઈને ફોજદારને પણ એટલું બધું દુઃખ થયું કે એણે જાતે જ કાયદો ખોળી કાઢીને દાદાશ્રી છૂટી જાય એવા રસ્તા કર્યા. દાદાશ્રીની આંખની વીતરાગતા જોઈને જ ફોજદારે એમને ઓળખી કાઢ્યા. દાદાશ્રી કહે કે, વિચારશીલ હોય તો અમારી આંખમાં વીતરાગપણું એને જડ્યા

વગર રહે જ નહીં. દાદાશ્રી કહે છે, મને જ્ઞાન નહોતું થયું, નહિતર આ ફોજદાર ઉપર એટલા બધા આશીર્વાદ ઊતરી જાત કે એનો બેડો પાર થઈ જાત. છતાંય એને ઘણો બધો લાભ થઈ ગયો. કારણ કે આટલી બધી ઓળખાણ પડી એટલે એનું બહુ ઊંચું ડેવલપમેન્ટ હોવું જોઈએ.

ફોજદારની મદદના સંજોગ મળ્યા પછી તો એક પછી એક સાનુકૂળ સંજોગો અને મદદ કરે એવા નિમિત્તો સામેથી મળવા લાગ્યા અને દાદાશ્રીને ક્યાંય હાજર થવું ન પડ્યું ને કોઈ પણ દંડ વગર કેસ આખો ઊડી ગયો. પોતે સાચા, તે કોઈ આંચ આવી નહીં.

**• જોઈ પોતાના જ અહંકારની ભૂલ**

આવા પ્રસંગમાં પણ દાદાશ્રીએ પોતાના અહંકારના રોફની જ ભૂલ જોઈ, જેમણે ફસાવ્યા એમની નહીં. અહંકાર કર્યો હતો કે 'અમારા કારખાનામાં મૂકો, કશો વાંધો નહીં.' અને બીજું કે 'સરકાર શું કરી નાખવાની છે ?' એનું આ ફળ આવ્યું, એવું સમજી ગયા.

આટલા ખરાબ અનુભવ પછી પણ પોતે એવી બુદ્ધિ ન વાપરે કે હવે કોઈને હેલ્પ કરવી જ નથી. એ તો પાછા હેલ્પ કરવા તૈયાર, કારણ કે પોતાના કર્મમાં હશે તે જ થવાનું છે, એવો દૃઢ વિશ્વાસ હતો. એટલે હૃદયમાર્ગી જ રહ્યા અને 'શું બને છે' તે જોયા કરતા. 'હેલ્પ કરવી જ છે' કે 'હેલ્પ નથી કરવી', બેમાંથી એક પણ ખાડામાં ના પડે.

## [૧૨.૩] અનૂબેઈલેબલ વૉરન્ટ

**• જ્ઞાન પછીય એક ક્રિમિનલ કેસ**

દાદાશ્રીને ૧૯૫૮માં જ્ઞાન થયું અને એકાદ વર્ષ પછી એવો પ્રસંગ બનેલો કે જેમાં એમની પર એક જણે ક્રિમિનલ કેસ કરેલો. એ પ્રસંગમાં બનેલું એવું કે એલિફન્ટાની જેટીનો કોન્ટ્રાક્ટ એમની કંપનીને મળેલો. ત્યાં એક સ્થાનિક કચ્છી હતો, એ બેટના રાજા જેવો હતો. તે એણેય ટેન્ડર ભરેલું પણ દાદાશ્રીનું ટેન્ડર લૉએસ્ટ (સૌથી ઓછું) હોવાના કારણે કોન્ટ્રાક્ટ એમને મળેલો. એ પેલાને ગમેલું નહીં. એને એવું હતું કે 'આ કોન્ટ્રાક્ટ તો મને જ મળશે.' એટલે એણે સાઈટ પર પથ્થર-બથ્થર તોડીને કપચી ને બધું તૈયાર રાખેલું. હવે કોન્ટ્રાક્ટ દાદાશ્રીને મળ્યો એટલે જે

કપચી હતી, તે ખરીદી લેવા માટે તેણે દાદાશ્રીને કહ્યું. તે દાદાશ્રીએ તૈયારી પણ બતાવી કે સારું, બજારભાવ અને ટ્રાન્સ્પૉર્ટેશન ખર્ચ મળીને જેટલા થાય અને એ ઉપરાંત બે-પાંચ રૂપિયા વધારે આપીને પણ અમે ખરીદી લઈશું. ત્યારે પેલાએ કહ્યું કે 'ના, સો રૂપિયાનો ભાવ આપવો પડશે.' તે પેલો વિનંતીને બદલે દાદાગીરી કરવા ગયો તો દાદાશ્રીનો ક્ષત્રિયપણાનો થોડો ડિસ્ચાર્જ અહંકાર બાકી હશે, તે દાદાશ્રી એને ગાંઠ્યા નહીં.

પેલો જે બોલ્યો કે 'આ ભાવ આપવો જ પડશે', એ શબ્દે દાદાશ્રીને વિચારતા કરી દીધા કે આવા શબ્દો ભગવાન બોલે તો ભગવાનનેય હું ના ગાંઠું, પછી ભલે બે અવતાર મોક્ષને મોડું થાય. તે એમણે પણ નમતું ના જોખ્યું અને કહ્યું કે ''વિનંતીથી કહો તો આપણે કંઈક રસ્તો કરીએ. આ 'પડશે' શબ્દ અમને ગમતો નથી.'' પણ પેલોય ના નમ્યો કે 'હું વિનંતી કરનારો નહોય.' તે પછી પેલો પણ છંછેડાયો તો એણે કીમિયો કરીને થોડા સમય પછી દાદાશ્રી, એના ભાગીદાર અને બીજા બે જણ એમ ચાર જણા પર પચ્ચીસ રૂપિયાના પથ્થરની ચોરીનો ખોટો આરોપ મૂકીને ફસાવ્યા. એવું કારસ્તાન કર્યું કે દાદાશ્રીને ઢીલા કરવા અન્‌બેઈલેબલ વૉરન્ટ કઢાવ્યું.

## • દાદાશ્રીની સ્થિરતા

દાદાશ્રીની ખ્યાતનામી સાંભળીને પોલીસ સાદા ડ્રેસમાં વૉરન્ટ લઈને આવ્યા, ત્યારે દાદાશ્રી તો સત્સંગ કરતા હતા. જ્યારે ફોજદારે દાદાશ્રીને કહ્યું, કે 'તમારા ઉપર વૉરન્ટ છે', તો એમને તો એ ઈનામ મળવા જેવું લાગ્યું. જ્ઞાન પછી એકાદ વર્ષમાં જ આ પ્રસંગ બનેલો, તે જાણે જ્ઞાન ટેસ્ટેડ થયું. વૉરન્ટને જાણે કંકોતરી જોતા હોય એમ જોયું અને અંદર જુદું જ કે 'અમારી' ઉપર વૉરન્ટ કોઈ કેવી રીતે કાઢી શકે ? અને પોતાના જ કર્મનો દોષ સમજાયો કે સામો તો આમાં નિમિત્ત છે ફક્ત.

ફોજદાર કહે, 'આ તો અન્‌બેઈલેબલ વૉરન્ટ છે', તો એમને વધારે આનંદ થયો કે આ તો ડબલ ધનભાગ્ય ! આ આપણે ભાગે આવે ક્યાંથી ! પોલીસવાળાને કહે, 'મને બાંધીને લઈ જજો, તો પાડોશીઓને થોડીવાર આનંદ તો થાય કે જો કેવો ભવાડો નીકળ્યો !' કોઈ પણ રસ્તે એમના નિમિત્તે લોકોને આનંદ થાય તો એમાં એમને આનંદ થતો.

પોતાની આબરૂ જશે, લોકો શું કહેશે, એવો કોઈ ભય જ નહીં.

કારણ કે અંદર જ્ઞાન જ એવું બતાવે કે ગુનેગાર કોણ ? ત્યારે કહે, ‘અંબાલાલ.’ અને અંદર બેઠેલા ભગવાન જરાય ફફડે નહીં. ફસાવનાર માણસેય દુશ્મન ન દેખાય પણ પૂર્વના ઋણાનુબંધમાંથી છોડાવે છે એવું લાગે, તે ઉપકારી દેખાય.

છાપામાં છપાય ને ભવાડો થવાનો હોય એવી પરિસ્થિતિમાંય નફો જુએ કે વગર પૈસે છાપામાં નામ આવશે. અંદર પાકો વિશ્વાસ કે સાચા છીએ તો કોઈ ખોટા નહીં કરી શકે. કર્મનો ઉદય હશે તો થોડો વખત ફજેતો થશે પણ પછી જેમ છે તેમ ઉઘાડું થશે.

કેસની શરૂઆતમાં મેજિસ્ટ્રેટે ગુનો કબૂલ કરી અને પચ્ચીસ રૂપિયા દંડ ભરીને કેસમાંથી મુક્ત થવાની ઑફર કરી પણ વકીલે ના પાડી કે આવું કરવાથી તો કંપની બ્લેક લિસ્ટેડ થશે. હવે તો લડવું જ પડે. માટે કેસ ચાલવા દીધો. આ આખા કેસમાં ફોજદાર, બીજા સરકારી માણસોને એમ ને એમ દાદાશ્રીની ઓળખાણ પડી ગઈ કે આમની ખાનદાની બહુ ઊંચી છે ! તે બધી જ રીતે મદદ કરી, છતાં કાયદાકીય રીતે કેસ ચાલ્યો. ત્યાં કૉર્ટમાં જેની પાસે પૂરા કપડાંય ના હોય, ફક્ત લંગોટીઓ પહેરેલી હોય, એવા ગુનેગારોની જોડે બેસવાનું થયું. એમાંય એમને આનંદ થયો. કારણ કે નવો અનુભવ થયો, નવું શીખવાનું મળ્યું.

**• દાદાશ્રીની સહજ ક્ષમા**

પછી તો કેસ સામેવાળાની વિરુદ્ધ જવા માંડ્યો તેથી એ ગભરાયો અને મેજિસ્ટ્રેટને વચ્ચે રાખી દાદાશ્રી સાથે સમજૂતી કરવાની કોશિશ કરી. દાદાશ્રીને તો સહજ ક્ષમા, તે કેસનો નિવેડો લાવવા તૈયાર થઈ ગયા પણ ભાગીદાર કહે કે હવે તો લાખો રૂપિયાનો આબરૂ લીધાનો દાવો માંડવો છે, કારણ કે એણે દાદાશ્રી જેવા જ્ઞાની પુરુષને, ભગવાનને ફસાવ્યા છે.

દાદાશ્રીનું હૃદય તો બહુ કૂણું અને પોતાના કર્મોનું જ ફળ છે, સામો ગુનેગાર નથી એવું જ રહેતું, તેથી થોડા સમય બાદ ભાગીદારને સમજાવ્યા કે આ દાવો માંડવાની આપણી લાઈન જ નથી, આપણો માર્ગ તો નિવેડો લાવવાનો છે. આપણે ક્યાં કોઈને સુધારવા આવ્યા છીએ ? આપણે જ સુધરી જાવ ને, તો પ્રગતિ થશે. નહીં તો અહીંના અહીં ગૂંચવાડો સૉલ્વ કરવા રહેવું પડશે. આપણો પૂર્વભવનો હિસાબ હતો તે પતી ગયો

આની જોડેનો. તે ભાગીદાર પણ અધ્યાત્મની લાઈનવાળા, એટલે આ બધી સમજણથી એ પણ પાછા ફર્યા. અંતમાં મેજિસ્ટ્રેટે જાણે દાદાશ્રી માન સહિત જીત્યા હોય એવી રીતે કેસનો નિવેડો લાવી આપ્યો.

**• પાછલા ભવે ભરેલા ખુમારીવાળા માલનું ફળ (!)**

૧૯૫૮માં દાદાશ્રીને જ્ઞાન થયું પણ ૧૯૫૭માં જેવો માલ (ચારિત્ર મોહ) નીકળતો હતો, એવો ને એવો માલ ૧૯૫૯માં આ પ્રસંગમાં પણ નીકળ્યો અને જ્ઞાન ટેસ્ટેડ થયું.

તે એ ખુમારીના આધારે ત્યાં સુધી એમનાથી બોલી જવાયું કે 'ભગવાન આવું કહે તો એને પણ પાછા કાઢું.' દાદાશ્રી કહે છે, ખરેખર આવું વ્યવહારમાં ના બોલાય, પદ્ધતસર બોલવું જોઈએ, પણ પાછલા ભવે ભરેલા ખુમારીવાળા અહંકારના કારણે આવા શબ્દો નીકળ્યા. અને એ તુમાખીના ફળ સ્વરૂપે આ બધો કેસ થયો ને આવું પોલીસ સ્ટેશન, કૉર્ટના ચક્કરો ખાવા પડ્યા.

જ્ઞાન પહેલા પણ ભગવાનના ખરા ભક્ત અને ભગવાન સાથે એટલી અભેદતા કે આવું ભગવાનને ટૈડકાવતા. પણ દાદાશ્રી કહે છે, પ્રેમ-અભેદતાના કારણે આવું બોલીએ પણ ફળ તો બન્નેનું ભોગવવું પડે. કારણ કે કુદરતના કાયદા કોઈને છોડે નહીં. એટલે પ્રેમ-અભેદતાના ફળ સ્વરૂપે જ્ઞાન થતાની સાથે ભગવાનની સાથે એક તો થયા, પણ આ ટૈડકાવવાના ફળ સ્વરૂપે થોડા દુઃખો તો ભોગવવા પડ્યા, જે પોતે જાણતા હતા અને તે દુઃખો જાગૃતિપૂર્વક ભોગવ્યા.

ચારિત્રમોહના આધારે આ બધું તોફાન ઊભું થયું, પણ આ બધા અનુભવોમાં જ્ઞાન ટેસ્ટેડ થયું.

**• દાદાશ્રી કરાવે મહાત્માઓને તૈયારી**

દાદાશ્રીનો આ પ્રસંગ કહેવા પાછળનો આશય એ છે કે કોઈ પણ પરિસ્થિતિ આવે તો તૈયારી રાખો. વ્યવસ્થિતની બહાર કશું થવાનું નથી, મહીં પરમાણુય ના હલવું જોઈએ. આપણેય કર્માધીન છીએ અને વૉરન્ટ કાઢનાર સાહેબ પણ કર્માધીન છે.

જ્ઞાન મળ્યા પછી કોઈ પ્રકારનો ભય ના રહેવો જોઈએ. આત્માને

કોઈ ગોળીબાર ના કરી શકે, કોઈ લૂંટી ના શકે, આત્માને કોઈ ચોરી જઈ ના શકે, તો આત્માને શેનો ભય ? જ્ઞાન પછી ભય ઉત્પન્ન થાય તો જ્ઞાને કરીને ફેરવી નાખો તો ભય નીકળી જાય એમ છે.

આપણે સ્થિર હોઈએ તો દુનિયામાં કોઈ શક્તિ આપણું નામ દે એવી નથી ! આપણે સહેજ હાલ્યા તો બીજી શક્તિ ખઈ જાય.

## [૧૩] સરકારની ખોટી કનડગત અને દંડ વખતે...

### [૧૩.૧] એક લાખ સાંઈઠ હજારનો દંડ

**• પરવશતા કોઈની પણ ના ગમે**

જ્યાં દાવો માંડવો પડે એવો હોય એવી જગ્યાએ પણ દાદાશ્રી કાયમ પોતે જતું કરે પણ દાવો ના માંડે. પૈસા સામા પાસે રહી ગયા હોય તો એનો વાંધો નહીં, એ માંડવાળ કરે. કારણ કે નહીં તો કેસ ઉકેલવા પાછો વચ્ચે આર્બિટ્રેટર રાખવો પડે અને એની પરવશતા એમને નહોતી ગમતી. જે કુદરતી આવી જ પડ્યા હોય, જેમ કે ભાગીદાર, એની પરવશતા સારી પણ નવો આર્બિટ્રેટર ઊભો કરી એની પરવશતા ઊભી કરવાનું ના ગમે.

પણ એક વખત ધંધામાં એક જગ્યાએ દાવો માંડવો પડેલો. ૧૯૬૧માં તારાપુર એટૉમિક એનર્જીના રોડનું કામ મળ્યું હતું, તેમાં સરકારી અધિકારીઓને કામ સારું કરાવવું હતું, તેથી કામ કરતા કરતા કામની બાર મહિનાની જે મુદત આપેલ હતી, તેમાં પૂરું ના થયું ને સરકારે એક્સ્ટેન્શન આપ આપ કર્યું ને કામ પૂરું થતા બીજા બાર મહિના થયા. પરંતુ કામ પૂરું થયા બાદ એ લોકોએ એક લાખ સાંઈઠ હજારનો દંડ ઠોક્યો અને એનું કારણ બતાવ્યું કે મુદત કરતા કામ મોડું પૂરું કર્યું છે.

હવે એ દંડ થવા પાછળ કારણ એવું બનેલું કે તેમાં કામ દરમિયાન ચીફ એન્જિનિયર સામે દાદાશ્રીના ભાગીદાર કડવું ઝેર લાગે એવું કશુંક બોલેલા અને એમનો ડિસ્ચાર્જ અહંકાર પણ કડક, તે તેઓ પણ એક-બે વાર વઢી પડ્યા હશે. તે એ અવિનયના કારણે એન્જિનિયરે દાઝ ઉતારીને ખોટો દંડ ઠોક્યો અને દાદાશ્રીની કંપનીને ઘાટમાં લઈ આખી કંપની જ બંધ થઈ જાય એવો પ્રયત્ન કર્યો. પણ સામે દાદાશ્રીનુંય એવું કે 'ભીડમાં અમને દબાવે તો અમે દુનિયામાંયે કોઈની શ્રીમંતાઈ ના હોય તેવી બતાવીએ.'

### • હિંમત રાખી ધીરજથી ઉકેલ લાવે

તે જ્યારે આવા દંડનો કાગળ આવ્યો, ત્યારે દાદાશ્રીનો સત્સંગ ચાલતો હતો (જ્ઞાન થયા બાદ). તે આખી કંપની બંધ થઈ જાય એવા ગંભીર સમાચાર હતા, તોય દાદાશ્રી જાણે કંઈ બન્યું ન હોય તેવી જ સ્થિરતાથી ચા પીધી અને સત્સંગ ચાલુ રાખ્યો. નજીકના સંબંધીઓને જ્યારે ખબર પડી કે આવા ગંભીર સમાચાર હતા તો તેમને થયું કે અમે તો આવું વાંચતાની સાથે જ મરી જઈએ, હાર્ટ ફેઈલ થઈ જાય. જ્યારે એમની સમજણ એવી કે જો હું મરી જઉ તો કાગળ તો જીવતો રહે. ઊલટું આપણે મરી ગયા તો એ કાગળ આપણા કુટુંબને મારી નાખશે પછી, બધી બાકીની મિલકત લૂંટી લેશે. એના કરતા કાગળ મર્યા પછી આપણે મરવું છે, એવું રાખો. એમની એવી શૂરવીરતા કે આપણને તલવાર નથી મારી શકતી તો કાગળિયા મારી શકતા હશે !

છેવટે એ દંડ સામે દાદાશ્રીની કંપનીએ વાંધો ઉઠાવ્યો અને પછી તો સરકારે વચ્ચે આર્બિટ્રેટર મૂક્યો અને કેસ કૉર્ટમાં ગયો. તે એ આર્બિટ્રેટરને પણ દાદાશ્રીની ઓળખાણ પડી ગયેલી કે આમાં સરકારે તમને બાંધીને પછી માર્યા છે. તે ખૂબ જ હોશિયાર નાગર હતો, તેણે એવું સરસ જજમેન્ટ આપીને દંડ ઉડાડી દેવડાવ્યો. પરંતુ તે જજમેન્ટમાંય ફરી પેલા એન્જિનિયરે વાંધો ઉઠાવ્યો અને ફરી કેસ ચલાવડાવ્યો. તે આઠ વર્ષ સુધી એ કેસ ચાલ્યો. અંતે એ કેસમાં દાદાશ્રીની કંપની જીતી અને દંડ ઊડી ગયો.

દાદાશ્રી ભોળા એટલે આવું લડવાની ઈચ્છા નહીં અને એવું પૈસા કઢાવતાય આવડે નહીં. તે વ્યાજની કલમ ઉમેરતા ભૂલી ગયેલા, તેથી આ કેસમાં અમુક હક્કના પૈસાય જતા કરવા પડેલા. છતાં પોતાના વ્યવસ્થિતનું આવી જ મળે છે, એવો પોતાને દૃઢ વિશ્વાસ હતો.

આ પ્રસંગ બાદ દાદાશ્રીએ પોતાની જ ભૂલ જોઈ અને તારણ કાઢ્યું કે આ દંડ એ ક્ષત્રિય પ્રકૃતિના આધારે જે અવળો વ્યવહાર થયો છે, તે બદલનો છે. તેથી ઑફિસરો જોડે ક્યારેય અવળો શબ્દ ના નીકળવો જોઈએ.

## [૧૩.૨] ઈન્કમટેક્ષ પેયર છતાં ઝળકે જ્ઞાનદશા

### • બધા નિર્દોષ, કર્માધીન ભમરડા જ લાગે

વડોદરામાં દાદાશ્રીનું એક મકાન હશે, તે વેચીને એના પંદરેક

હજાર રૂપિયા આવ્યા હતા. તે ચોપડામાં એ.એમ.પટેલના નામથી જમા કરેલા હશે, પરંતુ એ મકાન વેચ્યા બદલના છે, એ વિગત નહીં લખેલી હોય. આથી ઈન્કમટેક્ષ ઑફિસરે ચાર હજાર રૂપિયાનો દંડ ઠોક્યો. આમાં દાદાશ્રીને એનો દોષ ના દેખાયો પણ એ કર્મના ઉદયના આધીન કરે છે, એવું જ દેખાયું. ગુનો તો જે ભોગવે એનો, એવું એમને કાયમ રહેતું.

પોતાનાથી પહેલા કોઈ ચોરી થઈ હશે એનો બદલો આવી ગયો, આ કર્મ પૂરું થાય છે, એવું લાગ્યું. એમને દેખાય કે ટ્રેનની ટિકિટ ક્યારેક ઉતાવળમાં ન લીધી હોય તો એક ફેરો પકડાઈ જાય ને દંડ ભરવો પડે. તે આવી રીતે જૂનો હિસાબ બધો સરભર થઈ જાય. એટલે આપણા ઉપર દંડ કરવાની કોઈની સત્તા જ નથી, પછી ઑફિસરનો દોષ શું કામ જોઈએ ? બધા સત્તા વગરના જ દેખાય, છતાંય વ્યવહારમાં કોઈને કહે નહીં, કે તમે સત્તા વગરના છો. સામાને છંછેડે નહીં, નહીં તો સામો પોતાનું બગાડીને, અહંકાર વાપરીને સત્તા વાપરે. બાકી હકીકતમાં તો ભગવાન પણ કાયદાની બહાર કશું ના કરી શકે, તો બીજો કોઈ કેવી રીતે કરી શકે ? ભગવાનને આપણે કહી શકાય કે 'તમે કશું કરી શકો એમ નથી.' કારણ કે ભગવાનને અહંકાર રહ્યો જ નથી, તેથી એમને વાંધો ના આવે. એ પોતે ના છંછેડાય.

દાદાશ્રી 'જ્ઞાની' તે કરુણાના સાગર, તે આવી કોઈ ખોટી કનડગત કરે તોય વિધિ કરીને એનું રક્ષણ કરે, જેથી સામેવાળો ભયંકર અધોગતિમાંથી બચે.

લોકો કાલ્પનિક ભયથી બહુ ડરે કે 'આમ થઈ જશે તો, નુકસાન થશે તો, ઈન્કમટેક્ષનો કાગળ આવશે અથવા રેડ પડશે તો ?' દાદાશ્રી કહે છે કે, લોકો ભડકેલા ઘોડા જેવા થઈ ગયા છે. એમની પણ ૧૯૪૦-૧૯૪૨માં ભડકેલા ઘોડા જેવી સ્થિતિ થઈ ગઈ હતી. એમને કાલ્પનિક ભય લાગ્યા જ કરે, પણ પછી શોધખોળ કરી અને અંદર વાતચીત કરી કે 'ભય પ્રમાણે કશું બન્યું જ નથી તો શું કામ ભડક્યા કરવું ? જેટલો હિસાબ હશે તેટલું બનશે અને જે બનશે તે જાણીશું આપણે. તમે પોતે જ ભગવાન છો ! અને કશુંય જોઈતું નથી તો પછી શું આ વગર કામની હાય હાય હાય !' પછી પોતે નિર્ભય થઈ ગયા.

દાદાશ્રી બીજી પણ એક ચાવી આપે છે કે આવા કાલ્પનિક ભય વખતે પહેલેથી જ વ્યવસ્થિતના જ્ઞાનનો ઉપયોગ કરવાનો.

## [૧૪] ચોરોના ગામમાં

### • નાનપણથી જ વ્યવસ્થિતનું જ્ઞાન

બેલાપુર ગામમાં દરિયામાં જેટી બાંધવાનું કામ ચાલતું'તું, તે ગામ જ ચોરોનું, સ્મગલરોનું. કામ પર દરરોજ ચોરી થાય. માણસ રાખે તો એ જ ચોરી વધારે કરાવડાવે. છતાં દાદાશ્રી એ બધું જાણીને જવા દે. અંદરખાને સમજી ગયા કે આ પૂર્વનો હિસાબ પૂરો કરવા આ ગામમાં આવ્યા છીએ.

પોતે જાણે કે પોલીસવાળા કશું કરવાના નથી, તોય દર અઠવાડિયે પોલીસને બોલાવે. એને પૈસા પણ આપવા પડે, છતાં 'ખાતર પાછળ દિવેલ' સમજીને બધુંય નાટક કરે. પોલીસવાળાને પણ પોતે ના જ પાડી દીધેલી હતી કે અમારે કોઈને પકડાવવા નથી, ખાલી તમે દમદાટીનું નાટક જ કરજો. એ આવીને દબડાવે, છતાં પાછી ચોરીઓ ચાલ્યા જ કરે. નાનપણથી જ વ્યવસ્થિતનું જ્ઞાન એટલું જબરજસ્ત બેસી ગયેલું કે એના આધારે કિંચિત્‌માત્ર પેટનું પાણી ના હાલે. ચોર થાકે પણ પોતે થાકે નહીં. તે બાર-બાર મહિના સુધી આવું ચોરીનું તોફાન ચાલેલું, છતાં ચોરો માટે કોઈ ભાવ બગાડેલા નહીં. ચોરીઓથી કંટાળી દુર્ધ્યાન નહોતું થવા દીધું.

### • ચોરીઓ ચાલવા દે, એની પાછળની સમજણ

* નવેસરથી ચોરી કરતો હોય તો એ 'કરે છે' કહેવાય, પણ આ તો પહેલાની ફિલમ પડી ગઈ છે તે પ્રમાણે થઈ રહ્યું છે.

* ઊંઘમાં તો સૌ કોઈ ચોરવા જ દે છે ને તો જાગતા ચોરવા દઈએ તો શું ખોટું ?

* આપણું પોતાનું નથી તે જ ઉપાડી જાય છે. પૈસાની વેલ્યૂ જ નહીં. રહ્યું એ જ મારું, ગયું એ નહીં.

* ચોરી ચોરીને છેવટે શું ચોરી જશે ? જે વોસરાવી દેવું છે તે જ લઈ જવાનો છે ને ! ઊલટું સારું, વહેલો ઉકેલ આવશે. અને આત્મા થોડો ચોરી જવાનો છે ?

• **સામાનાચ મન સુધર્યા**

આવું દાદાશ્રીનું મન બગડ્યું જ નહીં, તેથી એ ગામવાળાના પણ મન છેવટે સુધર્યા અને કામ પૂરું થયું ત્યારે દાદાશ્રીને છેવટે હારતોરા કર્યા. એમના હાથે ગામની સ્કૂલના ફાઉન્ડેશન નખાવ્યા ને પૂજ્ય ગણીને વિદાય કર્યા. આમ આ પ્રસંગમાં દાદાશ્રીએ ફાઈલનો સમભાવે નિકાલ કર્યો !

# [૧૫] ધંધામાં કાળાબજાર અને ચોરી

## [૧૫.૧] કાળાબજારનું નાણું - ખપ્યું એલેપ્પી પેઢીમાં

• **કાળું નાણું નિરંતર કૈડેલું**

દાદાશ્રીની પોતાની જરાય ઈચ્છા ન હોવા છતાં આ વિચિત્ર કાળમાં સંગની અસર થઈને કાળોબજાર થયો હતો. પહેલા તો તક હોવા છતાં સિદ્ધાંતને વળગી રહેલા ને કાળોબજાર ન થવા દીધો, પણ પછી પૈસા રોકાઈ જતા હતા, વ્યાજ ચડતું જતું હતું ને એવામાં દલાલોએ ફસાવ્યા કે 'અમારું પેટિયું રળે એવું તો કંઈક કરો.' તે બીજાનું ભલું કરવાના અહંકારના કારણે કાળાબજારમાં ભૂલથી પેસી ગયા ને પછી કાળની અસર થઈ તો સ્લિપ થઈ ગયું, તે ૧૯૪૨થી ૧૯૪૬ સુધી કાળોબજાર ફુલ ફૉર્સમાં થયો અને ખૂબ પૈસા કમાયા. તે આવા લમણે લખેલા કર્મના કારણે આવું થતા તો થઈ ગયું પણ ઉપાદાન એવું ઊંચું કે પછી તો એ કાળું નાણું રોમે રોમે કૈડવા માંડ્યું. પછી તો બાધા માની કે આ કાળું નાણું જલદી જાય તો સારું. ઠેઠ સુધી એ પૈસા ખૂબ જ દુઃખદાયી લાગેલા. આ દુનિયામાં પૈસા કૈડે એવા તો 'દાદાશ્રી' એકલા જ !

• **નાદાર ભાવનું નુકસાન ના પોસાય**

આ બધા પૈસાને ઠેકાણે પાડવા એલેપ્પીમાં સૂંઠ-મરીના મોટા ધંધા કર્યા, તેમાંય દાદાશ્રીને તો રસ નહોતો પરંતુ ભાગીદારીના કારણે આ બધા ધંધા ઊભા થયેલા.

ત્યાં બધા વાણિયાઓની વચ્ચે આ એકલા જ પાટીદાર પેસેલા. એ લોકોમાં દર મહિને બે પાર્ટીઓ નાદારી કાઢે અને પછી બધા ભેગા મળીને એ પાર્ટીઓને ઊભી કરે. આમ માંહ્યોમાંહ્ય ધંધા ચાલ્યા કરે. જ્યારે પાટીદારો તો બધું વેચી-સાટીને આપી દે, કારણ કે પાટીદારોમાં

તો આબરૂ ધૂળધાણી થઈ જાય અને એકવાર નાદારી નીકળે તો ત્રણ-ત્રણ પેઢી સુધી છોકરાં-છોડીઓના લગ્ન થવામાં અસર પડી જાય. તે આ બધું જોઈને એમણે ભાગીદારને કહ્યું, 'આપણે આપણા દેશમાં હેંડો પાછા. આ આપણને ના પોસાય. આપણાથી આવી નાદારી ના કઢાય.' નાદાર ભાવ થવાથી તો અનંત અવતાર બગડે.

**• પૈસા કરતા વ્યક્તિની કિંમત વધારે**

તે એલેપ્પીના ધંધામાં છેવટે ખોટ આવી. એટલે દાદાશ્રીએ ભાગીદારને કહ્યું, કે 'હવે આપણે આમાંથી છૂટવાની તૈયારી કરો.' પણ ભાગીદારને લોભની ગાંઠના આધારે થયું કે છેલ્લીવાર હજુ થોડાક પૈસા નાખીએ તો બધી ખોટ પાછી રિપેર થઈ જશે અને નફો મળે એવું લાગે છે. તેઓ જાણતા હતા કે આ પૈસાય જવાના જ છે, છતાંય ભાગીદારને દુઃખ ન થાય એટલે એમના મનના સંતોષ ખાતર પૈસા આપ્યાય ખરા ને કહ્યું કે 'આ જાય તો બહુ ઉપાધિ નહીં કરતા, શાંતિપૂર્વક પાછા આવી જજો. આપણે જીવતા છીએ તો બીજા કમાઈ લઈશું.'

**• ખરી ભાગીદારી નિભાવે, ખોટ વખતે પણ**

દાદાશ્રીના કહેવા પ્રમાણે ખરેખર એ પૈસા ડૂબી ગયા. એટલે ભાગીદાર ખૂબ હતાશ થઈ ગયા, કે 'તમે ના પાડી છતાં મેં આ સાહસ કર્યું, તો મારે ખાતે હવે આ ખોટ ઉધારજો.' ત્યારે દાદાશ્રીએ અસલ ભાગીદારી નિભાવી કે 'નહીં, આ ખોટ આપણા બેઉના સરખા ભાગે જ રહેશે. તમારે ને મારે જુદાઈ નથી. તમે તો મારું અંગ કહેવાવ, તમારે માટે ક્યાં ઉધારવાનું હોય ?' વળી પાછું ભાગીદાર ઉપર પોતે ઉપકાર કરે છે, એવું જરાય ના લાગે એટલે ખુલાસો કર્યો કે 'નફો થાત તો હું લેત કે નહીં, તો પછી ખોટ વખતે પાર્ટનરશિપ કેમ નહીં ?'

પાર્ટનરશિપમાં લાખ-લાખ રૂપિયા ખોટ જાય તોય ક્યારેય એવું નથી કહ્યું કે 'આ તમે આમ કેમ કર્યું ?' કારણ કે પૈસા કરતા એમને કષાય ન થાય એની વધારે કિંમત હતી.

પૈસા તો જતા રહેવાના છે અને 'આપણે' રહેવાના છીએ, એનું જ મહત્વ. 'આપણે' જીવતા હોઈશું તો મોક્ષ થશે. 'આપણે' ના હોઈએ તો મોક્ષ કોનો થાય ?

### • નીતિ-અનીતિના ધનનો સ્વભાવ ઓળખી સારા રસ્તે વાળ્યું

દાદાશ્રીએ કાળું નાણું ઘરમાં તો પેસવા જ નહીં દીધેલું પણ ૧૯૫૧ પછી ધંધામાંય પેસવા ના દીધું અને જે આવી ગયું હતું તે પણ બધું એલેપ્પીના સૂંઠ-મરીના ધંધાની ખોટમાં ચાલ્યું ગયું. એમને તો નિરાંત થઈ ગઈ કે ફાવ્યા, આ કાળું નાણું ગયું. રૂપિયાનો સ્વભાવ ઓળખી લીધો કે 'જે પાછો ના આવ્યો તે રૂપિયો આપણો નહીં.'

કાળું નાણું કોને કહેવાય ? પૂરના પાણી જેવું એકદમ આવે અને એકદમ જતું રહે. વળી પાછું તે પાછળ કાદવ મૂકી જાય. પછી એને ધોવા પાછું નવું પાણી લાવવું પડે. જે લક્ષ્મી ધીમે ધીમે પદ્ધતિસરની આવે, તે કાળું નાણું નહીં.

અનીતિનું ધન અગિયાર વર્ષ જ ટકે અને નીતિનું પચાસ-સો વર્ષ ટકે. મકાન અને સોનું અમુક વધારે વર્ષ સુધી રહે, બાકી રોકડા પૈસા તો ટકે જ નહીં. કારણ કે સ્વભાવથી ચંચળ છે. એટલે સારા રસ્તે વાપરજો, નહીં તો સ્વભાવથી એ જતા જ રહેવાના છે.

દાદાશ્રીએ તપાસ કરી કે પોતાની ઘણી ખરી લક્ષ્મી સારી જગ્યામાં નહોતી વપરાઈ ને ગટરમાં (વ્યવહારિક કામોમાં), વાહ વાહમાં વપરાયેલી. તે પછી નક્કી કર્યું કે હવે સારા રસ્તે લક્ષ્મી વાળવી છે. તે ૧૯૫૧ પછી સારા રસ્તે વાળી.

### • પોતે પોતાનું ખુલ્લું કર્યું, મહાત્માઓને ગુનામાંથી છોડાવવા

દાદાશ્રીને ખબર કે આ કાળમાં કોઈની લક્ષ્મી સાચી નથી. બધે ચોરીઓ જ થઈ છે, પણ એ ઓપન થઈ જાય તો ગુનો ધોવાઈ જાય. એથી પોતાનું બધું જ જેમ છે તેમ ઓપન કર્યું, જેમ કે બધી જાતના મોટા-મોટા ધંધા કર્યા, કાળાબજાર કર્યા, ઝઘડા થયા, કૉર્ટમાં જવું પડ્યું, ખોટો ખાધી, ચોરીઓ કરી, ભ્રષ્ટાચાર થયા, પૈસાથી છેતરાયા વગેરે વગેરે... જેથી મહાત્માઓ પણ એવી જ રીતે ખુલ્લું કરી ગુનાઓમાંથી મુક્ત થઈ શકે.

### • લોકોનો માર ખાઈ, તારણ કાઢી, પોતાનું સુખ ખોળી કાઢ્યું

પોતે જેટલા ધંધા કર્યા એ બધામાં માર જ ખાધો અને છેવટે ક્યાંયથી

સુખ ન મળ્યું, તે આત્માનું સુખ ખોળી કાઢ્યું. લોકોએ જે માર માર્યો તેની સામે કોઈ રિએક્શન કર્યું નથી, સામો માર માર્યો નથી. પોતાના જ કર્મનું ફળ માનીને છૂટી ગયા.

## [૧૫.૨] સિમેન્ટ ને લોખંડની ચોરીઓ

### • ચોરી ચાલુ કઈ રીતે થઈ ?

કોન્ટ્રાક્ટના ધંધામાં લોકોનું જોઈને ઊંધું શીખેલા ને હરીફાઈમાં પડીને સરકારનો સિમેન્ટ, સ્ટીલ બાંધકામમાં ઓછો નાખતા થયેલા. તે ૧૯૫૧ સુધી આવી શાહુકારી ચોરીઓ કરેલી ! બાકી કોઈના પૈસા લઈ લીધા હોય એવી ચોરી નહોતી કરી. આ બધા ધંધાઓમાં વ્યવસ્થા જ એવી કે સરકારી અમલદારો પણ ચોરીમાં ભાગ લેતા જ હોય, એટલે કોઈ પકડે નહીં. વળી માન ખાવા માટે લોકોનેય પાછું શિખવાડતા કે કેવી રીતે સિમેન્ટ-સ્ટીલની ચોરી કરાય !

### • ચોરી કરવા પાછળનું કારણ - અજ્ઞાન

ભય હતો કે આ કળિયુગમાં ચોરી ન કરે તો પેટ કેવી રીતે ભરાય !

એવી ઊંધી સમજણ હતી કે સરકારની ચોરી એ ચોરી ના કહેવાય. કારણ કે કોઈ એક માલિક નથી, એટલે આકાશમાં ગોળી મારીએ તો કોની હિંસા થાય ?

### • ચોરીનું કાઢ્યું સરવૈયું

૧૯૫૧માં તપાસ કરી કે બેંકમાં કેટલા પૈસા ભેગા થયા છે, તો કશા ભેગા થયા નહોતા. તે પછી વૈરાગ્ય આવ્યો કે આટલી બધી ચોરીઓ કરી તે બધી પાણીમાં ગઈ, કશું બરકત ન આવી અને જોડે શું લઈ જવાનું ? જેટલો ગૂંચવાડો કર્યો હશે તે જ જોડે આવશે.

### • ધર્મનું કાઢ્યું સરવૈયું

દાદાશ્રી પોતે જ એટલા બધા જાગ્રત અને નિષ્પક્ષપાતી કે એમણે તપાસ કરી કે 'આટલું બધું હું ધર્મનું (વાંચન વગેરે) કરું છું તોય મારી ચોરી બંધ થતી નથી, માટે આ અવલંબન છે એક જાતનું. એટલે હજુ આગળ કંઈ બીજું હોવું જોઈએ.

**• કઈ સમજણથી પાછા ફર્યા ?**

* મહીં સમજાયું કે સાહેબ આવે તો અંદર ભડકાટ તો થાય જ છે. કારણ કે મહીં ભાન તો રહે જ ને કે આ ચોરી કરી રહ્યો છું, તેથી આ ભડકાટ થાય છે. માટે કંઈક ભૂલ છે ! પછી તારણ કાઢ્યું કે 'આ તો હું સરકારની નહીં, પોતાની જ ચોરી કરી રહ્યો છું. પોતાની જ જાતને છેતરી રહ્યો છું.'

* સરકાર તો વન ફિફ્થ પાર્ટનર છે, એટલે સરકારની ચોરી એટલે પોતાના ભાગીદારને દગો કર્યા બરાબર છે.

* સરકારની ચોરી એટલે પોતે પોતાનું માંસ ખાય, એના જેવું છે.

* ઑનેસ્ટી હોય તો પાછળ રક્ષણ હોય ને તો બરકત આવે. ડિસ્ઑનેસ્ટીથી લક્ષ્મી આવે પણ બરકત ના આવે. ડિસ્ઑનેસ્ટી ઈઝ ધ બેસ્ટ ફૂલિશનેસ.

* સિમેન્ટ એ બ્લડ અને સ્ટીલ એ સ્કેલેટન સમાન છે. એ ઓછા નાખે તો મકાન કેવા રહે, એવું સમજાયું.

* દાનત ચોર એ જ ચોર.

* ટેક્ષની ચોરી એ પબ્લિકની જ ચોરી છે.

* આપણે કઈ જાતિના છીએ ? આપણને ખાનદાન માણસોને ચોરી શોભે ?

* નીતિના ફાઉન્ડેશન પર બાંધેલા મિનારા પડે નહીં.

**• ચોરી બંધ કરવાનો સ્ટ્રોંગ નિશ્ચય**

ત્યારબાદ દાદાશ્રીએ ભાગીદારને કહ્યું, કે 'હવે ચોરી બંધ, જો સાથે રહેવું હોય તો !' ભાગીદારને લોકસંજ્ઞાથી ભય હતો કે ધંધો કેવી રીતે ચાલશે ? ત્યારે દાદાશ્રીએ કહ્યું, 'આપણે છુટ્ટા, ભૂખે મરીશ પણ હવે ચોરી નહીં કરું.' ત્યારે ભાગીદાર કહે, 'તમારી ભાગીદારી વગર મને નહીં ચાલે. આપણે હવે ચોરી બંધ !' આમ દાદાશ્રીએ અહંકારે કરીને ચોરીઓ બંધ કરેલી.

શરૂઆતમાં એક-બે વર્ષ અડચણ પડી પણ પછી તો લોકોમાં, સરકારી અમલદારોમાં કંપનીની ક્રેડિટ ખૂબ વધી. કંપનીની બહુ સારી છાપ પડી કે આ કંપનીના કામમાં જોવાનું જ નહીં. બીજા બધા ચોરી કરશે પણ આ કંપની સિમેન્ટ, સ્ટીલ કાયદેસર રીતે જ વાપરશે. તે પછી સરકારના માણસો કામ જોવા પણ નહોતા આવતા. પછી તો બહુ કામ કરવું જ ન પડ્યું ને ઓછી મહેનતે પૈસાય ખૂબ કમાયા. ટેન્ડરોય ભરવા ન પડ્યા અને સામેથી કામ મળવા માંડ્યું. 'ધંધો કેવી રીતે ચાલશે' એવા ભય હતા, તે બધા ભય પણ છૂટી ગયા.

આમ ૧૯૫૧માં ચોરી બંધ થઈ, તે પછી સાચા ધર્મને માર્ગે વળ્યા, સારા વિચારો આવ્યા, નહીં તો ધર્મના પુસ્તક બહુ વાંચ્યા હતા પણ ફેરફાર નહોતો થયો.

૧૯૫૧માં બધી ચોરીઓ અને ભ્રષ્ટાચાર બંધ થયા બાદ દાદાશ્રીને ૧૯૫૮માં જ્ઞાન થયું. પોતે સહજ રીતે જણાવે છે કે મને આવડું મોટું જ્ઞાન થશે એવી પાત્રતાય નહોતી લાગતી, પણ આ તો કુદરતી થઈ ગયું !

### • પછી કરવો પડતો હતો પરાણે ભ્રષ્ટાચાર

દાદાશ્રીના પોતાના ચોરી અને ભ્રષ્ટાચાર તો બંધ થયા પણ કોન્ટ્રાક્ટના ધંધામાં વ્યવહાર જ એવો ચાલતો હતો કે એમને અમુક જગ્યાએ બિલ પાસ કરાવવા માટે ફરજિયાત લાંચ આપવી પડતી હતી. ત્યાં પાછા વ્યવહારની ચોખ્ખાઈનો આગ્રહ કે અહંકાર નહોતા રાખતા. કારણ કે જો લાંચ ના આપે તો પૈસાનો વ્યવહાર અટકી જાય. કંપનીના માણસોનો પગાર ન થાય, માગતાવાળાને ટાઈમે પૈસા આપી ન શકાય અને એને જે દુઃખ થાય તે માટે આપણે વ્યવહારમાં એડજસ્ટ થયા ના કહેવાય. એનાથી જે ક્લેશ-કકળાટ થાય, તેની ખોટ વધારે મોટી છે એવું એમને લાગતું.

### • કળિયુગનું પ્રેક્ટિકલ એડજસ્ટમેન્ટ શિખવાડે અનુભવી

દાદાશ્રી શિખવાડે છે કે ફરજિયાત લાંચ આપવી પડે તે જગ્યાએ પ્રેક્ટિકલ એડજસ્ટમેન્ટ કરીને નિકાલ લાવી નાખવો.

સત્યુગનું સત્ય કપટ રહિતનું હતું, કળિયુગનું સત્ય કપટ સહિતનું

હોય. એટલે સત્યવાદી થવા કરતા પથ્થર નીચે હાથ ફસાયો હોય તો વીંટી રહેવા દઈને પણ હાથ કાઢી લેવો. જેમ બહારવટિયા મળે તો પૈસા આપી જ દઈએ છીએ, ત્યાં સત્યનું પૂંછડું નથી પકડતા. તેમ આ બીજા પ્રકારના સિવિલાઈઝ્ડ બહારવટિયા જ છે. આથી જે પાણીએ મગ ચડે, તે ચડાવી દેવા.

**• વાચક માટે ખાસ નોંધ**

* દાનત ક્યારેય ના બગાડશો ને અણહક્કનું ક્યારેય ના લેશો.

* આપણે કંઈ પૈસા ભેગા કરવા આવ્યા છીએ ? આપણો હેતુ જુદો છે, આપણે તો મોક્ષે જવું છે.

* દાદાની સમજણ અપનાવી ચોરીઓ બંધ કરશો, તો દાદા બૉન્ડ લખી આપે છે કે 'ભૂખે નહીં મરો.'

* છતાંય પૂર્વકર્મના આધારે ચોરીઓ બંધ ના થાય તો ભાવ સુધારો, પસ્તાવો કરો ને આવતો ભવ ન બગડે એ માટેનો પુરુષાર્થ કરો.

* છેવટે મહાત્મા માટે બધું ડિસ્ચાર્જ છે પણ ફાઈલ વન પાસે આના હાર્ટિલી પ્રતિક્રમણ કરાવો. દાદાશ્રીએ પોતે આ બધી ભૂલોના પ્રતિક્રમણ કર્યા'તા. પછી આ જ્ઞાન પ્રગટ થયું હતું.

## [૧૫.૩] ચોરીનો બાંકડો

**• પોતાનું એકરાર કરી મહાત્માઓને શિખવાડે**

કોન્ટ્રાક્ટના કામમાં સરકારની એક જગ્યામાં મલબારી સાગના લાકડાના પીઢિયા હતા અને તે કાઢીને સ્લેબ નાખવાનો હતો. તે એમાં એક સાહેબ હતા તેણે દાદાશ્રીને કહ્યું, કે 'આ પીઢિયા બહુ સરસ છે, તે કાઢીને બે મને મોકલી આપજો ને બે તમે લઈ જજો.' તે વખતમાં એ મલબારી માલ આવતો બંધ થઈ ગયેલો. તે દાદાશ્રીને પણ એ વાત ગમી ગઈ. એ પીઢિયા લાવીને વહેરાવીને બાંકડો બનાવ્યો, તે ઊલટો તૈયાર બાંકડો લાવે તેના કરતા આ બનાવવાના પૈસા વધી ગયા ને મૂર્ખામી થઈ.

હવે તે બાંકડો મામાની પોળમાં દાદાશ્રીએ રાખેલો અને એના પર બેસીને રોજ સત્સંગની વાતો થાય. તે દાદાશ્રી બધા મહાત્માઓની વચ્ચે

ખુલ્લું કહે કે આ ચોરીના બાંકડા પર બેસીને અમે સત્સંગ કરીએ છીએ. મહાત્માઓ 'ના' પાડે કે તમારાથી જ્ઞાની પુરુષ થઈને આવું ના બોલાય. ત્યારે તેઓ કહેતા કે આ હું તમને ખુલ્લું કરવાનું શિખવાડું છું કે આ કાળમાં જ્ઞાનીઓથી પણ ચોરીઓ થયેલી, તો બીજા લોકોનું તો શું ગજું ? માટે તમારા જીવનમાં થયેલી ચોરીઓ પણ ખુલ્લી કરો અને ગુનામાંથી છૂટો.

જ્ઞાન થયા બાદ 'એ.એમ.પટેલ'નો પક્ષપાત ના રહ્યો, આથી આવી પોતાની ચોરીઓ જેમ છે તેમ ખુલ્લી કરી શક્યા. પોતાનું ખુલ્લું કરવામાં 'ઓપન ટૂ સ્કાય', 'નો સિક્રેસી' ને એવા ટ્રાન્સપરન્ટ કે સામાને પણ એકરાર કરવામાં શૂરા થવાની હિંમત આપે.

**• ખુલ્લું કરવાના ફાયદા**

દાદાશ્રી કહે, મારી આબરૂ ઉઘાડી કરી નાખી એટલે આબરૂ જવાનો ભય જ જતો રહ્યો. માટે તું પણ તારી આબરૂ ઉઘાડી કરીને હળવો થઈ જા. આ ખુલ્લું કરવાથી અમારી લૌકિક આબરૂ ભલે ગયેલી લાગે, પણ અલૌકિક આબરૂ પાર વગરની છે !

ખુલ્લું કરવાથી મન વશ થઈ જાય. મન નવું ખરાબ કરતા અટકી જાય. મન જાણે કે આ ભોળા માણસ છે, જ્યાં ને ત્યાં ખુલ્લું કરી નાખે છે એટલે એ ચૂપ થઈ જાય. ઘર બદલી નાખે એ પછી. અને ખુલ્લું નહીં કરવાથી લેયર પર લેયર ચઢે.

ખાનગી નહીં કરવું એ ડેવલપમેન્ટ છે અને ખાનગી બધું ખુલ્લું કરવું, એ છેલ્લું ડેવલપમેન્ટ છે.

ખુલ્લું નહીં કરવાથી, સાચી આલોચના નહીં કરવાથી અહીં રોકાયા છીએ ને મોક્ષમાં ગયા નથી.

## [૧૬] ઉઘરાણી

### [૧૬.૧] ઉઘરાણી ન કરવા પાછળની સમજણ

**• પોતાને પડેલી મુશ્કેલી પરથી સામાની અડચણ સમજી શકે**

દાદાશ્રીએ કોઈને પૈસા આપ્યા હોય તો તેની ઉઘરાણી કરવા જતા નહીં. કારણ કે એમને એવું થતું કે સામા પાસે માગું ને એની પાસે ન હોય

તો એને કેટલું બધું દુઃખ થશે ને કેટલી બધી મુશ્કેલી પડશે ! પોતાની પાસે પાંચ-સાત વર્ષ પૈસા નહોતા ત્યારે પોતાની જે હાલત થતી હતી તે યાદ આવે ને એવી મુશ્કેલી સામાને ન થાય એના માટે દયાભાવ રહેતો. એ દયાભાવ એટલે સુધી રહેતો કે એક ફેરો ઉઘરાણી કરવા જવું પડ્યું હતું, તો ત્યાં સામાની મુશ્કેલી જોઈ ઊલટા પોતાના પૈસા એને આપીને આવ્યા હતા.

### • પૈસા ન માગવા પાછળનો સાત્ત્વિક ને ખાનદાન અહંકાર

કોઈનેય સહેજ પણ દુઃખ ન થાય એવી જ ઈચ્છા ! પોતાના ઉઘરાણીના પૈસા પણ માગી ના શકે અને વળી દુઃખ થાય એવી રીતે તો કોઈ દહાડો માગ્યા નથી. તે આવા સ્વભાવ અને સંયમે ભગવાન પદ પ્રાપ્ત કરાવ્યું !

સાત્ત્વિક, ખુમારીવાળો અહંકાર જ એવો કે માગી ન શકે. પોતાના ધંધામાં પોતાના હક્કનું કહેવાય છતાં ત્યાં પણ ના માગી શકે.

આ અહંકારના કારણે અડચણો પણ ભોગવેલી. બીજા પાસેથી પોતાના પૈસા માગી ના શકે અને પોતાને પૈસાની અડચણ પડે, છતાં એ બધું વેઠેલું.

પોતાને ગમે તેવી જરૂરિયાત ઊભી થઈ હોય પણ દાદાશ્રી કોઈ પાસે હાથ લાંબો ના કરે. આ જિંદગી હાથ ધરવા માટે નહીં પણ આપવા માટે મળી છે, એવી જ ખુમારી રહેતી. કદાચ કોઈ પાસેથી પૈસા લઈએ અને એ બહારથી સાંભળે કે આ પાર્ટી તૂટી જવાની છે, તો પાંચ કરોડનો આસામી હોય તોય પાંચ હજાર માટે શંકા કરે. તે એમને એવું થતું કે આવા ભિખારા મનવાળા લોકો પાસે શું યાચના કરવાની ?

જ્ઞાન પછી અહંકાર ગયો તેથી (લેણી રકમ) માગી શકતા. એની પાછળની અંદરની જ્ઞાનની ગોઠવણી એવી કે પોતે જાત સાથે અંદર વાતચીત કરે, કે 'અંબાલાલભઈ, હજુ તમારે કેટલો અહંકાર ભરેલો છે ? માગતા શીખો.'

### • મોક્ષે જવા માટેનો કીમિયો

૧૯૪૨થી ૧૯૪૪ સુધી ફ્રેન્ડ સર્કલમાં પૈસા આપ આપ કર્યા ને ઉઘરાણી કરતા ના આવડે, તેથી પૈસા પાછા આવ્યા નહીં.

પછી ૧૯૪૫માં થયું કે આ બધામાં આત્માનું કરવાનું રહી જાય છે અને આપણે તો મોક્ષે જવું છે, તે આ લોકોની જોડે ક્યાં મેળ પડશે ? પહેલા તો આ ટોળામાં માન ખાવા પેસેલા પણ પછી એ ટોળું જ કુસંગ લાગ્યું, કારણ કે કોઈ ધર્મની કે આત્માની બાબતમાં માનતા ન હતા.

ત્યારબાદ આ બધા સાથે વેર ન બંધાય, તરછોડ ના વાગે, એવી રીતે છૂટવાની એમને કળા જડી કે આપણે જેને આપેલા છે, તેની પાસે પાછા માગવા જ નહીં, નહીં તો આપ-લેનો વ્યવહાર ચાલુ જ રહેશે. નહીં માગીએ તો ફરી એ લોક મોઢું દેખાડતા બંધ થઈ જશે ને માનશે કે 'આપણે ફાવ્યા.' આવી કળાથી કોઈ પણ પ્રકારનું વેર બાંધ્યા વગર દાદાશ્રી બધાથી છૂટી ગયા ! એમને લાગ્યું કે આ થોડા પૈસા માટે અનંત અવતારની ઓળખાણ છૂટી જતી હોય તો ભલે રૂપિયા જાય ! અને આ કુસંગ મોક્ષે જતા અંતરાય કરે છે, તો એનાથી મુક્ત થવાની કિંમત વધારે છે.

કેટલાક પાછળથી પૈસા પાછા આપવા આવ્યા એની સાથે પણ કળાથી છૂટી ગયા કે તમારે પૈસા પાછા આપવા હોય તો આપો અને ના આપવા હોય તો ના આપો, પણ હવે મેં વ્યવહાર હીરાબાને સોંપી દીધો છે અને એ મને ચાવી આપતા નથી. આમ એ ફસામણમાં પેસાય નહીં એવી રીતે ઉકેલ લાવ્યા.

**• આ હાર્ટવાળાનું કામ નહીં**

ભાગીદાર દાદાશ્રીને ફરિયાદ કરે કે તમારા નરમ સ્વભાવના કારણે લોકો પૈસા દબાવી જાય છે, અવળા ચાલે છે ને બહારવટિયા થાય છે. ત્યારે એમણે ભાગીદારને સમજાવ્યું કે મારા જેવા દયાળુની ધોલ કેવીક વાગશે ? ધોલ પોલી વાગશે ને ઊલટું એને એન્કરેજમેન્ટ મળશે. આ આપણા જેવાનું કામ નહીં ! એ તો જેણે હાર્ટનો કેટલોક ભાગ વેચ્યો હોય, એ કરી શકે ! તે એને કોઈક એવો માથાભારે માણસ મળશે, તે એના કૂચા કાઢી નાખશે !

**• ભોળા નહીં પણ જાણીને છેતરાય**

દાદાશ્રી પાસે કોઈ પણ સાચું રડતો આવે કે ખોટું રડતો આવે, તે

તરત પૈસા આપી દેતા. આથી હીરાબા કહેતા કે તમે બહુ ભોળા છો. જેને ને તેને પૈસા આપી દો છો. એટલે એ વહીવટેય પોતે હીરાબાને સોંપી દીધો અને પોતે મુક્ત થઈ ગયા !

દાદાશ્રી કહે છે, 'હું ખરેખર ભોળો નથી, આ તો સમજીને છેતરાઉ છું. મને ભોળો કહેનારો ખરેખર ભોળો છે, કારણ કે મને ઓળખી શકતો નથી. બાકી હું તો આખા જગતને ઓટીમાં ઘાલીને બેઠો છું. હું જાણું કે એની દાનત આવી છે, તો લેટ-ગો કરો ને ! આપણે કષાયથી મુક્ત થવા આવ્યા છીએ. છેતરે તોય કષાય નથી કરવા.'

**• જાણીજોઈને છેતરાયા ને કરી અંદરની કમાણી**

નાનપણમાં જ વિચારણા થયેલી કે આપણે પૈસા આપીએ અને પાછા ના આવે તો શું કરવું ? આપવા કે નહીં ? દાદાશ્રીને આવું કંઈક ગૂંચાયું હોય તો બે-ત્રણ કલાક ઝાડ નીચે બેસીને વિચારણા થાય અને પછી અદ્ભુત ફોડ પડી જાય. તે એવી રીતે આમાંય અંદરથી જવાબ મળ્યો કે 'આમાં એ એનો અહંકાર વેચવા આવ્યો છે, તે ખરીદી લો.' કારણ કે પૈસા લેવા આવે છે ત્યારે શરમને બાજુએ મૂકી અહંકાર વેચે છે. ગીરવે મૂકે છે. તે પૈસા પાછા આપી જાય તો ગીરવે મૂકેલો અહંકાર પાછો લઈ જાય અને પૈસા ના આપી જાય તો અહંકાર વેચી ગયો. અહંકાર ખરીદ્યો એટલે એનામાં જે શક્તિ હોય તે આપણામાં પ્રગટ થઈ જાય. એટલે ખેતરા ખરીદવા કરતા આ મહીંની કમાણી એમણે પસંદ કરેલી.

**• વાચક માટે ખાસ નોંધ - પૈસા ધીરતી વખતે**

કોઈને પૈસા ધીર્યા હોય અને 'પૈસા પાછા નહીં આપે તો...' એ વિચાર આવવાથી મન નબળું પડતું જાય. એટલે કળિયુગમાં કોઈને પૈસા ધીર્યા તો દરિયામાં કાળી ચીંથરી બાંધીને પૈસા નાખ્યા જેવી સ્થિતિ સમજવી. તે આપતા પહેલા જ આશા રાખ્યા વગર આપો, નહીં તો આપો જ નહીં. આપતા પહેલા સાવધાની રાખવી, પણ આપ્યા પછી શંકા નહીં રાખવી કે પૈસા પાછા નહીં આવે તો ?

'શું થશે હવે' એનું નામ જ શંકા. શું થવાનું છે ? આ દેહેય એક દહાડો જતો રહેવાનો છે અને આ પૈસાય એક દહાડો જતા રહેવાના છે.

છેવટે પૂળો જ મૂકવાનો છે, તો પહેલેથી શંકાથી મરીને શું કામ છે ? સહેજ ટકોર કરવી હોય તો કરવી પણ ચિંતા ના કરવી.

પૈસાની બાબતમાં કૉર્ટમાં કેસ કરવો હોય તો રાગ-દ્વેષ ન થતા હોય તો નાટકની જેમ કરવો. બાકી કૉર્ટમાં ના જવું એ તો સૌથી ઉત્તમ.

**• વાચક માટે ખાસ નોંધ - પૈસા પરત આપતી વખતે**

પૈસાની સગવડ ના હોય તો કહેવાનું, કે 'થોડો ટાઈમ લાગશે, પણ હું આપી દઈશ બધું.' ભાવ બગડવા નહીં દેવાના, કે 'ન આપીએ તો શું કરી લેવાના છે ?' એ ઊંધો પુરુષાર્થ છે. ભાવ પકડી રાખવાનો કે મારે ગમે તેમ આપી જ દેવા છે.

ઉઘરાણી કરતી વખતે સામો વધારે પડતું જેમ તેમ બોલે તો પ્રેમથી કહી શકાય, કે 'તમારા પૈસા પઈ એ પઈ ચૂકવી દઈશ, આપણે પૈસા આપવા-લેવાની શરત છે, આ એક્સ્ટ્રા આઈટમની નહીં.'

## [૧૬.૨] ધીરેલા તેને જ ચૂકવી વેરથી છૂટ્યા

**• વેર ન બંધાય તેવો પૈસાનો વ્યવહાર**

દાદાશ્રીની સિસ્ટમ એવી કે આપવું હોય તો ઉઘરાણી ન કરવી અથવા તો પહેલેથી આપવા જ નહીં. ઉઘરાણી કરીએ તો આપ્યા પછી ઊલટાનું વેર બાંધીએ.

એક ફેરો એક માણસને દાદાશ્રીએ પાંચસો રૂપિયા આપ્યા હતા. તે ઘણા સમય પછી એમને રસ્તામાં ક્યાંક ભેગા થયા હશે, તે એમણે એ રૂપિયા પેલાને યાદ દેવડાવ્યા. તે એ વ્યક્તિ આખો ફરી ગયો ને ઊલટો દાદાશ્રીને કહે, કે 'એ રૂપિયા તો મેં તમને આપ્યા હતા.' તે દાદાશ્રી તરત ચેતી ગયા કે આવાય માણસ હોય છે ! ક્યારેય જોવા ન મળે એવી ડિઝાઈન જોવા મળી (!) તે મને ભેગો થયો છે તો એની જોડે નિવેડો લાવી નાખું, નહીં તો મારે જોખમ છે !

કોઈ એવું કહે, કે 'મારાથી અપાય એવા નથી, તમે માંડવાળ કરો', ત્યાં સુધી વાંધો નહીં, પણ આવી ક્વૉલિટી તો કોઈ અવતારમાં ભેગી થવી જ ન જોઈએ. આ તો પાંચસોમાં પતે છે તે આપણે સસ્તામાં

પત્યું. કારણ કે એ પાંચ હજાર કે પાંચ લાખ કહેત તો આપણી શી દશા થાય ? આવા થોડાક જ માણસો હોય સંસારમાં. તે ઉકેલ લાવી નાખો, નહીં તો વેર બાંધીને અનંત અવતાર ખલાસ કરી નાખે. દાદાશ્રીને છૂટવું હતું એટલે રાજીખુશીથી મૂરખ બન્યા અને એને ઘેર બોલાવીને પાંચસો રૂપિયા સામેથી આપી દઈને પોતે છૂટી ગયા.

આવું બોધકળાવાળું, પોતાની જાતના અનુભવનું જ્ઞાન જ દાદાશ્રી પીરસતા, શાસ્ત્રનું જ્ઞાન નહીં.

**• વાચક માટે ખાસ નોંધ**

રૂપિયા તો મામૂલી ચીજ છે. તે જતા કરીનેય વેર ભંગાતું હોય, જગત છોડતું હોય તો છૂટી જાવ. નહીં તો એક માણસ જોડેનું વેર ભટકાવશે. જે દુનિયામાં મરવાનું છે, ત્યાં વેર શું વધારવાના ? સામેનાની દૃષ્ટિએ મૂરખ બનો પણ ગુનેગાર ન બનો. પાછું એ રૂપિયા લઈ ગયો તે પણ વ્યવસ્થિતની સત્તાની બહાર નથી. ખરેખર તો આખી દુનિયામાં ગુનેગાર કોઈ છે જ નહીં.

આવી રીતે પૈસા જાય તો મનમાં ડિસ્કરેજ થઈ જઈએ. કારણ કે આપણું મન સમાધાન ખોળે છે, પણ ત્યાં એવું નથી વિચારતા કે સારી હૉટલમાં જઈને કેટલા બધા ખર્ચી નાખીએ છીએ ! આ કળિયુગમાં મનનું સમાધાન થતું હશે ? વેર ન બંધાય એવી રીતે કેસ ઊંચો જ મૂકી દેવાનો. માનીને માન આપી, લોભિયાથી છેતરાઈને આગળ ચાલ્યા જાવ. પાંચસો રૂપિયા આપીને લાખો રૂપિયાનો ફાયદો ઉઠાવો. અને આવા ઈનામ જિંદગીમાં એકાદ-બે હોય, ઘડી ઘડી ના હોય. એટલે ગભરાવા જેવું નહીં.

## [૧૭] નારાયણ સંગ લક્ષ્મી

**• રેસકોર્સમાં ન ઊતરે, તેની પાછળનું દાદાનું ગણિત**

દાદાશ્રીએ હિસાબ કાઢેલો, કે આ પૈસા વધારવાના રેસકોર્સમાં બધા પડે છે, તો રેસકોર્સમાં ઈનામ કેટલાને મળે ? ત્યારે કહે, પહેલા ત્રણ ઘોડાને ઈનામ મળે, બાકી બધાએ ફીણ કાઢી કાઢીને મરી જવાનું. વળી પાછું બીજા વર્ષે તો બીજાનો નંબર લાગે. તેથી એ ટેમ્પરરીનેસ સમજી તેઓ

રેસકોર્સમાં ઊતરેલા જ નહીં. તેઓ સમજી ગયેલા કે રેસકોર્સમાં કોઈની પર્સનાલિટી પડેલી નહીં. પર્સનાલિટી રેસકોર્સમાંથી ખસી ગયેલાની પડે છે.

દાદાશ્રી સાથે એમના પિતરાઈ ભાઈઓ સ્પર્ધા કરવા જાય, તો 'તમે તો કરોડાધિપતિ છો, મેં તો જેમ તેમ કરીને દહાડા કાઢ્યા છે', એવું તેવું બોલીને કળાથી તેઓ છટકી જતા, અને અંદરખાને સમજે કે મારે તો ભગવાન પાસેથી બિલ્લો લેવાનો છે, તમારી પાસેથી નહીં.

**• વાચક માટે ખાસ નોંધ**

* કામ કર્યે જાવ, ફરજો બધી બજાવો અને જે મળે તેમાં સંતોષ રાખો. રેસકોર્સમાં પડવા જેવું નથી.

* પૈસા સંભારવાના બંધ થશે ત્યારથી પૈસા વધશે. લક્ષ્મીજી તો ભગવાનની સ્ત્રી, એમનું નામ ન દેવાય.

* લક્ષ્મી આટલી આવજો કે તેટલી આવજો, અથવા વધારે આવે તો સારું, એવું વિચારવું નહીં. એનાથી લક્ષ્મીજીને બહુ રીસ ચડે.

* લક્ષ્મીજી વ્યવહાર છે પણ એમાં તન્મયાકાર ન થાવ ને નારાયણમાં તન્મયાકાર થાવ. નારાયણ હશે ત્યાં લક્ષ્મીજી આવશે જ.

## [૧૮] ભીડ નહીં, ભરાવો નહીં

**• દાદાશ્રીનો કાયદો લક્ષ્મી માટે - ભીડ નહીં ને ભરાવો નહીં**

દાદાશ્રી કહેતા કે લક્ષ્મી કેટલી હોવી જોઈએ ? ત્યારે કહે, 'ભીડ નહીં ને ભરાવો નહીં.' જરૂર પૂરતી આવે ને જરૂર પૂરતી જાય, ને અડચણ ના પડે, એનું નામ ધનવાન ! ભરાવો થાય તો બહુ ઉપાધિ ! એને સાચવવાની, યોગ્ય જગ્યાએ મૂકવાની, વળી જમાઈ માગે, બધા જોડે વઢવાડ થાય ને દુશ્મન થવાનું. જ્યાં સુધી પૈસા ના હોય તો બધા ભેગા બેસીને ખાય-પીવે અને પૈસા આવે તો બધા જોડે વઢવાડ થયા કરે.

લક્ષ્મી નૉર્મલ હોય ત્યાં સુધી સારું. નર્મદામાં વધારે પાણી આવે તો કિનારા તોડી નાખે, આજુબાજુના ગામોને તાણી જાય. એટલે પટના ગજા પ્રમાણે આવે તે સારું. પસીનો વધારે આવે તે પણ નહીં સારું અને

ઓછો આવે તે પણ નહીં સારું. સાધારણ પસીનો સારો, તેવું જ લક્ષ્મીનું છે. પુણ્યાનુબંધી પુણ્યની લક્ષ્મી એટલે ભીડ નહીં ને ભરાવો નહીં. એમને તો જરૂરથી વધારે નફો પણ ઉપાધિ લાગતો હતો.

### • લોકસંજ્ઞાથી શીખે છે ઊંધું, જ્ઞાનીની સંજ્ઞાથી શીખો સાચું

* વધારે પૈસા હોય તો ધર્માદામાં આપ. તે જમા થશે, બેંકમાં રહેલું જમા નહીં થાય.

* લક્ષ્મી હપ્તે હપ્તે આવેલી સારી, નહિતર પછી ભવિષ્યમાં લક્ષ્મીનો દુકાળ પડશે.

* લક્ષ્મી 'વ્યવસ્થિત' જેટલી મોકલે એટલી સ્વીકાર કરવી.

* નૉર્માલિટી ઈઝ ધી એસેન્સ ઑફ ધીસ વર્લ્ડ.

* કાયદેસરના હોય તોય લઢવું પડે તેવા પૈસા શું કામના ?

* બે-ત્રણ માઈલ યૂરિનલ ન હોય અને પાણી પી પી કરીએ તો શું થાય ? એમ જ્યાં સુધી ધર્માદામાં વાપરવાની સારી જગ્યા ન મળે ત્યાં સુધી વધારે પૈસા આવે તો તે જોખમ છે.

## [૧૯] ન બગાડે ટાઈમ પૈસા ગણવામાં

### • પૈસા કરતા ટાઈમ અને ઉપયોગની કિંમત

દાદાશ્રી બેંકમાં પૈસા લેવા જાય ત્યારે અથવા ધંધામાં કોઈ રૂપિયા-રૂપિયાની કે પાંચ-પાંચ રૂપિયાની નોટોની થોકડી આપે તો ગણતા નહીં. કારણ કે એમનું માઈન્ડ એટલે હાઈ સ્પીડ ત્રણ હજાર આર.પી.એમ.વાળું મશીન, તે આવા કામોમાં એમનું મશીન તૂટી જાય. તેથી કોઈ દિવસ પૈસા ગણે નહીં. વખતે એકાદ નોટ ઓછી આવે તો તે ગણવાની મહેનત અને ટાઈમ બચ્યો એને ખાતે જમા કરે. અને એકાદ નોટ ઓછી હોય તોય નુકસાન ક્યાં છે, એ નોટો કોઈની પાસે તો રહેવાની જ છે ને !

ગણવામાં ઉપયોગ કેટલો બગડી જાય ! જે આત્માના ઉપયોગમાં આવ્યા હોય તેને ટાઈમની કિંમત છે, નહિતર ઉપયોગ જ નથી ત્યાં ટાઈમની કિંમત નથી.

**• વ્યવસ્થિતના જ્ઞાનના આધારે શંકા નહીં**

દાદાશ્રી પોતે પૈસા ગણતા નહોતા, પણ તેઓ કોઈને પૈસા આપે તો કહેતા, કે 'ગણી લો.' કારણ કે લોકોને સ્થિરતા રહે નહીં, તેથી શંકા કરી નાખે. જ્યારે એમને તો વ્યવસ્થિતના જ્ઞાનના આધારે શંકા થાય જ નહીં.

**• અજંપાવાળા સુખ ને અલૌકિક સુખનો તફાવત સમજાઈ ગયેલ**

જ્યારે ખૂબ પૈસા આવે ત્યારે નોટો ગણ ગણ કરીને મગજની અકળામણ, અશાંતિ અને અજંપો કેટલા બધા વધી જાય, એ પોતાના અનુભવ પરથી સમજી શકતા. પોતે એ સમુદ્રમાંથી તરીને નીકળેલા, તેથી લોકોને અંદર શું થતું હશે તે એક્ઝેક્ટ જાણી શક્યા અને એનો ઉકેલ પણ આપી શક્યા કે 'પૈસા ગણનારા જતા રહે છે અને નોટો અહીં રહે છે, માટે ચેતજો.'

જ્ઞાન થતા પહેલા પણ દાદાશ્રીને પૈસાનો ખૂબ બોજો લાગતો. આ અજંપાવાળા સુખ કરતા જે સુખમાં તૃપ્તિ વળે એવું કંઈક અલૌકિક સુખ હોવું જોઈએ એવું એમને સમજાઈ ગયેલું.

**• વાચક માટે ખાસ નોંધ**

* રૂપિયા હાથમાં અડવા દેવા પણ હાથ ચીકણો નહીં થવા દેવાનો. ચીકણો નહીં થવા દેવાનો એટલે એના પર ભાવ-અભાવ બેઉ નહીં.

* ધંધામાં સિન્સિયર રહેવાનું, પણ ચીકાશ નહીં કરવાની.

* પૈસા સંગ્રહ કરો પણ યાદ ન રહેવા જોઈએ.

* ભેગું કરવાની કુટેવથી ભેગું કરીએ પણ કશું કામ લાગતું નથી ને છેવટે સરવણીમાં જાય છે.

## [૨૦] ધંધો, લોકોની અડચણ દૂર કરવાનો

**• મમતા નહીં, પારકા માટે જ જીવન ગયેલું**

દાદાશ્રીને અહંકાર ખરો એટલે ધંધામાં મન રહેતું ખરું પણ મમતા નહીં. તેથી પોતાના ધંધાની વાત, પોતાની અડચણની વાત બીજા કોઈને કરતા જ નહીં. સામાને શું અડચણ છે, કેવી રીતે એની અડચણ દૂર થાય,

એ જ આખી જિંદગી કર કર કર્યું. જાણે લોકોની અડચણો દૂર કરવાનો જ ધંધો કરેલો.

લોકોના મકાન બાંધ્યા પણ પોતાના ઘેર એક ચોકડી પણ નહોતી કરી. વગર પૈસે પણ દેખરેખ રાખીને લોકોના ઘર બાંધવામાં હેલ્પ કરેલી. આમ પારકા માટે જ જીવન ગયેલું. કોઈનુંય દુઃખ સહન ન થાય, આથી તે દૂર થાય તેના જ રસ્તા કર્યા કરે. છેવટે ક્યાંય ઠેકાણું ના પડે તો પગાર માથે પડે એવા વ્યક્તિ હોય તોય પોતાના ધંધામાં નોકરી અપાવી દે. પોતાના માટે ધંધો જ નહીં કરેલો. પૈસાની અટકણ પણ પહેલેથી નામેય નહોતી. ફક્ત જાણે પહેલાનો લોભ ખાલી થવા માટે જાણે ધંધો ચાલતો હતો.

### • સ્વાર્થ રહિત પુરુષ

દાદાશ્રીની પ્યોરિટી એટલી બધી હતી કે પોતાના જ ધંધાની આવકનું ખાય-પીવે, કપડાં પહેરે. લોકોના એક-બે આનાય વાપર્યા નથી. કોઈ વ્યક્તિ માટે સંસારી સ્વાર્થ કર્યો નથી કે આ માણસ કામમાં લાગશે કે કોઈ જોડે કિંચિત્ ઘાટ રાખ્યો નથી. એમને એવું જ હતું કે 'પોતે નથી કમાતો પણ પોતાનું પુણ્યૈય કમાય છે, તો શા હારુ સ્વાર્થ કે ઘાટ કોઈ પાસે રાખવો ?' જેને કોઈ ભીખ જ નથી, તેને ભગવાન પણ શું આપવાના હતા ?

દાદાશ્રી મહાત્માને કહે છે, અમને જેટલા ચોખ્ખા રાખશો એટલું આ જગતને લાભદાયી થઈ પડશે !

## [૨૧] ધંધો કર્યો નિકાલી ભાવે

### • આત્મા મેઈન પ્રોડક્શન, ધંધો બાય પ્રોડક્શન

દાદાશ્રીએ ધંધો અહંકારે કરીને છોડ્યો નહોતો, કારણ કે પોતે કોઈ ચીજ છોડવામાં માનતા નહોતા. પોતે ઉદયાધીન રહેવામાં અને એની મેળે ખરી પડવું જોઈએ, એમાં માનતા હતા. અને જ્યાં પોતે બંધાયેલા જ નહોતા, ત્યાં છોડવાનું પણ શું ? એક બાજુ ધંધોય ચાલ્યા કરતો'તો ને આત્માનું પણ સાથે ચાલ્યા કરતું'તું. કારણ કે બેઉ ધારા જુદી જ છે. ધંધામાં વ્યવહાર હોય પણ એક ક્ષણવાર એમનો ઉપયોગ એમાં ન હોય. જાણે

પોલીસવાળો પરાણે પકડીને કામ કરાવે એવી રીતે કરે. ધંધાનો વિચાર સરખોય નહીં અને નફાનીય કોઈ વૃત્તિ જ નહીં.

ભાગીદારને ધંધામાં એમના નામની જરૂરિયાત હતી તેથી નામ રાખેલું, બાકી કેટલાય વર્ષથી ધંધામાં હાથ ઘાલે જ નહીં. તેઓ પૂછવા આવે તો સલાહ આપે અને છેલ્લે છેલ્લે એય બંધ કરી દીધેલું. ફક્ત ઈન્કમટેક્ષનું કામ પતાવવા પૂરતું સહી કરવાનો હિસાબ રહેલો. એ સિવાય વીસ-વીસ વર્ષથી પેન પણ હાથમાં ઝાલી નહોતી.

**• છેવટે સહજતાથી ધંધાનું કર્મ ખરી પડ્યું**

છેવટે દાદાશ્રીને સામેથી સંજોગ આવ્યો કે બધા મહાત્માઓએ કહ્યું, કે દાદા, હવે આ તમને શોભે નહીં. તમારું નામ કઢાવી નાખો. છતાં એમને ભાગીદારને દુઃખ થશે એનું મનમાં થયા કરતું હતું. છેવટે મહાત્માઓએ ભાગીદારને કહીને એમનું નામ કઢાવી નખાવ્યું. આમ વર્ષોનો ધંધા સાથેનો હિસાબ, જાણે એમની કોઈ પણ ખટપટ વગર સહજતાથી ખરી પડ્યો !

**• વાચક માટે ખાસ નોંધ**

દાદાશ્રી કહેતા કે, હું પૈસા કમાવવા નથી આવ્યો, હું તો શોધખોળ કરવા આવ્યો છું કે આ જગત શું છે, કેવી રીતે ચાલે છે ! પોતે આખી લાઈફ રિસર્ચમાં જ કાઢી છે, લેબોરેટરી જેવી વાપરી છે. તે બધી શોધખોળ કરીને આપણને તૈયાર આપી દીધી છે.

તો હવે ધંધામાં ચિત્ત રાખ્યા કરતા આત્માનું કરી લેવા જેવું છે. કમાવવાનું તો પુણ્ય હશે તો કમાવાશે, નહીં તો મહેનત કરીને મરી જશો તોય કશું મળશે નહીં. યોજના ગયા અવતારમાં ઘડાઈ ગઈ છે, શું શું ધંધા થશે ? કયા સ્ટેજ પર ધંધા થશે ? એની પ્રાપ્તિ શું થશે ? એના હિસાબ સહિત યોજના તૈયાર થઈ છે. તે હવે રૂપકમાં એ જ આવવાનું છે. માટે આત્માનું કરી લો તે જ ભેગું આવશે, બાકી બધું અહીં જ મૂકીને જવાનું છે. અનંત અવતાર નોકરી-ધંધા કર્યા છે, આવો લાગ ફરી ફરી મળતો નથી. કરોડો અવતારે આ વસ્તુ મળે એવી નથી. માટે જ્ઞાની મળ્યા છે, તો જ્ઞાનીની પાછળ પડીને આત્માનું કરી લેવા જેવું છે, ચૂકવા જેવું નથી !

❖❖❖❖❖

# અનુક્રમણિકા

## [૧] કોન્ટ્રાક્ટનો નંગોડ ધંધો



## [૨] ભાગીદાર

## [૨.૧] ભાગીદાર કાન્તિભાઈ

### [૨.૧.૧] કાન્તિભાઈ સાથે ધંધાની શરૂઆત



### [૨.૧.૨] અંતે સાંપડ્યું શું ?



### [૨.૧.૩] દાદાનો સંગ એ જ શ્રીમંતાઈ



### [૨.૧.૪] ભાગીદાર જોડે મતભેદ નહીં

## [૨.૨] લક્ષ્મી સામે આપ્યું સંસ્કારધર્મને મહત્ત્વ



## [૨.૩] સી. પટેલ સાથેની ભાગીદારીમાં વિશ્વાસઘાત



## [૨.૪] ભાગીદાર વાડીલાલભાઈ સાથે સત્સંગ



## [૨.૫] ભાગીદારના ભાઈને શિખવ્યું ગણતર

## [૮] ધંધામાં ખોટ વખતે દાદાની સમજણ



## [૯] દાદાની ધંધો કરવાની ટેકનિક



## [૧૦] લક્ષ્મીજી સાથે વાતચીત



## [૧૧] અન્યાય સામે...

### [૧૧.૧] ગોવિંદરામજી સાથેનો પ્રસંગ

## [૧૧.૨] આખું ગામ મારવા આવ્યું...



## [૧૧.૩] કમુમિયાં સાથેનો પ્રસંગ



## [૧૧.૪] સામાનો રોગ કાઢવા વાપર્યા કડક શબ્દો



## [૧૨] પોલીસ સાથે પ્રસંગો

## [૧૨.૧] પોલીસવાળો બારણું વાસી આપશે

## [૧૨.૨] ધરમ કરતા પડી ધાડ



## [૧૨.૩] અનૂબેઈલેબલ વૉરન્ટ



# [૧૩] સરકારની ખોટી કનડગત અને દંડ વખતે...

## [૧૩.૧] એક લાખ સાંઈઠ હજારનો દંડ



## [૧૩.૨] ઈન્કમટેક્ષ પેયર છતાં ઝળકે જ્ઞાનદશા

## [૧૪] ચોરોના ગામમાં



## [૧૫] ધંધામાં કાળાબજાર અને ચોરી

### [૧૫.૧] કાળાબજારનું નાણું - ખપ્યું એલેપ્પી પેઢીમાં



### [૧૫.૨] સિમેન્ટ ને લોખંડની ચોરીઓ

## [૧૫.૩] ચોરીનો બાંકડો



# [૧૬] ઉઘરાણી

## [૧૬.૧] ઉઘરાણી ન કરવા પાછળની સમજણ

## [૧૬.૨] ધીરેલા તેને જ ચૂકવી વેરથી છૂટ્યા



## [૧૭] નારાયણ સંગ લક્ષ્મી



## [૧૮] ભીડ નહીં, ભરાવો નહીં



## [૧૯] ન બગાડે ટાઈમ પૈસા ગણવામાં

## [૨૦] ધંધો, લોકોની અડચણ દૂર કરવાનો



## [૨૧] ધંધો કર્યો નિકાલી ભાવે



❖❖❖❖❖

# જ્ઞાની પુરુષ

## 'દાદા ભગવાન' ભાગ-૩

## [૧]

## કોન્ટ્રાક્ટનો નંગોડ ધંધો

### ગૃહસ્થ વેશે જ્ઞાન, બેસાડ્યો નવો દાખલો

**પ્રશ્નકર્તા :** મને કોઈ વખત એવું થાય કે દાદામાં આટલી ત્યાગવૃત્તિ નથી, આવા કપડાં પહેરે છે, ધંધો કરે છે, બધું છે, તો એમને જ્ઞાની કેમ માની શકાય ?

**દાદાશ્રી :** હા, એ બરોબર છે. એ બધું થાય ને ! પણ એવું છે ને, મારી જગ્યાએ કોઈ ત્યાગવાળા જ્ઞાની પુરુષ હોત ને, તો તમારું ગૃહસ્થીનું કલ્યાણ શી રીતે થાય ? કારણ કે તમારા મનમાં એમ રહ્યા કરે કે 'ભાઈ, એ તો ત્યાગી છે એટલે એ આવું બધું કરી શકે, પણ આપણાથી શી રીતે થાય ? આપણે તો ગૃહસ્થી છીએ. એટલે આપણાથી કશું વળે નહીં.' એ ભેદ પડી જાય. ત્યારે કુદરતનો નિયમ એવો હોય છે કે કોઈ ફેરો ગૃહસ્થીનેય જ્ઞાની બનાવી દે છે. એટલે ગૃહસ્થી લોકોના મનમાં એમ થાય કે 'એ જો આટલા બધા વીતરાગ રહી શકે છે, તો અમારાથી કેમ ના રહેવાય ?' એવો એને દાખલો મળે. મળે કે ના મળે ?

મારા ઉપર કેટલી બધી તલવારો લટકેલી છે ! ધંધો-રોજગાર,

ઈન્કમટેક્ષની, સેલ્સટેક્ષની, પણ બધી તલવારોમાં વીતરાગતા ! નિરંતર વીતરાગતામાં રહું છું, એક ક્ષણ પણ દશા બદલાયા સિવાય ! ૧૯૫૮ પછી આ દેહનો હું એક ક્ષણવાર માલિક થયો નથી. ત્યારથી જ દસ્તાવેજ બધા ફાડી નાખેલા છે. એટલે આ અજાયબ જ્ઞાની પુરુષ ! વર્લ્ડનું અગિયારમું આશ્ચર્ય ! બને નહીં તેવું બન્યું છે આ ! અને પટેલને ઘેર ભગવાન પધાર્યા છે, નહીં તો પટેલને કંઈથી નવરાશ હોય ? પટેલ તો ધંધા કરે કે ભગવાન પધારે એને ત્યાં ?

**પ્રશ્નકર્તા :** એ બહુ ધર્મ ના કરે.

**દાદાશ્રી :** હા, એમાંય કન્ટ્રાક્ટનો નાગો ધંધો પાછો. અને લોક કહે છે, 'આ ઘરબાર છૂટે નહીં તો ભગવાન ભેગા જ ના થાય.' મેર ચક્કર, હિમાલયમાં પડી રહેવાથી, ત્યાં આ ગાયો-ભેંસો, ડુક્કરો જોડે પડી રહેવાથી, એમ કંઈ ભગવાન મળતા હશે ? સંસારમાં પીસાય અને સંસારમાં પરીક્ષા આપે, ટેસ્ટ એક્ઝામિનેશન આપે, ત્યારે ભગવાન ભેગા થાય. આ બાવા તો પેલી વહુ જોડે ફાવતું નથી ને મેળ પડતો નથી એટલે ભાગી જાય છે, એને સહન નથી થતું એટલે. આ સહન ના કરવી પડે, પરીક્ષા ? આ બાવા જુઓ ને, ત્યાં જઈને પડી રહે છે ને, એકલા મૂઆ ! ભગવાન તો ગમે તે અવતારે, ગમે તે વેશે મળે. મને ક્યારે ભગવાન ભેગા થયા ? સુરતના સ્ટેશન ઉપર, નાઈન્ટીન ફિફ્ટી એઈટમાં (૧૯૫૮માં).

જ્ઞાની પુરુષ ક્ષણવાર દેહમાં રહેતા ના હોય, છતાંય ધંધા ચાલે છે એય અજાયબી છે ને ! તો પછી તમને હિંમત આવે કે નહીં ? 'આ ધંધો કરે છે ને વીતરાગતાથી રહે છે, તો હું પણ કેમ ના રહી શકું ?' અને મારી જગ્યાએ ત્યાગી હોય તો તમને એમ થાય કે 'એ તો બૈરી-છોકરાં ત્યાગેલા, હું તો બૈરી-છોકરાંવાળો એટલે આપણાથી કશું વળે નહીં.' એ ભેદ પડી જાય.

## નંગોડ ધંધામાં પણ જ્ઞાનથી રહે વીતરાગ

અહીં ટાઈમ બગડ્યો એવું ના લાગ્યું ને ?

**પ્રશ્નકર્તા :** ના, ના, કંટાળો નથી આવ્યો.

**દાદાશ્રી :** તો વાંધો નહીં. ટાઈમ બગડતો હોય તો હું બીજી વાત કરું. હું કોન્ટ્રાક્ટર હતો એટલે એ તમારી વાતોય આવડે, ધંધાની બધી વાતો આવડે છે. જો આમાં કંટાળો આવતો હોય તો કહેજો, તો મારી વાત કરીશ બધી. છતાંય હું જુદો રહું છું આ બૉડીથી (શરીરથી).

**પ્રશ્નકર્તા :** જ્ઞાન થયા પછી પણ આ બધો વ્યાપાર ચાલુ જ રાખ્યો ?

**દાદાશ્રી :** વેપારેય ચાલુ હતો, સારી રીતે ચાલુ હતો.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન થયા પછી પણ ?

**દાદાશ્રી :** હા... આ બધાનો વેપારેય ચાલે છે ને, જ્ઞાન થયા પછી. આ આમની વકીલાત હઉ ચાલે છે ને ! અત્યારે હું કંઈ બાવો થઈ ગયો નથી. મારેય માથે ધંધો છે, હુંય આ જ્ઞાની છું પણ આમ ધંધાદારી માણસ છું. તે સંસારમાં ધંધો-રોજગાર, ઈન્કમટેક્ષ વગેરે બધુંય અમારે પણ છે.

આ ભાદરણના પટેલ હજુય ધંધો કરે છે. એ.એમ.પટેલ ઈઝ ધ ફર્સ્ટ નેબર. હી ઈઝ કોન્ટ્રાક્ટર ઑલ્સો ! ઈન્કમટેક્ષ પેયર ઑલ્સો ! અને લોકો કહે છે કે 'સંસારમાં જ્ઞાન થાય નહીં.' અરે મૂઆ, ઈન્કમટેક્ષ પેયર, એ જો તો ખરો તું આ ! અમે કન્ટ્રાક્ટનો નંગોડ ધંધો કરીએ છીએ છતાં એમાં અમે સંપૂર્ણ 'વીતરાગ' રહીએ છીએ. એવા 'વીતરાગ' શાથી રહેવાય છે ? 'જ્ઞાન'થી. અજ્ઞાનથી લોક દુઃખી થઈ રહ્યા છે.

## શોભે ઝવેરાતનો પણ મળ્યો નવી જાતનો ધંધો

અમે જ્ઞાની પુરુષ કહેવાઈએ. અમને ધંધો ઝવેરાતનો હોય. કેવો ? અમને શોભે ઝવેરાતનો. પણ અમને આ નાગો ધંધો કેમ આવ્યો હશે, કન્ટ્રાક્ટનો ?

કોન્ટ્રાક્ટરનો ધંધો નાગો કહેવાય. નીચી નાતના લોક મળે ને ! તમારે તો બધી ઊંચી ઊંચી વ્યક્તિઓ આવે, નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, જી. એ સુખી માણસ સાથે જ વ્યવહાર.

**દાદાશ્રી :** એટલે આના સંયોગ બધા ઊંચા આવે પણ આ કાળમાં અમને આ ધંધોય નવી જાતનો મળ્યો, આ જ્ઞાની પુરુષને. નહીં તો જ્ઞાની પુરુષને તો કશું જોઈતું જ ના હોય, એને ધંધો શાને માટે જોઈએ ? જ્ઞાની પુરુષને તો હીરો એકલો જ ઉપાડીને મૂકવાનો હોય, પણ છતાંય અમારા ભાગે કોન્ટ્રાક્ટનો ધંધો આવ્યો છે, તેય આશ્ચર્ય છે !

કોન્ટ્રાક્ટનો ધંધો સારો કહેવાય કે નાગો ?

**પ્રશ્નકર્તા :** આમ તો સારો જ કહેવાય ને !

**દાદાશ્રી :** અરે ! મજૂરોને ટૈડકાવવા પડે, આને ટૈડકાવવા પડે, આને ટૈડકાવવા પડે, એ સારું કહેવાય ?

**પ્રશ્નકર્તા :** પણ ઘેર આનંદ આપવા માટે ને !

**દાદાશ્રી :** લોકોને ટૈડકાવવાનું સારું કહેવાય ? કોઈને વઢાય નહીં.

## કેમ કહ્યો કોન્ટ્રાક્ટનો ધંધો 'નંગોડ' ?

કન્ટ્રાક્ટનો ધંધો નાગો, કોન્ટ્રાક્ટર નાગા કહેવાય બધાય.

**પ્રશ્નકર્તા :** કેમ, દાદા ?

**દાદાશ્રી :** નાગો ધંધો એટલે શું ? મજૂરો જોડે ધંધો કરવો પડે અને મોટા શેઠિયાઓ જોડેય ધંધો કરવો પડે, રાજા જોડેય ધંધો કરવો પડે. એટલે બધાય તાગવામાં (તાગવું - માપ કાઢવું) આવે ને ? મહીં કેટલાક નાગુંય બોલનારા મળે ને આપણને. ગરીબ મજૂરથી માંડીને તે ઠેઠ પ્રેસિડન્ટ (પ્રમુખ) સુધી એમને ઓળખાણ રાખવી પડે, કોન્ટ્રાક્ટરને. એટલે બધાની પ્રકૃતિને ઓળખવી પડે અને ત્રાસ લે, મજૂરોનો ત્રાસ લે, બીજાનો ત્રાસ લે. એ બધા કોન્ટ્રાક્ટરો ન્યાયી ઓછા હોય છે કંઈ ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** પોતાના ન્યાયથી જ, એ... પેલા જજને બોલાવે છે તે

ઘડીએ ? એ જ જજ. મજૂરની મજૂરી હઉ ખાઈ જાય, મૂઆ. એ મને તો પોતાને સારું નહીં લાગેલું. પણ શું કરું ? કોઈ પણ ધંધો તો કરવો પડે ને ? અને તે પ્રકૃતિમાં લાવ્યો હોય એ કરવો પડે.

## કોન્ટ્રાક્ટના ધંધામાં થયા વ્યવહારિક અનુભવો

પણ અનુભવ બહુ થયેલા, અનુભવ સારા થયેલા. વ્યવહારિક અનુભવ. આ સત્સંગમાં મહીં વ્યવહારિક દાખલા આપું છું અનુભવના, એ બહુ કામ લાગે લોકોને. આ કોન્ટ્રાક્ટના ધંધામાં ઓવરઓલ (સમગ્ર રીતે) બધા અનુભવો થાય છે, વહેવારના. આ ધંધામાં શીખવાનું બહુ મળે માણસને. વ્યવહારિક જ્ઞાન બહુ સુંદર હોય ! કારણ મજૂરથી માંડીને ઠેઠ ગવર્નર સુધીના બધા માણસોને ભેગું થવાનું. અમારે તો કામનું ઓપનિંગ (ઉદ્‌ઘાટન) હોય તો પ્રેસિડન્ટને હઉ લાવવા પડે. એટલે બધું ભેગું થવાનું.

**પ્રશ્નકર્તા :** બધા સાથે વહેવાર રાખવો પડે.

**દાદાશ્રી :** તેમાં નાગા આવે, જાગા આવે, નંગોડો આવે, ફંગોડો આવે, બધા આવે. એટલે 'નાગો ધંધો' કહ્યો છે. તે મહીં કેટલાક નાગા મળે, તે આપણે ચલાવી લેવું પડે. આપણાથી નાગું થવાય નહીં. એમાં કેટલાય માણસો ઊંધું બોલનારા હોય તે અમે જો છતાં (સીધા) રહીએ તો સ્લિપ ના થઈએ, નહીં તો છતાં ના રહીએ તો સ્લિપ થઈ જવાય. સ્લિપ કરાવે (લપસાવે) એવો ધંધો ખરો કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ધંધા માત્રમાં એવું જ હોય છે.

**દાદાશ્રી :** ના, આ ધંધો વધારે વસમો છે. કારણ કે આપણે નાગા ના થવું હોય, પણ લોકો મળે એવા, તે આપણને નાગા કરે. જો સારા માણસ હોય તો તેમનેય લોક નાગા કરે. કારણ કે એ ધંધો નાગો છે. અને ઝવેરાતની દુકાન હોય તો કશી ભાંજગડ નહીં ને ! પણ આ ઝવેરાતની દુકાનમાં અનુભવજ્ઞાન ના થાય અને આમાં અનુભવજ્ઞાન મને બહુ થયું. તેથી આ દાખલા આપીએ તો લોકોનું કામ નીકળી જાય !

## મુશ્કેલીવાળી સ્થિતિમાં હિંમત દાખવી ધર્યો જગતે દાખલો

જેના પરથી રોટલા ખાધા તેને જ મેં 'નાગો' કહ્યો, એ ધંધાને. પણ લોકોને એમ ખાતરી થાય કે નાગામાંથી જાગા શી રીતે થયા ? જાગામાંથી જાગા સહુ કોઈ થયેલા, પણ આ નાગામાંથી શી રીતે જાગા થયા આ માણસ ? એટલા માટે આ 'નાગો ધંધો' કહેલો છે, ધંધાને વગોવવા માટે નહીં. પેલાના મનમાં એમ હિંમત આવે કે મારોય ધંધો નાગો છે પણ હું જાગો થઈ શકીશ. નહીં તો અત્યારે બધા ઘણાં ખરાં તો નાગા જ હોય ને, આમ સાવ. એટલે ડિસ્કરેજ (નિરાશ) થઈ ગયેલા હોય. એટલે એન્કરેજ (પ્રોત્સાહિત) કરવા માટે આ બધા અમારા શબ્દો હોય.

**પ્રશ્નકર્તા :** 'એન્કરેજ કરવા માટે' બહુ સારો શબ્દ છે.

**દાદાશ્રી :** હા. એટલે તમને હિંમત આવે કે એમના માથે ઈન્કમટેક્ષની તલવાર છે, તો પછી હું કેમ એમના જેવો ન થઈ શકું ?

## જોડાયા ઘરના જ કોન્ટ્રાક્ટના ધંધામાં

**પ્રશ્નકર્તા :** દાદા, તમે કોન્ટ્રાક્ટના ધંધામાં કઈ રીતે જોડાયા ?

**દાદાશ્રી :** બ્રધર કોન્ટ્રાક્ટનો ધંધો કરતા'તા બરોડામાં. એટલે એમણે મારા ફાધરને કહ્યું, 'અંબાલાલ જો મેટ્રિકમાં પાસ થાય તો એને લંડન મોકલીએ ભણવા માટે.' ત્યારે ફાધરે બ્રધરને શું કહ્યું ? 'લંડન મોકલીએ તો પછી પાછો આવીને આપણે ત્યાં ગાયકવાડ સ્ટેટમાં સૂબો થશે.' એટલે એ સાંભળી ગયો હું. મેં કહ્યું, 'આ લોકો મને સૂબો કરવા ફરે છે, મારે મેટ્રિક પાસ થવું નથી.' સૂબો કરવા ફરે એમાં હઉ દરેકનો સ્વાર્થ હોય ને ! ફાધરનો શું સ્વાર્થ હોય, કે મારો છોકરો સૂબો છે.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** બ્રધરને શું થાય ? મારો ભઈ સૂબો છે. અને મને તો

સૂબો થઉ તો પેલો સરસૂબો મને ટૈડકાવે, એ મને ના જોઈએ. મારા માથે ટૈડકાવનાર કોઈ જોઈએ નહીં, એવો આ પહેલેથી સ્વભાવ.

**પ્રશ્નકર્તા :** હા, બરાબર. એટલે તમે લંડન જવાની ના પાડી.

**દાદાશ્રી :** ના પાડી નહીં, પોતે પાસ જ થયો નહીં ને ! મેટ્રિકમાં ફેલ થયો ૧૯૨૭ની સાલમાં ! એટલે કોન્ટ્રાક્ટની લાઈનમાં દાખલ થઈ ગયો. અમારા ઘરના જ ધંધામાં હું પછી પેસી ગયો અને એમાંથી કોન્ટ્રાક્ટર થઈ ગયો.

## ૧૯૨૭થી ધંધો ચાલુ કર્યો વડોદરામાં

**પ્રશ્નકર્તા :** મેટ્રિક ફેલ થયા પછી કઈ સાલથી ધંધો કરતા'તા ?

**દાદાશ્રી :** રેલ (પૂર) વખતે હું ધંધામાં જ હતો.

**પ્રશ્નકર્તા :** બરાબર, ૧૯૨૭ની રેલ વખતે આપનો ધંધો હતો !

**દાદાશ્રી :** રેલમાં ફસાયો'તો, હું કામ પર ગયો'તો ત્યારે. પાછા આવતી વખતે સ્ટેશન પર ફસાયો'તો. પણ આવતો રહ્યો'તો, જેમ તેમ કરીને. એ ફર્સ્ટ યર (પહેલું વર્ષ) હતું ધંધાનું.

**પ્રશ્નકર્તા :** ધંધામાં જોડાયા એટલે પછી વડોદરા ગયા રહેવા ?

**દાદાશ્રી :** હા, વડોદરા ગયા. લાઈફ ઘણી ખરી વડોદરામાં જ ગઈ. ધંધો અહીં મુંબઈમાં પણ કરેલો. ૧૯૩૯ની સાલથી તે ૧૯૪૬ સુધી ધંધો આવ-જાવરૂપે કરેલો અને ૧૯૪૬થી કાયમનો ચાલુ કરેલો. તે અત્યાર સુધી ચાલ્યા કરતો'તો.

## જિંદગી લોકોને વેચાતી નહીં આપી દેવાની

**પ્રશ્નકર્તા :** આ જનમમાં જે નોકરી કરે છે તે, અને આ જનમમાં જે બિઝનેસ કરે છે તે, તેઓના ગયા ભવમાં કઈ જાતના કર્મો હશે ? કેવા ભાવો કરેલા હશે, કે એને આ ભવમાં આવા કર્મ મળે ?

**દાદાશ્રી :** એવું છે ને, નોકરી કરે છે, એણે ભાવો કેવા કરેલા

હોય ? 'ભઈ, આપણે તો જવાબદારી ના આવે એવું કંઈ કરો, અને મૂડી ના રોકાય આપણા ઘરની.' કહેશે. એવી ભાવનાવાળાને નોકરી મળી આવે. અને 'જવાબદારી ભલે હોય, અને મૂડી પોતાની પાસે હોય તે વપરાશે પણ ધંધા જ કરવાના', એ ભાવનાથી એવું મળે.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** સેફસાઈડ ખોળતો હોય ને, કે 'આપણી મૂડી વપરાય નહીં અને નોકરીમાં ખોટ જ નહીં ને !' એટલે નોકરી મળી આવે ત્યાં. મેં તો દૈ (દેવ) જાણે ગયા અવતારે એવા ભાવ કરેલા કે આ જિંદગી લોકોને વેચાતી નહીં આપી દેવાની.

**પ્રશ્નકર્તા :** હં...

**દાદાશ્રી :** વેચાય નહીં આવી સરસ જિંદગી ! એટલે 'નોકરી તો કરીશ જ નહીં' એવું નક્કી કરેલું.

## પ્રેમથી વશ કર્યા ભગવાનને

'સર્વિસ તો ના જ કરું', કહ્યું. મોટો પ્રધાન બનાવે તોય રાજા તો ટૈડકાવે ને ? એ ના જોઈએ મારે. માથે ઉપરી ના જોઈએ. તે અત્યારેય ઉપરી વગરનો ફરું છું, ભગવાન પણ વશ થઈ ગયા મને. મારો ઉપરી વર્લ્ડમાં કોઈ છે નહીં. ભગવાન ઉપરી હતો, તે તો મને વશ થઈ ગયો. હવે ઉપરી કોણ રહ્યું ?

**પ્રશ્નકર્તા :** કોઈ નહીં.

**દાદાશ્રી :** આપણને વશ થઈ જાય. શું જોઈને વશ થયો હશે, મારો રોફ જોઈને ?

**પ્રશ્નકર્તા :** આપની ભક્તિ જોઈને.

**દાદાશ્રી :** પ્રેમ જોઈને, ભક્તિ અમને ના હોય. ભગત નહોય અમે. અમે તો જ્ઞાની પુરુષ ! એટલે અમારો પ્રેમ જોઈને, કે 'આવો પ્રેમ !' ભગવાન સિવાય બીજે ક્યાંય પ્રેમ જ નહીં અમારે, કોઈ જગ્યાએ.

## ચોખ્ખાનું કોણ નામ દે ?

**પ્રશ્નકર્તા :** દાદા, પણ કોન્ટ્રાક્ટના ધંધામાં સિવિલ એન્જિનિયરો તો ઉપરી ખરા ને ?

**દાદાશ્રી :** હા, ઉપરી ખરા, પણ એ તો આપણે ઉપરીપણું સ્વીકારીએ તો ને ! અમે તો ઊલટાનું ઉપરી સામે લાકડી લઈને ફરી વળીએ. આપણે ધંધામાં ચોખ્ખું કામ કરીએ તો આપણું કોણ નામ દે ?

**પ્રશ્નકર્તા :** હં... બરાબર, દાદા. પણ આપણા પોતાના ધંધામાં બધા કસ્ટમર્સ (ગ્રાહકો) તો ઉપરી જ ગણાય ને, એ લોકોને પ્લીઝ (રાજી) કરવાના એટલે ?

**દાદાશ્રી :** ના, ના, પ્લીઝ કરવાનો ધંધો જ નહીં, અમારે તો કામ સારું કરવું. અને ઊલટા અમારે ત્યાં જમે કરે, અમારા આશ્રયમાં રહે. એમના ઉતારા-બુતારા પણ હોય. પણ ખરી રીતે જેને ધંધામાં ચોરીઓ કરવી છે, તેને માટે પ્લીઝ કરવા પડે ! છતાંય કરવા જ પડતા હતા, બળ્યા ! હું જાતે નહોતો કરતો, બીજા બધા કરતા.

## જાતનો પાવર ને જોઈએ સ્વતંત્રતા

**પ્રશ્નકર્તા :** આપના જેવું ડિસિઝન બધા ઓછું લઈ શકે ?

**દાદાશ્રી :** ના, બધા શી રીતે લે ? એટલો પાવર હોવો જોઈએ ને, એ પોતાની જાતનો પાવર ! એ તો જાણે કે મને દોઢસો રૂપિયા પગાર મળે તો બહુ થઈ ગયું. અને હું તો પગારદારમાં પાંચ-પાંચ હજાર આપે ને, તોય મૂઆ એની નોકરી શું કરવા માટે કરું ? સ્વતંત્ર, નાની અમથી પાનની દુકાન કરીશ, પણ મારે જ્યારે સૂઈ જવું હોય ત્યારે સૂઈ જઉં, જ્યારે ઊઠવું હોય ત્યારે ઊઠું. કારણ કે આખી જિંદગી સાડા દસ-અગિયાર વાગ્યા સુધીમાં નાહ્યો છું. કો'ક દહાડો નવ વાગે, નહીં તો દસ-અગિયાર વાગે. ઘરમાં હીરાબાય એમ કહે નહીં, કે 'અત્યાર સુધી કેમ બેઠા છો ?' કારણ કે એવું પૂછવાવાળું આવ્યું જ નથી ને મારે. મારા ભાગીદારેય જાણે કે એ દસ-અગિયાર વાગ્યા સુધીમાં નહાશે.

## ત્રીસ વર્ષે કર્યો સ્વતંત્ર ધંધો

નોકરી કરવી નહોતી એટલે આમ ધંધામાં પેસી ગયેલો ! ઘરનો ધંધો કોન્ટ્રાક્ટનો એટલે એમાં પછી પેસી ગયો. ધંધામાં પડ્યા પછી આમ તો હોશિયારી ખરી ને, અક્કલ તો ખરી ને, એટલે ઑલ રાઈટ થઈ ગયેલો, પાછો તૈયાર થઈ ગયેલો. તે મોટાભાઈએ ઊલટું માન આપવા માંડ્યું. પણ અમારા મોટાભાઈને તો રોજ ચાલીસ-પચાસની શીશી પીવા જોઈએ. અને તે વિલાયતી, સારી રીતે પીવે-કરે. હવે આવા ખર્ચા તે શી રીતે પોસાય ? ધંધાની આવકેય ખરી તે દહાડે. કોન્ટ્રાક્ટનો ધંધો તે દહાડે તો બહુ સારો ગણાતો'તો. પણ પછી તાણ પડવા માંડી, અમારે મિલકતમાં દેવું થવા માંડ્યું. પછી મારે સ્વતંત્ર કરવું પડ્યું.

**પ્રશ્નકર્તા :** એ કઈ ઉંમરે, દાદા ?

**દાદાશ્રી :** ત્રીસ વર્ષની ઉંમરે સ્વતંત્ર ધંધો કર્યો.

## કોન્ટ્રાક્ટર કઈ લાઈનના ?

**પ્રશ્નકર્તા :** કોન્ટ્રાક્ટર એટલે કઈ લાઈન તમારી ?

**દાદાશ્રી :** બિલ્ડિંગ લાઈન. બિલ્ડિંગ, બ્રિજીસ બધું. અને પછી અમે દરિયામાં જેટીઓ બાંધતા'તા. આ દરિયાની સ્ટીમર ઊભી રહે એ જગ્યાને જેટી કહેવાય છે, એને ધક્કા* કહેવાય. તે બાંધવાનો અમારો ધંધો. બીજું બધુંય, બિલ્ડિંગ-બિલ્ડિંગ બધુંય કરીએ, પણ વધારે તો આ કરતા'તા. છેલ્લા પંદર વર્ષ તો અમારા જેટી ને એવું બધું બાંધવામાં જ ગયેલા. દક્ષિણમાં દરિયાની જેટીઓ બાંધેલી બધી.

**પ્રશ્નકર્તા :** અચ્છા, એટલે ગુજરાત ગવર્મેન્ટના કામો ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** તો ?

**દાદાશ્રી :** મહારાષ્ટ્ર.

*ધક્કો - બંદર પર માલ ચડાવવા-ઉતારવાની જગ્યા

**પ્રશ્નકર્તા :** મહારાષ્ટ્ર ગવર્મેન્ટ.

**દાદાશ્રી :** ગુજરાત ગવર્મેન્ટે તો પછી જેટી શરૂ કરી. જેટી શરૂ જ નહોતા કરતા.

**પ્રશ્નકર્તા :** દાદા, કઈ કઈ જેટીઓ બાંધેલી તમે ?

**દાદાશ્રી :** અમે મુંબઈમાં રત્નાગિરિમાં કામ લીધું'તું. પછી એલિફન્ટાની જેટી અમે બાંધેલી. આ એલિફન્ટા ટાપુ ઉપર જવાની જેટી છે ને, તે અમે બાંધી'તી. પછી ત્યાં જયગડની જેટી, માંડવાની જેટી, આ ધક્કા બધા બાંધેલા.

૧૯૬૬માં એકવીસ લાખની જેટી બાંધી હતી. જેટીઓ બધી ઘણી ખરી અમારી બાંધેલી છે, આ દક્ષિણની બધી જેટીઓ.

**પ્રશ્નકર્તા :** બરાબર છે, દાદા. આપ સ્પેશિયાલિસ્ટ (નિષ્ણાત) હતા, જેટી સ્પેશિયાલિસ્ટ.

**દાદાશ્રી :** સ્પેશિયાલિસ્ટ બધાયમાં, બધાયમાં હાથ ઘાલેલો. અમે પહેલા સ્કૂલ, કૉલેજો, બિલ્ડિંગના અનુભવ લીધેલા. પછી આમાં પેઠા.

**પ્રશ્નકર્તા :** હા, ખરી વાત, દાદાજી.

**દાદાશ્રી :** એ બધા અનુભવ લીધેલા, પચ્ચીસ ફૂટ પાણીમાં કામ કરવાનું ને...

**પ્રશ્નકર્તા :** હા, કાચાપોચાથી ના થાય, સ્પેશ્યલાઈઝ જોઈએ.

**દાદાશ્રી :** બાકી જેટીના કામ કરવા એ જેવી તેવી વાત છે ! દરિયાની જેટીઓ કરવી તે ! બહુ મહેનત કરી. ચાલીસથી પચાસ-પચાસ ફૂટ પાણીમાં. અને દસ-બાર ફૂટ ચડ-ઊતર થાય પાછું. એટલા પાણીમાં કામ કરવાનું અને ઉપર ફાઉન્ડેશન બાંધવાનું પાછું. અત્યારે સો-સો ફૂટ પાણીની અંદર અમે જેટી બાંધી આપીએ.

પણ બધુંય બાંધેલું, રોડો બાંધેલા, સ્કૂલોય બાંધેલી, પુલોય બાંધેલા,

મકાનો બાંધેલા, કશું બાકી નહીં રાખેલું. અને સ્ટીલ કન્સ્ટ્રક્શન તો બધું ખૂબ કરેલું.

**પ્રશ્નકર્તા :** ત્યારે તમારું રહેવાનું મુંબઈમાં જ હતું ?

**દાદાશ્રી :** રહેવાનું મુંબઈ અને વડોદરા, બેઉ જગ્યાએ.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે બધા મકાન મુંબઈમાં બનાવેલા ?

**દાદાશ્રી :** હા, મુંબઈમાં...

## વિશ્વામિત્રી બ્રિજનો કોન્ટ્રાક્ટ

**પ્રશ્નકર્તા :** દાદા, તમે બ્રિજ અને રોડ કયા કરેલા ?

**દાદાશ્રી :** અહીં જરોદમાં આ વિશ્વામિત્રી બ્રિજ બાંધેલો. લો લેવલ બ્રિજ વિશ્વામિત્રી નદી પર, જરોદ પાસે.

**પ્રશ્નકર્તા :** કયા વરસમાં, દાદા ?

**દાદાશ્રી :** ૧૯૩૧ની સાલમાં. અગિયાર હજાર રૂપિયાનો બ્રિજ આખો. તે બાંધવાનો અમે અને અમારા ભાગીદાર બેઉએ છે તે કોન્ટ્રાક્ટ રાખેલો. ત્યારે હું બાવીસ-ત્રેવીસ વર્ષે બ્રિજના કામ ઉપર જતો હતો. ત્યાં કામની સાઈટ (જગ્યા) ઉપર મકાન રાખ્યું હોય, ત્યાં રહેવાનું. સાઈટ ઉપર રહીએ, તે ત્યાં જઉ સાઈકલથી. તે દહાડે ઈ.ડી.મોર્શિઅદ કરીને યુરોપિયન ચીફ એન્જિનિયર. એય મોટા મોટા એક્ઝિક્યુટિવ એન્જિનિયરો અને મોટા વાઘ બેઠા હોય એમ બેઠા હોય. પર્સનાલિટી બહુ ભારે ને, તે પેસતા તો આમ ધ્રૂજે માણસો. શરીરે ભારે, મોઢે ભારે, બધી રીતે. લોહી-બોહી લાલ કેસર જેવા આમ.

અમે બાવીસ-ત્રેવીસ વર્ષના બે ભાગીદારો. એ ત્રેવીસ વર્ષના ને હું બાવીસ વર્ષનો. બે જણે થઈને આ કન્ટ્રાક્ટ લીધો. અને તે મોટી હરીફાઈમાં, જબરજસ્ત હરીફાઈમાં, અગિયાર હજારનું કામ તો તે દહાડે બહુ મોટું ગણાય. અત્યારે આ અગિયાર લાખનું કહેવાય. અને લીધા પછી અમે શરૂ કર્યું. તે લો લેવલ બ્રિજ, એટલે એના જે એપ્રોચ હોય ને, તે

દહાડે છે તે કટિંગ કરીને કરવાના, અત્યારે એપ્રોચ ફિલિંગ કરીને કરવાના. તે દહાડે કટિંગ હોય ને બધા, તે બાર-બાર ફૂટના કટિંગ, બેઉ બાજુ.

તે પછી ઈ.ડી.મોર્શિઅદ જોવા આવ્યા. ચીફ એન્જિનિયર જોવા આવેને કો'ક દહાડો ? આવ્યા તે મોટો તંબુ બાંધવો પડ્યો અમારે તો, આ યુરોપિયન માણસ. અને શરીરે મજબૂત બધા. પર્સનાલિટીવાળા ! બહાર બહુ ભડકે બધા. કન્ટ્રાક્ટરો બહાર ભડક્યા જ કરે. એમની રૂબરૂમાં ખોલ્યું હોય ને ટેન્ડર, તોય કન્ટ્રાક્ટરો ભડક્યા કરે કે સાહેબ જોશે તો, સાહેબ જોશે તો ! આમ વાઘ જેવા દેખાય !

## બોરસદ-વાસદ રોડના બ્રિજીસ ને કલ્વર્ટ્સ

હવે આ તો ૧૯૩૧ની વાત કરી. ત્યાર પછી છે તો બ્રિટિશ ગવર્મેન્ટ તો એથીયે વળી વધારે વસમી ! આ તો ગાયકવાડી ગવર્મેન્ટ. બ્રિટિશ ગવર્મેન્ટ વખતે ૧૯૩૯ની સાલમાં છે તે ભાદરણ-બોરસદ રોડના બ્રિજીસ એન્ડ કલ્વર્ટ્સ (નાળા) રાખેલા. પછી બોરસદથી વાસદ જતા રસ્તા પરના...

**પ્રશ્નકર્તા :** હા, બરાબર, નાળા જ હતા.

**દાદાશ્રી :** તે બધા ૧૯૪૨ની સાલમાં મેં બાંધેલા, ફોર્ટી ટુમાં. પછી રોડ કર્યો સરકારે, એ પહેલા કલ્વર્ટ બંધાયા'તા. તે દહાડે તો બ્રિટિશનું સામ્રાજ્ય હતું બધું. તે ખેડાથી આવે એક્ઝિક્યુટિવ એન્જિનિયર, એ આવતા ને, તે એક દહાડો મને કહે છે, 'બ્રિક્સ ક્યાં છે ?' મેં કહ્યું, 'આ રહી સાહેબ.' ત્યારે ત્યાંનો કોટ માટીનો ચણેલો, ઈંટ ને માટી. મોટી મોટી ઈંટ ફર્સ્ટ ક્લાસ, જૂના જમાનાની. ઈંટ-માટીનો કોટ એટલે એના તો સરસ રોડાં (ઈંટના નાના ટુકડા) કહેવાય ને ? એવા રોડાં જ ના મળે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ તો એને દેખાડ્યા ને, 'નો, નો, નો, આ તો માટી વળગેલી છે. તૈયાર બ્રિક્સ બનાવો, પાછી એને ભાંગીને કરો', કહે છે. શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** એને ભાંગીને રોડાં બનાવો.

**દાદાશ્રી :** હા, તે અમે તૈયાર બ્રિક્સ બનાવી. દેશી બીટો. દેશી નહીં બીટો ? આ બીટો ? અને પકવી નખાવડાવ્યું હડહડાટ. લાલ કેસર થઈ ગઈ, પણ ભાંગીએ તો ફટફટ ભાંગી જાય એવી. તે પછી આવીને જોઈને, 'નો, નૉટ એલાઉ', કહે છે. હવે લાખ ઈંટો બધી નાપાસ કરી નાખી. મને કહે છે કે 'ચક્કી કરો. માટીને પીસો. પછી એની બ્રિક્સ થાય, પછી રિંગિંગ કરો. અને પછી ભાંગો.' મેં કહ્યું, 'આ સાવ ગાંડા કાઢે છે.' એટલે પછી અમે તો પેલો અંદર જે કાઠિયાવાડી હતો ને, તેને કહ્યું, 'આ સાહેબ ગાંડો લાગે છે !' આ તો મૂઆ, ઉપરની વાતો છે બધી એની. પાછળ કેવું ચાલે એનું એને ભાન નથી. એવું હોય તો કોઈ મહીં હાથ ના ઘાલે. એટલે પછી મેં એના બૉસને કહ્યું, 'આ શું ?' ત્યારે કહે છે, 'એ તો એવું બોલે છે બધેય. તમારે ભડકવાનું નહીં, એ તો અમારે કરવાનું.' મેં કહ્યું, 'તો અમે તો જાણીએ સાચું બોલે છે આ.' ત્યારે કહે, 'ના, એવું કશું નહીં. તમારે તો એમ કહેવાનું, કે હા સાહેબ, રિંગિંગ કરીને લાવીશું, બધી ભાંગીને.' પછી સાહેબને મેં કહ્યું, 'હા, બધું લાવીશું આપણે. ચક્કી કરવાની ?' ત્યારે કહે, 'હા, ચક્કી પીસી અને પછી મને બ્રિક્સ દેખાડજો.' તે થોડી ઈંટો સારી મંગાવીને રાખી મેલેલી હજારેક. સાહેબ આવે ત્યારે ફોડવા બેસી જાય ! અને પેલું વાપર્યા જ કરે, પેલો જે કચરો હતો બધો તે. અને એમનો રોફ જુઓ તો આમ, ઑફિસમાં જતા ફફડાટ, ફફડાટ, ફફડાટ. કારણ કે યુરોપિયનની જગ્યાએ આવેલા આ લોકો.

અને પેલા યુરોપિયન તો આમ, મહીં જવાયેય નહીં આપણાથી. બહુ પાવર ! એ તો ગયા તે સારું થયું, આ નિરાંતે એક્ઝિક્યુટિવ એન્જિનિયરને મળાય, ચીફ એન્જિનિયરને મળાય, પ્રધાનોને મળાય. પેલા લોકોનો તો બહુ પાવર !

**પ્રશ્નકર્તા :** અત્યારે તો દાદા, ગમે તેને ગમે તે મળી શકે છે.

**દાદાશ્રી :** નહીં, સારું થયું આ. ઊલટું આ તો ડેમોક્રેટિક

(લોકશાહી) છે, એટલે ચાલે છે. નહીં તો પહેલા તો તેલ નીકળી જાય. બહુ પાવરફુલ !

અને તે ભવ્ય માણસોય એવા, હં. ભવ્ય માણસો હતા ! એ અત્યારે તો ભવ્યતા રહી નથી ને !

## મહુવા-અનાવલ રોડ અને બ્રિજનું કામ

પછી ૧૯૩૬માં મહુવા-અનાવલના રોડનો કોન્ટ્રાક્ટ રાખેલો. તે દહાડે હું અઠ્યાવીસ વર્ષનો જ, પણ ધંધો સરસ કરી શકું. અને વખતે ગામ સામું થયું હોય તો આખા ગામને પહોંચી વળું એકલો. લોકોને એમ લાગે કે આ તો સિંહનું બચ્ચું છે. પણ જીવન બધું ન્યાયી, અન્યાય સહન ના કરી શકું.

તે નાઈન્ટીન થર્ટી સિક્સમાં (૧૯૩૬માં) અમે મહુવા આવેલા. તે દહાડે અમે મહુવામાં કામ રાખેલું. ત્યારે મહુવામાં આ પારસણો માથે છાણના ટોપલાં લઈ અને પછી નાખી આવે ! તે છાણ લબડે તે બધું આ સાડી બધી બગડી ગયેલી હોય, પણ એક કલાકમાં તો સાડી પહેરીને ફર્સ્ટ ક્લાસ થઈને બસમાં બેસી જાય તે આ અહીં નવસારી આવી જાય. એમની રેગ્યુલારિટી (નિયમિતતા) કેટલી સરસ ! અને ચાર-પાંચ પારસીઓ છે તે અમારે ત્યાં દોઢ રૂપિયામાં ગાલ્લી (નાનું ગાડું, ગાડી) અને બે બળદ લઈને આવતા'તા. એક ગાલ્લી, બે બળદ અને એક પારસી, આટલા ચાર જણના દોઢ રૂપિયા આપવાના. પારસી હઉ આખો દહાડો બેસી રહે, તેની ટોપી ઘાલીને. એને દોઢ રૂપિયો આપું, તે આખો દહાડો કામ કર્યા કરે. તે પાછો ખાવા જાય ત્યારે મજૂર મોકલે એનો.

**પ્રશ્નકર્તા :** ખરો પિરિઅડ હતો એ ! કહેવું પડે ! દોઢ રૂપિયાની અંદર આટલું...

**દાદાશ્રી :** દોઢ રૂપિયામાં તો બે બળદ, એક ગાડી, અને એક પારસી. તે પારસી પાછો શું કરે ? કે બે-ચાર ફેરા એ કરી આવ્યો હોય અને પછી એનો પેલો માણસ રાખેલો હોય ને, નોકર, તે પછી

નોકરને મોકલે અહીં પાછો. બે-ચાર ફેરા એ કરે અને પાછો બીજો નોકર કરે.

એ વખતે મહુવાથી કરચેલીયા સુધીનો રોડ બધો અમે કરેલો. બ્રિજીસ-બ્રિજીસ બધુંય. તે પહેલો બ્રિજ બાંધેલો બીજી કંપનીએ, બૉમ્બે કંપનીએ. તે ત્યાં આગળ એ તૂટી ગયેલી કંપની બિચારી, આખી નાદારીમાં ગયેલી કંપની. કારણ કે એને ફાઉન્ડેશનમાં જ મુશ્કેલી પડી બિચારાને. પછીનો ભાગ અમે બાંધેલો. બે બ્રિજ અને રોડ અમે બાંધેલો, કરચેલીયા સુધી. દસ-બાર તો બૉક્સ કલ્વર્ટ હતા.

**પ્રશ્નકર્તા :** હા, તે રસ્તો તૈયાર થયો ત્યારે...

**દાદાશ્રી :** હા, તે રોડનું બૅંક લગભગ બાર-બાર ફૂટ ઊંચું ને, એટલે પછી નાળા શી રીતે બાંધે એવડા મોટા ? જરૂર નહીં ને પૈસા ખર્ચે કોણ ? એટલે બૉક્સ કલ્વર્ટ કરેલા, એંસી-એંસી ફૂટ લાંબા.

**પ્રશ્નકર્તા :** દાદા, પાઈપો મૂકેલા ગેલ્વનાઈઝ્ડ ?

**દાદાશ્રી :** ના, ના, પાઈપો નહીં, બૉક્સ કલ્વર્ટ. બૉક્સ કલ્વર્ટ એટલે ચોરસ આર.સી.સી. એટલે ચારે બાજુ છ ઈંચની. વૉલિંગેય છ ઈંચ ને ઉપરેય છ ઈંચ ને નીચેય છ ઈંચ, એવા બૉક્સ કલ્વર્ટ કરેલા. અને બે બ્રિજ બાંધેલા. તે દહાડે બધું આવડે, અઠ્યાવીસ વર્ષમાં તો બધું બહુ સુંદર...

**પ્રશ્નકર્તા :** દાદા, ત્યારે પાઈપનો ચાલ (રિવાજ) નહોતો. આર. સી.સી. પછી નીકળ્યું.

**દાદાશ્રી :** તે દહાડે પાઈપનો ખ્યાલ નહોતો, પાઈપ આવડી મોટી અંદર મૂકવાની. આવડી મોટી નહોતી આવતી. પછી આ પાઈપ કન્સ્ટ્રક્શન નીકળ્યું અંતે.

એ તો ૧૯૩૭ની વાત કરું છું. તે દહાડે રોડ અને પુલ બાંધેલા અમે, કરચેલીયામાં.

**પ્રશ્નકર્તા :** સુડતાલીસ વર્ષ થયા, પણ પુલ હજુ બરાબર મજબૂત છે, દાદા.

## કામમાં આવડત અને પ્યૉરિટી

**દાદાશ્રી :** એ પુલ હતો તે મેં ગવર્મેન્ટને કહ્યું, 'દસ રૂપિયા બરાસે (બરાસ - સો ઘન ફૂટનું માપ) વધારે આપો તો હું આ ગ્રેવલ (જાડી રેતી અને નાના પથરા) ને લાઈમનું (કળીચૂનાનું) કરી આપું.' તો કહે, 'ગ્રેવલ ને લાઈમનું ટકે નહીં.' મેં કહ્યું, 'તમને હું કરી આપું, જુઓ તો ખરા.' એ કહે છે, 'દસને બદલે પંદર રૂપિયા ભાવ વધારે આપીએ.' કરી આપ્યા પછી એકદમ રેલ આવી ગઈ. તે બૉક્સ કલ્વર્ટ હતું, બૉક્સ કલ્વર્ટના સ્લેબમાં નવ ઈંચનું આ કોંક્રીટ ભરેલું હતું. લાઈમ કોંક્રીટ, બૉક્સ કલ્વર્ટની નીચે. એંસી-નેવું ફૂટ લાંબી બૉક્સ કલ્વર્ટ હતી. એમાંથી પાણી ખૂબ આવ્યું, તે બૉક્સ કલ્વર્ટ આ બાજુ અપસ્ટ્રીમમાં (પ્રવાહની વિરુદ્ધ દિશામાં) ધોવાઈ ગયું બધું. અને છ-સાત ફૂટ સુધી એ કોંક્રીટ એમ ને એમ અધ્ધર રહ્યું'તું. ત્યારે ગવર્મેન્ટે મને થેન્ક્સ (ધન્યવાદ) આપી'તી. કારણ કે એવું ચોખ્ખું કરીને મૂકું, ચૂનો-બૂનો ચોખ્ખું, રબલ-બબલ (પથ્થર, ઈંટના કકડા, રોડા) ધોઈ, તે ગ્રેવલ-બ્રેવલ બધુંય.

**પ્રશ્નકર્તા :** હા, કચરો ના આવે. માટી ના હોય, સાફ હોય બધું.

**દાદાશ્રી :** હા, એકદમ પ્યૉરિટી. ગવર્મેન્ટેય ખુશ થઈ ગયેલી. એટલે આ ગ્રેવલમાં એટલો બધો ગુણ છે કે પૉરસ (છિદ્રોવાળું) હોય છે એ. એટલે પૉરસ એ પકડે છે, સિમેન્ટ જોડે. લોક જાણે કે આ સિમેન્ટમાં રખડી મરે, પણ એવું નથી. જ્યારે પેલો પથ્થર એટલો પૉરસ નથી હોતો. કારણ કે એ પથ્થર પાકો હોય છે તદ્દન. અને આ ગ્રેવલનો પથ્થર સહેજ કચાશ હોય છે. એટલે એટલી મજબૂતી પકડે છે કે ન પૂછો વાત.

આ તો કન્ટ્રાક્ટનો ધંધો ને, તે આ ધ્રાંગધ્રા સ્ટોન કહેવાય, આ પોરબંદર સ્ટોન કહેવાય, એમાં શું ફેરફાર હોય તે અમને યાદ હોય બધું. એના કણામાં ફેરફાર, એ બધું ખ્યાલ હોય. પેલો પોરબંદરનો આમ સુંવાળો કરવો હોય તો વાર ના લાગે તે ઘડીએ, પોચો. પેલો ધ્રાંગધ્રાનો છે તે કઠણ. એ સેન્ડ સ્ટોન કહેવાય. આ બધું સમજવા જેવું છે આપણે.

❖❖❖❖❖

# [૨]
# ભાગીદાર

## [૨.૧]
## ભાગીદાર કાન્તિભાઈ

### [૨.૧.૧]
### કાન્તિભાઈ સાથે ધંધાની શરૂઆત

#### ભાગીદાર કરે ધંધો, દાદા કરે સત્સંગ

**પ્રશ્નકર્તા :** દાદા, આ જ્ઞાન થયા પછી બિઝનેસમાં તમે ધ્યાન આપવું ઓછું કર્યું ?

**દાદાશ્રી :** એ તો જાણે કે એ બાજુ ઓછું જ હતું. ધંધા ઉપર ધ્યાન નથી આપ્યું. આ જગત શું છે, કેવી રીતે ચાલે છે, બસ, એના જ વિચાર આખો દહાડો. એ વિચારોમાં જ જીવન ગયેલું. ધંધાની બહુ પડેલી નહીં. કારણ કે અમારા ભાગીદારે જ ના કહેલું, કે બધું કામકાજ હું કરી લઈશ.

અમારા ભાગીદારે શરત કરેલી. ભાદરણના કાન્તિભાઈ આપાભાઈ એ અમારા ભાગીદાર, તે અમારે બે ભાગીદારને એક જ મન જેવું હતું, જુદાઈ હતી નહીં જરાય. તે શરત કરેલી કે હું ધંધા ઉપર જઈશ અને તમારે આ પુસ્તક વાંચીને મને રાત્રે કહેવું, આ અમારી શરત. 'આપણે

મોક્ષે જવું છે અને આય ચલાવવું છે, તો મને હાડબળ જરા વધારે છે તે હું આ કરું અને તમે આ કરો', કહે છે. તે હું છ-છ કલાક એક જગ્યાએ બેસી રહેતો'તો. પછી એ આવે ત્યારે અમારે સત્સંગની આ બધી વાતો ચાલે. તે છ વાગે જમી લઈએ હું ને અમારા ભાગીદાર, પછી સત્સંગમાં બેસીએ. તે ડખો જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** બહુ સારું... અને ધંધો પણ ઘણો સારો કર્યો કહેવાય ને, કે જમવા બેસી જઈએ છ વાગે ને પછી સત્સંગ કરવાનો. એ સત્સંગમાં આપને પૂછતા પણ હશે ને, કશું ?

**દાદાશ્રી :** ના, વાતોચીતો થાય. પુસ્તક લઈને બેસીએ અને એની પર વિવરણ ચાલે બધું.

## મોક્ષે જવાનો જ હેતુ

**પ્રશ્નકર્તા :** એ વખતે પુસ્તકો કયા વાંચતા ?

**દાદાશ્રી :** શ્રીમદ્ રાજચંદ્રના પુસ્તક અને તેની જોડે બીજા બધા જાતજાતના પુસ્તકો, એ બધાય છે તે લાવતા. મોટા મોટા પુસ્તકોય લાવતા'તા.

**પ્રશ્નકર્તા :** 'સમયસાર' ખરો ?

**દાદાશ્રી :** ખરો, પણ એમાંથી મને જોઈતું'તું, એ કશું જડ્યું નહીં.

**પ્રશ્નકર્તા :** ત્યારે સત્સંગમાં આપ જવાબ આપતા, તો કોના આધાર ઉપર આપતા ? એટલે કોઈ પુસ્તકનો આધાર કે પછી પોતાના જ આધાર ઉપર ?

**દાદાશ્રી :** પોતાનો આધાર, પોતાને આમાં શું સમજાયું તે...

**પ્રશ્નકર્તા :** એ પુસ્તકનો હેતુ તે વખતે કેવો હતો આપનો, આત્મા પ્રાપ્તિ કે એવું કંઈ ?

**દાદાશ્રી :** બીજો કોઈ નહીં, મોક્ષે જવાનો જ હેતુ. બીજો કોઈ હેતુ જ નહીં ને !

## પહેલા ભાગીદાર ચુનીભાઈ, પછી ૧૯૩૧થી કાન્તિભાઈ

**પ્રશ્નકર્તા :** દાદા, કાન્તિભાઈની સાથે કઈ સાલમાં આવ્યા ?

**દાદાશ્રી :** અમે ૧૯૩૧ની સાલમાં.

**પ્રશ્નકર્તા :** દાદા, તો આ સી. પટેલની ભાગીદારી ક્યારે છોડી ?

**દાદાશ્રી :** એ તો ભેગું હતું. આ અહીંયાય રાખ્યું'તું અને ચુનીભાઈ સાથેય રાખેલું.

**પ્રશ્નકર્તા :** બેય જગ્યાએ હતું ?

**દાદાશ્રી :** પેલો ફ્રેન્ડ ખરો ને, કાયમનો. એટલે ફ્રેન્ડશિપમાં વધારે ધ્યાન રાખતો'તો. અને અહીં પાર્ટનરશિપમાં હતું. પણ બેઉ સાથે રાખેલું. અને એ બેઉનેય ફાવે નહીં. આ આમને (કાન્તિભાઈને) ચુનીભાઈ ના ફાવે અને ચુનીભાઈને આ (કાન્તિભાઈ) ના ફાવે. મારે ડીલિંગ કરવું પડે.

**પ્રશ્નકર્તા :** દાદા, અહીંયા આ દુકાને બધા બેસતા, આ હાઈસ્કૂલ આગળ ?

**દાદાશ્રી :** હંઅ. સી. પટેલને ત્યાં. પૂર્વભવનું ઋણાનુબંધ, સી. પટેલ અને અમારું.

**પ્રશ્નકર્તા :** દાદા, મોટાભાઈથી છૂટા પડીને આ ભાગીદારીમાં ચાલુ કર્યું, તો કેટલી મૂડીથી કર્યું ?

**દાદાશ્રી :** જાતે ઊભું કરેલું. જાતે ભેગું કરેલું છે આ ! ઘેર તો કશુંય નહીં. અમારી પાસે કંઈ મૂડી ઓછી હતી કોન્ટ્રાક્ટ કરવા ?

## ધર્મિષ્ઠ જોડે જ પાર્ટનરશિપ કરવાની ઈચ્છા

**પ્રશ્નકર્તા :** કાન્તિભાઈની સાથે જે શ્રીમદ્ રાજચંદ્રના પુસ્તક હાથમાં આવ્યા અને પછી જે તમારો આમ વિચારોનો પલટો ખાધો તે ૧૯૩૧માં ?

**દાદાશ્રી :** ના, એ પાછું મોડું. એકત્રીસમાં તો અમારા ધંધામાં જૉઈન્ટ થવા માટે આવેલા. એમના કામ માટે મદદ લેવા આવ્યા પહેલા. એમનું કામ હતું, તે ફસાઈ ગયા'તા. તે મને કહે છે, 'તમે આવશો ?' મેં કહ્યું, 'હા, આવીશ.' પેલું સુરતનું હતું, એ બધું રાગે પાડી દીધું. અને પછી કૃપાળુદેવની છે તે વાત સાંભળવામાં આવી.

**પ્રશ્નકર્તા :** આ કૃપાળુદેવનું આપે પુસ્તક વાંચ્યું અને 'આ કોઈ ગજબનો પુરુષ છે', એમ ક્યારે થયું ? એ કઈ સાલમાં ?

**દાદાશ્રી :** ૧૯૩૩માં. કાન્તિભાઈ ત્યાં આગળ અગાસ ગયેલા અને પ્રભુશ્રી પાસેથી નિયમ લઈને આવેલા. તે નિયમથી વાંચે રોજ. હવે મને એમના ઉપર ભાવ બેઠો કે આ માણસ આવું નિયમમાં રહી શકે છે, એય અજાયબી કહેવાય ! તે મેં પૂછયું, 'આ તમે શેનો નિયમ કરો છો ને આ શું છે ?' ત્યારે કહે, 'કોઈને આપવાનું ના કહ્યું છે, છતાં આ પુસ્તક તમને આપું છું.' તે કૃપાળુદેવના હાથનું લખેલું પુસ્તક મને આપ્યું, પેલું ફોટોટાઈપ કરેલું છે તે. એટલે મેં કહ્યું, 'આ વસ્તુ આરાધન કરવા જેવી છે. તમે વસ્તુ પકડી છે તે મારું દિલ ઠરે છે.' તે ઘડીએ ઉંમર પચ્ચીસ વર્ષની હતી. બધું જ આરાધન કરી નાખેલું. એ ગીતા ને બધું તો સૉલ્યુશન કરી નાખેલું. 'અત્યાર સુધી મેં જે આરાધન કર્યું, એમાં દિલ ઠરે છે મારું આ કૃપાળુદેવથી !' કહ્યું. ત્યારે એ મને કહે છે, 'તમે ચાલશો ત્યાં આગળ દર્શન કરવા માટે ?' એટલે લગભગ ૧૯૩૪માં ગયો હોઈશ ત્યાં આગળ, દર્શન કરવા માટે.

**પ્રશ્નકર્તા :** અગાસ ?

**દાદાશ્રી :** હા, અગાસ.

**પ્રશ્નકર્તા :** પ્રભુશ્રી પાસે ?

**દાદાશ્રી :** પ્રભુશ્રીના બે વખત દર્શન કર્યા, પણ મારું દિલ તો કૃપાળુદેવ ઉપર જ ઠર્યું'તું. કૃપાળુદેવનો એક-એક શબ્દ અનુકૂળ આવેલો. પછી કાન્તિભાઈ સાથે ભાગીદારીમાં ૧૯૩૧થી આ ધંધો ચાલુ કર્યો

હતો. અને ધંધામાં કાળાબજારના રસ્તે ચડ્યા. કૃપાળુદેવના પુસ્તક વાંચવા અને ધંધામાં કાળાબજાર કરવા, આ બે સાથે ચાલુ થયું. કાન્તિભાઈ મિત્ર હતા એ ભાગીદાર બનેલા. મારે એવું જોઈતું'તું કે ધર્મિષ્ઠ હોય તો જ આપણે પાર્ટનરશિપ કરવી, નહીં તો કરવી નહીં આપણે. એટલે આવા નિયમધારી હોય ત્યાં. એટલે આ આમની જોડે મિત્રાચારીમાં અનુકૂળ બધું ચાલ્યું. એટલે દુઃખે-સુખે જોડે રહેલા. અને બધું ઠેઠ ચાલીસ વર્ષ સુધી અમારે ચાલ્યું, મતભેદ પડેલો નહીં કોઈ દહાડોય.

## ભાગીદારના નિત્યનિયમ જોઈને પ્રભાવિત થયા

અમારા ભાગીદારેય સિંહ જેવા હતા ! આમ બેઠા હોય તો સિંહ જેવા દેખાય. લોકો ગભરાય એમનાથી. અને મને જોઈને એ લોકોને કરુણા જેવું લાગે. મારી પાસે વાત કરે એમની.

**પ્રશ્નકર્તા :** કરુણા જેવું લાગે ?

**દાદાશ્રી :** હં... કડકાઈ ના દેખાય. દેખાય એવી કડકાઈ નહીં. અને એ તો આમ જાણે સિંહ બેઠો હોય ને, એવા લાગે. ભડકે ભલભલા માણસ ! ખાતું મહીં ચોખ્ખું પાછું, વિકારી સ્વભાવ નહીં. અહિંસામાં તો બહુ માનવાવાળા, અને નિયમથી ભક્તિ કરવાના. નિયમ બધા જેટલા લીધેલા ગુરુ પાસેથી એટલું બધું જ નિયમથી કરે.

એમણે નિત્યનિયમ રાખેલો. શ્રીમદ્ રાજચંદ્રના શિષ્ય લઘુરાજ સ્વામી, પ્રભુશ્રી. એમણે નિત્યનિયમ આપેલા અમારા ભાગીદારને કે ભઈ, આટલું કરજે તું રોજ. એટલે એ પણ એટલું કરતા જ હંમેશાં, તે હું જોતો. એકવાર અમે બેઉ સાથે મુંબઈ ગયેલા ૧૯૩૨-૩૩ની સાલમાં, ત્યારે એ મને કહેવા માંડ્યા, કે 'હું તો નિત્યનિયમની ચોપડી ભૂલી ગયો વડોદરે.' તે આ અમને તો નિયમ, નિશ્ચય-બિશ્ચય નહીં કોઈ જાતનો. એટલે મેં કહ્યું, 'હવે બે દહાડા પછી, એમાં શું બગડી ગયું ?' ત્યારે કહે, 'ના, નિયમ લીધો હોય પછી એને છોડાય નહીં.' તે રાતની ગાડીમાં પાછા બેસી ગયા, વડોદરા જઈને લઈ આવ્યા. તે દહાડે તે મને વસી ગયું કે હારું નિત્યનિયમ તો આનું નામ કહેવાય ! મને છાપ

પાડી દીધેલી એમણે. મેં કહ્યું, 'આ ખરું ! આ ડિઝાઈન સાચી !' કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા. એ ખરા ચોક્કસ ! બહુ ચોક્કસ !

**દાદાશ્રી :** બીજા પ્રકૃતિ સ્વભાવ તો ફેરફાર હોય. નિત્યનિયમની ચોપડી અહીં વડોદરા લેવા આવ્યા'તા.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે નિત્યનિયમ કશું કરેલા એમની જેમ ?

**દાદાશ્રી :** ના, ના, હું તો એવો માણસ હતો કે ચોપડી રહી ગઈ તો રહી, પાછો લેવા ન જઉં.

## બેઉ ફકીર જેવા, ઇન્ડિપેન્ડન્ટ મગજના

અમારા ભાગીદાર અને અમે બે છે તે ધંધો કરીએ, તે બીજું બધું જ કરવાનું અને રોજ સત્સંગેય કરવાનો. લોકોની જોડે બહુ ટચ નહીં. લોકો અમને જુદા જ ગણે. 'જુદા મગજના છે', કહેશે. કારણ કે આમ પેલું સ્વતંત્ર મગજ હોય ને, એ ટાઈપનું મગજ હતું. એ લોકો શું જાણે કે આ અહંકારી છે, બસ એવા જ. હવે અહંકારી એવું નહોતું, પણ ઈન્ડિપેન્ડન્ટ મગજ હતું. શું ?

**પ્રશ્નકર્તા :** હા, ઈન્ડિપેન્ડન્ટ.

**દાદાશ્રી :** એટલે લોકોની જોડે વાતો કરવાનું ગમે નહીં, વગર કામની. 'તમે સારા છો ને તમારે વેપાર કેમ ચાલે છે ને તમારે આમ ને તમારા ફોઈબાને શું થયું ?' એવું તેવું અમને ના ફાવે. એટલે અમે છે તે આ સત્સંગ કર્યા કરીએ. મારે સત્સંગ કરવા જોઈએ. મારે પૈસા બહુ કમાવવાની ભાવના નહીં.

**પ્રશ્નકર્તા :** કમાવવાની ભાવના નહીં તોય કામ કર્યા ને ?

**દાદાશ્રી :** શું કામ કર્યા ?

**પ્રશ્નકર્તા :** ઘણા કામ કર્યા ને, કેમ ? બધે જેટીઓ બનાવી ને બધા ઘણાય...

**દાદાશ્રી :** હા, એ તો બધા સરકારના ઘરના કામ ને, આપણે શું એમાં ?

**પ્રશ્નકર્તા :** અને આ મોટું કામ પોતાનું.

**દાદાશ્રી :** શું ?

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન...

**દાદાશ્રી :** આ પોતાનું થયું. આ પોતાનું, બીજું, બાકી સરકારનું જ કામ.

**પ્રશ્નકર્તા :** હા, એ બધું નકામું. એ તો વ્યવહારનું છે બધું.

**દાદાશ્રી :** એમાં પેટિયા નીકળે આપણા.

**પ્રશ્નકર્તા :** હા, બસ. પેટિયા જ થાય ને, બીજું શું નીકળે ?

**દાદાશ્રી :** રોટલાનો ખર્ચ નીકળે એવું વધારે તો. રોફથી નીકળે, કોન્ટ્રાક્ટર એટલે. અમારે તો ચોકોય અલગ હતો. મારો ને અમારા ભાગીદાર કાન્તિભાઈનો અલગ ચોકો. કોઈ અમારે ત્યાં આવે કરે નહીં ને ભાંજગડેય નહીં ને કનેક્શન જ નહીં કોઈની જોડે. અમારા બેમાં બધું આખી દુનિયા આવી ગઈ. કનેક્શન-બનેક્શન નહીં કોઈનુંય. કોઈની જોડે સંબંધ બહુ નહીં. અમારો કોઈ સંબંધ રાખેય નહીં ને અમે કોઈની જોડે રાખીએય નહીં. કારણ, ફકીર ને વસ્તી જેવું ! ફકીર વસ્તીને ના ગણે, વસ્તી ફકીરને ના ગણે. અમે બેઉ ફકીર જેવા માણસો ! અને આજુબાજુના લોક કહે, 'ગાંઠતા નથી આ લોકો. કોઈને ધરાવતા* નથી.' ધરાવેય નહીં પાછા, હોંકે !

ફકીર જેવા ! કોઈ અમારો સંગ રાખે નહીં. ફકીર નથી હોતા ?

**પ્રશ્નકર્તા :** હા, ફકીર જેવા.

**દાદાશ્રી :** ફકીર વસ્તીને ના ગણે, વસ્તી ફકીરને ના ગણે. બેઉ પાવરફુલ મગજના. ધર્મ ઉપર પ્રીતિ, પૈસા ઉપર પ્રીતિ નહીં.

---

*ધરાવવું - દરકાર કે ગરજ રાખવી

## કંપની સામાને નામે કરીને પણ ડાહ્યો બનાવ્યો

અમારા ભાગીદાર ને અમે, મૂળ અમે બે જ ભાગીદાર. પછી આ તો ઈન્કમટેક્ષને લીધે બીજા બધા ભાગીદાર બનાવ્યા. અને તે દહાડે તો 'એ.એમ.પટેલ એન્ડ કંપની' નામની અમારી કંપની ચાલતી હતી. અત્યારે 'એમ.કે.પટેલ એન્ડ કંપની' છે કંપનીનું નામ. પહેલા 'એ.એમ. પટેલ એન્ડ કંપની' હતી.


A. M. PATEL & Co.
ENGINEERS & CONTRACTORS.

SPECIALISTS:
STEEL STRUCTURAL WORKS
SHEET PILING WORKS
R. C. C. PILING WORKS
MARINE & P. W. D WORKS
BORING & SURVEY WORKS
IN SEA & EARTH.

AMP

PATEL BUILDING.
TANK LANE.
SANTACRUZ BOMBAY 23
DATE..................19

Ref. No.

(પરમ પૂજ્ય દાદાશ્રીની કંપનીનો લેટરહેડ)

**પ્રશ્નકર્તા :** દાદા, એનું શું કારણ, નામ બદલવા પાછળનું ?

**દાદાશ્રી :** અમારે ભાગીદારનો એક દીકરો હતો, તે સોળ-સત્તર વરસનો થયો એટલે ગજવામાંથી કાઢી લેતા શીખી ગયો. તે પછી એ ભાઈને ડાહ્યો કરવા હારુ મેં કહ્યું, 'એનું નામ ઘાલો એટલે ડાહ્યો થઈ જાય.' પછી ધીમે ધીમે ડાહ્યો થઈ જાય ને ! 'હું... હું... હું...' થઈ જાય ને ! એટલે એમના ફાધરને મેં કહ્યું, ''કંપનીનું નામ 'એમ.કે.પટેલ' કરો. એનું નામ રાખો એટલે સુધરી જાય.'' તે એને સુધારવા માટે એનું નામ ઘાલ્યું હતું અને આ મારું નામ કાઢી નાખ્યું હતું. મારે નામને શું કરવું હતું ! મારે નામ ક્યાં કાઢવું હતું !

એના કેટલાક ગુણો એવા હતા કે જો આ કંપનીનું નામ 'એમ.કે.પટેલ' કરીને વાપરીએ એટલે પછી એ ગુણોમાં ન પેસે. હલકી દોસ્તી ના કરે. 'હું એમ.કે.પટેલ, હું એમ.કે.પટેલ.' એટલા માટે 'એમ.કે.પટેલ એન્ડ કંપની' કરી હતી. નામ હોય તો એના મનમાં એમ થાય કે 'હું કંઈક છું !' એ ભાગીદાર અમારી જોડે, આ તો કેટલાય વર્ષથી ! એ

તો મેં છોકરાની પેઠ રાખેલા ને ! મેં તો કશું એવું જુદું રાખ્યું નહોતું ભાગીદારીમાં. મારે શું કરવા છે પૈસા વધારે ? અમારે તો જેટલું છે એટલું બહુ છે. પણ હજુય ભાગીદાર ગણાય. અને છોકરાની પેઠ જ રાખેલા પાંચેય જણને.

## નામનો મોહ નહીં

તે એના નામની કંપની કાઢી. એ ભૂલી ગયો પણ. 'હું તો આવડો મોટો શેઠ, આમાં કંઈ ખોટું દેખાય !' આવું એને થાય એટલું જ જોઈએ આ. પછી ભૂલી ગયો, નહિતર તો ક્યારે પાર આવે એનો ? એ.એમ. પટેલની નામની કંપની હતી ને, એ ઉડાડી મેલી. મારે નામને શું કરવું છે ? 'આના નામની કરો', કહ્યું.

મને નહોતું ગમતું આ 'એ.એમ.પટેલ'ના નામનું. આ ઈન્કમટેક્ષ ને આ ભાંજગડો શી બધી ? આ નકામી હાય હાય હાય ! મને તો ઈન્કમટેક્ષ ઑફિસમાં જવાનું ના ગમે. આ બોધરેશન વગર કામના ! ના, એ બધું ઠીક છે જો હજાર-બે હજાર વર્ષ જીવવાના હોય તો જઈએ. આ પચાસ-સો વર્ષ જીવવાનું અને પેલો ટૈડકાવે, પેલા પ્યાદાં ટૈડકાવ ટૈડકાવ કરે, આ ટૈડકાવ ટૈડકાવ કરે. ઘેર આવે તો આ ટૈડકાવ ટૈડકાવ કરે. હીરાબા ટૈડકાવતા હોય, પાછા ભાભી ટૈડકાવતા હોય, પાડોશીઓ ટૈડકાવે ! ફાવતું હશે આ બધું ? અને પચાસ વર્ષ-સો વર્ષનું આયુષ્ય ને એમાં આ જ બધું !

❖❖❖❖❖

## [૨.૧.૨]
# અંતે સાંપડ્યું શું ?

### ભાગીદારને લોભ, દાદાને અહંકાર

અમારે અહીં આગળ મુંબઈમાં કોન્ટ્રાક્ટનો મોટો બિઝનેસ ચાલતો'તો. દરિયામાં જેટીઓ બાંધવાનો બિઝનેસ ચાલતો'તો. બીજો એક ધંધો હતો, તે અમારે એલેપ્પીમાં હતો. અલપઈ સૂંઠ ને મરી આવે છે ને ? અલપઈ, ત્રાવણકોર સ્ટેટમાં, કેરાલામાં. તે ત્યાં અમારી પેઢી હતી; 'વેસ્ટર્ન ઈન્ડિયા ટ્રેડિંગ કૉર્પોરેશન.' તે આ બધી પેઢીઓ કરી કરીને થાક્યા બધે. અને કમાયેલું નાણું પાછું જવા માંડ્યું. આવે-જાય, આવે-જાય, એવું જ ચાલ્યા કરે ને ! તેમાંથી વળી પાછું છે તે સોનગઢમાં કાઢ્યું.

**પ્રશ્નકર્તા :** કયું સોનગઢ ?

**દાદાશ્રી :** વ્યારા પાસે સોનગઢ છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, વ્યારા-સોનગઢ.

**દાદાશ્રી :** ત્યાં પાછી જમીન રાખીને લાકડાનો બિઝનેસ ખોલ્યો. આ તે કેટલો બધો લોભ ! તે મને લોભ નહીં. મને તો એવી કશી પડેલી નહીં. લોભ બધો અમારા ભાગીદારને હતો, અને મનેય હશે અંદરખાને. મને અહંકાર હતો અને એમને ક્રોધ-લોભ બેનું ભેગું થયેલું તોફાન ! તે તોફાન-તોફાન માંડ્યું. તે સોનગઢ ગયેલા ત્યાં આગળ

ધંધો શરૂ કર્યો. લાકડા ખરીદી કરવાના અને સૉ મિલ હઉ નાખેલી. આમ ધંધો તો કોન્ટ્રાક્ટનો બહુ સારો ચાલે, ઘણા પૈસા મળે. પણ આ તો લોભ, 'અહીંથી લૂંટું કે તંઈથી લૂંટું...' મારો સ્વભાવ લોભિયો નહીં મૂળથી.

અમારા ભાગીદાર લોભિયા બહુ. અને મને આવો શોખ, એ સારું લાગે બહાર ફરવાનું. એટલે જરા ફેરો મારી આવું ત્યાં આગળ, સૉ મિલ ઉપર. એટલે ત્યાં અમારા ધ્યાનમાં રહીએ ને ચાલ્યા કરે ગાડું.

**પ્રશ્નકર્તા :** તે એ સૉ મિલ ને એ બધું કંઈ ગયું ? વેચી કાઢ્યું ?

**દાદાશ્રી :** કાન્તિભાઈના ગયા પછી જનાર કોઈ ના મળ્યું તો વેચી ખાધું એ, જે આવ્યું તે. કોણ જંગલમાં જાય ? આ લોકો જાય ? અમારા ભાગીદારના છોકરાઓ ને એ બધા ?

**પ્રશ્નકર્તા :** કોઈ ના જાય.

**દાદાશ્રી :** ત્યાં મોકલે તો બીજે દહાડે પાછા આવે. મેં કહ્યું, 'આમાંથી કોઈ સોનગઢ જાય નહીં.' એટલે પછી વેચી દીધી ખોટ ખાઈને. ત્યારે શું થાય પણ ? એ તો મહેનતુ માણસો જોઈએ પાછળ. જેમ આદિ માણસ હોય ને, આ શરૂઆત કરનારો, એવો જ માણસ પાછળનો હોય તો આગળ ચાલે ગાડું. એ તો તૈયાર રોટલો આપીએ, દાળ-ભાત, રોટલી-શાક, ત્યારે એ જમે ! પુણ્યશાળી એ કે જમાડનારા ?

**પ્રશ્નકર્તા :** જમનારા.

**દાદાશ્રી :** હું એ બધાને કહેતો, 'ભઈ, પુણ્યશાળી તો તમે લોકો, આ અમે તો મહેનત કરી કરીને મરી ગયેલા.'

## આટલા ઘર છતાંય ભાગે આવે ઈંટોનું ઓશીકું

**પ્રશ્નકર્તા :** દાદા, કાન્તિભાઈનો લોભ છૂટે એ માટે કોઈવાર ટકોર કરતા ?

**દાદાશ્રી :** હા, અમે કોન્ટ્રાક્ટના કામ પર જઈએ ને, તે પછી એક દહાડો ધંધા પર સૂઈ જવાનું થયું. મારેય રાત રહેવાનું થયું. તે અમારા ભાગીદાર મારા હારુ ગોદડું, ઓશીકા બધું લાવ્યા. એમને પોતાને માટે ગોદડું, ઓશીકા હતા, તે મને પાથરી આપ્યા અને એમણે છે તે એક રજાઈ જેવું ઓઢવાનું હતું તે પાથર્યું. હવે ઓશીકું કંઈથી લાવે ? ઓશીકું એક હતું તે મને મૂકી આપ્યું. એટલે પછી છે તે બે-ચાર ઈંટો લઈ આવ્યા. અને ઈંટોનું ઓશીકું કરીને સૂઈ ગયા.

એ સૂઈ ગયા પછી અડધા કલાક પછી મેં કહ્યું, 'જાગો છો કે ?' ત્યારે કહે, 'હા, શું જોઈએ છે ?' મેં કહ્યું, 'કશુંય નહીં. મને યાદ આવ્યું કે ત્રણ જગ્યાએ મકાનો બાંધ્યા, પણ આજે એકુંય કામ લાગતું નથી આપણને ! આખી જિંદગીમાં કોઈ દહાડો નહીં. રામ તારી માયા ! ઘેર સૂવાનું તો ક્યારેક મળે ! ત્યારે કોના હારુ આ ? શેના હારુ આ બોડો (ગુફા, ઘર) ખોલી ? બોડો ત્રણ જગ્યાએ ખોલી, પણ એ બોડોમાં સૂતા નથી.' મેં કહ્યું, 'ભાદરણમાં મકાન, વડોદરામાં બે મકાન, મુંબઈમાં બિલ્ડિંગ અને જો આ ઈંટનું ઓશીકું ! સૂનારા સૂવે છે, ઈંટવાળા ઈંટ ! બળી આ લાઈફ, આ તો કંઈ લાઈફ છે ? જુઓ, બધા બંગલા કામમાં લાગ્યા નહીં. આપણે હતા તેના તે જ. આપણે ભરવાડની પેઠ ફર્યા કરીએ છીએ.'

તે છેલ્લા પાંચ-સાત વર્ષ મેં એમને (ભાગીદારને) બહુ કહે કહે કર્યું, તે કહે, 'સારું, આપણે હવે ઘરમાં સૂઈ જઈશું.' નહીં તો એ બે-ત્રણ ઈંટોનું ઓશીકું ! હવે એ ઈંટોનું ઓશીકું તો કેટલું બધું પોચું હોય (!) નહીં ? અને ઘેર જુઓ તો ગેસ્ટ આવ્યા હોય તે કેવા ગાદલામાં ને કેવા ઓશીકામાં ! આ ગેસ્ટ ભોગવે અને આ જુઓ તો આવું ને આવું ! હું તો ઉઠાડીને કહું પાછો, આ આપણું પુણ્ય નીકળ્યું, જુઓ ને પુણ્ય (!) તે ખરેખરું નીકળ્યું !

બાબા (છોકરાઓ) મજા કરતા'તા બધા. આ અમારા ભાગે તો ઈંટો ને ઈંટો આવેલી. આવી આ દુનિયા છે. કોઈ ઈંટોનું ઓશીકું કરે ? શા સુખના માટે ?

## ગમે ત્યાં ચાલશે પણ રૂપિયા મળવા જોઈએ

અમારા ભાગીદારની સિસ્ટમ એવી કે જ્યાં હોય ત્યાં ઘરા બાંધવા. ભાદરણ બાંધ્યા, વડોદરામાં બાંધ્યા, મુંબઈમાં બાંધ્યા. મેં તો ભાદરણ એકલું જ બાંધેલું. બીજું વડોદરા-બડોદરામાં કશું બાંધેલું નહીં. ભાડામાં રહેવું.

મેં કહ્યું, 'ભાદરણમાં એક ઘર બંધાયું. વડોદરામાં બે બંધાયા. અહીં મુંબઈમાં પટેલ બિલ્ડિંગ બંધાયું. પણ જો તમારે ભાગે આવ્યું છે કોઈ દહાડો એ ? તમારે તો એ...'

**પ્રશ્નકર્તા :** ઈંટનું ઓશીકું આવ્યું.

**દાદાશ્રી :** 'આ જુઓ ને, તમે કેટલા પુણ્યશાળી છો (!)' કહ્યું. ત્યારે કહે, 'હું એનું શું કરું ? મારો સ્વભાવ જ લોભિયો છે, હું શું કરું ?' અને 'એ બધું ચાલશે, ગમે ત્યાં સૂઈ જઈએ પણ રૂપિયા મળવા જોઈએ', કહે છે. ત્યારે પછી આ ત્રણ બંધાવ્યા તે ? શું કરવા બંધાવ્યા નકામા ? ભોગવ્યા નહીં. ભોગવવા માટે નથી બાંધ્યા ? 'રૂપિયા મળવા જોઈએ', કહે છે. આ બધો લોભ કહેવાય.

## લોભનો રોગ પણ ચારિત્ર ઊંચું તે ગમે દાદાને

એમને એક જ રોગ કે આ જોઈએ, પણ આય જોડે જોઈએ.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તે હવે એ તો શી રીતે, ગાંઠ પડેલી જાય નહીં ને !

**પ્રશ્નકર્તા :** ના, જાય નહીં.

**દાદાશ્રી :** તેથી તો અગાસથી અમે દર્શન કરીને આવતા હતા, તે આણંદ સ્ટેશને ઊતર્યા. તે આણંદ અમારા ગામના સંત ત્યાં આવેલા. તે ગાડીમાં જતા હશે. તે પછી કાન્તિભાઈ મને કહે છે, 'તમે હેંડો દર્શન કરવા.' મેં કહ્યું, 'હું નહીં આવું, બા. તમે કરો દર્શન. તમે લાલચુ છો ને તમને થશે આ આપી દેશે કે તે આપી દેશે, તે તમે કરો.' તે પછી

એ ત્યાં ગયા, તે આમ પેલું સફરજન, તે આમ ખઈ અને એમને આપ્યું. મને કહે છે, 'લ્યો પ્રસાદ થોડો.' મેં કહ્યું, 'તમે લાલચુ માણસ, મારે શું કરવું છે ? મારે કશું આવું ના જોઈએ, બા.' પૈસાની ભૂખ ! કહે, 'આ આપે તો સારું, કંઈ આપી દે.' મેં કહ્યું, 'એ જ ડૂંટી અડાડીને અગિયાર-અગિયાર ભેગા કરે છે ને, આપણને શું આપી દેવાના હતા ?' અને આપતા હોય તોય મારે નથી જોઈતા, બા. મારે જોઈતા નથી કોઈનાય પૈસા. ભગવાન પાસે પૈસા માગીશ તો પછી ભગવાન મારી ઉપર રોફ રાખશે. કોઈનો રોફ મારે પોસાય એવો નથી. મારા ભાગીદારને કહ્યું, 'તમારો રોફ રાખીશ, કારણ કે તમે મારા ટેકા સ્વરૂપ છો.' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** હા, ટેકો.

**દાદાશ્રી :** તે આ લોભિયા ખરા પણ બીજો અવગુણ નહીં કોઈ જાતનો. ત્યારે એ મને ગમે, અવગુણ ના હોવો જોઈએ. અને ચારિત્ર ઊંચું હોવું જોઈએ, એવું મને ગમે. એમનું ચારિત્ર ઘણું ઊંચું, સરસ !

**પ્રશ્નકર્તા :** દાદાને પાછી સગવડ કરી આપીને, શાસ્ત્રો વાંચવાની કે એ બધી સગવડ એમણે કરી આપીને, કાન્તિભાઈએ.

**દાદાશ્રી :** હા, એટલે એ કહે છે, 'તમે આ કરો ને હું આ કરું. આપણે બેનો મેળ પડી ગયો.'

❖❖❖❖❖

## [૨.૧.૩]
# દાદાનો સંગ એ જ શ્રીમંતાઈ

### મહેનત નહીં પણ સૂઝની જ જરૂર ભાગીદારને

મારી સર્વિસ અમારા ભાગીદાર કેટલા કલાક માગતા હતા ? 'ત્રણ મહિને એકાદ ફેરો છે તે કામ પર આવો તો બહુ થઈ ગયું, તે દહાડે મારી ત્રણેય મહિનાની ભૂલો તમે દેખાડી દો છો', કહે. એટલે 'સર્વિસેબલ છે' એવું જાણે જ એ. 'અન્‌સર્વિસેબલ ભાગીદાર છે' એવું ના જાણે. સર્વિસેબલ છે પણ ત્રણ મહિનામાં એક જ દહાડો આપો તોય બહુ થઈ ગયું ! ના ફાવે એવું ? ફાવે કે ના ફાવે ?

**પ્રશ્નકર્તા :** આમાં તો એમને નફાનો ધંધો હશે.

**દાદાશ્રી :** ના, ધંધો તો કાયમ નફાનો હોતો હશે ? નફો ને ખોટ બે હોય એની મહીં.

**પ્રશ્નકર્તા :** એમ નહીં, આ ત્રણ મહિને એકવાર આપ જાઓ, એમાં ફાયદો એમને ઘણો થતો હશે.

**દાદાશ્રી :** હં... આ એ એમની સૂઝથી ડહોળે ને, એમાં કશોય ભલીવાર ના આવે. તે હું સૂઝ પાડી દઉં કે આમથી આમ કરજો. એટલે ત્રણ મહિનામાં છ મહિનાનો નફો ! મને સૂઝ બહુ પડે. જેમાં કહે તેમાં સૂઝ પડી જાય જલદી. મને સૂઝ વહેલી પડી જાય એટલે અમારા ભાગીદાર કહે, 'બસ, તમારી સૂઝની જરૂર છે, મારે બીજી કંઈ જરૂર નથી.'

મારે આમ બ્રેઈન સારું ને, એટલે જેમાં હાથ ઘાલું એમાં ઑલ રાઈટ થઈ જાય. ઊલટો સલાહ આપનારો થઈ જઉ, જેમાં ઘાલે તેમાં. મને ઝવેરાતમાં ઘાલો કે ગમે તેમાં, જ્યાં ઘાલો ત્યાં સલાહ આપતો થઈ જઉ. એટલે કોઈ મહેનત-બહેનત કરવા ના દે.

## આત્માનું કરો ને ત્રણ મહિને ત્રણ કલાક આપો

અમારા ભાગીદાર મને કહે છે, કે 'આ પુસ્તક તમે વાંચ્યા કરો. બે-ત્રણ મહિને અમને અડચણ આવશે ત્યારે તમને કહીશું. તે અમારી ત્રણ મહિનાની ગૂંચ, તમે એક કલાકમાં કાઢી નાખો છો.' હું બધા ફોડ પાડી આપું ને ! સંસાર વ્યવહારના બધાયે ફોડ પાડી આપું.

તે એમને ગૂંચ પડી હોય ત્યારે મને કહે, તો આવું કહું, કે 'આમ કરજો.' એટલે એ નીકળી જાય બધી ગૂંચ. પછી કહે, 'તમે પુસ્તકો, શાસ્ત્રો વાંચ્યા કરો. પછી મને સમજણ પાડજો. હું ત્યાં આગળ ધંધા પર જઈ આવીશ. તે તમે વાંચી લેજો બધું. અને ખોળી કાઢો, આપણે આત્મા ખોળી કાઢો.'

**પ્રશ્નકર્તા :** એવું કહેલું ?

**દાદાશ્રી :** હા, એ તો કાયમ કહેતા'તા, કે 'તમે જે આ કર્યા કરો છો એ કરો, આત્માનું. અને બે-ત્રણ મહિને તમે એક ફેરો ત્રણ કલાક આવો છો ને, એટલે અમારી ત્રણેય મહિનાની મહેનત જરા કાચી પડી જાય છે તે અમને માલમ પડે છે, ફરીવાર અમે ત્યાં જાગ્રત રહીએ. બે-ત્રણ મહિને એક ફેરો દેખાડી જજો કે આમ છે, તેમ છે.' એટલું જ કામ લેતા'તા મારી પાસે.

એટલે અમારે ધંધામાંય મહેનત કરવી પડે નહીં. છ મહિને સલાહ આપું ને, તોય ધંધો સારો ચાલે. અને એક સલાહ ના હોય તો અથડામણ થાય. આ જ્ઞાન એય સલાહ જ આપી છે ને મેં ! જ્ઞાનેય સલાહ જ કહેવાય ને ? એ સલાહના આધારે ચાલ્યા, એ એનો ઉકેલ.

## દાદાની હાજરી એ જ શ્રીમંતાઈ !

**પ્રશ્નકર્તા :** પણ જ્યારે ભાગીદાર સંસાર વ્યવહારમાં થતો હોય, ત્યારે એનીય ગણતરી તો હોય ને, કંઈક મેળવવાની ?

**દાદાશ્રી :** શું મેળવવાની ?

**પ્રશ્નકર્તા :** ભાગીદાર હોય, તે પોતાને લાભ થતો હોય તો જ ભાગીદાર બનાવે ને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** તો એને એ વખતે કયો લાભ થયો છે ? હું તો પહેલાની વાત કરું છું.

**દાદાશ્રી :** એને તો સાંસારિક, પૈસા બાબતમાં, બધો લાભ થાય ને ! એ તો છોકરાનેય કહેતા ગયા'તા, કે 'આ દાદાની હાજરી એ જ શ્રીમંતાઈ છે !' શું કહે છે ? 'મારે પૈસા ખૂટ્યા નથી કોઈ દહાડોય, દાદા જ્યાં સુધી મારી જોડે છે.'

**પ્રશ્નકર્તા :** પણ આ સુરતમાં આપને જ્ઞાન થયું, એ પહેલાની વાત ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** એમ ? એ કઈ રીતે ? એ તો કંઈક જરાક ના સમજાય એવું છે.

**દાદાશ્રી :** એ તો કોઈને કહે છે ને, એના પગલાં આવા આવા છે, કોઈને નથી કહેતા ?

**પ્રશ્નકર્તા :** હા, હા, એવું.

**દાદાશ્રી :** એવું કંઈ એ લઈને આવ્યા છે, કહેશે. શું ?

**પ્રશ્નકર્તા :** એ શ્રદ્ધા એની.

**દાદાશ્રી :** હા, એવું.

## પૈસા નહીં હોય તોય હાજરી એ જ શ્રીમંતાઈ !

**પ્રશ્નકર્તા :** પણ તમારી ઓળખાણ એમને બહુ જબરી પડી ગયેલી.

**દાદાશ્રી :** હા, જબરી ઓળખાણ !

**પ્રશ્નકર્તા :** આ રસિકને કાગળમાં લખ્યું'તું, કે 'અંબાલાલકાકાનો સંબંધ એ આપણી શ્રીમંતાઈ છે ! એમની સાથેની આપણી નિકટતા એ આપણી શ્રીમંતાઈ છે, એમ માનજો.'

**દાદાશ્રી :** હા... 'અંબાલાલકાકાનો સંગ એ જ શ્રીમંતાઈ છે', કહે છે. સારું વાક્ય લખ્યું'તું. એટલે કહેવા માગે છે, 'આ દાદા હશે ત્યાં સુધી શ્રીમંતાઈ જ છે ! પૈસા નહીં હોય તોય એમની હાજરી એ જ શ્રીમંતાઈ છે', કહે છે. 'આપણે પૈસાવાળા ક્યારે કહેવાઈએ, કે એમની હાજરી હોય આપણી જોડે તો ! પૈસા ખલાસ થઈ જાય તો ચિંતા ના કરશો. આ દાદાની હાજરી એ જ શ્રીમંતાઈ છે !' શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** દાદાની હાજરી એ શ્રીમંતાઈ છે !

**દાદાશ્રી :** હા, નરી... કશું દુઃખ નહીં. રૂપિયા નહીં હોય ત્યાંથી આવીને ઊભા રહે. એ શ્રીમંતાઈ છે એમની, અને કાયમ શ્રીમંત બનાવેલા. કોઈ દહાડો પૈસો ખૂટ્યો નથી. અને ભય ના લાગે ને, એમને ? એ કહે છે, કે 'દેવું મારે થઈ ગયું છે, બેંકમાંય પૈસા નથી.' મેં કહ્યું, 'હું છું ને !' લેવાવાળો તો મારી પાસે ભેગો થાય એટલે જતો રહે બિચારો, મોઢું નીચું કરીને. પછી ત્યાંથી પૈસા આવે ત્યારે આપી દેવાના. આપણે દાનત ખોટી હોય તો એનો વાંધો છે. દેવું-લેણું તો વેપારીને ના હોય તો કોને હોય ?

**પ્રશ્નકર્તા :** હોય, હોય જ.

**દાદાશ્રી :** એ કંઈ નોકરીવાળાને દેવા-લેવાના હોતા હશે ? એને કોણ ધીરે ? એ તો વેપારીને હોય ને ! પણ એ સારા માણસ, મને ગમતું'તું એમની જોડે, ફિટ થતું'તું. મિત્ર પહેલેથી, મતભેદ-બતભેદ પડે નહીં.

## અડચણ સામે ભાગીદારને લીડર બનાવતા

અમે અને અમારા ભાગીદાર ધંધો કરતા'તા, તે કંઈ મુશ્કેલી આવે ત્યારે... જો કે મને તો બહુ મુશ્કેલી અડે નહીં, સોલ્યુશન મારી પાસે થઈ જાય પણ એમને અડે, ત્યારે મને કહે છે, 'હવે શું કરીશું ?' મેં કહ્યું, ''શું કરવાનું ? આપણે ઘેરથી આવ્યા ત્યારે એ દહાડે કેટલી લાવ્યા'તા મૂડી ?'' ત્યારે એ કહે, 'મૂડીમાં તો કશું લાવ્યા નહોતા.' ત્યારે મેં કહ્યું, 'તો મેલો ને છાલ, શામાંથી ખોટ જવાની હતી ? આ નફો કર્યો છે એમાંથી ખોટ જવાની છે ને ! નફામાંથી જેટલા ઓછા થાય એટલી જ ખોટ ને ! એ તો નફામાંથી ગયેલા છે ને, એને ખોટ કેમ કહેવાય ?' ત્યાર પછી સાજા થઈ જાય પાછા.

**પ્રશ્નકર્તા :** પછી પાછા બિમાર પડે કે નહીં ?

**દાદાશ્રી :** પછી પાછી ઉપાધિ આવે ફરી. તે એક ફેરો અમારા ભાગીદાર મને કહે છે, 'આ બધી બે-ત્રણ જાતની અડચણો આવીને ઊભી રહી છે.' ત્યારે મેં કહ્યું, ''અગાશીમાં જઈને બોલો કે આ બે-ત્રણ જાતની આવી છે, બીજી પાંચ-પચાસ-સો હોય તો આવી જાવ. તે અમે પેમેન્ટ પૂરું કરી નાખીએ. હવે અમારી પાસે 'દાદાઈ બેંક' છે.'' એટલે 'ત્રણ જણ છો, હજી બીજા બધા પૂરક થઈને ભેગા થઈને આવો' કહીએ. અગાશીમાં જઈને બૂમ પાડો. દાદા અમારી ભાગીદારીમાં છે ને, એટલે બધું પેમેન્ટ કરી દેવું છે. એટલે બીજી ઉપાધિઓને બોલાવો, કહ્યું. હોય તો બેસી શું કરવા રહી છો, એ આવી જાવ ને, તો પેમેન્ટ કરી દઈએ એક ફેરો, એટલે ઉકેલ આવી જાય. આ હાય હાય શું તે ? હવે ગભરાવાનું ક્યાં રહ્યું ? ક્યાં ઉપાધિ ને ક્યાં આપણે ! બધી ઉપાધિઓને ફાકો મારીને ફાકી જાય એવી તો આપણી જાત ! ઘડીમાં ફાકો મારે કે ના મારે ?

**પ્રશ્નકર્તા :** મારે ને !

**દાદાશ્રી :** હં.

## ખોટમાંય નફો જોવાની કંઈક આગવી સમજ

હું નાનો હતો ત્યારે ધંધામાં કંઈક અડચણ આવે તો આનંદ

પામતો, કે ચાલો આ એક અડચણ તો ગઈ ! આ તો જો એ અડચણ જાય નહીં તો ભય રહ્યા કરે કે 'ક્યારે આવશે ? ક્યારે આવશે ?' આ તો એક ગઈ એટલી તો ઓછી, આ તો કેટલી ? પાંચ-દસ મોટી અડચણો હશે જીવનમાં, તે એમાંથી એક ઓછી !

અને ભાગીદારને કહેલું, 'કશી અડચણ ના રાખશો.' મારી પાસે પૈસા ના હોય અને એમની પાસે ના હોય, તો એ કહે, 'હવે શું કરીશું ?' 'શું ગભરાઓ છો ? જોઈએ એટલું છે આપણી પાસે.' હવે છે કે નહીં તે વાત જુદી છે, પણ 'શું ડરો છો ?' કહ્યું. ''લોકોના મોઢા તો જુઓ અને આપણા જુઓ ! કોઈ જાતની ખટપટ નહીં, લુચ્ચાઈ નહીં, ચોરીઓ નહીં. વખતે આજ નાણું જતું રહ્યું માટે ગભરાઓ છો શું કરવા ? અને નાણું તો આપણે હતા ત્યાર પછી આવ્યું'તું ને ? કંઈ ભાદરણથી લઈને નીકળ્યા'તા ?'' એ તો આ ભાણાભાઈ જાણે, કશું લઈને નહોતા નીકળ્યા, બેઉ બાવા ! અને (પુણ્ય) હતું તો આવ્યું.

## પગલાં પડે ત્યાં ધન ઊભરાય

**પ્રશ્નકર્તા :** એવું કહે ત્યાંથી જ એ આવીને ઊભું રહી જાય છે, હિંમત આવે.

**દાદાશ્રી :** હા, પણ મને આત્મશક્તિ ખરી, કંઈ લાવવાની શક્તિ નથી. ક્યાંથી આવીને પડશે એ કહેવાય નહીં. અને એટલું કે જ્યાં ગયો અને પગલાં પડ્યા ને, ત્યાં લક્ષ્મી ખૂટે નહીં, એટલો નિયમ. જ્યાં પગલાં પડ્યા, હું ગયો, ત્યાં લક્ષ્મી ખૂટે નહીં !

**પ્રશ્નકર્તા :** ના ખૂટે, દાદા. ઊલટી ઊભરાય, આવ્યા જ કરે.

**દાદાશ્રી :** નીરુબેન. ઔરંગાબાદ આવતા પહેલાનું ગમે તે હો... પણ મારા પગલાં પડ્યા પછી... ?

**નીરુમા :** બહુ ઊભરાયું. ધન ઊભરાયું, દાદા. લક્ષ્મી ઊભરાઈ.

**દાદાશ્રી :** કોઈ દહાડો લક્ષ્મી ખૂટી નથી, વધ વધ જ થઈ. એટલે કુદરતી રીતે એવું, કે જ્યાં હાથ ઘાલું ત્યાં પૈસા મળે. એટલે બધા

પાર્ટનર ના થતા હોય તોય થવા આવે. કુદરતી... ! હાથ ઘાલું ને પૈસા મળે. આપણી જરૂરિયાત પૂરતા, કંઈ કરોડો નહીં. આપણી જરૂરિયાત નીકળી જાય. એટલે સી. પટેલ તો આકર્ષણ ધર ધર જ કર્યા કરે મને. મને આનંદ થાય એવું બધું વાતાવરણ રાખ્યા કરે. ખાલી અમથો જઉ ને, આમ જઈને ધંધામાં બેઠો કે આવક આવવા માંડે. પણ રહે નહીં મારી પાસે, આપી દેવામાં શૂરો !

## ભેગા થયા એ જ શુકન

મેં એમને સંગથી ભય-બય મટાડી દીધેલો. મેં કહ્યું, 'શું કરવા હાય હાય કર્યા કરો છો ? આપણા જેવા શ્રીમંત કોણ છે ?'

પણ એમણે મારી સેવા કરેલી, ભલે લોભથી કે ગમે તે હોય. મેં જુદાઈ રાખી નથી, એમણેય જુદાઈ રાખી નથી. એય સમજી ગયા. બહાર અમને એવું કહેતા'તા, કે 'તમે બે ભઈ છો.' અને અમારા મધરેય એમને પોતાના છોકરાં જેવા જ રાખતા'તા. આ બધા (એમના છોકરાંઓ) ઉછેરેલા તેય છોકરાંની જેવા જ ઉછરેલા બધા. જુદાઈ ગણેલી નહીં કોઈ.

મારા મનમાં એમ થાય કે મારી જોડે રહ્યા અને જો ના ફાવે તો દોષ મારો જ કહેવાય ને ! એટલે દરેકને હું કહેતો હતો કે 'મને ભેગા થયા છો, માટે તમારું જો કલ્યાણ ના થાય તો મારું ભેગું થયેલું નુકસાનકારક !' લોકો એમ ના કહે, કે 'અંબાલાલ ભેગા થવાથી અપશુકન થઈ પડ્યા.' અપશુકન નહીં, આ શુકન જ, ભેગા થયા એ જ શુકન છે.

**પ્રશ્નકર્તા :** ભેગા થાય એ જ શુકન છે !

❖❖❖❖❖

# [૨.૧.૪]
# ભાગીદાર જોડે મતભેદ નહીં

## પ્રેમ સ્વરૂપ તે મતભેદ કોની જોડે ?

અમે ચાલીસ વર્ષથી ધંધો કરીએ છીએ પણ એક મતભેદ નથી પડ્યો.

**પ્રશ્નકર્તા :** એ આશ્ચર્ય કહેવાય, નહિતર ભાગીદાર હોય એટલે કાંઈક ને કાંઈક કો'ક ફેરો તો બને જ.

**દાદાશ્રી :** ના, એક સેકન્ડેય મતભેદ પડ્યો નથી. ચાલીસ વર્ષ સુધી મતભેદ પડેલો નહીં, બિલકુલેય મતભેદ નહીં. લોકો બધા સગા ભાઈ જેવું જ જાણે.

**પ્રશ્નકર્તા :** દાદા, ધંધામાં કોઈ દિવસ મન નહીં બગડેલું, ભાગીદાર સાથે ?

**દાદાશ્રી :** ભાગીદાર જોડે મતભેદ નથી પડ્યો, મન બગાડવાનું તો કંઈ ? મારે તો કોઈનીય જોડે મતભેદ જ પડ્યો નથી અત્યાર સુધી, તો મનભેદ તો હોય જ નહીં ને ? મતભેદ ના હોય તો મનભેદ હોય જ નહીં.

**પ્રશ્નકર્તા :** વીતરાગતાના ભાવમાં મતભેદની કે મનભેદની જગ્યા જ નથી.

**દાદાશ્રી :** હા, હા, અમારે તો પ્રેમ સ્વરૂપ છે. બધું મારું પોતાનું જ છે. એ પ્રેમથી જ બધું આ...

## છોડીઓ ભાગીદારની પણ પૈણાવવાનો ખર્ચ સહિયારામાંથી

**પ્રશ્નકર્તા :** પણ પ્રસંગ તો પડ્યો હશે ને ?

**દાદાશ્રી :** ના, કોઈ જાતનોય નહીં. ઊલટી એમની છોડીઓ પૈણવાની થઈને, તે અમારે તો તે જમાનામાં પચાસ-પચાસ હજાર રૂપિયા ખર્ચ થતો'તો, ૧૯૪૬ની સાલમાં ! તે એમને પહેલી દીકરી પૈણાવવાની હતી. તે દીકરી માટે તે દહાડે સારું ઘર ખોળી લાવ્યા'તા, તે લાંબો ખર્ચ થયો'તો. ત્યારે મને કહે છે, 'મારા ભાગના તો મેં રૂપિયા લઈ લીધા, પણ હવે ખર્ચ માટે બીજા રૂપિયા ખૂટશે તેનું શું કરવું ? હું થોડા પૈસા પચ્ચીસ હજાર લઉ ?' ત્યારે મેં કહ્યું, 'પચ્ચીસ હજાર મળશે નહીં તમને. અમે એમ નહીં આપીએ. તમારે તો ફક્ત મારી ભાગીદારીમાં કરવાનું આ. તમે આમાંથી લઈ લેજો.' ત્યારે કહે છે, 'એટલું બધું પછી તમને અડચણ થાય ને !' ત્યારે મેં કહ્યું, 'ના, મને કશી અડચણ થવાની નથી. જાણે મારો અડધો ભાગ હોય એવી રીતે માનજો છોડીમાં. તમે બધી છોડીઓ સહિયારામાં નાખજો આપણે.'

**પ્રશ્નકર્તા :** એટલે ભાગીદારીમાં પૈણાવજો.

**દાદાશ્રી :** ત્રણેય છોડીઓનો ખર્ચ. છોકરાં પાંચ ને ત્રણ છોડીઓ. પૈણાવવા કંઈ ખર્ચા-બર્ચા ના જોઈએ, બળ્યા ? મેં કહ્યું, 'આપણે સહિયારામાં જ પૈણાવવાની. એટલે જેટલો ખર્ચ થાય ચાલીસ-પચાસ હજાર, તે અડધો મારો.' એટલે એ સમજી ગયા ને, કે 'બધી છોડીઓને સહિયારામાં પૈણાવવાની છૂટ કહ્યું.' એટલે અમે ભાગીદારના છોડીઓ-છોકરાં પૈણાવવાના બધું પાર્ટનરશિપમાં કર્યું. તેથી એમના છોકરાંઓ બધા મને ભગવાનની પેઠ પૂજ્યા કરે ને !

**પ્રશ્નકર્તા :** હા, દાદા, બહુ ભાવથી.

**દાદાશ્રી :** ભાવથી, એટલે મારે છોકરાંની પેઠ જ. એ કહે છે,

'તમારી પૂજ્યતા ના તોડાય.' નહીં તો આવડા આવડા ઊછરેલા, ભગવાન શી રીતે માને ?

**પ્રશ્નકર્તા :** ના માને.

**દાદાશ્રી :** બધા લક્ષણ તો જોયેલા હોય ને ? ના જોયેલા હોય લક્ષણ બધા ?

**પ્રશ્નકર્તા :** જોયેલા હોય, દાદા.

**દાદાશ્રી :** ઘરનો માણસ તો માને જ નહીં !

## પ્રકૃતિ ઓળખીને મતભેદ ટાળ્યો

ચાલીસ-ચાલીસ, પચાસ-પચાસ વર્ષથી મારે ભાગીદાર જોડે મતભેદ નહીં નામેય. એટલે એની પાછળ કંઈ જેવું તેવું કારણ હશે ? મતભેદ કરવાના તો બધા બહુ કારણો ભેગા થયા હોય, પણ હું જાણું કે આ તો બુદ્ધિના તોફાન છે અને મતભેદ કરવાથી વળી વળીને શું, પૈસા હાથમાં આવે. એને શું કરવા છે પછી ? પછી પાછું બેંકમાં મૂકવા જવું પડે અને પછી પાછું લેતી વખતે સહી કરવી પડે. કેટલી ઉપાધિ !

ભાગીદાર જોડે ચાલીસ-પિસ્તાલીસ વર્ષ જોડે રહ્યા, એક પણ મતભેદ નહીં. અજાયબી કહેવાય ને ! લોકો કહેતા, 'અજાયબી છે તમારી !' મતભેદ તો 'હું છું' ત્યારે હોય ને ! એમને હતું, પણ પછી મારી જોડે રોજ રહેવાથી શું થાય ? ભીંતને ગાળો ભાંડીએ તો શું થાય ? એ થાકી જાય, પછી ભાંડવાની બંધ કરી દે.

**પ્રશ્નકર્તા :** દાદાજી, તમારા સ્વભાવમાં અને કાન્તિભાઈના સ્વભાવમાં ઘણો ફેર હતો.

**દાદાશ્રી :** હા, પણ જો ને, અમારે પિસ્તાલીસ વર્ષ સુધી મતભેદ નથી પડ્યો.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે એવું થયું ?

**દાદાશ્રી :** ઊલટા એ છેલ્લે છેલ્લે ભગત થઈ ગયા. મતભેદ પડ્યો

જ નહીં ને ! હું પ્રકૃતિ આખી ઓળખી ગયેલો, કે આમની પ્રકૃતિ આવી છે આ જગ્યાએ. અને દુનિયામાં જ્યાં દરવાજો ના હોય ત્યાં એમનો દરવાજો હોય. દુનિયા આશાય ના રાખતી હોય કે આમને દરવાજો હશે, ત્યાં એમનો દરવાજો હોય. તે હું જાણું કે અહીં દરવાજો આમનામાં આ જગ્યાએ છે, એટલે આપણે વાંધો નહીં. આપણે એ દરવાજાના સાથે જ કામ લેવું. અને દુનિયા દરવાજા ખોળ ખોળ કરે. અરે મૂઆ, નહીં જડે એકુંય દરવાજો તને.

## લોભની બાઉન્ડ્રીમાં ઘુસીને થયા એમના પોતાના

**પ્રશ્નકર્તા :** દાદા, તમને શું દરવાજો જડેલો ?

**દાદાશ્રી :** અમારા ભાગીદાર સહેજ લોભી હતા. એટલે ત્યાં આગળ જરા નિર્દયતા થઈ જાય તોય વાંધો નહીં, એવી રીતે વારા* હતા. મનુષ્યમાં ઘણા ખરા એવા સ્વભાવ હોય છે ને ! એટલે પછી જ્યારે આ મેં છૂટું મૂક્યું ને... હંમેશાં તમે લોભિયા પાસે છૂટું મૂકો તો તમને એમની બાઉન્ડ્રીમાં બેસાડી દે. લોભિયો એટલે શું ? લોભિયાની બાઉન્ડ્રી કેવી હોય ? આટલા માણસમાં લોભ નહીં, એની બહારથી લોભ કરવાનો. એની બાઉન્ડ્રી હોય, કે આ બે બેનો, બે છોકરાં, મા-બાપ, બધા જોડે લોભ કરવાનો નહીં. તેમાં મને એમની બાઉન્ડ્રીમાં બેસાડી દીધો, મને ને હીરાબાને. પછી અમારી જોડે લોભ કરવાનો રહ્યો નહીં ને, પોતાના જ ગણવા માંડ્યા ત્યાં આગળ ! એટલે મતભેદ શેના પડે પછી ? અને મતભેદ પાડીએ, એમાં શી માણસાઈ ? મતભેદ પડ્યા પછી તમે ભેગા બેસીને જમો અને પછી મતભેદ કરો, ત્યારે તમે માણસ જ શાના તે ? છ મહિના સુધી ભઈ ભઈ થઈ જાય, સગા ભાઈ હોય એવી રીતે અને પછી સાતમે મહિને છે તે સામાસામી દુશ્મન !

બીજા લોકોને તો એ ના પોસાય. અમારી જે લાઈન, એ બહુ જુદી લાઈન, તે બીજા લોકોને તો એટલું બ્રેઈન ચાલે નહીં ને ! અને પછી બહાર નીકળવાની છટકબારી છૂટી જાય એને, તે ભૂલી જાય પાછો. તેથી આ અનુભવ વાણીને બધી, તેને લીધે ! આમ બહુ સારા માણસ

*વારા - પૈસા બચાવવાવાળા

અને મિત્રાચારી ! અમારે નાનપણથી મિત્રાચારી હતી. અમારા ભાગીદારથી અમે બે વર્ષ નાના પણ લંગોટિયા દોસ્ત, તે તેઓ આગળ ભણતા છતાં પકડી પાડ્યા. બધા મને કહે કે તું આ કાન્તિભાઈ પર બહુ પ્રેમ કેમ રાખું છું ? 'વર્ષોની અમારી ભાગીદારી, જેનું કોઈ નહીં તેની ઉપર હું પ્રેમ રાખું !'

## મતભેદ હોય તો જ્ઞાની શાના ?

બધાય મને કહે, કે 'આ કાન્તિભાઈ જોડે શી રીતે ફાવે છે ? તમારા ભાગીદાર વાંકા છે.' તે અમે કહીએ કે 'બીજા સીધા ક્યાંથી લાવવા ? અને મને તો સારામાં સારું ફાવે છે.'

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પુરુષોમાં મતભેદ નથી થતો ?

**દાદાશ્રી :** મતભેદ થતો હોય તો જ્ઞાની પુરુષ શાના ? ગદ્ધા પુરુષ કહેવાય. મતભેદ થતા હોય તો ગદ્ધા પુરુષ. આ જાનવરોને નથી થતો, ગધેડાને નથી થતો ને જ્ઞાની પુરુષને થતો હશે ? ગધેડા ને જ્ઞાની બે સરખા હશે ?

'મત' હું સમજતો જ નથી. હું ધંધો કરું છું પાછો. જેમ તમે નોકરી કરો છો, એમ હું ધંધો કરું છું. ઈન્કમટેક્ષની તલવાર છે, સેલ્સટેક્ષની તલવારો માથે લટક્યા કરે છે. છતાંય મતભેદ કે એવું કશું મેં જોયું નથી. જ્ઞાની પુરુષને મતભેદ હોય તો તો ગધેડા કરતા હલકા કહેવાય. ગધેડાને મતભેદ નથી, તે બિચારા આમ રોફમાં ફર્યા કરે છે ! ભૂખ્યા ભલે રહેતા પણ રોફમાં ફરે છે, મતભેદ નહીં. મતભેદ આ જંગલી લોકોને, વાઈલ્ડ ઍનિમલ્સ. વાઈલ્ડ ઍનિમલ્સ કોને કહેવાય ? જેને આશરો જ કોઈ જાતનો નથી. 'હું જ છું', 'હું જ છું', 'આ મેં જ કર્યું', કર્તા પોતે થાય છે. સ્વતંત્ર રીતે કરે છે. આ જાનવર કોઈ એવું નથી કરતું.

## એક દોષ દેખાયો નથી ભાગીદારનો

મેં પિસ્તાલીસ વર્ષ સુધી ધંધો કર્યો ભાગીદાર જોડે, એકુંય દહાડો મને દોષ દેખાયો નથી એમનો. એ ખોટ ખાઈને આવ્યા હોય તોય. એ

કહે કે 'મારી ભૂલ થઈ' તો હું કહું કે 'ના, તમારી નથી થઈ, આ મારી ભૂલ છે.' તો સંસાર સારો ચાલ્યો, બીજા લોકોના કરતાય સારો ચાલ્યો. આ લોકોના ડખાડખમાં આ સંસારેય સારો ચાલે નહીં. આપણુંય બગડે ને એનુંય બગડે. નહીં સમજણ પડવાથી આ બધું પોતાનું બગાડે છે. આ કંઈ ધંધા કરવાની રીતને સમજતા નથી. બધું એના પોતાના ન્યાયથી જ ન્યાય કરી નાખે, કે મારા ભઈએ બધું બગાડી નાખ્યું, અમારા ધણીએ બધું બગાડી નાખ્યું. તો કોણ બગાડી નાખે છે ? હંઅ ! પાછું ઉપર કોઈ બાપોય નથી. નકામા શું કામ ઉપર આંગળીઓ કરો છો ? ઉપર છે કોઈ ?

**પ્રશ્નકર્તા :** ઉપર કોઈ નથી, વ્યવસ્થિત, દાદા.

**દાદાશ્રી :** હા, વ્યવસ્થિત.

## મુશ્કેલી વેઠીને પણ મતભેદ નહીં પડવા દીધેલો

મેં પચાસ વર્ષ ભાગીદારી કરી, પણ મતભેદ નથી પડ્યો એનું શું કારણ ?

**પ્રશ્નકર્તા :** તમે પડવા દીધો નથી.

**દાદાશ્રી :** હં. ખોટ લાવે તોય હું જાણું કોણે ખોટ પાડી આ ? આમણે નથી કરી. એય પોતે કબૂલ કરે, કે 'મેં ખોટ કરી, મારે ખાતે ઉધારો.' મેં કહ્યું, 'ના, એવું ના બોલાય.' આવું જ્ઞાન હોવાથી મતભેદ નથી પડ્યો. સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** હા, પણ મતભેદ ના પડવા દેવાના નિમિત્ત તો આપ બન્યા ને ?

**દાદાશ્રી :** નિમિત્ત હોય, નિમિત્ત તો ખરું જ. પણ મતભેદ જ ન પડવા દઈએ એટલે પછી આ ફાચર જ ના પડે ને ! અને તો જ જીવન જીવાય ને ! પચાસ વર્ષ સુધી, હજુય મતભેદ નહીં, ત્યારે કેટલું મહીં મુશ્કેલી વેઠતા હોઈશું ? અંદરની મુશ્કેલી તો ખરી કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એક મતભેદ ના પડ્યો હોય, પચાસ વર્ષની ભાગીદારીમાં, તો મુશ્કેલી ખરી કે નહીં ?

**પ્રશ્નકર્તા :** બરોબર, હોય જ મુશ્કેલી તો.

**દાદાશ્રી :** મતભેદ ન પડવા દેવો એટલે શું ? મુશ્કેલીનો સામનો કરવો. આ દુનિયામાં મતભેદ ના પાડવા એટલે મુશ્કેલીનો સામનો કરવો. અમારે છે તે ઘેરેય મતભેદ નહીં થયેલો.

## બોધકળાને લીધે આંટી નહીં પડેલી

**પ્રશ્નકર્તા :** પણ દાદા, તમે ભાગીદાર પર ક્યારેક ગુસ્સે થયા હોય કે એવું કંઈ થયેલું ?

**દાદાશ્રી :** ભાગીદાર ઉપર ગુસ્સો નહોતો આવતો, પણ એક ફેરો જ્ઞાન નહોતું ત્યારે સહેજ મહીં ગુસ્સો આવી ગયેલો. એમણે જરાક વધારે પડતો મોહ કરી નાખેલો.

**પ્રશ્નકર્તા :** મોહ કરી નાખેલો ?

**દાદાશ્રી :** મોહ. એટલે પોતાના સુખને માટે વધારે પડતા ઊંડા ઊતરી ગયેલા. વેપારમાં ભૂલ થાય તેનો વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** એ લોકો, ભાગીદારો મોહમાં ઊતરી ગયા હતા ?

**દાદાશ્રી :** હા, પોતાના મોહમાં.

**પ્રશ્નકર્તા :** સમજી ગયો.

**દાદાશ્રી :** જેને સ્વાર્થ કહેવામાં આવે છે તે. એટલે પછી મનમાં જરાક થયું કંઈક, એ ગુસ્સો આવી ગયો, પણ ગુસ્સો પ્રદર્શિત ના કર્યો. એ પોતે સમજી ગયા કે અત્યારે એમને બહુ દુઃખ થાય છે.

**પ્રશ્નકર્તા :** મોઢાથી ખ્યાલ આવી ગયો, એમને વેદના થાય છે વધારે.

**દાદાશ્રી :** તે પછી મેં શું કહ્યું, અંબાલાલભાઈને ? 'આ શરીરની ઉપાધિ થાય છે તે કોણ આપે છે ? એ કંઈ ભાગીદાર આપે છે ?

એમાં કંઈ ભાગીદારની ભાગીદારી નથી, તો એ કોણ આપે છે ? ભાગીદાર તો સુખમાં જ છે, એ નથી આપનાર.' આટલું જ કહ્યું'તું ને, તેની સાથે બધું શાંત થઈ ગયું. મેં કહ્યું, 'આ શરીરમાં જે દુઃખ આપે છે એ કોણ આપે ? એ કંઈ ભાગીદાર આપવા નથી આવતા, એ તો આપણને પ્રત્યક્ષ અનુભવ છે.'

**પ્રશ્નકર્તા :** પોતાનું જ છે, બીજા કોઈનું નથી.

**દાદાશ્રી :** અમને જ્ઞાન થતા પહેલા છે તે બુદ્ધિકળા હતી. પછી કંઈ ઉપાધિ થાય ? બહારવાળા દુઃખ દેતા દેખાય છે, પણ અહીં અંદર કોણ બાપો આપે છે ? અંદર પેટમાં દુખાડે છે, કશું થાય છે અને કહે છે, પ્રેશર વધી જાય છે આમ. તો અહીં કોણે તારા ભાગીદારે કર્યું છે ? ત્યારે વહુએ કર્યું છે ? તો કહે, 'ના બા, એ તો મહીંવાળાએ જ કર્યું.' ત્યારે આય એ તો મહીં જ ! પારકાના નામ શું કરવા દો છો ? પારકો તો કોઈ ગુનેગાર હોય જ નહીં.

આવી બોધકળાઓ જડ્યા કરે. જ્ઞાન થયા પછી જ્ઞાનકળા ઉત્પન્ન થઈ પણ બોધકળાઓ તો પહેલેથી જ...

**પ્રશ્નકર્તા :** બોધકળાઓ તો હતી, વ્યવસ્થિત હતી બોધકળાઓ. ત્યારે આ જ્ઞાનકળા ઉત્પન્ન થઈ.

**દાદાશ્રી :** ત્યારે આ વિજ્ઞાન પામ્યો.

**પ્રશ્નકર્તા :** એ બોધકળાઓ એટલી બધી ઊંચી હતી એટલે જ્ઞાનેય એટલું ઊંચું નીકળ્યું.

**દાદાશ્રી :** હા, જ્ઞાન ઊંચું નીકળ્યું.

**પ્રશ્નકર્તા :** જો એ બોધકળાઓ ઊંચી ન હોય તો જ્ઞાન એટલું ઊંચું ન નીકળે.

**દાદાશ્રી :** એ બોધકળાને લીધે આ ભાગીદાર જોડે આંટી નહીં પડેલી.

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

## ૪૮ મિનિટ પણ ન ચાલે તે ભાગીદારી આટલા વર્ષ ચલાવી

**દાદાશ્રી :** આ કાળમાં અમારી ભાગીદારી આદર્શ ભાગીદારી હતી. પિસ્તાલીસ વર્ષમાં નામેય મતભેદ નહીં. છતાં થોડીક બાફા બાફીને લીધે મેં એક ફેરો તેમને કાગળ લખ્યો, 'મારે હવે ધંધો-બંધો કરવો નથી.' ત્યારે તે કહે, 'આવું ન ચાલે.' ત્યારે મેં કહ્યું, 'ભાઈ, તમારે પૈસા જોઈતા હોય તો લઈ જજો, પણ હવે ભાગીદારી કરવી નથી.' છતાં તે કહે, 'મારે છૂટા નથી થવું.' ત્યારે મેં તેમને પૂછ્યું, 'તમારી જગ્યાએ હું હોઉ ને મારી જગ્યાએ તમે હો તો ભાગીદારી કેટલો વખત ચાલે ?' ત્યારે મારા ભાગીદાર કહે છે, 'ફોર્ટી એઈટ (અડતાલીસ) મિનિટ.' કેટલો વખત ચાલે ? માત્ર અડતાલીસ મિનિટ. ત્યારે મેં કહ્યું, 'જાઓ, તમે આટલું સમજો છો, તો આપણી ભાગીદારી ક્યારેય છૂટી થાશે નહીં.'

## ગમે તે રસ્તે વેર ન બંધાય તે રીતે વર્તતા

પણ એ ભાગીદારને છોડ્યા નહોતા મેં. કારણ કે ધર્મિષ્ઠ પુરુષ ક્યાંથી મળે ?

**પ્રશ્નકર્તા :** ન મળે.

**દાદાશ્રી :** એ ગયા અવતારનો હિસાબ.

**પ્રશ્નકર્તા :** હા જી.

**દાદાશ્રી :** પણ આ તો વ્યવહારમાં બોલવું હોય તો, 'છોડ્યા નહોતા', કહ્યું.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે ભાગીદારી છોડી નહીં એની પાછળ કેવી સમજણ હતી ?

**દાદાશ્રી :** વેર ના બંધાય એવી રીતે વર્તવું જોઈએ. હું વેર બંધાય નહીં એવી રીતે વર્તું છું.

**પ્રશ્નકર્તા :** એટલે પોતે ઘસાઈને પણ ?

**દાદાશ્રી :** હા, એ ઘસાઈ-ફસાઈને કે ગમે તે રસ્તે પણ વેર ના બંધાય એવી રીતે વર્તવું. અને પહેલેથી વર્તેલો એ રીતે. નહીં તો કાન્તિભાઈને અને મારે છે તે ચાલીસ વર્ષ સુધી મતભેદ નહીં પડેલો, એનું કારણ શું હશે ?

**પ્રશ્નકર્તા :** આ એકાત્મભાવ.

**દાદાશ્રી :** મારી નોબિલિટી ઑફ માઈન્ડ (મારી મનની ઉદારતા). બીજો તો નુકસાન થયું એટલે સંબંધ છોડી દે અને પાછો બીજો બાંધે, બસ્સોના નુકસાન હારુ.

**પ્રશ્નકર્તા :** અને તમે પચાસ હજાર ગયા હોય તોય કહો, 'પ્લેનમાં આવો !'

**દાદાશ્રી :** પૈસા તો કાલે આવી મળે. આ બધા સંબંધો બગાડવા એ તો ભયંકર ગુનો છે. એ તો કોઈ લોભિયો હોય, કોઈ એવો હોય, બધું એ તો જાતજાતનો માલ !

## હીરાબાને અડચણ પડવા દીધેલી, પણ ભાગીદારને નહીં

પણ એ આમ ધર્મિષ્ઠ હતા એટલે મને બહુ ગમે. બીજું, લોભ તો હોય હવે, થોડોઘણો તો હોય. બીજો માલ સારો પણ પ્રકૃતિ માલ એવો ભરી લાવેલા તેથી. આમ બહુ જાગૃતિવાળા હતા. એમને મોહ પૂરો, પણ હું તો મોહ નીકળવા દઉં. એમનું ચારિત્ર ઊંચું !

પછી બહુ વર્ષે પ્રેમ ઓળખી ગયા, કે આ હારું આ પ્રેમભર્યા પુરુષ જોડે મેં ભૂલો કરી ! પછી એમને પશ્ચાત્તાપ બહુ થવા માંડ્યો, જો કે અભેદતા તો પહેલેથી રાખી છે. એમણે એમના છોકરાંનેય કહેલું કે આ તમારો બાપ ! ત્યાં પુનાય કહી દીધેલું, કે 'મારે બદલે આ અંબાલાલભઈ આવશે. દાદા જ મુખ્ય, હું નહીં.' તે લોકોય એટલી બધી મર્યાદા રાખે. અમને હારેય પહેરાવે.

અને મેંય કહી દીધેલું કે 'છોડીઓ ત્રણેય પૈણે ને, એમાં આપણે સરખા પૈસા વાપરીશું. મને ભેગા થયા એટલે તમને દુઃખ ના થવું જોઈએ.'

**પ્રશ્નકર્તા :** બહુ થઈ ગયું એ. એવું કહેનારો આ કાળમાં કોણ મળે, દાદા ? કોઈ ન મળે.

**દાદાશ્રી :** હા, એક આટલુંય દુઃખ થવા નહીં દીધેલું.

**પ્રશ્નકર્તા :** કેટલી ગજબની જાગૃતિ કહેવાય !

**દાદાશ્રી :** હીરાબાને અડચણ પડવા દીધી છે, પણ એમને નહીં પડવા દીધી.

## ભાગીદારે પણ માન્યા ભગવાન

ભાગીદારીમાં એક કુટુંબ જેવું બધું. તે બધા એમ કહે કે દાદા 'ભગવાન' જેવા છે. કોઈ મારી જોડે નિરંતર રહેતા હોય ને, તેય બધા એમ કહે, કે દાદાને 'ભગવાન' સિવાય મેં એક ક્ષણવાર બીજું જોયા નથી. ચાલીસ વર્ષથી મારી જોડે રહેતો હોય, તે વઢુંય ખરો પાછો. પણ છતાંય એને 'ભગવાન' સિવાય બીજું દેખાય નહીં. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** એને રૂડા ભાવે જ દેખાય.

**દાદાશ્રી :** હા, એવા દેખાય. તે ઘેર પાડોશીઓમાંય એવું. પાડોશી બધા દર્શન કરવા આવે રોજ. ભાગીદારેય છે તે રાત-દહાડો જોડે રહ્યા તોય છેવટે, છેલ્લી કક્ષામાં એમ જ કહેતા'તા, કે 'દાદા ભગવાન આવો.' ''તમે તો 'ભગવાન' છો'', એવું કહેતા. ત્યારે જો ભાગીદાર પણ એમનેય પ્રેમ ઉત્પન્ન થયો ને મારી ઉપર ! જોડે રહ્યા, મતભેદ ના પડ્યો ને પ્રેમ ઉત્પન્ન થયો કે ના થયો ? ત્યારે કેટલું કામ કાઢી જાય એ ?

એટલે આવું તેવું બધું બહુ થયેલું. તે છેવટે 'મારા ભાગીદાર ભગવાન છે', એટલે ભગવાન તરીકે માન્યતા થઈ. એમને એ શ્રદ્ધા બેસી ગઈ એટલે કામ પતી ગયું. તે શ્રદ્ધા બેઠી એટલે એમને લોભ છૂટી ગયો ને ! શ્રદ્ધા બેસે તે તો વાત જુદી ને ! છેલ્લા વરસોમાં તો દાદા 'ભગવાન' છે એવી રીતે જ વર્તેલા. ભાગીદાર થઈને 'ભગવાન' તરીકે ગણે એ કંઈ જેવી તેવી વાત છે ! લોકોને કહેતા, ''અમારા ભાગીદાર 'ભગવાન' છે.''

## એક જોડે મૈત્રી નભી તો આખા જગત જોડે મૈત્રી નભે

અમારે ભાગીદાર ચાલીસ-પિસ્તાલીસ વર્ષથી જોડે, પણ ક્યારેય મન ભાંગેલું નહીં. અમારે મન બહુ મોટું જોઈએ અને સમજ પણ વિશાળ જોઈએ. એક જોડે મૈત્રી નભી ને, તો એ આખા જગત જોડે મૈત્રી કરી શકે. અને સામો માણસ, ભાગીદાર અને એમનું કુટુંબ આખુંય ઊર્ધ્વગતિમાં જાય. આવું જોઈને એમનું મન પણ મોટું થઈ જાય. સંકુચિત મન મોટા થઈ જાય. એટલે આ બહુ મોટું... સમજ પડીને ?

એટલે અમારા ભાગીદાર જોડે એક મતભેદ નહીં. અમે બન્નેય કૃપાળુદેવના ભક્ત, અને નિરંતર મારી સેવા જ કરતા'તા. 'મારો ઉદ્ધાર કરજો', કહે છે. મેં કહ્યું, 'થઈ જવાનો તમારો.'

## એક જણ ફાચર મારવા આવ્યો ત્યારે...

અમારા ભાગીદારનો સુંદર અને સંપીલો વ્યવહાર, તે મૂઆ એક જણથી સહન ન થાય. તે એક દહાડો આવ્યો ને મને કહે છે, કે 'અંબાલાલભાઈ, તમારા ભાગીદાર, તમારી સહિયારી રકમ લઈ ગયા, એક જણની બારોબાર લઈ લીધી રકમ, પચાસ-સાંઈઠ હજાર.' હું સમજી ગયો કે આ મૂઓ અમારી ભાગીદારીમાં ફાચર મારવા આવ્યો છે. એટલે મેં તરત તેને કહ્યું, કે 'ના, ના, એવું નથી, પણ ઊલટાના કાન્તિભાઈના જ વરસ દિવસ થયા અહીં મારે ત્યાં આ કવરમાં વીસ હજાર પડ્યા છે, તે જ મારે મોકલવાના છે. તે હું સારો સંગાથ જોઉં છું. તમે જતા હો તો લેતા જજો, જે હાથોહાથ પહોંચે.' પેલો બાઘો જ થઈ ગયો. મેર ગાંડિયા, તું મારી જોડે ફાચર મારવા આવ્યો છું ? ભગવાન પણ ફાચર નથી મારી શક્યા ! શું કહ્યું ? હવે એ અહંકાર કરવાની જરૂર નથી, એ અહંકાર જતો રહ્યો. પણ તે દહાડે મેં જોયેલું, કે કોઈ ફાચર મારી શકે નહીં.

**પ્રશ્નકર્તા :** હા, હા, બરોબર. ફાચર ન મારી શકે કોઈ.

**દાદાશ્રી :** હીરાબાય ફાચર ના મારે. કોઈક વાર કાનમાં કહે

ખરા, પણ હું તો આ બાજુ કાઢી નાખું. સંઘરવું-ના સંઘરવું આપણા હાથમાં છે ને ? 'આવું બોલીશ નહીં, આવી વાત તારે ન કરવી અમને.' એવું બોલીએ એ ગુનો કહેવાય.

**પ્રશ્નકર્તા :** હા, એ ગુનો કહેવાય.

**દાદાશ્રી :** સંઘરવું-ના સંઘરવું આપણા હાથમાં છે ને.

## લાભાલાભ જોઈને જૂઠું પણ બોલે

પેલો મારી માટે લાગણીવાળો આવે, હવે જો એને ધક્કો મારું તો ખોટું કહેવાય. એ બિચારો લાગણીવાળો હોય. 'તમારા આપતા નથી', એટલે એને લાગણી થઈ, તેથી એ બોલે છે. પણ અમારા ભાગીદાર તો ખોટા છે નહીં. હવે આ વાત ઊંધી ઊડી છે. એટલે મેં એને શું કહ્યું, કે 'બેંકમાં સવા લાખ રૂપિયા મારે ખાતે મૂક્યા છે. મેં કહ્યું કે લઈ જાવ, પણ લઈ જતા નથી.' તે કહે, 'હેં, હં... !' ત્યારે મેં કહ્યું, 'આ સંતોષ છે ને ? ચા-બા પીને જાવ નિરાંતે !' હવે આ વાત સાવ ખોટેખોટી ! સમજ પડીને ? અરે મૂઆ, આ તો વગર કામનો બફાઈ જાય આખો કેસ ! અને વ્યવહારમાં આવું ના કહીએ ને, તો આમાંથી નવા નવા તરંગો ઊભા થાય. આવું ના કહીએ તો શું થાય ? નવી નવી મુશ્કેલીઓ ! અમારા ભાગીદાર માટે ખોટા વિચારો સેવે. એટલે અમે જૂઠું બોલીએ, જરૂર પડે બોલીએ, આજે પણ બોલીએ. આમાં શું લાભાલાભ છે, એટલું જોઈ લઈએ.

## નાનપણમાં હતા કાચા કાનના, પછી થઈ ગયા પાકા

ધંધો કોન્ટ્રાક્ટનો ને, અમારા ભાગીદાર આમ જરા ખર્ચાળ માણસ પણ નોબલ માઈન્ડ. એક વાર દેવું થયેલું. તે મને એક જણે સલાહ આપી, કે 'દેવામાં તમારે કંઈ લેવાદેવા નહીં, ભાગ જ નથી.' મેં કહ્યું, 'આ તો તમે સારા માણસ, એટલે હું તમારી સલાહ સાંભળું છું. બીજો હોત તો મારે ગાળો દેવી પડત, કે ફ્રેક્ચર કરી આપો છો ઊલટું, અમારું રાગે પડેલું છે ને ! રાગે ના પડેલું હોય તોય ફ્રેક્ચર તો કરવું ના

જોઈએ. ઊલટું તારે સાંધી આપવું જોઈએ.' અમથા મીઠું લાગે એવું બોલે લોકોને.

કારણ નાનપણથી એક શીખેલો આંકડો. તે કાનનો બહુ કાચો હતો. કેવો હતો ?

**પ્રશ્નકર્તા :** હા, કાચા કાનના.

**દાદાશ્રી :** અહીંથી સાંભળ્યું, તો પેલાની જોડે મોઢા ઉપર ગુસ્સો ચઢાવીને જ જઉં એને ત્યાં. તે ફૂટબોલ જેવો કરી નાખેલો મને લોકોએ, કાનનો કાચો એટલે. પછી ટેસ્ટિંગ પર લઈને બધી બાજુ પાકો થઈ ગયો, કાનનો. એટલે હીરાબાયે કાનમાં નાખે તો કશું માનવા-કરવાનું નહીં.

**પ્રશ્નકર્તા :** બરોબર.

**દાદાશ્રી :** કોઈનું માનવાનું નહીં, અત્યાર સુધી માન્યું નથી. કાનનો કાચો થયો નથી. આ આખું જગત કાનનું કાચું છે.

## જ્ઞાની ક્યારેય કાચા કાનના ના થાય

આ બધા બુદ્ધિશાળીઓ હોય છે ને આ દુનિયામાં, એ બધાય બાયડીની ફૂંકથી ચાલે છે કે લોકોની ફૂંકોથી ચાલે છે. ફક્ત જ્ઞાની એકલા જ કોઈની ફૂંકથી ના ચાલે. કોઈની ફૂંકથી ના ચાલે એ જ્ઞાની.

**પ્રશ્નકર્તા :** નહીં તો તો જ્ઞાની શેના ?

**દાદાશ્રી :** હા, નહીં તો જ્ઞાની શેના !

જ્યાં સુધી બુદ્ધિ છે, ત્યાં સુધી કો'ક જગ્યાએ કાન તો કાચો હોય, હોય ને હોય જ. એ તમને સમજાય છે એવું ?

અમારી આખી જિંદગીમાં કોઈ એક અક્ષર પણ ખોટો કાનમાં ઘાલી ના શકે. અમે કાચા કાનના ના હોઈએ. એક શબ્દ પણ ખોટો મેં સાંભળ્યો નથી. ગમે એટલા શબ્દ આવે પણ કાચા કાનનો થયો નથી એક શબ્દનો. એક શબ્દનો જો કાચો કાનનો થયો હોત ને તો મને રંગી નાખે !

## ફરિયાદીને જ ગણીએ ગુનેગાર

કોન્ટ્રાક્ટના ધંધામાં મેં કહ્યું, 'ફરિયાદી જ ગુનેગાર. એ ગુનેગાર હોય છે, માટે જ ફરિયાદ કરે છે.' એટલે બધા ફરિયાદ કરતા બંધ થઈ ગયા ! ત્યારે મહીં પાંચ ફરિયાદી માર્યાય જાય છે, પણ પંચાણું 'ના ગુનેગારો' આમાં ફાવી જાય છે. હવે ફરિયાદીને આપણા લોક સાંભળે અને ફરિયાદ લે એની. ખરી રીતે જોવા જઈએ તો ફરિયાદી જ ગુનેગાર હોય છે. એટલે કોઈનો એક શબ્દેય સાંભળેલો નહીં. મેં કહ્યું, 'ભગવાનનુંય નહીં ચાલે, હું સાંભળવા માગતો જ નથી.' મને કોઈના વિશે કોઈ કહે, કે 'આવા છે', તો હું તેને જ પહેલો પકડું, કે 'તું મને આમ કેમ કહેવા આવ્યો, તે તું મને કહે. તું કહેવા આવ્યો માટે તું જ ગુનેગાર છું.'

કોઈનું સાંભળતો જ નથી ને ! અને એવા માણસ જે વગર કામનું કહેવા આવે તેની પર તો ચોકડી જ મૂકી દઉ ઊલટાની. પૂછયા વગર જે કંઈ કહેવામાં આવે, તેની પર આપણે ચોકડી મૂકી દેવી જોઈએ. મેં તો બધાને ચોકડી મૂકી જ દીધેલી. એવા એવા માણસોને તો મેં ચોકડી મૂકેલી જ હોય, એ ઘાલમેલિયા કહેવાય. કેવું ?

**પ્રશ્નકર્તા :** ઘાલમેલિયા.

**દાદાશ્રી :** અને ઘાલમેલિયાને તો પેસવા જ ના દેવાય. અને એનું અડવા જ ના દેવાય. મારી પાસે તો કોઈ પણ માણસે કશી ઘાલમેલ કરી નથી. અને વાત કરવા આવ્યો હોય તો એનાથી વાત થાય નહીં.

અમારે તો પહેલેથી જ, જ્ઞાન થતા પહેલાય આવી ફાચરની વાત કોઈ કહેતો હોય તો સાંભળીએ જ નહીં. ઊલટું કોઈનું તૂટતું હોય તો સાંધી આપીએ, 'વેલ્ડિંગ' કરી આપીએ.

❖❖❖❖❖

## [૨.૨]

# લક્ષ્મી સામે આપ્યું સંસ્કારધર્મને મહત્ત્વ

### મળી ધંધામાં પાર્ટનરશિપની ઑફર

અમારો ધંધો ભાગીદારીમાં ચાલતો'તો. તે અમે કોઈક ફેરો બાર મહિને લાખ રૂપિયાય કમાઈએ, કોઈ ફેરો પચાસ હજારેય કમાઈએ, કોઈ ફેરો સાંઈઠ હજાર કમાઈએ, કોઈ ફેરો પચ્ચીસ હજારેય કમાઈએ. કંઈ ને કંઈ મળે ખરું. લાંબો નફો મળે નહીં અમારે. કારણ ધંધો કરીએ તો એમાં તો બધું આ જ, સંતોષથી. અમે બહુ કામ નહોતા કરતા. અમારે ધંધો ઓછો પ્રોફિટવાળો, જાહોજલાલીવાળો ધંધો નહીં અમારો. અમારે તો જરૂરિયાત પૂરતા કામ, અને તે કામ ઘેર બેઠા આવે તે, બોલાવવા ના જઈએ. તેય પાછા વટભેર. અને શેના માટે પણ, આપણે કામનું એક્સટેન્શન (મુદત) માગીએ તો બે વર્ષ વધારે મુદત મળે, પણ આ દેહનું એક્સટેન્શન સો વર્ષનું વધારે માગીએ તો ના મળે ! મળે એક્સટેન્શન ? આમાં એક્સટેન્શન નથી મળતું ? આમાં એક્સટેન્શન ના મળે ! તો જેનું એક્સટેન્શન ના મળતું હોય એની ભીખ કોણ માગે તે ?

અને બાર મહિને દસ-દસ હજાર રૂપિયા અમારે આવી જાય. અમારે ખર્ચા ચાલ્યા કરે. બે ભાગીદારમાં વીસ હજાર કમાઈએ તો દસ-દસ હજાર રૂપિયા આવે ને ખર્ચા ચાલ્યા કરે. તે અમારે એક ફ્રેન્ડ હતા નગીનભાઈ, તે આવીને મને કહે છે, 'આ તમે બે ભાગીદારને

હમણે તો તમારે ખાસ કમાણી નથી. પહેલા હતી, પણ અત્યારે તો કંઈ કમાણી દેખાતી નથી. તો તમે આ નાના ધંધા કરો છો એના કરતા મોટા ધંધામાં આવી જાવ ને, તમારી કેપેસિટી (ક્ષમતા) બહુ ભારે છે ને આ તમારી કેપેસિટી નકામી જાય છે.' મેં કહ્યું, 'પણ શું ફાયદો એમાં ?' ત્યારે કહે, 'ફાયદો તો એટલો કે બાર મહિને તમને હું લાખ રૂપિયાની બાંહેધરી આપું છું. જો નફો ત્રણ લાખ થાય તો તમે દોઢ લાખ લઈ જજો. અને જો બે લાખથી ઓછો થાય તો તમારા લાખ તો લઈ જવા, એટલી બાંહેધરી સાથે તમને પાર્ટનરશિપમાં...' ત્યારે મેં કહ્યું, 'મારે આ પાર્ટનરશિપનું શું થાય ?' ત્યારે કહે, 'તે ચાલુ રાખજો. તમે તમારો ધંધો પણ ચાલુ રાખો ને મારે ત્યાં પાર્ટનરશિપ રાખો.' મેં કહ્યું, 'શું કામ કરવાનું તારી જોડે ?' તો કહે, 'બસ આ દેખરેખ જ રાખવાની. કોઈનું કંઈ બગડે નહીં, ઑર્ગેનાઈઝ, જોયા કરવાનું.' કારણ કે વહીવટ મારો બહુ સુંદર. એક ઑર્ગેનાઈઝર તરીકે પાંચ અબજનો ધંધો હોય તો કરી આપીએ. બીજું આવડે નહીં કશું, ઑર્ગેનાઈઝ કરી આપીએ, રૂપરેખા. દર્શન-બર્શન બધું ટૉપ ઉપર. એટલે અમારા ભાગીદારને ઑર્ગેનાઈઝ કરી આપું, એના પ્રમાણે ચાલ્યા કરે. મહેનત કરવી ના પડે અમારે.

તે પેલો કહે છે, 'બાર મહિને લાખ રૂપિયા મારે તમને આપવા.' અમારા ધંધામાં તે ઘડીએ કમાણી ઓછી હતી. માંડ દસ-દસ હજાર ભાગે આવે, અમારા બેઉ જણને. અને કહે છે, 'લાખ આપવા. તમારે બેસી રહેવાનું, ગાડી એક આપીશ. ખોટ જાય તો મારા માથે. નફો વધારે આવે તો તમારો ભાગ અને ખોટ જાય તો તમારે લાખ લઈ લેવાના.' પણ શું કરું એ લાખને હું ? મેં એને કહ્યું, 'એ લાખને હું શું કરું ?' 'પછી ગાડી-બાડી લેવાની, બંગલો બંધાવવાનો !'

## લોભીના કુસંગ કરતા અપનાવી ભાગીદારી સત્સંગીની

પછી મને તો વિચાર આવ્યો. મેં કહ્યું, હારું આની જોડે લાખ કમાઈએ બાર મહિને પણ આના સંગનું શું થાય ? આ સંગ અડે મને, તો આ દેહને શું થાય ? લાખ તો આવે, પણ વરસ દહાડો એની જોડે

બેસીએ ને, તો લોભિયા થઈ જઈએ. તે સંગ અડે ને મૂઆનો, તો શું થાય ? મેં કહ્યું, 'ના બા, મારે અમારા ભાગીદાર જોડે બાર મહિને દસ-પંદર હજાર મળે, મારે બહુ થઈ ગયા. હું તારી જોડે આવું તો તારો રોગ પેસી જાય મને, તો શું થાય મારું ?'

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** 'તમે લોભિયા લોકો, આમથી લઉ કે તેમથી લઉ... રાતે હઉ, રાતે ઊંઘમાંય જાગો ! તમારી જોડે મારે ક્યાં પોસાય ? અમારે તો ધર્મ જોઈએ. અમારે ભાગીદાર જોડે ભલે દસ હજાર મળે કે ના મળે, તોય શું થઈ ગયું ? પણ તારી જોડે રહીને મારી શી દશા થાય ? તમારે દર સાલ રડવા જોઈએ. હું તો રડ્યો નથી, બા. મારે તો અમારા આ ભાગીદાર સારા, તે અમે બેઉ ખાનગીમાં બેસી રહીએ અને નિરાંતે ભાખરી ને શાક ખઈએ એવા છીએ ! તારા કરતા મારા ભાગીદાર સારા છે, ભલે પાંચ હજાર મળશે, ને નહીં મળે તોય અમે સાંજે પાંચ વાગ્યે આવીએ તો ચોવિહાર કરીને બેઉ સત્સંગ કરવા માંડીએ, તો અગિયાર વાગે નિરાંતે. અને મારે મોક્ષે જવું છે. તો મારે તારી જોડે ક્યાં ફાવે ? મારો શું વેષ થાય ! ના રે, તું પાંચ લાખ આપું તોયે મારે કામના નથી.' એના રૂપિયા ખાઈને એના જેવા થઈ જઈએ પછી. કેવા થઈ જઈએ ?

**પ્રશ્નકર્તા :** એના જેવા થઈ જઈએ, બરાબર છે.

**દાદાશ્રી :** આ તો કઈ સાલની વાત કરું છું ? ૧૯૪૮-૧૯૪૯ની. ત્યારે બાર મહિને લાખ રૂપિયા.

**પ્રશ્નકર્તા :** ૧૯૫૨ પછી ને, દાદા. આ પેલી સાંતાક્રૂઝની ટેકરીઓ તોડવાની રાખી'તી ત્યારે.

**દાદાશ્રી :** ૧૯૫૨ પછી કે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તે મને કહે, 'તમારે બેસી રહેવાનું ખાલી, બીજું કશું

કરવાનું નહીં.' મેં કહ્યું, 'બળ્યું, હું પાછો આ ફજેતામાં કંઈ (ક્યાં) પડું ? તારી જોડે બેસીને મારી શી દશા થાય ? તું આખો દહાડો કકળાટ કકળાટ કકળાટ કરું, આ મારું કામ નહીં !'

એ મને કહે, 'બાર મહિને લાખ રૂપિયાની ગૅરેન્ટી આપું છું.' મેં કહ્યું, 'મારે જોઈએ જ નહીં. મારે રૂપિયા જ જોઈતા નથી ને ! તું શું આપવાનો છું ? એ મારા ભાગીદાર જોડે દસ હજાર સારા. અમારે સાંજે સત્સંગ કરવા જોઈએ. જે દુનિયા પડી જવાની હોય તે પડી જાય. અમારે મેળ પડે, તમારી જોડે મેળ નહીં પડે. તમારી જોડે કલાક પૂરતો મેળ પાડવો હોય તો પડે.' ભાઈબંધ ખરા પણ તે એક કલાકના ભાઈબંધ, ચોવીસ કલાક ના રખાય.

## મોટા માણસોનો લાગે વણછો

લોક તો આ મોટા માણસની ભાઈબંધી કરે. અલ્યા મૂઆ, ત્યાં ના જઈશ, મોટો તો ચૂસી ખાય. એને ત્યાં વણછો લાગે ઊલટો. આ મોટા ઝાડ નીચે એક નાનું ઝાડ ઊગ્યું હોય ને, કોઈક છોડવો ઊગ્યો હોય અહીં, તો પછી આપણા લોક કહે, 'કેમ આમાં તુવેરો નથી આવતી, આ તુવેરનો છોડવો છે ને ?' ત્યારે કહે, 'વણછો (ઝાડની છાયા નીચેની ઓથ) એને લાગે છે.' એવું અહીં આગળ જો કદી આ ઓળખાણ કરવા જાય ને, તો વણછો લાગે. વણછો લાગે કે ના લાગે ?

**પ્રશ્નકર્તા :** હા, લાગે, લાગે.

**દાદાશ્રી :** તમે સમજો 'વણછો' ?

**પ્રશ્નકર્તા :** ના દાદા, આપ સમજાવો.

**દાદાશ્રી :** એક ફેરો હું ખેતરમાં ગયો'તો, ત્યાં એક ઝાડ હતું આમળાનું, એની નીચે તુવેરના બે છોડવા હતા. ત્યારે મેં કહ્યું, 'આ તુવેરની બેઠી છે સીંગો, પણ આ તુવેર તો અમથી આવડી મોટી લીલી દેખાય છે !' પણ ઝાડની નીચે, વણછા નીચે એટલે દાણો-બાણો આવેલો નહીં. ત્યારે કહે, 'વણછો એને લાગ્યો.' તે મૂઆ, આ છોડ જ્યારે

ઝાડની નીચે જાય, ઊભો રહે, તેને ઝાડનો વણછો લાગે છે, તો આ મોટા લોકોના વણછા તો કેવા ભારે હોય !

## લાખ કમાઈએ પણ સંગ ખરાબ અડે એનું શું ?

આ તો આ વાણીથી જ અમે સમજી ગયા. અમે તેને કહ્યું, કે 'આ તારી વાણીથી જ અમારું મન બગડે છે, તો તમારી જોડે લાખ લઈને મારી શી દશા થાય ? તમે તો પાછા રડતા આવો, રડવાની ટેવવાળા છો. હુંય પાછો રડવાની ટેવવાળો થઈ જઉં. અમારા ભાગીદાર સાથે બાર મહિને અમે દસ-પંદર-વીસ હજાર રૂપિયા કમાઈએ, તે અમારા ખર્ચા ચાલે છે અને અમે ભક્તિ કરીએ છીએ આખો દહાડો. આવા ભાગીદાર છોડીને હું ક્યાં પાછો તારી જોડે ભાંજગડ કરવા આવું ? તારો પાહ (પાસ) ચઢી જાય તો હું ગાંડો બની જઉં !' રૂપિયા તો આપે, પણ પાહ (પાસ) એનો ચઢી જાય તો શું થાય ? હિંગ મફત આપે, તે કાનમાં પૂમડા ઘલાય એના ? મફત આપે એટલે કાનમાં પૂમડા ના ઘલાય. પછી કોટને ચોપડી કરીને નીકળીએ (!) આ બેનોને કહીએ, કે 'પેટીમાં નાખજો થોડીક હિંગ (!)' મફત આપે માટે કંઈ આવું થતું હશે ?

તે મેં કહ્યું, 'પણ તારી જોડે બેસવામાં મને બે લાખનું નુકસાન થાય, લાખનો મને નફો મળે, તો બીજા લાખ લાવું ક્યાંથી ? તું કુસંગ છે અને મારો ભાગીદાર સત્સંગ છે. એ મને પાંચ હજારની ખોટ આપશે તો હું સપ્લાય કરીશ.'

મૂઆ, તારી જોડે બેસું તો તો પછી નાગું બોલતાય મને આવડી જાય. અમારા ભાગીદાર નાગું ના બોલે, કોઈની જોડે એ ના કરે, અને આખો દહાડો સત્સંગની વાતો હોય, બીજી ભાંજગડ ના હોય. અમારે ઓછું ભલે કમાઈએ, ત્યાં ખોટ જાય તો સારી. અને તમારી જોડે તો લાખો રૂપિયા કમાઈએ તોય ખોટા. આ તો પૈસા કમાયેય ખરા ને ભિખારી થતાય વાર નહીં. અમારે તો એવું ભિખારી થાય એવું નથી. આબરૂ કોઈ દહાડો જાય નહીં એવી રીતે રહેલા.

## રૂપિયા એટલા પડો કે મને દબાવે નહીં

મને લાખ રૂપિયા કમાવડાવાના કહેતા'તા, મારે એ મૂકવા કંઈ પાછા ? પાછા લેવા જવા પડે, ઉપાધિ બળી ! ચેકબુક રાખવી પડે, સહી કરવી પડે. આ અત્યારે સહીઓ કરવી પડે છે, તે જ ઉપાધિને ઊલટી ! આ શી ઉપાધિ વળી ? આપણે કશું જોડે લઈ જવાનું હોય તો જાણે ઠીક છે, કંઈક કરીએ, સહી કરીએ. જોડે લઈ જવાનું કંઈ ? લઈ જવાની સહીઓ કરવી પડે ?

**પ્રશ્નકર્તા :** એમાંય ક્યાં મળે છે ? ક્યાં લઈ જવાય છે, સહીઓ કરી તોય ?

**દાદાશ્રી :** કેટલી ઉપાધિ, પાર વગરની ! મારે રૂપિયા શેને માટે જોઈએ ? રૂપિયા જો મારા માથા પર વધારે પડે તો હું જ દબાઈ જઉ. એટલે મારી પર એટલા પડો કે એ મને દબાવે નહીં, એ મારી નીચે રહે. રૂપિયા એ કંઈ વહાલી કરવા જેવી ચીજ છે ? આ બધાની, આ નાક, કાન, આંખ બધાની સાર-સંભાળ નથી રાખતા આપણે ?

**પ્રશ્નકર્તા :** રાખીએ છીએ.

**દાદાશ્રી :** આ દાંત-બાંત બધાની. આ આમાં કાન એકલા જ ધરે ને કહે, 'મારા કાન મને બહુ ગમે છે', તો શું થાય પછી ? લોક કહેશે, ''આ મૂઓ જંગલી છે, એના કાન ઉપર જ બધું, 'કાન કાન' કર્યા કરે છે.'' એવું આ પૈસા-બૈસાનું એવું એકધારું પકડાય નહીં, સંસ્કાર જતા રહે પછી. એક ખૂણો વાળ વાળ કરે, સંસ્કારનો ખૂણો વાળે નહીં એટલે સંસ્કાર લોપ થઈ જાય. પછી હેલ્થમાં (આરોગ્યમાં) લોપ થઈ જાય. એટલે બધા ખૂણામાંથી પૂંજા વાળવાના છે. આવું કેમ ચાલે તે ? અને મારે આ જોઈતું જ નહોતું. મને તો આ ગમે જ નહીં. મને તો આ ઉપાધિ લાગે, મારે તો આમ શાંતિ જોઈએ. જોડે લઈ જવાનું નહીં, એવી શોધખોળ કરેલી મેં. અને બીજા લોકોએ જોડે લઈ જવાની શોધખોળ કરી હોય, એ ગમે તે કરે. વગર કામની ઉપાધિ ! ઘેર છે એ ખાતા નથી અને બહારગામ દોડ દોડ દોડ દોડ કરે.

## એક ભત્રીજાને ત્યાં કામે લગાડ્યો

પછી અમારો એક ભત્રીજો મનુભાઈ હતો, તે સાવ બેકાર થઈ ગયેલો. તે મને ઘણા દહાડાથી કહે કહે કરે, 'દાદા, મને કશું કરી આપો ને કંઈક.' તે અમુક અમુક કામ સોંપું એમાં દસ-પંદર ટકા એને આપું, એમ કરીને એનું ગાડું તો ચાલ્યા કરે. પછી એનો એક ભઈ હતો કૌશિકભાઈ, તે ત્યાં ભણવા રહેલો પાછો. તેને પાછી કૉલેજની ફી આપવાની મેં નક્કી કરી. પણ એણે એક જ મહિનો ફી લીધી અને પછી મનુભાઈનું તો મેં રાગે પાડી આપ્યું, એટલે મારે ફી આપવાની રહી નહીં. મનુભાઈનું શું રાગે પાડી આપ્યું ? પેલો જે મને ભાગીદાર કરવા ફરતો'તો, ત્યારે મેં કહ્યું, 'આ મૂઓ, હું ના કહું, પણ આને ત્યાં બીજો કોઈ પેસી જશે. લે ને, મારા ભત્રીજાને ઘાલી દેવા દે ને !' મેં કહ્યું, 'એ એક્સપર્ટ છે.' તે દહાડે પાંચ હજાર રૂપિયા પગારથી, જ્યારે સાતસે-આઠસે જ પગાર આપે. એટલે મનુભાઈ રોફે ચઢ્યા પછી તો ! એમ કે આ મને પગાર સારો અપાવડાવ્યો. જો કે મનુભાઈએ કામેય કર્યું પણ એવું.

પછી એ અમારા ભાઈબંધની પાસે ફરી નાણું થઈ રહ્યું, ત્યારે મેં એક-બે જણને મોકલેલા સર્વિસ કરવા માટે. તે પેલા બે જણ આવીને કહે છે, 'હં, પગારેય ના આપ્યો તમારા ભઈબંધે તો !' મેં કહ્યું, 'શું કહ્યું ?' ત્યારે કહે, 'મારા રૂપિયા બેંકમાં ખલાસ થઈ ગયા !' મેં કહ્યું, 'આ તો હોય તો આપે, નહીં તો નાય આપે !' એવું બોલે, 'રૂપિયા બેંકમાં ખલાસ થઈ ગયા.' હોય તો આપેય ખરા પાછા. આપણાથી એવું ના બોલાય. આમની જોડે બેસીને આપણી શી દશા થાય ? અને હું તો ધર્મવાળો, અમારા ભાગીદાર ધર્મવાળા. આ આમને ધર્મ-બર્મ નામેય નહીં, નેવે મૂકેલું બધું.

## ઑફર બહુ આવતી પણ ચેપ અડવા નહોતા દેતા

મને બહુ ઑફરો આવતી હતી, હું બીજાનો ભાગીદાર હતો તોય. 'તમારી ભાગીદારી જ્યાં ચાલુ છે ત્યાં ચાલુ રાખો ને મારે ત્યાં આ એક કલાક આવવાનું રાખો', એવું કહે. પણ એનો ચેપ મને અડી જાય

ને ? આ લોકોનો ચેપ અડે. ચેપ અડેલું કામનું નહીં. એમની સામું જોવાય નહીં તે જ સારામાં સારું, અને જોવાય તો આત્મભાવે જોવું. એવા ચેપ થઈ ગયેલા લોકો છે. આ તો લાગે બહારથી રૂપાળા, કોટ-પાટલૂન પહેરે એટલે. અંદર ચેપ જોયો હોય ને, તો માર તોફાન, એના કરતા આ મહાત્માઓ સારા. આ વઢતા હોય તોય આ સારા. વઢતા હોય તોય મીઠું લાગે, બળ્યું !

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન થતા પહેલાની વાત ને ? આ આમની જે ઑફર હતી, એ પ્રલોભન, તે જમાનામાં કેટલું મોટું કહેવાય ! આટલી બધી સગવડ આપીને એમ કે...

**દાદાશ્રી :** મારે સગવડની શી જરૂર ? સગવડ તો મને અગવડ થઈ પડત. મોટર આપે, તે પાછો ડ્રાઈવર ખોળવા જવું પડે. ડ્રાઈવર પર પછી આ આજે તેલ (પેટ્રોલ) પૂરાવ્યું તે હિસાબ છે તે બેસતો નથી, માટે કાઢી લીધું, એવો વહેમ પડે.

**પ્રશ્નકર્તા :** બરાબર, દાદા.

**દાદાશ્રી :** અને પછી 'સ્પેર પાર્ટ તૂટી ગયો', કહે. હવે આપણને શું ખબર ? મહીં સ્પેર પાર્ટનું જાણીએ નહીં એટલે પેલો કહે, 'આ તૂટી ગયો હતો તે નવો ઘાલ્યો મેં.' તૂટી ગયોય ખરો ને ઘાલ્યોય મેં ! આ ધંધામાં હું ક્યાં પડું ? આ જીવતા મશીનો છે એટલા જ સાચવ્યા ને પાલવ્યા તે બહુ થઈ ગયું. આ જીવતા ઓછા છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** અને માથે પડેલા. જે આપણે ખસેડીએ તોય ના ખસે. તે પાછા નવા મશીન ક્યાં પેસાડીએ ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર, દાદા.

**દાદાશ્રી :** માથે પડેલાને ખસેડાય નહીં.

**પ્રશ્નકર્તા :** હા, બરાબર. પણ દાદા, ભાઈબંધ શું કારણથી તમને ઑફર આપતા હતા ?

**દાદાશ્રી :** એટલે ભાઈબંધના મનમાં એમ થયું કે આ બંગલાવાળા થઈ જાય તો સારું, આ મોટરવાળા ને બધું એ... મેં કહ્યું, 'આ કંઈ ઉપાધિમાં ઘાલો છો મને.'

**પ્રશ્નકર્તા :** અરે, દાદા, એ તો તમારા નિમિત્તે એમના બંગલા બની જાય એ ગણતરીમાં હતા બધા.

**દાદાશ્રી :** હા. એ બધા થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ ત્યાર પછી એમાં તો એ રડ્યો જ, દાદા. તમે ના ગયા એમાં તો એ રડ્યો જ.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** બાકી કોઈ બાહોશ માણસ હોત તો એની પાસે ખૂબ પૈસા થાત.

**દાદાશ્રી :** હા. તે મેં એને કહ્યું, કે 'અમે છીએ ત્યાં બરાબર છીએ ને તારે મુશ્કેલી આવશે ત્યારે અમારે ત્યાં આવજે. અહીં અમે તને છાનો રાખીએ એવા પુરુષ છીએ.' તે કહે કે 'એવી તે કંઈ અમને મુશ્કેલી આવતી હશે ?' તે મેં કહ્યું, કે 'ભાઈ, આ તો દુનિયા છે જાતજાતનું આવે.' તે પછી ૧૯૫૩માં એ ભાઈ રડતા રડતા મારી પાસે આવ્યા ! તે પછી કહે, 'તમે કંઈક મદદ કરો. કંઈક કારખાનું કરી આપો.' તે કારખાનું કરી આપેલું. પછી એનું રાગે પડી ગયું. આ અમે એનો સંગ કર્યો હોત તો અમારી શું દશા થાત ? એના કરતા અમારા ભાગીદાર સારા કે એકામત ને એકાજત !

## હું બંગલામાં જઈશ તો તું રડીશ ક્યાં ?

આ તો એના મનમાં એમ થાય કે 'દાદા ગાડી ના લાવે, તો આપણી આબરૂ શું રહે ? આપણી કંપનીના (સંગતના) માણસ !' અને મારા ઘેર આવે તે કહે છે, કે 'તમે આ મામાની પોળમાં રહો છો, એ મારા મિત્ર તરીકે મને ઠીક નથી લાગતું.' મેં કહ્યું, 'તને હું હલકો

લાગતો હોઈશ, નહીં ?' ત્યારે કહે, 'પણ બળ્યું, હવે કોઈ સારી જગ્યાએ રહો ને ! આ તમારું ઘર ગમતું નથી. તમે અહીં આગળ રહો છો તે અમારી વૅલ્યૂ (કિંમત) જરા ઓછી થઈ જાય છે. માટે તમે મકાન બદલી નાખો, તમે બંગલામાં આવી જાવ હવે.' આ પોળમાં બેસવા આવતાય શરમ આવે એને. તે પછી મેં કહ્યું, 'મકાન બદલીશ ને, તો તારે રડવાની જગ્યા ક્યાંથી લાવીશું ? હું કોને ત્યાં રડવા જઉં ? આ તો રડવાની જગ્યા છે બળી. સંતાઈ જવાની જગ્યા !' અડચણ આવે ત્યારે સંતાઈ જવાની જગ્યા જોઈએ કે ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** જોઈએ.

**દાદાશ્રી :** એ દર સાલ આપણે ત્યાં રડવા આવે. ૧૯૩૩માં રડવા આવ્યો, ૧૯૪૩માં રડવા આવ્યો, ૧૯૫૩માં રડવા આવેલો, ૧૯૬૩માં રડવા આવ્યો, પછી રડવા નથી આવ્યો. પછી હું એના ટચમાં નહીં ને ! દર દસ વર્ષે એના પાટિયા બેસી ગયા હોય ! એટલે મારે ઘેર આવીને રડે. પાછા મને શું કહે, કે 'તમે બંગલામાં રહો નહીં ત્યાં સુધી મને આ ગમતું નથી.' અલ્યા પણ હું બંગલામાં રહેવા જઈશ પછી તું રડવા ક્યાં આવીશ ? દુઃખ આવે ત્યારે આ તો રડવાની જગ્યા છે, આ તો સંતાઈ જવાની જગ્યા... પણ સમજે નહીં ને બિચારા કંઈ, મોહી બધા ! એ નગીનભાઈ તો મોટા માણસના ભાઈ કહેવાય એ. પશાભાઈ ટ્રેક્ટરવાળા, પશાભાઈ પટેલ એન્ડ કંપની, બહુ મોટી કંપની. ટ્રેક્ટર્સ, બુલડોઝરની મોટી કંપની, જબરજસ્ત !

## મામાની પોળનું ઘર, બધાને રડતા બંધ કરવાનું સ્થાન

મેં એને કહ્યું, ''૧૯૩૩ની સાલમાં તું અહીં આવીને રડ્યો'તો. આ ઘરમાં જ, આ બાંકડા પર. મેં તને છાનો રાખેલો. પછી ૧૯૪૩ની સાલમાં રડ્યો'તો, તેય મેં છાનો રાખેલો. હમણે ૧૯૫૩માં રડ્યો તેય મેં છાનો રાખેલો. તો હવે તો પાંસરો બેસ. આ એક જગ્યા રહેવા દે ને, અહીં રડવા હારુ. રડવાની જગ્યા નહીં જડે પછી.'' રડવા હારુ જગ્યા ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** જોઈએ.

**દાદાશ્રી :** કારણ કે તમે પાછા દસ-દસ વર્ષે રડો. એવી કાણ કરનારા માણસ અમે નહોય. તમારે તો આવે એટલે હસો અને જાય એટલે રડો. તમારે તો શું ? જવાબદારી છે એ, હસવું ને રડવું. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** જવાબદારી છે.

**દાદાશ્રી :** દર દસ વર્ષે રડતા આવતા'તા. દર દસ વર્ષે મોટું ઊંચું થાય ને પાછું દસ વર્ષે ઉહુ... હુ... થઈ જાય. 'પછી રડવાની જગ્યા કંઈથી લાવીશ ? માટે આ એક જગ્યા રહેવા દે, આટલી સેફસાઈડની. મને કંઈ દુઃખ છે નહીં. તને દુઃખ થશે ત્યારે તારી સેફસાઈડ માટે આ જગ્યા છે. હુંય બંગલો બાંધું, પછી હું ઉપાધિવાળો અને તુંય ઉપાધિવાળો, તો શેની સલાહ આપું હું ?' હજુ તો બંગલામાં રડશો. આ રૂમમાં અહીં રડવાનું ભૂલી જશો. એ બાંકડા ઉપર બહુ જણને રડતા બંધ કરી દીધા. દુઃખ તો આવવાનું ને, આ લોકોને ? ક્યાં રડે એ ? હું બંગલો બાંધીશ તો હુંયે રડતો ને તુંય રડતો ! મેં કહ્યું, 'ક્યારે તારો પાર આવે ?' એટલે બધાને કહેલું, કે 'અહીં આવીને તમે રડજો અને તમને શાંતિ આપીશ.' મામાની પોળનું આ ઘર એવું છે, બધાને રડતા બંધ કરવાનું સાધન ! હું કોઈને કહી ના દઉં પાછો. દરેકને રડવાનું તો થાય ને, મોટા માણસ થાય એટલે ?

## મિત્રોને નિર્ભય બનાવેલા કે કશું જોઈતું નથી તમારું

મારે ત્યાં મારા મિત્રોને બહુ શાંતિ હતી. કારણ કે એમની પાસે મેં શરત કરેલી કે 'મારે તમારી પાસે કશું લેવાનું નહીં અને તમને છૂટ ગમે ત્યારે આવવાની, તમારી અડચણે.' અને તે બહાર કહેવાનું નહીં પાછું. એ તો રડવાના જ, રડતા જ જોયેલા બધાને. છાના રાખેલા ફક્ત એટલું જ. આપણે તો જોઈએ નહીં ને, કશું. એટલે એક જ કહી દીધેલું, કે 'ભાઈ જુઓ, અહીં મારે કશું જોઈતું નથી. તું તારી કળા અહીં મારી પાસે વાપરીશ નહીં.'

**પ્રશ્નકર્તા :** તારે કંઈ ડખલ પડે ત્યારે આવજે લેવા.

**દાદાશ્રી :** બસ, બસ. તું કળા અમારી પાસે વાપરીશ નહીં.

**પ્રશ્નકર્તા :** તું ગૂંચાઉ ત્યારે આવજે.

**દાદાશ્રી :** હા, તું ગૂંચાઉ ને તારે રડવાનું થાય, ત્યારે આવજે અહીંયા આગળ. આ બધા તોફાની લોકો, લાખો રૂપિયાની વાતો ! ખોટ જાય તોય પાંચ લાખની ! આપણે કંઈ રૂપિયાની હેલ્પ ના કરીએ, પણ સમજણની એવી હેલ્પ કરીએ તો એનું ગાડું બીજે દહાડે રાગે પડી જાય. રૂપિયા તો આપણે કંઈથી લાવીએ ? અરે મૂઆ, એવું કહે કે લાવ, આમની પાસે કંઈ આશા રાખીએ. પણ એ ફોગટ છે. કારણ કે મારું તો બધા જાણી ગયેલા, કે આ કશી એમને ભાંજગડ નહીં. એટલે અપમાનેય કરવા ના જાય. સહેજેય તુંકારો-બુંકારો કરીશ તો બંધ ! નહોય આ. ગ્રહી (લેનાર) નહોય, લાલચુ નહોય.

## બંગલાની લાગે ઉપાધિ, રહીશ સંસ્કારી નાતવાળા સાથે

મને બધા ભઈબંધો શું કહે ? 'અમે બધા ભઈબંધો બંગલાવાળા થયા, એટલે અમને એમ લાગે છે કે આવા તમે સારા માણસ થઈ અને આવામાં ભાડે રહો છો ? તમે બંગલામાં ચાલો, તમારી પાસે શું નથી ? છે પણ ધંધામાં પૈસા રોક્યા કરો છો ઊલટાના. અમે ઊલટા પૈસા લઈ લઈને દેવું કરીને પણ બંગલા બાંધીને રહીએ છીએ, સારી રીતે આરામથી.' મેં કહ્યું, 'ભઈ, બંગલો હું લઈશ તો મને વાંધો નથી, પણ મને બંગલામાં રાખશો તો મને ગમશે નહીં. મને બોજો લાગ્યા કરશે, આ ક્યાં ઉપાધિમાં પડ્યા પાછા ? એક પલંગ રાખવાની જરૂર. એટલે હું તો સારી નાતવાળા જોડે, સંસ્કારી લોકો જોડે રહીશ. ભાડાના મકાનમાં રહીશ અને જો વેચાતું મળશે તો વેચાતું લઈ લઈશ પણ ત્યાં રહીશ.' ત્યારે કહે, 'પણ આ તો આપણી વૅલ્યૂ શું ?' ત્યારે મેં કહ્યું, 'તમારી વૅલ્યૂ ઘણી સારી છે. મારી વૅલ્યૂ તમારે ત્યાં નથી, ઓછી છે, પણ મારી આજુબાજુમાં છે. એટલે તમારે જ્યારે અડચણ આવે ને, તે અહીં આ રૂમમાં આવજો ને અહીં સૂઈ રહેજો અમારી જોડે. મને અડચણ નહીં

આવે. એક રડવાની જગ્યા રહેવા દેજો. રડશો ક્યાં જઈને ? જ્યારે ઉછાળો આવશે, રડવા જેવો ભાવ આવશે, તો રડશો ક્યાં જઈને ? જોખમવાળા સટ્ટા કરવા છે તમારે. સટ્ટા એટલે સટ્ટા નહીં, પણ આ બંગલામાં રહેવું છે ને આ બધા મોહ કરવા છે, તે પછી એક બાજુ રડશો ક્યાં જઈને', કહ્યું.

## દુઃખ જ ના આવે એવી બાઉન્ડ્રી મારીને બેઠો છું

અરે, લોકો તો એટલે સુધી કહી ગયેલા, 'મામાની પોળમાં આપણા સર્કલવાળા બધા ગાડીઓ લાવ્યા, તે તમે એકલા જ ગાડી વગરના રહ્યા.' મેં કહ્યું, 'તારે જેટલું બોલવું હોય એટલું બોલજે, પણ જ્યારે રડવાનું થયું તો સંતાવાની જગ્યા આ છે. જ્યારે ખોટ આવશે ત્યારે ક્યાં સંતાઈ જઈશ, ત્યારે અહીં આવીને રડીશ.' આ બાંકડા પર રડેલા મૂઆ ! હું છાનો રાખું ત્યારે રાગે પડે. પાછો અહીં ફરી ના દેખાય. પછી પાછું રડવાનું થાય, પણ એ થોડા થોડા વર્ષે મૂઓ પાછો આવ્યો હોય. એ આપણે એવું નહીં, એક જ ધારું. રડવાનું થાય કે એ લોકોને ?

પણ દસ વર્ષ સારા કાઢે ને પાછો મારી પાસે આવી રડે, તે મારે ટાઢા પાડવાના. તે રડવાની જગ્યા હતી મામાની પોળ ! ઊલટા મને ત્યાં અલકાપુરી (ઉચ્ચ વર્ગના વિસ્તારમાં) લઈ જાય. અલ્યા મૂઆ, મને શું કરવા લઈ જાવ છો ? પોળમાં કેટલી શાંતિ છે, આ રૂમમાં તો કેટલો આનંદ ! પાછો અલકાપુરીમાં ચગે... ચગે... ચગે. તમે ચંપે ચઢ્યા, પાછા મને ચઢાવો છો ? હું તો બાઉન્ડ્રી મારીને બેઠો છું. જ્યાં દુઃખ જ ના આવે એવી બાઉન્ડ્રી મારીને બેઠો છું. અને ત્યાં એ રૂમમાં જેટલા આવેલા એને ઠારેલા. તે પાછા એ રૂમમાંથી જ મને ત્યાં લઈ જવા માગતા હતા.

## જન્મ વખતની સ્થિતિના આધારે

**પ્રશ્નકર્તા :** દાદા, જ્ઞાન પહેલા પણ આપને એવી કઈ સમજ હતી, કે જેના કારણે આપને આ બધું કંઈ અડતું જ નહોતું ?

**દાદાશ્રી :** તે મારા જ્ઞાન થતા પહેલાના વિચાર કહું. જન્મસ્થાન કેવા મકાનમાં હતું ? જન્મસ્થાન વખતે ભીડવાળું ફેમિલી હતું કે છૂટવાળું ? એટલે કે લાખોની કમાણીવાળું હતું ? તે નૉર્માલિટી હું જાળવું છું. હું જેવા ઘરમાં જન્મેલો છું, જેવી વ્યવસ્થામાં જન્મેલો છું, તેવી વ્યવસ્થામાં રહું છું.

આપ જન્મ્યા ત્યારે મકાનમાં કેટલા રૂમ હતા, ત્યાંના મકાનમાં ?

**પ્રશ્નકર્તા :** જ્યારે હું જન્મ્યો ત્યારે મને લાગે છે કે લગભગ આઠ-દસ રૂમ તો હતા.

**દાદાશ્રી :** આઠ-દસ રૂમો. હવે આ બધું જે તમે લઈને આવ્યા, એ પૂર્વભવે ભરેલા ટેન્ડરનું છે તમારું. હવે, હું તો જન્મ્યો ત્યારે નીચે ત્રણ અને ઉપર ત્રણ રૂમ, મેડે. અને ત્રીજે માળે એકાદ. અમારે તો બીજું કશું હોય નહીં ને, પાટીદારોને ! પોતાને જેટલું પસંદ છે એટલું જ લાવે છે, પણ જ્યારે અહીં બીજાની જોડે સરખામણી કરે છે ત્યારે ખરાબ લાગે છે એને.

**પ્રશ્નકર્તા :** બીજાની જોડે સરખામણી થાય ત્યારે જ ખરાબ લાગે. એટલે લાલચ થઈ જાય પછી.

**દાદાશ્રી :** એવું છે ને, પોતાનું લાવેલું સંતોષકારક હોય છે જ કમ્પ્લીટ (સંપૂર્ણ). પણ જ્યારે પછી એની વાઈફ હોય ને, તે આના ભાઈબંધે બંગલો બાંધ્યો હોય તે જોવા જાય ને, ત્યારે કહેશે, 'એમના સાત રૂમ છે ને આપણા તો ત્રણ જ રૂમ !' આ ભાંજગડ ઊભી થઈ.

**પ્રશ્નકર્તા :** તો લાલચ ઊભી થાય.

**દાદાશ્રી :** આપણે સંતોષ જ હતો. તેમાંથી આ નવું હવે તોફાન ઊભું થયું. અને આપણે ત્યાં સોફાસેટ છે ને, એ નવી ડિઝાઈનના નથી, પેલાને ત્યાં નવી ડિઝાઈનના છે. આ તોફાન નવું ! આ ઊભા કરેલા છે દુઃખો બધા. ઈન્વાઈટેડ (આમંત્રેલા) દુઃખો છે આ. તેથી મેં મામાની પોળનું ત્રણ રૂમનું મકાન નહીં છોડેલું, એનું કારણ શું ? આવું જ પસંદ

છે મને. સામાન્ય માણસ જીવે એવું જ મને પસંદ છે, બીજું મને બોધરેશન (હેરાનગતિ) લાગે છે. શું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બોધરેશન લાગે છે.

**દાદાશ્રી :** તે પણ જુઓ ને, હજુય છૂટતું નથી ને ! જુઓ ફ્લૅટ ખાલી પડી રહ્યો.

**પ્રશ્નકર્તા :** હા, ફ્લૅટ પડી રહ્યો.

**દાદાશ્રી :** ફ્લૅટ પડી રહ્યો, પણ જો ત્યાં રહેવાય છે ? ના, એ લઈને આવેલો છું એવું. એટલે આ બધું એક્ઝેક્ટ (યથાર્થ) લઈને આવેલા છીએ.

## પાપાનુબંધી પુણ્યના બંગલા

અને આ બધું છે તે પાપાનુબંધી પુણ્ય. આ જેટલા બંગલા છે ને, એ બધાય પાપાનુબંધના પુણ્યથી જ થયેલા છે. અત્યારે તો લોકો પુણ્યશાળી છે એવા, પણ કેવા ? ભોળા પુણ્યશાળી. અણસમજણથી પુણ્ય કરેલા. તે અણસમજણથી ભોગવે છે. આ લોકોને બંગલો હોતો હશે ? ઋષિમુનિઓના પુત્રોને બંગલા હોતા હશે ? પાપાનુબંધી પુણ્યના બંગલા છે આ.

**પ્રશ્નકર્તા :** એટલે દાદાજી, બંગલા જે લોકોના છે, એ લોકોએ પાપાનુબંધી પુણ્ય બાંધ્યું હોય એટલે બંગલા મળે ?

**દાદાશ્રી :** એ તો બધાને, એકુંય બાકી નહીં. એ તો મારેય છે તે કોઠી વિસ્તારમાં બિલ્ડિંગ છે, અને ત્યાં આગળ ફ્લૅટેય છે, પણ તે એય પાપાનુબંધી પુણ્યનું. પણ જો અમે પુણ્યશાળી કેવા ? હીરાબા કહે છે, 'ના, ત્યાં રહેવા જવું નથી મારે.' તે જો હુંય રહેવા ગયો નથી. તમારે ત્યાં હું બધે રહું છું ને ! પણ જો અમારે અડ્યું છે કશું ? હીરાબા કહે છે, 'ભાડાનું ઘર છોડવાનું નથી, મારે અહીંયાથી નથી નીકળવું.' પણ જો અમનેય અડ્યું છે કંઈ ? મકાન બંધાયું ખરું, એનું ભાડું આવે હીરાબાને.

## દાદાનો ફ્લૅટ પાપાનુબંધી પુણ્યનો કઈ રીતે ?

**પ્રશ્નકર્તા :** દાદાનો ફ્લૅટ બરોડામાં છે, કોઠી (ચાર રસ્તા પર), એ પાપાનુબંધી પુણ્યનો કેવી રીતે ? કારણ કે એ તો પુણ્ય જ કરી રહ્યા છે ને ? પુણ્યથી પુણ્ય જ કરી રહ્યા છે.

**દાદાશ્રી :** દાદા કંઈથી કમાઈ લાવ્યા ? આ જૂઠું નાણું આવ્યું ને ! ૧૯૩૯ પહેલાનું નાણું છે કે અત્યારનું ? ત્યારે કહે, ૧૯૩૯ પછીનું નાણું. એ જગ્યા સાડા પાંચ હજાર મારા ને સાડા પાંચ હજાર અમારા ભાગીદારના, એમ અગિયાર હજારમાં જગ્યા લીધી. એ જગ્યામાં બાંધ્યું, તે લોકોના પૈસા, જો કે આપણે નાખ્યા'તા પૈસા, મૂડી. પણ લોકોના પૈસાથી બંધાઈ ગયું. પછી છે તે તેના પૈસા આવ્યા. અમારા તો મૂળ સાડા પાંચ હજાર ને, આ તો ૧૯૪૨ની સાલની વાત કરું છું.

**પ્રશ્નકર્તા :** પણ તે ટાઈમે શું ? દાદા ક્યાં ખૂબ પાપ કરે છે, એમાં પાપ ક્યાંથી આવ્યું ?

**દાદાશ્રી :** એ જગ્યા પર આ એક બેંક છે તે ભાડું મહિને ત્રણ હજાર આપે છે, તે પંદરસો કનુભાઈનું ને પંદરસો હીરાબાનું. આ કંઈથી આવ્યા ? આ પાંચ હજારમાંથી ઊગ્યા ? આ સંજોગોએ આપ્યા, કોણે આપ્યા ?

**પ્રશ્નકર્તા :** સંજોગોએ.

**દાદાશ્રી :** તે સંજોગોએ આપ્યા એ કંઈ પુણ્યાનુબંધી પુણ્ય ના કહેવાય. આ પૈસો જ ખોટો છે, ૧૯૩૯ પછીનો પૈસો તે. આની પર આધાર ના રાખશો, આ પૈસા પર. ૧૯૩૯ પછીના સમયમાં હિટલરે આ દુનિયાને ચર્ન કરીને વલોવી. પોલેન્ડમાં વલોણું નાખ્યું. અને જે વલોવી, તે એ ફેણ (ફીણ) નીકળ્યું છે. તે આ ફેણ (ફીણ), એને લોકોએ માખણ (ગણીને) સંઘર સંઘર સંઘર કર્યું છે, પણ જ્યારે એ કરશે ત્યારે ઓગળી જાય હડહડાટ. અને આવશે ત્યારે આનંદ થશે પણ એ જશે ત્યારે દુઃખનો પાર નહીં રહે તમારે. એટલે આ ચેતવું છું.

**પ્રશ્નકર્તા :** પણ પાપના અનુબંધવાળું પુણ્ય, એ તો ગયા ભવમાં જે કર્યું હોય, એ આ ભવમાં આવે ને ? કે પછી આ ભવમાં બંગલો હોય ને આ ભવમાં એ પાપ બાંધે છે ? પાપાનુબંધી પુણ્ય એ આગલા ભવનું અત્યારે ઉદયમાં આવ્યું કે... ?

**દાદાશ્રી :** હા, આગલા ભવનું. અત્યારનું છે એવું નહીં. અત્યારે હવે તમારે તો એ રહ્યું જ નહીં ને ! તમને તો આ જ્ઞાન મળી ગયું, હવે કર્તા જ ના રહ્યા ને ! ભોક્તા એકલા રહ્યા, કર્તા રહ્યા નહીં. કર્તામાં તો ફક્ત તમે આ દાદા ભગવાનની આજ્ઞા પાળો એટલા કર્તા.

**પ્રશ્નકર્તા :** તો પછી આપે પાપાનુબંધી પુણ્યથી આપનું મકાન પેલું થયું, એવું કહ્યું, તો કે એ કેવી રીતના ? અત્યારે તો આપને અનુબંધ તો થાય જ નહીં ને ? આ ગયા ભવના પુણ્યનું ફળ આ આવ્યું ને ?

**દાદાશ્રી :** નહોય, આવું ફળ હોતું હશે ? મકાન આવું અને આવા વ્યાજો આવતા હશે ? ઓહોહોહો... ! મહિને ભાડા આવે ને, નિરાંતે ! નહીં તો પંદર રૂપિયાની નોકરી કરીને આખો મહિનો ચલાવવો પડે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આપે પુણ્ય કર્યું હશે એટલે આવ્યું.

**દાદાશ્રી :** નહોય પુણ્ય. આવા પુણ્ય હોતા હશે ?

**પ્રશ્નકર્તા :** તો કેવા હોય ?

**દાદાશ્રી :** પુણ્ય તો એય દેરાસરમાં પૈસા આપ આપ કર્યા હોય !

## ઉપદેશ લે ને ફરી પસ્તાવો ન કરવો પડે તેવા પગલાં ભરે

હું વધારે તો પુણ્યાનુબંધી પુણ્ય જ લાવેલો. ભલે મને સંસારમાં થોડી ઘણી એવી અડચણ રહેતી પણ તોય પૈસાનું દુઃખ કોઈ દહાડો નથી રહ્યું, પણ બંગલા નહીં.

અને મારો સ્વભાવ શું ? ભાઈબંધોને કહી દીધેલું, કે 'ધર્મની

વાત જુદી છે, પણ સંસારમાં પસ્તાવો કરવો પડે એવું એક કામ હું કરતો નથી.' ઠોકર ખાધા પછી પસ્તાવો ના કરું, પણ ઉપદેશ લઉ કે ભઈ, બરોબર છે, આપણને કામ લાગશે આ જ્ઞાન. પસ્તાવો કશાનો નહીં, કે આ બળ્યું ખોટું કર્યું, એવું નહીં. ઉપદેશ લઉ એમાંથી કે આ મને ખૂબ લાભકારી થઈ પડ્યું.

હું પગલું એવું ભરું છું કે પસ્તાવો ન થાય. એકવાર પસ્તાવો થઈ ગયો કોઈ પણ વસ્તુમાં, તે એની પર ચોકડી, એ લાઈન જ બંધ. પસ્તાવો ના થાય એવા પગલાં લઉં.

આજે એવું કંઈક કરો કે પરમ દિવસે પસ્તાવો ના કરવો પડે. મારે તો પસ્તાવાનું મારી લાઈફમાં ક્યારેય પણ નથી આવ્યું. ધર્મમાં પસ્તાવા થયેલા ને તેમાં પ્રતિક્રમણ કરવા પડેલા પણ વ્યવહારમાં તો પસ્તાવાનો વખત જ નહીં આવેલો ને પ્રતિક્રમણેય કરવા નહીં પડેલા.

❖❖❖❖❖

## [૨.૩]

# સી. પટેલ સાથેની ભાગીદારીમાં વિશ્વાસઘાત

### પૈસા ખાતર કપટ કર્યું ત્યારે છોડી ભાગીદારી

પહેલા અમારી અને સી. પટેલની ભાગીદારીમાં કંપની ચાલતી. તે અમારા ભાગીદાર ચુનીભાઈ કંઈક રમત રમવા ગયા ને વીસેક હજારનો મને દગો દીધો. વીસ હજારનું કપટ કર્યું. એટલે હું સમજી ગયો ને એક સેકન્ડમાં જ મેં ભાગીદારી છૂટી કરી નાખી. મેં કહ્યું, 'ચાલો નિરાંત થઈ ગઈ. ઉકેલ લાવી નાખો.' પણ પછી તો ચુનીભાઈને બહુ જ પસ્તાવો થયો ને રોજ મારે પગે પડે. પણ હું કહું, 'ભાઈ, મારે તારી પાસેથી કશું જ જોઈતું નથી.' તોય તે એક દહાડો વીસ હજાર લઈને આવેલો. તે કહે, 'ભાગીદારી ચાલુ રાખો.' ત્યારે મેં તેને કહેલું, 'જા ને, મોતી ને કાચ તોડી જોજે, પછી સાંધજે ને પછી અહીં આવજે. મન, મોતી ને કાચ તૂટ્યાં તે તૂટ્યાં, તે ક્યારેય પણ સંધાય નહીં.' પછી કહે, 'ત્રણ ગણા આપું, સાંઈઠ હજાર આપું.' તે મેં કહ્યું, 'હવે નહીં. મન, મોતી ને કાચ તૂટ્યા, હવે તું સો લાખ આપું તોય હવે નહીં.' પછી મેં કહ્યું, 'ચિંતા ના કરીશ, હું કંઈ બહાર પાડવાનો નથી.' હું તો એમને ત્યાં લગ્નમાંય જતો-આવતો હતો.

અમે તો ક્યારેય કોઈની જોડે વેર બાંધીએ જ નહીં. ઉપરથી મારી આંખની શરમ તેને અડે તે રીતે સંબંધ છોડી દઈએ. મારે રૂપિયા જોવાના નહીં, હું તો એનું દિલ જોઉ. જૂઠું બોલે એનો વિશ્વાસ શું ?

**પ્રશ્નકર્તા :** જો વ્યવહારમાં કોઈ એવું કરે, જૂઠું બોલે, ફરી જાય તો શું કરવું આપણે ?

**દાદાશ્રી :** ના, એમ નહીં, જૂઠું બોલે અને ફરી જાય એય અમુક કારણ હોય છે. આ છોકરાંઓ જૂઠું બોલે ઘણા ફેરે, એ બીકના માર્યા. સ્ત્રીઓ પણ બીકની મારી જૂઠું બોલે, એ કપટ ના કહેવાય. જેને કોઈ બીક નથી અને એ જ્યારે આવું કરે, એટલે આ પૈસાની ખાતર જ કર્યું એમણે, એને કપટ કહેવાય.

કપટ કર્યું કોઈ માણસે, ત્યાંથી જ, એની જોડેથી ખસી જવાનું, તે આપી દઈનેય, પાંચ-પચ્ચીસ હજાર આપીનેય. એનું પછી ઊલટું નામ નહીં લેવાનું.

## લાખ અવતારેય નહીં પડે ઓળખાણ

**પ્રશ્નકર્તા :** પછી સી. પટેલ જોડે મળવાનું થયું હતું ?

**દાદાશ્રી :** તે એના મામાના દીકરાની જાનમાં ગયેલા, ભાયલી. ત્યાં આગળ સોએક જાનૈયા બેઠા હતા. ત્યાં સી. પટેલે મારી આબરૂ ઉઘાડી. સી. પટેલ જોડે મારે સત્તર વરસની ભાગીદારી હતી. લોકોને કહે છે, 'આ મારા સત્તર વરસથી ભાગીદાર છે પણ હું એમને ઓળખી શકતો નથી !' શું કહે છે ? આબરૂ બગાડીને ?

**પ્રશ્નકર્તા :** હા, આબરૂ બગાડી નાખી.

**દાદાશ્રી :** 'હું બધાને ઓળખી શકું છું, પણ આ મારા ભાગીદારને ઓળખી શકતો નથી !' કહે છે. ત્યારે મેં બધાની રૂબરૂ કહ્યું, 'હજુ કેટલાય અવતાર થશે તને મને ઓળખવા માટે તો ! મને ઓળખવાનો પ્રયત્ન કરો છો ? લાખ અવતાર થશે તોય મારી ઓળખાણ નહીં પડે.' ત્યારે તો મને જ્ઞાન પણ નહીં થયેલું.

## ન માપી શકાય બુદ્ધિથી

**પ્રશ્નકર્તા :** દાદા, સામો માણસ આપને ઓળખવાના પ્રયત્ન કરે એમાં ખોટું શું ?

**દાદાશ્રી :** ના, એમ નહીં. મેં એને શું કહ્યું ? 'તું મને ઓળખવા ફરું છું, તે તારા પ્રયત્નો સફળ નહીં થાય.' પછી મને કહે છે, 'સત્તર-સત્તર વરસ તમારી જોડે ભાગીદારી કરી, આટલી ફ્રેન્ડશિપ છે, છતાં હું તમને ઓળખી શકતો નથી, એનું શું કારણ ?' તે એવો ચરકલા જેવો, બધાને ઓળખી કાઢે. પણ મને સત્તર વરસ જોડે રહેવા છતાં ઓળખી શકતો નહોતો. એટલે મેં કહ્યું, 'હજુ તો કેટલાય અવતાર થશે તોય તું મને નહીં ઓળખી શકું. કારણ, તું જે વ્યૂ પૉઈન્ટથી જોઉં છું, એ વ્યૂ પૉઈન્ટનો હું નથી. હું ડિરેક્ટ, સીધું જ જોઉં છું ને તું જોઉં છું કે આ કઈ જાતનો વાંકો છે ?' આ વાંકી દૃષ્ટિ છે એની. તે શી રીતે મેળ પડે ? મારું સીધેસીધું કામ, નાના છોકરાં કરતાય વધારે સ્ટ્રેટ મારું. હવે એ એના મનમાં એમ કે, 'શી રીતે આટલા બધા મહાન, મુત્સદ્દી માણસ સીધું જોતા હશે ?' માન્યામાં જ કેમ આવે ? આવે ખરું ?

**પ્રશ્નકર્તા :** ના આવે ને !

**દાદાશ્રી :** મેં કહ્યું, 'તું બુદ્ધિથી જોઉં, હું બુદ્ધિથી મપાય (મપાઉં) એવો નથી. તું સમજે કે આ ટ્રિકવાળા છે, પણ મારામાં એકુંય ટ્રિક જ નથી. તું જાણું કે આ કંઈક ટ્રિકથી જુએ છે. અલ્યા ભઈ, ટ્રિકથી નહીં હું તો સીધું, ડિરેક્ટ જ જોઉં છું. અને તું જાણું છું કે આ કયા વ્યૂ પૉઈન્ટથી જુએ છે, આ કઈ જાતની એમની કળા હશે, કઈ જાતની ટ્રિક હશે ?' એ પોતે ટ્રિકવાળો ને, એટલે એ શું જાણે કે આ એમની કઈ જાતની ટ્રિક ? અલ્યા, હું તો સ્ટ્રેટ જ જોઉં છું, મને ટ્રિક આવડતી જ નથી. સંસારમાં કોઈ દહાડો ટ્રિક જ નથી આવડી. હવે કોણ ખોળી કાઢે એ વસ્તુ ? મને ઓળખે ?

**પ્રશ્નકર્તા :** તો તો પછી આપની દૃષ્ટિ ને તે દૃષ્ટિમાં શું ફેર રહ્યો ?

**દાદાશ્રી :** ઓળખે નહીં ને ! ઓળખી શકે નહીં ને હું કહું નહીં. હું કહું નહીં કે 'સીધું જોઉં છું' એવું. એને ગૂંચવાડો રહેવા જ દેવાનો.

**પ્રશ્નકર્તા :** તે વખતે તમે આવું સીધું જોઈ શકતા'તા પહેલા અને આજેય સીધું જોઈ શકો છો.

**દાદાશ્રી :** હા. એટલે વાંકું જોવાની ટેવ જ નહીં, પહેલેથી. શું ? ટ્રિક કરવાની નહીં.

**પ્રશ્નકર્તા :** હું ઘણીવાર વિચાર કરતો હતો, કે આપને પહેલા જ્યારે જોયેલા ત્યારે જેવી આંખો અને જેવું મુખારવિંદ દેખાતું હતું, એવું જ આજે કેમ દેખાય છે ?

**દાદાશ્રી :** એવું જ, એમાં બીજો ફેર નહીં કશો. એટલો જ પ્રેમ, એટલી જ વાત. જ્ઞાન નહોતું તોય પ્રેમ, અત્યારેય એ પ્રેમ. એટલી જ બધી હકીકત.

## ટ્રિકો શિખવાડી પણ વાપરી નથી

અમે તો છેલ્લા પચ્ચીસ વરસથી ટ્રિક એકુંય વાપરી નથી. તમને શિખવાડી હશે, પણ મેં નથી કરી. એ તમને શિખવાડી શા માટે ? તમે કહો, કે 'આ મારું ગૂંચાઈ ગયું છે ને આમ દેવું થઈ ગયું ને મારું ફલાણું થઈ ગયું, અગર મને ઈન્કમટેક્ષવાળો આમ કરે છે, અગર સરકારે મારું કામ નાપાસ કર્યું છે.' તો તમને પાછલો રસ્તો દેખાડું હું, કે આમ રહીને નીકળી જાવ. એટલે આવા ગુના કરેલા. ના દેખાડાય આવું. આ તો પેલું તમે 'અંબાલાલભાઈ, અંબાલાલભાઈ' બોલો એટલે અંબાલાલભાઈ આમ છેતરાઈ જાય ઝટ. આમને છેતરવા હોય તો એક 'અંબાલાલભાઈ' કહેવાની જ જરૂર ! અને 'તમારા વગર મારું શું થાય' એટલું જ બોલવાની જરૂર, બહુ થઈ ગયું ! તે આખું વર્ષ આપે એ સર્વિસ. 'તમારા વગર મારું શું થાય' એવું કહે છે ને ? એના માર ખા ખા કર્યા ઊલટા અને લોકોને પાછલે બારણે કાઢ્યા. મેં જાતે કશું નથી કર્યું.

## સરળ ને સીધો હોય તો ઓળખી શકે

ચુનીભાઈ બહુ ઉસ્તાદ, જબરજસ્ત ઉસ્તાદ માણસ, તે આમ છેતરાય નહીં. તે એક ફેરો ત્રીસ હજાર રૂપિયા છેતરાયો ને, પછી મને કહે છે, 'આ કેટલી ઉંમર સુધી છેતરાવાનું રહેશે ?' મેં કહ્યું, 'હજુ તો અનંત અવતાર સુધી છેતરાઈશ, મૂઆ.'

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** મોટો જાણે કે તું જ ઉસ્તાદ ! તે એક જ બેઠો હોય ને !

**પ્રશ્નકર્તા :** અને એક વખત તમને એવું કહેતા'તા ને, કે 'તમે મોક્ષે જશો પણ હું નહીં છોડું.'

**દાદાશ્રી :** હા, એવું એવું કહે ને ! તે પછી મેં કહ્યું, 'હજુ તો કેટલાય અવતાર સુધી તું મને ઓળખી શકીશ નહીં.' તો કહે, 'હું બધાને ઓળખી શકું છું અને તમને જ ઓળખી શકતો નથી.' મેં કહ્યું, 'અત્યંત નિકટ એટલે.' અત્યંત નિકટની વસ્તુ ઓળખાય નહીં હંમેશાં.

**પ્રશ્નકર્તા :** ના ઓળખાય.

**દાદાશ્રી :** આત્મા એ સૌથી નિકટ છે, તે તદ્દન ઓળખાતો નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, તો પછી ઓળખવા માટે થોડું જુદાપણું જોઈએ ?

**દાદાશ્રી :** જુદાપણું હોય તો જ ઓળખાય ને, નહીં તો ઓળખાય શી રીતે ? અત્યંત નિકટની વસ્તુઓ જલદી ઓળખાય નહીં. કારણ કે 'ઘર કી મુર્ગી દાલ બરાબર.'

**પ્રશ્નકર્તા :** એને જોવાનો રસ્તો શું ? એવા ઘણા અત્યંત નિકટના છે, જેને સમજાતું નથી હજુયે, તેનો કંઈ રસ્તો તો હશે ને ?

**દાદાશ્રી :** ના, પણ ના ઓળખાય. એ તો અત્યંત નિકટતા આવીને, નિકટતા આવી એટલે બધું દૃષ્ટિ બેસી ગઈ...

**પ્રશ્નકર્તા :** પણ એ નિકટના લોકો માટે કાંઈ રસ્તો હશે ને, દાદા ? નિકટના લોકોને અત્યારે એમ કંઈ ઓળખાણ પડે એ માટે ?

**દાદાશ્રી :** એની દૃષ્ટિ બેસી ગઈ છે. એને દૃષ્ટિરાગ થયેલો છે. જે દૃષ્ટિરાગથી મને જોયો છે, તેનો તે જ દૃષ્ટિરાગ ખસતો નથી હવે. એટલે ત્યાર પછી મને કહે છે, 'ખરેખરું બતાવો જોઈએ.' મેં કહ્યું, 'તું પોલીસ, મુત્સદ્દી માણસ. મુત્સદ્દી ! તે તું મને મુત્સદ્દીપણાથી જોઉ કે

આ કઈ જાતના મુત્સદ્દી છે ! તે તું મને ખોળ ખોળ કરું તો શી રીતે જડે ? મારું મુત્સદ્દીપણું જ ના હોય ત્યાં આગળ ! હું તો જેવું હોય એવું કહી દઉં છું તને. હું તો ડિરેક્ટ જોઉં છું અને તું મને ત્રાસું જોવા ફરે છે. તું તારે જાણું કે મારા જેવી ત્રાંસી આંખથી આ જુએ છે. મારી દૃષ્ટિ ડિરેક્ટ દૃષ્ટિ છે.' કેવી છે ?

**પ્રશ્નકર્તા :** ડિરેક્ટ.

**દાદાશ્રી :** તે સીધો માણસ મને ઓળખી શકે. બહુ મુત્સદ્દી ના હોય, સરળ હોય, સીધો હોય તો મને ઓળખી શકે. મુત્સદ્દીને શી રીતે ઓળખાણ પડે ? એ તો ગોથા ખાયા કરે.

## પોતાના વ્યૂ પૉઈન્ટે ન પડે ઓળખાણ

**પ્રશ્નકર્તા :** હવે આ તો જ્ઞાન થતા પહેલા કેટલા વરસની વાત ?

**દાદાશ્રી :** પેલો છોકરો પૈણ્યો'તો ત્યારે તે. એ જે એમના મામાનો છોકરો હતો ને, એને પૈણે બહુ વર્ષ થયા. અમે છત્રીસ-સાડત્રીસ વરસના હોઈશું, એનાથી વધારે નહીં. પણ તે દહાડે હું આવું બોલ્યો'તો.

**પ્રશ્નકર્તા :** હું શું પૂછવા માગતો'તો, કે આ આપના છત્રીસ વર્ષ વખતે અને આ પેલી ૧૯૫૮ની સાલ, જ્યારે જ્ઞાન થયું તે વખતે, એ બે વખતે જે વાતો બોલાય છે, તેમાં કેટલું સામ્ય છે એમ ?

**દાદાશ્રી :** એ તો વાત તૈયાર હતી જ પણ એ વાતની કદર ન કરી શકે ને, લોકો. કારણ બીજી અહંકારી વાતેય નીકળે અને એક બાજુ આય નીકળે.

**પ્રશ્નકર્તા :** દાદા, આ જ વાત અત્યારે આપણે કરીએ છીએ કે સામાને જુએ છે તે પોતાની રીતે જ જુએ છે, માટે વસ્તુ ઓળખાતી નથી.

**દાદાશ્રી :** પોતાની રીતે જુએ, તે શી રીતે ઓળખાય ? એ એના વ્યૂ પૉઈન્ટથી જોયા કરે કે આ કઈ બાજુના પૉલિટિકલ છે ? અલ્યા, મારે પૉલિટિક્સ નથી આમાં.

**પ્રશ્નકર્તા :** તે એ રીતે જુએ તો એમાં શંકા ઉત્પન્ન થાય પાછી.

**દાદાશ્રી :** હા, શંકા તો ઉત્પન્ન થાય ને ! તેથી જ એ શંકિત થઈ થઈને ખોળી ખોળીને થાકેલો. કારણ કે એ જાણે કે આ મને સલાહ આપે છે, માટે મારા કરતા વધારે આ હોશિયાર. એટલે મારા કરતા ઊંચી દૃષ્ટિથી જોતા હશે. ના ભઈ, એવું હું જોતો નથી, હું સલાહ આપું તને.

## બહુ જાતના વિશ્વાસઘાતને વધાવી લીધા

એટલે લોકોના વિશ્વાસઘાતને મેં વધાવી લીધા છે, પણ મેં કોઈને વિશ્વાસઘાત કર્યો નથી. અને એને વિશે વિચારેય નથી આવ્યો.

**પ્રશ્નકર્તા :** બીજો એકાદ વિશ્વાસઘાતનો દાખલો આપો ને, કેવો વિશ્વાસઘાત થયેલો, જે તમે સહન કરી લીધો ?

**દાદાશ્રી :** બધા બહુ જાતના વિશ્વાસઘાત. વિશ્વાસઘાત એટલે પૈસાની બાબતમાં, બીજા નહીં.

**પ્રશ્નકર્તા :** હા, એ એક દાખલો આપો.

**દાદાશ્રી :** હા, આપું. એક અમારા ભાગીદાર હતા, તે મૂડી વગરના ભાગીદાર તરીકે રાખેલા. અમારા બે જણની મૂડી અને એક ત્રીજા મૂડી વગરના ભાગીદાર રાખેલા. તે મૂડી વગરના ભાગીદાર શું કહે છે ? 'આ એક જમીન છે, જો રાખીએ તો પછી ત્યાં કારખાનું કરીએ.' એટલે એ પેલા ભાગીદારથી છૂટું ખાનગી કરવાનો પ્રયત્ન કરતા'તા. મેં 'હા' પાડેલી. મેં કહ્યું, 'જો તમને શાંતિ થતી હોય તો કરીશું.' એટલે એ જમીન અત્યારે લગભગ ચાલીસ હજાર રૂપિયાની થાય, તે મેં તે દહાડે તેરસો રૂપિયામાં રાખેલી. એ તેરસો રૂપિયાની રકમ હું મારા ભત્રીજાને ત્યાંથી સીધી વ્યાજે લાવ્યો. કારણ કે બધી પેલા વેપાર-ધંધાની વાત જુદી છે, પણ આ સીધી લાવેલો વ્યાજે. અને મેં કહ્યું, 'ભઈ, આ આપણે વ્યાજે લીધી છે રકમ.' અને એ જમીન લીધી. પછી એ કહે છે, 'મારા નામે રાખો ને !' ત્યારે મેં કહ્યું, 'સારું.

ઊલટી ડખલ મારે મટી જાય.' બહુ વિશ્વાસુ માણસ ! તે પૈસા મારા ને એના નામે જમીન રાખી. તે પછી એ તો આખો જ ફરી ગયો. ઉપરથી આઠ હજારની પાઈપો આપી તેય ખઈ ગયો. બધી રીતે છેતરાયા પણ છૂટ્યા. એ ફરી મને મોઢુંય દેખાડી શકતો નથી.

## છૂટ્યા દુનિયાદારીની સોબતોથી

એટલે હું આ બધાથી છૂટ્યો. આ જે જે સોબતો દુનિયાદારીની હતી, દુનિયાદારીની એટલે ખરાબ સોબતો નહોતી પણ દુનિયાદારીમાં અહમ્‌ને પોષનારી, એ બધી ચોંટોમાંથી છૂટ્યો. વડોદરાની એક ટોળકી હતી અમારી, શહેરને કબજે રાખે એવી. તે બધાથી છૂટી ગયો હું.

**પ્રશ્નકર્તા :** હા, એટલે આ ગુંડાઓ કહે છે એવા બધા.

**દાદાશ્રી :** ના, ગુંડા નહીં બધા.

**પ્રશ્નકર્તા :** તો ?

**દાદાશ્રી :** સારા, તે આબરૂદાર તરીકે ગણાય એવા, ગુંડા નહીં.

**પ્રશ્નકર્તા :** તો ટોળકી કેમ કહી તમે ?

**દાદાશ્રી :** ટોળકી, તે તો પછી શું કહું ત્યારે ? હવે અત્યારે તો એને ટોળકી કહું. પહેલા તો અમારી કંપની કહેતો'તો, પણ અત્યારે તો હવે ટોળકી જ કહેવાય ને ! આવું અહંકારનું કામકાજ !

## આવડે તીર્થંકરો જેવું અવલંબન

એક અહંકાર એકલો મને નડતો'તો. બાકી પૈસાની બાબતમાં મન ચળતું (ડગમગતું) જ નહીં. ગમે એટલું છેતરી જાય તો હું જોઉ કે આપણે મુંબઈ શું લઈને આવ્યા'તા ? એ તો છે આપણી પાસે. જેટલું લઈને આવ્યા'તા એટલું તો છે જ. બીજો હું હિસાબ કાઢું જ નહીં ને ! નહીં તો છેવટે બધુંય જાય તો હું કહું કે આપણે જીવતા તો છીએ. અને જીવન જતું રહે ત્યારે શું કરીએ ? એવું અવલંબન ના આવડે ? અમને તો તીર્થંકરોના જેવું અવલંબન આવડે ! કેવું ?

**પ્રશ્નકર્તા :** તીર્થંકર જેવું.

**દાદાશ્રી :** સિદ્ધાંત તો બધા સારા. એ ખરું, સિદ્ધાંત પહેલેથી, નાનપણથી સારા. દુઃખ કેમ ઓછું થાય ને કેમ ફરી ઊભું ના થાય, એ તો પહેલેથી જ દૃષ્ટિ બધી જાતની. એટલે સામાને એવું બતાડી દઈએ, કે સામાનેય રાગે પડી જાય ને !

## છેતરાયા ત્યાંથી પણ લે ઉપદેશ

**પ્રશ્નકર્તા :** દાદા, પાછલા પ્રસંગો ગમે તેવા બન્યા, જીવનમાં જે જે પ્રસંગો બનતા આવ્યા તે નિયમિત રીતે અમુક જગ્યાએ પહોંચાડવા માટે વિટામિનરૂપ જ હતા ને ? પાછલા પ્રસંગો જે જે જીવનમાં ઘટે છે, તે આપણને એમ લાગે કે આ ખોટું થયું, પણ ખરેખર આગળ જઈએ ત્યારે એમ લાગે છે કે આ પ્રસંગ ના બન્યો હોત તો આજે અહીં ના હોત.

**દાદાશ્રી :** એ દરેક પ્રસંગ ઉપદેશ આપે છે ને આપણને. કંઈક ઉપદેશ આપતો જાય ને ?

**પ્રશ્નકર્તા :** હા, ઉપદેશ આપે.

**દાદાશ્રી :** કોઈની જોડે છેતરાયા, પણ એ પ્રસંગ આપણને ઉપદેશ આપે ને, કે ભઈ, આ શું કરવાનું છે, વાડ અહીં ક્યાં કરવાની ? અને હવે તો એવું કશુંય નહીં, હવે તો ચોખ્ખેચોખ્ખું ! હવે તો આ ભાંજગડ જ ક્યાં રહી છે ? પાછલું વિવરણ કરવું તેય ખોટું છે.

**પ્રશ્નકર્તા :** બરાબર, દાદા.

❖❖❖❖❖

## [૨.૪]
## ભાગીદાર વાડીલાલભાઈ સાથે સત્સંગ

### આપી દેવાની જ વૃત્તિ, લેવાની વૃત્તિ જ નહીં

**નીરુમા :** કાકા, શું નામ આપનું ?

**વાડીલાલભાઈ :** મારું નામ વાડીલાલ.

**દાદાશ્રી :** આપણે પેલા ચતુરભાઈ આવે છે ને, એમના સસરા થાય, અને આમ અમારા ભાગીદાર.

**નીરુમા** (વાડીલાલભાઈને) **:** ભાગીદાર ?

**વાડીલાલભાઈ** (નીરુમાને) **:** હં. ધુમાસીનો પુલ અમે બાંધેલો, દાદાએ અને અમે ભેગા.

**દાદાશ્રી :** બે-અઢી વર્ષ સાથે રહ્યા, નહીં ?

**વાડીલાલભાઈ :** હા.

**દાદાશ્રી :** બે-અઢી વર્ષ ભાગીદારી રહી'તી, પણ અમારે સંબંધ રહ્યો ઠેઠ સુધીનો, ચાલીસ વર્ષનો સંબંધ !

**નીરુમા :** દાદાનું જીવનચરિત્ર શુદ્ધ હતું ?

**વાડીલાલભાઈ :** હા, શુદ્ધ.

**નીરુમા :** હં, શુદ્ધ એટલે એમ કેવું, જરા વિસ્તારથી કહો ને !

**વાડીલાલભાઈ :** નાનપણથી જ એમનામાં કોઈને આપી દેવાની જ વૃત્તિ. કોઈનું લેવાની વૃત્તિ જ નહીં. પરોપકારી, સામાનું દુઃખ જોઈ શકે નહીં. એ દાદા ભગવાન તો હમણાં થયા પણ નાનપણથી જ એમનો એક સદ્‌ગુણ ઊંચામાં ઊંચો એ હતો કે કોઈનું દુઃખ જોવાય નહીં. એક ઉદાહરણ આપું કે એમની તો સામાન્ય સ્થિતિ હતી. અને ઘરમાં કહ્યું હોય કે 'જાવ, આ પાંચ શેર ઘી લઈ આવો.' એમના ગજવામાં પાંચ-પચાસ રૂપિયા પડ્યા હોય અને ઘી લેવા નીકળ્યા હોય અને રસ્તામાં કોઈ દુઃખી મળ્યો, તે દાદાને કહે, કે 'મારે જોઈએ છે', તો દાદા એને રૂપિયા આપી દે ને ઘી લીધા વગર નરસિંહ મહેતાની માફક પાછા આવે. એ એમનો સ્વભાવ પહેલેથી જોયેલો અમે, નાનપણથી.

**દાદાશ્રી :** હા, જોયેલો. એ તો આખી પોળે જોયેલું આ બધું.

**વાડીલાલભાઈ :** સ્વભાવ સરસ એમનો, કે કોઈ માણસ જુએ કે એમની પાસે કોઈ સરસ વસ્તુ છે અને એ એમ કહે, કે 'આ મને બહુ સરસ લાગે છે', તો એ કહે, કે 'લે, તું લઈ જા.' એવો એમનો શુદ્ધ સ્વભાવ !

**નીરુમા :** એમ !

**વાડીલાલભાઈ :** આપવાનું શીખેલા, એ લેવાનું શીખેલા નહીં.

**નીરુમા :** ખરું ! તે અત્યારે એ જ કરે છે. આપ્યા જ કરે છે બધાને, જ્ઞાન !

**વાડીલાલભાઈ :** જ્ઞાન આપે, જે એમની પાસે હોય તે આપે. આમ સાંસારિક રીતેય કંઈ એમને એ નહીં. એમને કોઈ જાતની આસક્તિ નહીં, એટેચમેન્ટ કશું નહીં. બે મુદ્દા કહી દીધા કે મૂળથી જ એના સ્વભાવમાં ઉદારતા અને પરદુઃખભંજન, બે મોટા ગુણ.

**નીરુમા :** ધરમની વાતો થાય તમારી જોડે ?

**વાડીલાલભાઈ :** થાય, પણ બહુ ઓછી.

**નીરુમા :** ધરમની થાય તો શું વાત થાય ?

**વાડીલાલભાઈ :** બસ આ જ કે આપણે કોઈ દહાડો હાથ ધરવો નહીં, કોઈ પાસે કંઈ માગવું નહીં. આપીને ખુશ થવું, લઈને ખુશ નહીં થવું.

## સ્વભાવ તીખો, પણ ક્યારે ?

**દાદાશ્રી** (નીરુમાને) **:** તે દહાડે તીખા સ્વભાવના હતા કે નહીં, પૂછો જરા.

**નીરુમા** (વાડીલાલભાઈને) **:** દાદાનો સ્વભાવ કેવો, તીખો ખરો ?

**વાડીલાલભાઈ :** સ્વભાવ તીખો. તે તીખો ક્યારે ? કોઈ માણસ એમ માનતો હોય કે 'હું તમારા કરતા ઊંચો છું. મેં તમને પોષ્યા...' તે એનો એક દાખલો આપું.

**નીરુમા :** આપો ને.

**વાડીલાલભાઈ :** એમનો એક ભાગીદાર હતો, સી. પટેલ. તે એક વખતે કોઈ તકરારથી પેલો એમ સમજ્યો કે 'હેં, હું ચરોતરનો પટેલ અને તે સોજીત્રાનો, એમ કે...'

**નીરુમા :** હં, દાદાય ભાદરણના.

**વાડીલાલભાઈ :** અને હા, આ ભાદરણના. તે સી. પટેલના મગજમાં એમ કે 'અમે ચરોતરના, ફલાણા, આમ તેમ, સોજીત્રાના પટેલ, સોજીત્રાના પટેલ.'

**નીરુમા :** સોજીત્રાના પટેલ.

**વાડીલાલભાઈ :** હા, તે આમ તો એમની વેલ્યૂ નહીં. એ પોતે સોજીત્રાના વતની ખરા પણ છેક છેલ્લા ક્લાસના લખાવતીજીનો મહોલ્લો છે એના. અને આ અંબાલાલ તો ભાદરણના, નાની ખડકીના. અને પાછી બીજી વાત એ કે અંબાલાલ આખા ગામના કાકા.

**નીરુમા :** હા.

**વાડીલાલભાઈ :** હા, એ ભલે આમ ઉંમરમાં નાના પણ એમનાથીએ મોટી ઉંમરના એમના ભત્રીજા હોય. અને એમનું ઉપનામ 'ગલાકાકા.' તે ચુનીભાઈની જોડે ભાગીદારી કરેલી થોડો વખત માટે. એ ચુનીભાઈ જરા ટેસી કરવા ગયો. તે પછી દાદાએ એના મિજાજને એક ઘડીના છઠ્ઠા ભાગમાં ઉતારી નાખ્યો.

**નીરુમા :** એમ ! શું કર્યું ?

**વાડીલાલભાઈ :** હા. કહે, 'અલ્યા, ચોમાસાનું ઘાસ વંડા ઉપર ઊગે છે.' ગામડામાં વંડા હોય ને, તે ચોમાસામાં વંડા પર ઘાસ ઊગે પણ ઉનાળો આવે એટલે સૂકાઈ જાય. 'અલ્યા, તું તો વંડા પરનું ઘાસ છું', કહે છે.

**નીરુમા :** સરસ શબ્દ હતો, દાદાનો.

**વાડીલાલભાઈ :** આ દાદાએ એને ઘડીના છઠ્ઠા ભાગમાં ઉતારી નાખેલો. ઝટ દઈને કહી દીધું કે, 'અલ્યા, ચોમાસામાં વંડા ઉપર ઊગેલા ઘાસ જેવો, ચોમાસુ જતું રહે કે પાછું ચીમળાઈ જાય. શું મિજાજ કરે છે ?'

**દાદાશ્રી :** હજુ યાદ છે તમને ? બહુ વરસો યાદ રહ્યું. આ તો યાદગીરી ભારે કહેવાય ! એ તો હું કડક થઈને બોલ્યો'તો. પેલો રોફ મારતો'તો, ત્યારે મેં કહ્યું, 'કાલે સુકાઈ જઈશ તું તો. અને આ જે ખાનદાનીવાળા એ નહીં સુકાય. આ ખાનદાનીવાળા તો પૈણવા જશે તોય પૈઠણ લઈ આવશે.' તે 'વંડા ઉપરનું ઘાસ', પણ એ યાદ છે હજુ એમને. કેટલા બધા વર્ષ થયા !

**નીરુમા :** તે આવું બધું અમને બહુ ગમ્યું, દાદા. દાદા ભગવાનની ચોપડી લખવાની છે, એમાં આવું જોઈશે ને !

**દાદાશ્રી :** નાઈન્ટીન થર્ટી સેવનની (૧૯૩૭ની) વાત કરે છે આ.

## એના એ જ શબ્દો રહ્યા

**પ્રશ્નકર્તા :** બીજું કંઈક કહો, દાદાના નાનપણનું બધું.

**વાડીલાલભાઈ :** કોઈને સમજાવવું હોય, વ્યવહારમાં પણ કોઈને સમજ આપવી હોય તો દાદા બહુ સહેલાઈથી આપી દે.

**નીરુમા :** દાદાની સ્ટાઈલ, 'મૂઆ' એવું બધું કહેતા પહેલા ?

**વાડીલાલભાઈ :** 'મૂઆ' કહે, હા.

**નીરુમા :** વાત વાતમાં કહે ?

**વાડીલાલભાઈ :** હા, વાત વાતમાંયે કહી દે.

**નીરુમા :** મેર ગાંડિયા ?

**વાડીલાલભાઈ :** મેર ગાંડિયાય કહે.

**નીરુમા :** ઘનચક્કર ?

**વાડીલાલભાઈ :** એ બધું જ કહે.

**નીરુમા :** બધું જ કહે.

**દાદાશ્રી :** હા, બધું કહેતો'તો. એના એ જ શબ્દ રહ્યા છે ને, બળ્યા.

**પ્રશ્નકર્તા :** એના એ જ રહ્યા છે. મેં કહ્યું, 'કંઈક ફેરફાર લાગે છે ?' ત્યારે કહે, 'ના, જરાકેય નહીં.'

**દાદાશ્રી :** ફેરફાર નહીં.

**વાડીલાલભાઈ :** એ તળપદી ભાષા. ચરોતરના પટેલોની તળપદી ભાષા, એ જાય નહીં.

**પ્રશ્નકર્તા :** હા, જાય નહીં. પણ એ જ કામ કાઢી લે છે આજે બધું !

## બધી આસક્તિ ગઈ

**દાદાશ્રી :** આ તો મારે 'દાદા ભગવાન' નથી થવું તોય આ લોકો મને કરે છે. મારે થવાની ઈચ્છા નથી કશી. ઈચ્છા નથી તોય જો લોકોએ કરી નાખ્યા.

**વાડીલાલભાઈ :** કોઈની ઈચ્છાથી ના થાય, એ તો કુદરતી જ થાય. એમને કંઈક તમારામાં દેખાતું હશે, ત્યારે ને ?

**દાદાશ્રી :** હા... ખરું, ખરું, કુદરતી !

**વાડીલાલભાઈ :** નહિતર તમે તો 'અંબાલાલ મૂળજીભાઈ.' બાકી જે કંઈ બીજું કોઈ તત્ત્વ દેખાતું હશે, ત્યારે લોકો આવે છે ને ?

**દાદાશ્રી :** તમારી જોડે ભાગીદારી હતી ને, એ હતા એવા ને એવા જ છે, એમાં કંઈ બીજો ફેરફાર પડ્યો નથી.

**વાડીલાલભાઈ :** ફેરફાર નથી બસ.

**દાદાશ્રી :** એ ચા-પાણી, બધું એનું એ જ તોફાન પણ અમારી ચા બંધ થઈ ગઈ હવે.

**વાડીલાલભાઈ :** એ સારું. જેમ ઓછું લફરું હોય એમ સારું.

**દાદાશ્રી :** બીડી-બીડી બધું છૂટી ગયું હવે.

**વાડીલાલભાઈ :** આસક્તિ ગઈ. કારણ કે મારે ચા પીવી છે એ એક જાતની આસક્તિ છે. બીજી લાવ અલ્યા, એ આસક્તિ છે. એ આસક્તિ ગઈ, ખલાસ.

## જ્ઞાન પછી 'અંબાલાલ' બદલાઈ ગયા

**દાદાશ્રી :** હું તો આ છવ્વીસ વર્ષથી આ દેહમાં રહ્યો નથી.

**વાડીલાલભાઈ :** સમજી શકીએ. આ સાંભળ્યું'તું, બરાબર, કે આ 'અંબાલાલ મૂળજીભાઈ' નથી. જે હું તમને કહું છું ઘણીવાર, એ આત્મા જ બીજો.

**દાદાશ્રી :** હા...

**પ્રશ્નકર્તા :** બદલાઈ ગયા આ તો !

**દાદાશ્રી :** આમ પેલું પહેલાનું જોયેલું ને, એટલે ખબર પડી જાય ને !

**પ્રશ્નકર્તા :** દાદા, એ હું પહેલો-વહેલો આવ્યો, ત્યારેય એવું જ થયું. બાવીસ વર્ષ તો મળ્યો નહોતો. અને આ બારણામાં અહીં પેઠો, એટલે તમે કહ્યું, કે 'ભૂપેન્દ્ર આવ, ઓળખાણ તાજી કરવા આવ્યો ?' પછી હું બેઠો ને, પછી મેં કહ્યું, 'આ અંબાલાલ નહોય.'

**દાદાશ્રી :** હા... એ ફેરફાર દેખાય ને !

**પ્રશ્નકર્તા :** અરે, બિલકુલ ફેરફાર !

**દાદાશ્રી :** ફેરફાર દેખાય. કારણ કે આ અહંકાર ઊડી ગયેલો માણસ ને ! આમ આંખ ઉપરથી, મોઢા પરથી, બધા પરથી ખબર પડી જાય.

**પ્રશ્નકર્તા :** કે અહંકારનો ગ્લોબ ઊડી ગયો છે.

**દાદાશ્રી :** હા, ગમે તે પણ ગ્લોબ ઊડી ગયો છે.

**વાડીલાલભાઈ :** અને બીજું જેમ તમારી ભાવના વધતી જાય ને, કે આ 'દાદા ભગવાન' છે, તે દાદા પાસે જે જશે, એનું નવું જીવન થઈ જ જશે.

**દાદાશ્રી :** અંબાલાલ ક્યાં ખોવાઈ ગયા તે જ ખબર પડતી નથી, કોન્ટ્રાક્ટર હતા તે !

**વાડીલાલભાઈ :** એ ખોવાઈ ગયા તો ખોવાઈ ગયા, તમે નિજાનંદી થઈ ગયા.

**દાદાશ્રી :** હા, નિજાનંદી... નિજાનંદ એટલે સ્વરૂપાનંદી. સ્વરૂપાનંદી એટલે આત્મરમણતા, એનું એ જ બધું. એ જ કામનું ને ! આ શા કામનું છે બધું ? બધા બહુ કોન્ટ્રાક્ટો કર્યા ને બધું બહુ કર્યું પણ મને શું આમાં ? સંતોષ ને સમાધાન તો ના જ થાય ને !

## મન કમ્પ્લીટ સ્વતંત્ર હો

**પ્રશ્નકર્તા :** આટલા બધા ભાઈબંધમાંથી આ (દાદા) કઈ રીતે ગમ્યા ? આ જ તમને કેમ બહુ આમ ગમતા ?

**વાડીલાલભાઈ :** એનું કારણ એમનું ચારિત્ર શુદ્ધ, જે મેં તમને પહેલું જ કહી દીધું.

**નીરુમા :** તીખા ભમરા જેવા તોય ?

**વાડીલાલભાઈ :** તીખા એટલે કોઈનું સાંભળે નહીં. હા, એમને શું હતું, એમણે શું કરેલું, તે એક અંગ્રેજી કવિતા કહું કે...

'No glory I covet, no riches I want,
Ambition is nothing to me;
The one thing I beg of kind Heaven to grant,
Is a mind independent and free'

પૈસો નથી જોઈતો, પ્રતિષ્ઠા નથી જોઈતી. ત્યારે તારે શું જોઈએ છે ? રિચિસ એટલે દોલત. 'નો રિચિસ આઈ...' દોલત બી નથી જોઈતી, ત્યારે કહે છે, 'તારે શું જોઈએ છે ?' 'ધ વન થિંગ' એક જ વસ્તુ, 'આઈ બેગ કાઈન્ડ હેવન ટૂ ગ્રાન્ટ ઈઝ અ માઈન્ડ ઈન્ડિપેન્ડન્ટ એન્ડ ફ્રી.' એ એવું છે.

**નીરુમા** (દાદાશ્રીને) **:** એ પેલી કવિતા કહી એમણે, બહુ સરસ અંગ્રેજીની, કે પૈસો નથી જોઈતો, માન કશું નથી જોઈતું. ભગવાનને એવી પ્રાર્થના કરે છે, કે મારે એક જ વસ્તુ જોઈએ છે, કે મારું મન કમ્પ્લીટ સ્વતંત્ર હોય, ઈન્ડિપેન્ડન્ટ.

**દાદાશ્રી :** હા.

**વાડીલાલભાઈ :** 'ઈન્ડિપેન્ડન્ટ એન્ડ ફ્રી.'

**નીરુમા :** એવું હતું કહે છે, નાનપણથી, અને ફ્રી પાછું.

**દાદાશ્રી :** હા, ફ્રી, ફ્રી !

## ગોવિંદરામજી સાથેના પ્રસંગની વાત

**નીરુમા** (દાદાશ્રીને) : તો આમની પાસે તો બહુ ખજાનો છે,દાદા.

**નીરુમા** (વાડીલાલભાઈને) : કાઢો હવે, કાઢો.

**દાદાશ્રી :** એક જણ તો દબડાવીને સિમેન્ટ લેવા હઉ આવ્યો હતો, વાણિયો. તે આવીને કહે છે, 'સિમેન્ટ અમને આપવો પડશે.' ત્યારે મેં કહ્યું, ''આ 'આપવો પડશે' એટલે આ તું માગું છું, વિનંતી કરું છું કે આ 'પડશે' એમ કહું છું ?'' ત્યારે કહે, 'આપવો પડશે, પંદર થેલી મને.' અલ્યા, મેં કહ્યું ફરી, 'વિનંતી કરું છું કે', 'આપવો પડશે' કહેતો હતો.

'આપવો પડશે' એટલે જાણે એના દબાયેલા ના હોય !

**નીરુમા :** હા, પછી ?

**દાદાશ્રી :** પછી મને શું કહે છે ? 'આ ખેતરમાં ગમે તેને ઉડાડી મેલું એવો માણસ છું, માટે તમે મારી પાસે જરા રીતસર રહેજો.' મેં કહ્યું, 'શું છે તારે ? જા ઘેર છાનોમાનો, નહીં તો રાગે પડી જઈશ.' એનો (નગીનનો) કાકો હતો ને પેલો ?

**વાડીલાલભાઈ :** હા, હા, 'ગોવિંદભાઈ' એનું નામ.

**દાદાશ્રી :** હા, ગોવિંદ. તે પછી કેટલું માણસ મોકલ્યું હતું, પેલા ભીલડાને નાચવા મોકલ્યા. પેલા ભીલો નાચવા આવ્યા હતા ને ?

**વાડીલાલભાઈ :** હા, હા, ભીલો નાચવા આવ્યા હતા.

**દાદાશ્રી :** તીરકામઠા લઈને આવ્યા હતા. સોએક માણસ તીરકામઠા લઈને મોકલ્યું. 'આ અંબાલાલભાઈનું ખૂન કરી નાખો', કહે છે. એટલે મેં ભીલોને કહ્યું, 'પહેલા આવો અહીંયા, એ પછી મારો.' પછી ભીલોનામાં શુંય જાદુ થઈ ગયો કે... ભીલોને નચાવડાવ્યા, ખૂબ નચાવ્યા, અને નવ-દસ આવડા આવડા ઘડવા (ઘડાના આકારનો લોટો) છે તે પેલા તાડીના પીવડાવ્યા. યાદ છે હજુ તમને ?

**વાડીલાલભાઈ :** હા...

**દાદાશ્રી :** તાડી પા પા કરીને જે નચાવડાવ્યા છે, ખૂબ નચાવડાવ્યા. તે એણે જાણ્યું એટલે એના મનમાં એમ થયું, કે 'આ તો સાલો, મારા ભીલોનેય કલાકથી નચાવે છે.' એટલે આવા બધા તાલ-તોફાન કરવા પડે.

'પડશે' કહે છે. અલ્યા મૂઆ, શું બોલે છે તું ? આ ભગવાનનેય પાછા કાઢીએ. તું આવું કેવું બોલ્યો ! વિનંતી જોઈએ કે ના જોઈએ ? મારે તમારી જોડેથી જોઈતું હોય તો વિનંતી જોઈએ કે નહીં ? 'પડશે' એમ બોલો તો શું થાય ?

**વાડીલાલભાઈ :** બધી વસ્તુ વિનંતીથી મળે, રોફથી ના મળે.

**દાદાશ્રી :** વિનંતી ના કરે તો સાધારણ રીતે આમ કહે કે ''મને ભાઈસા'બ આપો તો સારું. મારે જરી આમ છે.''

**વાડીલાલભાઈ :** હા, બસ.

**દાદાશ્રી :** પણ આ રોફ માર્યો એણે કે 'પડશે !'

## એન્જિનિયરને પાયામાં નાખી દીધો

**નીરુમા :** પછી બીજું કંઈ કહેતા હતા ને, તમે ?

**વાડીલાલભાઈ :** એ તો એક નાનો સરખો પ્રસંગ.

**નીરુમા :** હા, તે કહો ને.

**વાડીલાલભાઈ :** એ જ કામનો.

**નીરુમા :** હા, કંઈ આગળનું હતું કામ ?

**વાડીલાલભાઈ :** એ મહુવા-અનાવલનો રસ્તો રાખેલો. તે મહુવાથી અનાવલ અઢાર માઈલ થાય. એમાં મહુવાથી કરચેલીયા ગામ છે, ત્રણ-સાડા ત્રણ માઈલ દૂર. તે રસ્તે જવા વચ્ચે એક નાનું

સરખું નાળું બાંધવાનું. તે અમે બરોબર કામ કરેલું અને આમ જરાય ગરબડ નહીં કરેલી. તે અમારો એક એન્જિનિયર હતો, વિઠ્ઠલાણી કરીને.

**દાદાશ્રી :** અમારે એમની (વાડીલાલભાઈ) જોડે ભાગીદારી હતી, તે એક કામ તો પેલાએ ત્રણ વખત તોડાય તોડાય કર્યું. તોય અમે તોડ્યુંય ખરું ને પાછું કર્યુંય ખરું.

**વાડીલાલભાઈ :** તે વિઠ્ઠલાણી કહે, 'આ બરોબર નથી, આ બરોબર નથી...' તે આ દાદાનો જે મિજાજ ગયો ને, તેને ઊંચકીને પાયામાં જ નાખી દીધો.

**નીરુમા** (વાડીલાલભાઈને) **:** પાયામાં ? પછી તમે ઉપર માટી નાખી ?

**વાડીલાલભાઈ :** ના, ના, અમે માટી ના નાખી. પછી એ તો ખો ભૂલી ગયો, આવ્યો જ નહીં.

**પ્રશ્નકર્તા** (દાદાશ્રીને) **:** મેં પૂછયું, 'ભઈ, ફેંકી દીધા પછી વિઠ્ઠલાણીનું શું થયું ?' તો કહે 'અરે પછી તો અમારામાં ડખલ જ નહીં ને ! અમારું માન માન જ કરે', કહે છે.

**દાદાશ્રી :** હા, પછી રાગે પડી જાય ને !

**પ્રશ્નકર્તા :** હા.

## બન્નેની દોસ્તી બહુ સારી, કોઈ દહાડો ઝઘડો નહીં

**દાદાશ્રી :** જોને, આ છપાયેલું જ હોય છે, ત્યારે બોલાય ને ! નહીં ? ટેપરેકર્ડ થયેલી હોય ત્યારે બોલાય ને ? ફરી ટેપરેકર્ડ જોઈએ તો પાછી એ દેખાય એવી. એવી જ દેખાય ને, પાછી તે ! એમણે કહ્યું, કે 'ગોવિંદભાઈ', એટલે ગોવિંદરામજી, એનું નામ સમજી ગયો હવે. બહુ વસમો માણસ. અત્યારે તો બધા જતા રહ્યા હશે ને ?

**વાડીલાલભાઈ :** બધાય હવે, આપણેય ક્યાં...

**દાદાશ્રી :** હા, રહે જ નહીં ને ! એ તો બધું આ તો...

**નીરુમા :** તમારી કેટલી ઉંમર થઈ ?

**વાડીલાલભાઈ :** મારી એક્યાસી, એઈટી વન.

**નીરુમા :** કયા ગામના તમે ?

**વાડીલાલભાઈ :** અહીં વડોદરાનો જ.

**દાદાશ્રી :** મારાથી છ વર્ષ મોટા, પણ અમારે દોસ્તી સારી હતી. અમારે ઝઘડો થતો ન હતો કોઈ દહાડોય.

**નીરુમા** (વાડીલાલભાઈને) **:** એમ ? કોઈ દહાડોય નહીં ?

**વાડીલાલભાઈ :** મારે તો એમની જોડે ઝઘડો નહીં થયેલો કોઈ દહાડો.

**નીરુમા :** બીજા જોડે થયેલો ?

**વાડીલાલભાઈ :** હું એવા મિજાજનો હતો, કે કોઈ માણસ ખોટું બોલે તો લપ્પડ મારી દઉં, ફડાક દઈને.

**નીરુમા :** દાદા ખોટું બોલે નહીં, એટલે પ્રશ્ન જ નહીં ને !

**વાડીલાલભાઈ :** હં, એટલે અમને બેને સારું બને.

**નીરુમા** (વાડીલાલભાઈને) **:** પણ દાદા તમારી ઉપર કોઈ દહાડો ગરમ થયેલા ?

**વાડીલાલભાઈ :** ના, મારા ઉપર ના થાય.

**નીરુમા :** નહીં ?

**વાડીલાલભાઈ :** પૂછો, હાજર જ છે ને !

**નીરુમા** (દાદાશ્રીને) **:** તમે કોઈ દહાડો એમના ઉપર ગરમ થયેલા, એમ એમને પૂછું છું.

**દાદાશ્રી :** ના, ના, ખોટું ગરમ થવું પડે એવા માણસ જ નહીં ને ! લોકો જોડે એ થાય, મારી જોડે નહીં થયેલા.

બીજું આ આમની જોડે તો ભાંજગડ ના થાય, એનું શું કારણ ? એમનું કુટુંબ ખાનદાન, એટલે હલકું બોલે નહીં ને, કોઈ દહાડોય. ભાંજગડ ના કરે હલકી.

**નીરુમા :** જૂઠું ગમે નહીં.

**દાદાશ્રી :** અહંકાર ના કરે ખોટો. અને કાચું ખાનદાન હોય તો એ અહંકાર બહુ કરે. માંહ્યોમાંહ્ય અહંકાર કરે એટલે આપણે ના સમજીએ કે 'કાચું ખાનદાન છે આ.' તેથી ઘાસવાળું કહેવું પડેલું ને !

**નીરુમા :** પણ આવી સિમિલિ કંઈથી આવડી ? 'ચોમાસામાં વરંડા પર ઊગેલા ઘાસ જેવા છો', કહ્યું.

**દાદાશ્રી :** ત્યાર પછી તો ઘાસ સૂકાઈ જાય પાછું. તું તો મહીં ખલાસ થઈ જવાનો !

**નીરુમા** (વાડીલાલભાઈને) **:** દાદાનો એકુંય દુર્ગુણ નહોતો દેખાયો તમને ?

**વાડીલાલભાઈ :** ના, મને નથી દેખાયો. જે છે એ વાત કરું છું. મને તો જેટલું દેખાયું, મને જેવું લાગ્યું, એ બધું કહીયે દીધું.

**દાદાશ્રી :** જૂની વાતો થઈ ગઈ બહુ.

## રાખીને બે રસોઈયા, બહુ મજા કરેલી

ફક્ત એ શું કહે ? 'આપણે બે રસોઈયા જ રાખવા પડશે. એક છે તે જમવાનું બનાવે ને એક પીરસનાર.' ત્યારે મેં કહ્યું, 'બે રાખીએ આપણે.' એ પીરસનાર જુદો હોવો જોઈએ. બપોરે ભજિયાં કરીને આપે. અમે બહાર બધા બેસીએ ખુરશીઓ નાખીને, તે ઘડીએ ભજિયાં તાજા-તાજા બનાવીને આપી જાય. એ એમને જોઈએ, બસ. બીજું કશું નહીં.

**નીરુમા :** કહેવું પડે ! તમે બહુ મજા કરેલી, નહીં, દાદા ? તમે મજા બરાબરની કરેલી.

**દાદાશ્રી :** ત્યારે શું કરે ? ત્યારે અહીં કંઈ માર ખાઈને મરવું ? હોય એ તો ભોગવવું, બળ્યું ! ના હોય એની ચિંતા શું કરવાની ? હોય એને તો ભોગવો, મૂઆ.

**પ્રશ્નકર્તા :** હા, હોય તેને ભોગવો.

**દાદાશ્રી :** હં. જો બે રસોઈયા રાખતા હતા ને, નિરાંતે ? જે થવાની હશે એ થશે, પણ બે રસોઈયા રાખતા. બપોરે ભજિયાં, તૈયાર, તાજા. લોક આવે તેય ખુશ થઈ જાય.

**નીરુમા :** ડુંગળીના ભજિયાં ભાવતા હતા ?

**દાદાશ્રી :** ડુંગળી-બુંગળી ઠીક છે, ગમે તે.

**નીરુમા :** દાદાને જલેબી બહુ ભાવતી હતી, નહીં ?

**વાડીલાલભાઈ :** મને નહોતી ભાવતી, એમને બહુ ભાવતી હતી.

**દાદાશ્રી :** હા.

**નીરુમા :** પછી ચેવડો ?

**વાડીલાલભાઈ :** બધું જ ચાલે.

**દાદાશ્રી :** આ ગમ્મત બે ઘડી, હં...

**નીરુમા :** પણ દાદા આમાંય કેટલું બધું છે !

**પ્રશ્નકર્તા :** દાદા, આના ઉપરથી તો અમને પણ બોધ મળે ને, કે આ મોક્ષે જવા માટે બહુ ઉદાસીન ને એવું બધું થવાની કંઈ જરૂર નથી. જીવનની અંદર તો આ...

**દાદાશ્રી :** બધાય કોન્ટ્રાક્ટરો એક રસોઈયો રાખે પણ અમારી વિશેષતા એટલી કે બે રાખીએ. એટલે બધા કોન્ટ્રાક્ટર, આ ઑફિસરોય ખુશ થઈ જાય, બે ઘડીવાર. શું ? રાજા તો રાખતા રાખશે !

## જાણવા મળી જ્ઞાનીની વાતો

**પ્રશ્નકર્તા :** જ્ઞાનની વાત તો બધી જાણવાની મળે, પણ જ્ઞાનીની આવી વાત પણ જાણવાની મળે ને, એય વ્યવહારમાં બધાને ઉપકારક થઈ પડે.

**દાદાશ્રી :** બરોબર.

**પ્રશ્નકર્તા :** દાદા, કૃપાળુદેવે પેલા સોદાના કાગળિયા ફાડી નાખ્યા.

**દાદાશ્રી :** હા, ફાડી નાખ્યા હતા.

**પ્રશ્નકર્તા :** ત્યારે એ દષ્ટાંત અત્યારે લોકોને કેટલું બધું ઉપકારક છે !

**દાદાશ્રી :** ઉપકારક થઈ પડ્યું.

**પ્રશ્નકર્તા :** એ આવું કંઈક કંઈક પાછું જો મળી આવે તો લોકોને કેટલું બધું જાણવાનું મળે આમાંથી !

**દાદાશ્રી :** હા, જાણવાનું મળે.

**નીરુમા :** આ બે રસોઈયાવાળું તો બહુ ગમે એવું છે બધાને, કે મૂંજી ના થઈ મરશો, જો મોક્ષે જવું હોય તો.

❖❖❖❖❖

## [૨.૫]
## ભાગીદારના ભાઈને શિખવ્યું ગણતર

### ધંધામાં તો પછી કેળવાય

અમારા ભાગીદારના ભઈ હતા, એ ગ્રેજ્યુએટ થયેલા. તે પછી અમારા ભાગીદારના ફાધરે મને કહ્યું, કે 'આ છોકરાને તમારી પાસે રાખો, એને જરા કેળવો ધંધામાં.' એ ધંધામાં કેળવવા માગતા'તા. પોતાનો અંગત માણસ હતો ને, એટલે આપણે અહીં જ ઘેર ને ઘેર શીખવા માટે રાખ્યા, બી.એસસી. થયેલા. ત્યાર પછી એ મને કહે છે, 'ધંધામાં હું તમારી પાસે અહીં એક્સપિરિયન્સ લઉં થોડો ઘણો.' ત્યારે મેં કહ્યું, 'ધંધો તમને શી રીતે આવડશે, અત્યારે ?' ત્યારે કહે છે, 'ત્યાં આવ-જાવ કરીશ.' ત્યારે મેં કહ્યું, 'હું તમને શિખવાડું એ શીખો ને, એકવાર શાક લઈ આવો.' હવે અત્યારના બી.એસસી. થયેલાને એવું કહીએ તો વાંધો નહીં, અત્યારે એમ.એસસી. થયેલાને એવું કહીએ તોય વાંધો નહીં. અને તે દહાડાના બી.એસસી. થયેલાને એવું જો કહીએ, તો એ મનમાં જાણે, 'મારા જેવા બી.એસસી. થયેલા માણસને શાક લેવા મોકલે છે ?' આ પિસ્તાલીસ વર્ષ ઉપરની (૧૯૩૩ની) વાત કરું છું. એના મગજમાં પારો ભરાયેલો હોય ને, હું બી.એસસી. થયેલો છું.

ત્યારે હું પણ ધંધામાં પહેલો કેળવું નહીં, ધંધામાં તો પછી કેળવાય. પહેલા તો મેં કહ્યું, 'ભઈ, શાક લઈ આવ. આ તારે શીખવું છે મારી

પાસે ? તો હું તને શિખવાડું.' એ કહે, 'શાકમાં શું શીખવાનું ?' તોય મેં કહ્યું, 'પણ લઈ આવ તો ખરો. કાલે ભીંડા લઈ આવજે.' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** ભીંડા લેતો આવજે.

**દાદાશ્રી :** તે મનમાં એને અકળામણ થઈ ગઈ, કે આ હું ગ્રેજ્યુએટ, હું આવો ભણેલો માણસ ને આ દાદાજી મને આ શાક લાવવાનું કહે છે ! નોકર છે ને છતાં આવું મને લાવવાનું કહે છે ! મને કહે છે, 'શાક હું લઈ આવું ?' 'હા... હા... ભીંડાનું શાક લઈ આવો આપણે, ઘેરે ખાવા માટે.' એટલે એ લાવ્યા પછી.

## ભીંડા છે કે ડાભી ?

પછી મેં કહ્યું, 'આ તું ભીંડા લાવ્યો, ભાવતાલની મારે ભાંજગડ નથી તારી જોડે. કારણ કે તું મોટો માણસ એટલે બે-ચાર આના વધારે આપું તેનો વાંધો...'

**પ્રશ્નકર્તા :** નથી.

**દાદાશ્રી :** કોટ-પાટલૂનવાળો હોય એટલે પેલોય કહે ને, ચડી બેસે ને, એ તો. 'પણ તું ભીંડા કેવા લાવ્યો એ મને જોવા દે. તું તારા જેવા ભીંડા લાવ્યો છું કે મારા જેવા લાવ્યો છું, એ મને જોવા દે', કહ્યું. તે મેં તો આમ...

**પ્રશ્નકર્તા :** ભાંગી જોયું.

**દાદાશ્રી :** તે મહીં આઠ-નવ ભાંગી જોયા, તે આમ કરો તોય તૂટે નહીં ને આમ વાળો તોય તૂટે નહીં. ત્યારે મેં કહ્યું, ''આ બઈએ આપ્યા'તા કે તમે લીધા'તા, ભીંડા ?'' ત્યારે કહે, 'બઈએ જે આપ્યા એ લઈને આવ્યો.' મેં કહ્યું, 'આ બધાય ભીંડા છે કે ડાભી છે ?' તો કહે, 'ભીંડા જ છે ને બધા.' મેં કહ્યું, 'ભાંગો જોઈએ, હવે એના ડીટાં આગળ જરા જરા ભાંગવા માંડો જોઈએ.' તે ચાર-પાંચ ભાંગ્યા ને પછી પાંચમો ના ભાંગ્યો, ત્યારે મને કહે છે, 'આ ભાંગતા નથી.' ત્યારે મેં કહ્યું, 'એને શું કરીશું આપણે ? ખવાશે ખરો ?' તો કહે, 'ના ખવાય.'

ત્યારે મેં કહ્યું, 'શું કરવા લાવ્યા ?' તો કહે, 'મને તો ખબર જ નહીં ને આવી.' તો મેં કહ્યું, 'ભીંડાનું શાક ખાધેલું નહીં ?' ત્યારે કહે, 'ખાધેલું તો ખરું, પણ આવી ખબર નહીં.' મેં કહ્યું, 'તો પૈણ્યા છો તો વહુને શું કરશો તમે હવે ? વહુ તો કહેશે, બબૂચક જેવો છે, મૂઓ ! શાક લાવતાય આવડતું નથી.'

## ભણતર છે પણ ગણતર નથી

આ ગામડાના લોકોને ભીંડા કયા ઘૈડાં છે ને કયા કૂણા છે, એ સમજણ પડે. અને શહેરના મોટા વકીલો લેવા જાય ને, તે વકીલ ભીંડા ઘેર લાવે તો બૈરી વઢવાડ કરે, 'તમને લેતા આવડતા નથી', કહેશે. એટલે મારું કહેવાનું કે આ લોકોને શી રીતે સમજણ પડે ? જ્યાં ભીંડા લેતા નથી આવડતા તે લોકો આત્મા જાણવા જાય, તો શી રીતે થાય તે ? ભીંડાય લેતા આવડવા જોઈએ કે ના આવડવા જોઈએ ?

મેં કહ્યું, 'શાક લાવતા આવડતું નથી, તે મૂઆ, શું જોઈને ભણ્યો છું આ ?' તો કહે, 'આવું અમે કંઈ શીખવા ગયેલા હતા.' ત્યારે મેં કહ્યું, ''આ પહેલું શીખ ! આ જો તું કહું છું, કે 'શાકમાં શું' પણ શીખવા જેવું છે કે નહીં ?'' ત્યારે કહે છે, 'હા, શીખવા જેવું છે.' મેં બીજે દહાડે કહ્યું, 'દૂધી લાવજે.' તે પેલાને કહે છે, 'આ દૂધી સારી છે ને ? નહીં તો મને પછી વઢશે ત્યાં આગળ દાદાજી !' તે પેલો વેપારી શું કહે ?

**પ્રશ્નકર્તા :** હા, સારી છે, બહુ સારી છે.

**દાદાશ્રી :** તે લાવ્યો, પણ ઘૈડી દૂધી. આમ નખ મારીએ ને, તે મહીં પેસે નહીં. એટલે મેં કહ્યું, 'અલ્યા, આજે દૂધી આવી લાવ્યો ?' ''એણે જ કહ્યું'તું, બહુ સરસ છે'', કહે છે. મેં કહ્યું, 'એ તો કહે ને પણ, એ તો વેચવા બેઠો છે તે, મૂઆ, તું આવો કેવો ભણેલો ? આને ભણતર શી રીતે કહેવાય તે ? આ તને શાક લેતાય આવડતું નથી. મૂઆ, તને પરણાવ્યો એ જ ભૂલ કરી.' ગ્રેજ્યુએટ થયેલો તોય આ બધું આવડે નહીં. એ વાંચવાનું ને પરીક્ષા આપવાની, વાંચવાનું ને પરીક્ષા આપવાની. ભણતર છે પણ ગણતરી (ગણતર) નથી ને ! ગણતર

બિલકુલ છે જ નહીં. ભણતર થાય પણ ગણતર નહીં. તે પછી ગણતર વહુ કરી આપે ત્યારે. મારી-ઠોકીને એને સીધો કરી આપે !

## રોજ શિખવાડે જરૂરિયાત પૂરતું

પછી બીજે દહાડે પણ શાક લેવા મોકલ્યા, પણ ઑલ રાઈટ બનાવ્યા શાકમાં, હોં. પછી મેં કહ્યું, 'હવે આજ રોટલી બનાવો.' એમને અકળામણ તો બહુ થાય, એ રોટલી શીખવામાં. પણ એમના મોટાભાઈ ને હું બે ભાગીદાર, એટલે એ જાય ક્યાં તે પણ ? તે પેલો રસોઈયો હતો ને, તે મેં કહ્યું, 'ભઈ, આમને રોટલી બનાવતા શિખવાડ.' અને રોટલી તો વાંકીચૂંકી થવા માંડી, સારી ના થઈ. મેં કહ્યું, 'બહુ ના ફાવે તો પૂરી શિખવાડો.' તે પૂરીઓય વણતા વાંકી થાય. તો મેં કહ્યું, 'વાડકીથી ગોળ કરી નાખો.' એટલે વાડકી આપીને ગોળ કરી નાખી અને એની પાસે તળાવડાવી. તો કહે, 'પૂરીઓ થઈ તો સારી. બધી ફૂલેલી છે.' એટલે એને મનમાં એમ થયું. મેં કહ્યું, 'સારું, સરસ થઈ છે પૂરી. હવે થોડું બટાકાનું શાક બનાવી લાવો. તે આપણે બેઉ ખઈએ થોડુંક.' રોજ શિખવાડીએ આવું અમે, જરૂરિયાત પૂરતું. બધી ચીજ નહીં. બધી તો અકળામણ થાય બિચારાને, સહન ના થાય ને ! હપૂચો રસોઈયો બનાવીએ તો તો વેહ (વેશ) થઈ પડે ને ! અને ભણેલો માણસ તે અકળાયા કરે. મારી પાસે બોલે નહીં, એના ફાધર પાસે બોલે, કે 'મને આ દાદાજી પાસે નહીં ફાવે.' ત્યારે એના ફાધર કહે, 'ના, થોડો વખત રહે.' પણ મારી પાસે બોલે નહીં કે 'તમારી જોડે મને નહીં ફાવે.' ફટાકા મારે ને !

## વઢ્યા વગર શિખવાડે ચોખ્ખો હિસાબ કોડીનો

પછી છે તે આ આવડ્યું, એટલે પછી મેં એને સિલક આપી, કે આ સિલક ધંધાની છે અને તમારાથી જે જે ખર્ચ થાય તે બધુંય લખજો ખર્ચ ખાતે, તમારે ખાતે નહીં. કોઈને દાન આપ્યું રસ્તામાં તોય ખર્ચ ખાતે લખજો. તમે ચા પીધી હોય, કૉફી પીધી હોય, કોઈ વ્યસન હોય તોય ખર્ચ ખાતે લખજો. એટલે પછી એમનું ગજવું ખાલી કરી નાખેલું,

એ સિલક આપવા અલગથી. એને હાથમાં આપતા પહેલા, એમની પાસે હતા ને, તે રકમ જમે કરાવી દીધી. તમને સમજાયું હું શું કહેવા માગું છું ?

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** એમની પાસે જે કંઈ રકમ હતી એ જમે કરાવી દીધી ચોપડે અને પછી આ રકમ આપી. એટલે પછી માલિકી કોની આ રકમની ? માલિકી કંપનીની ને ? હવે તો એમની માલિકી રહી નહીં ને ? એની પાસે રકમ હતી તે જમે કરી દીધી. એટલે આ તો જમીને તુર્ત છે તે નીચે જાય. ત્યારે મેં કહ્યું, કંઈક દાળમાં કાળું છે, આ જમીને તુર્ત જાય છે રોજ. જમીને તુર્ત રોજ નીચે જવાનું શું કારણ છે ? કોઈ અલ્લામિયાંને મળવા જવાનું છે તે ? અને પછી સિલકનો હિસાબ જોઉ, ચોખ્ખો લખેલો. હવે એમાં શું થાય ? રોજ રાત્રે સૂઈ જાય ને, ત્યારે એના ગજવામાંથી પચાસ-સાંઈઠ પૈસા નીકળી પડે મહીંથી. પછી એ ઊઠે ને, તે એમને પોતાને ખબર ના હોય ને હું પેલા લઈ લઉ ને મારી પાસે રાખી મેલું. જે નીકળી પડે તે મારી પાસે રહેવા દઉ. અને પછી બધા ભેગા કરીને પછી એક દહાડો મેં કહ્યું, 'તમારે હિસાબનું કેમનું છે ?' તો કહે, 'હા, કમ્પ્લીટ' હં કે ! મેં કહ્યું, ''આ પૈસા ક્યાંથી આવ્યા ? આ તમારા ગજવામાંથી નીચે પડતા'તા ને મેં ભેગા કર્યા છે. આ બે-ત્રણ રૂપિયા કંઈથી આવ્યા ?'' એટલે સમજ્યા કે મારું હારું આ તો પકડાઈ ગયા. 'આવું ના કરશો હવે. આ કંઈ તમને વઢવા માટે નથી કહ્યું. શાને માટે કરો છો ? તમને કંઈ વઢવાનો છું ? એ તો નીકળી પડ્યા, ખોવાઈ ગયા. હું ક્યાં આમ ના કહું છું.'

## શીખવે ખરાબ આદતથી છૂટવાની રીત

પછી દરરોજ પેલો નીચે જાય ને, એટલે હું એક દહાડો ગયો નીચે. એ એક દહાડો બહારગામ ગયા'તા. તે એમના ટાઈમે જ હું ત્યાં ગયો નીચે. નીચે જઈને પેલી દુકાન હતી ને, પાન-બીડીની, ત્યાં જઈને મેં કહ્યું, 'પેલા ઊંચા સરખા જયંતીભાઈ છે ને, તે એ જે સિગરેટ પીતા હોય, એ મંગાવી છે.' પેલો કહે, 'લે ભઈ, આ લે.' એટલે પેલો પકડાઈ

ગયો. હવે બીજી દુકાન એટલામાં હતી નહીં, એટલે અહીંથી જ લે ને ! એટલે પછી પેલો કહે છે, 'કાકા, આ શું કરવા નવી હમણે લઈ જાવ છો ? છે મહીં અડધી તો.' ત્યાં ને ત્યાં મૂકી રાખે એ પીને. પેલો દુકાનદાર કહે, 'હજુ અડધી ડબ્બી તો છે.' ત્યારે મેં કહ્યું, 'તું જાણ ભાઈ હવે. મેં જાણ્યું કે લાવવાની થઈ હશે એટલે લાવી રાખવા દે.' ત્યારે કહે, 'ના, અડધી છે.' ત્યારે મેં કહ્યું, 'લાવ ત્યારે અડધી. હું તો અડધી લઈને ઉપર ગયો.'

પછી બીજે દહાડે પેલા ભાઈ આવ્યા ને, ત્યારે પેલી પીવા ગયા ત્યાં આગળ તો કહે, 'કાકા પેલું પાકીટ લઈ ગયા છે !' એટલે પછી ઉપર આવીને મને કહે છે, 'આ મેં તમારી જોડે બહુ દગો કર્યો.' મેં કહ્યું, 'આ દગો કર્યો એ તમને લાગ્યું ને ? હવે ફરી આવા ગુના કોઈની જોડે ના કરશો.' ત્યારે કહે, 'નહીં કરું હવે.' બસ થઈ ગયું. અને ચોપડે આવું ખોટું ના લખશો. બીડી પીતા હોય તો લખી નાખો ને, કંઈ હું તમને વઢવાનો નથી. તમે બ્રાન્ડી પીતા હોય તોય લખો. હું તો બધાને લખાવડાવતો. લખજો, લખશો તો લખતા લખતા એ લખેલું તમને એમ છોડાવડાવશે. કોણ છોડાવડાવે ?

**પ્રશ્નકર્તા :** લખેલું.

**દાદાશ્રી :** ખૂંચ્યા કરે ને, બળ્યું, રોજ રોજ. અને ના લખીએ તો ? ના છોડાવડાવે. પણ જો સિગરેટ પકડાઈ ગઈ કે ના પકડાઈ ગઈ ?

**પ્રશ્નકર્તા :** પકડાઈ ગઈ, દાદા.

**દાદાશ્રી :** પાછો સિગરેટ તો પીતો જ નથી, એવું દેખાડે મને. કોઈ દહાડો મને સિગરેટ દેખાડી નથી કે એકુંય ઠૂંઠુંય મેં જોયું નથી. ઘરમાં ઠૂંઠું પડેલું એવું તેવું કશુંય નહીં. એટલે મેં જાણ્યું કે મારું હારું આ આજના છોકરાંઓ આવા હોય નહીં કંઈ ! આવા લહેરીલાલા, આવા ના હોય કંઈ !

પછી મેં કહ્યું, ''આ શું કરવા ખાનગી રાખતા'તા ? કહી દો ને, બળ્યું !''

## અહો દાદાઈ સ્માર્ટનેસ, જોતા જ કહી આપે વજન બોલ્ટનું

પછી એક ફેરો છે તે ચૌદ આની બૉલ્ટ લેવા મોકલેલા, અઢી ઈંચ લાંબા. અમારું કારખાનું ચાલતું'તું તે ઘડીએ. સ્ટીલ કન્સ્ટ્રક્શનની કંપની અમારી. તે કંપની સારી ચાલતી'તી, બહુ મોટી કંપની. તે પછી મેં તો બૉલ્ટ લેવા મોકલ્યા. 'ક્યાંથી લાવવાના ?' મેં કહ્યું, 'પ્રિન્સેસ સ્ટ્રીટમાં અમુક જગ્યાએથી લઈ આવજો.' એટલે એ તો ત્યાં ગયા. અઢી ઈંચના ચૌદ આની બૉલ્ટ, છ પહેલવાળા. છ પહેલવાળા કહે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, છ પહેલવાળા.

**દાદાશ્રી :** તે કહ્યું'તું, એ પ્રમાણે એણે દુકાનવાળાને કહ્યું. એટલે પેલા અંદરથી તોલીને લાવ્યા અને આમને આપી દીધા. પૈસાનું બિલ બનાવ્યું'તું. પછી લઈને આવ્યા ઘેર. મેં બિલ જોયું. મેં કહ્યું, 'આ આટલા બૉલ્ટ છે ને કે વધારે છે ?' તો કહે, 'ના, એટલા જ છે, અઢી ઈંચના !' તે મેં જોઈ લીધા. મેં કહ્યું, 'આ વજન વધારે લખ્યું છે, તમે થોડું કમિશન લીધું લાગે છે. આટલું વજન ના થાય.' ત્યારે કહે, 'આ પૈસા મેં રોકડા આપ્યા છે, કમિશન ક્યાં લેવાનું રહ્યું ? પણ આ પૈસા... અને વજનમાં ઓછું નથી.' મેં કહ્યું, 'કંઈ વાંધો નહીં.' મારી ગણતરીમાં હોય ને ! હું તો આ આખી પોલ (લાકડા કે લોઢા વગેરેનો મોટો ગંઠો) ભરેલી હોય લોખંડની, તો હેંડતા-ચાલતા વજન કહી આપું. પછી પ્લેટો હોય કે આવડા બૉલ્ટ હોય કે ગર્ડર (લોખંડનો મોભ કે આડું) હોય. એબાઉટ, એબાઉટ (નજીકનું). કારણ ધંધો મારો હતો એટલે મારે જોવું જ જોઈએ ને ! તે મેં કહ્યું, ''આ બૉલ્ટનું વેઈટ (વજન) આટલું થાય. તમે આ બૉલ્ટ લેતી વખતે શું કર્યું છે ? તમે એના ટેબલ આગળ જઈને આ ગજવામાં હાથ ઘાલીને આમ કરીને ઊભા હશો, 'આટલા બૉલ્ટ આપો !' પેલો કેટલા તોલી લાવ્યો હોય એ તોલ-બોલ તમે જોયો નથી. એણે બિલ બનાવ્યું ને તમને આપી દીધા.'' ત્યારે કહે, 'પણ તેથી કરીને ઓછા નથી આપ્યા.' મેં કહ્યું, 'આપણે હવે નીચેથી ત્રાજવા લઈ આવો.' નીચેથી ત્રાજવું લાવ્યા ને ઓછા થયા, ત્યારે મને કહે, 'શાથી ઓછા થયા ?' ત્યારે મેં કહ્યું, 'આપ આમ કરીને ઊભા રહ્યા હશો.' ઘરાક

આવ્યા બૉલ્ટ લેવા માટે ! 'આ તો સારું લોખંડના હતા, પણ સોનાના બૉલ્ટ હોય તો વેહ (વેશ) કરી નાખો ને, તમે. નહીં ?'

## જેને સુધરવું હોય તેને...

એટલે એવું ઘડતર કરી નાખેલું. પણ પછી ભાગી ગયા, ન રહ્યા, ટક્યા નહીં. એના ફાધરને કહે છે, 'મને નહીં ફાવે.' એમના બ્રધર અમારા ભાગીદાર, એમનેય કહી દીધું, 'મને નહીં ફાવે.' જો તારે સુધરવું હોય તો મારી જોડે ના ફાવે. સુધરવું ના હોય તો મારી જોડે બહુ ફાવે એવું છે. તું કહું કે મારે સુધરવું જ છે, તો મારી જોડે શી રીતે ફાવે તે ?

હવે ટકે નહીં ને મારી પાસે ! લોકો શીખવા આવે પણ ટકે નહીં. એટલે મારે થોડું નરમ મૂકવું પડે, પરીક્ષા નરમ મૂકવી પડે. નહીં તો જતો રહે પાછો. મારી પાસે શીખવા આવે તો મહાઉપાધિ !

## પછી લાગ્યા ઉપકારી

એ મને કહે છે, 'તમારી જોડે મારાથી નહીં શીખાય, તમારું બહુ કડક ખાતું છે !' ત્યારે મેં કહ્યું, 'આપણે માર્ગ છૂટો છે.' એ પછી એણે બીજી જગ્યાએ સર્વિસ ચાલુ કરી દીધી. પછી વહુ અને એ બે સાથે રહ્યા. હવે વહુ ને બે સાથે રહ્યા, એવું કંઈ કાયમ રહેતું હશે ? આ સૂર્યનારાયણ આવ્યા માટે કંઈ કાયમ રહેતા હશે ? એ તો રાત થાય ને જતા રહે ને ?

**પ્રશ્નકર્તા :** જતા રહે.

**દાદાશ્રી :** તો એ વહુ કાયમની રહેશે ? પછી શ્રીમંત આવ્યું, એ હેંડી એને ત્યાં પિયરમાં. એ જાણે કે હવે શ્રીમંતેય નહીં આવે ને કશું આવવાનું નથી. હવે કશી અડચણ આવવાની જ નથી. પણ હજુ તો કેટલીય અડચણો આવશે ! એને ઘેર જતી રહે, ત્યારે અડચણ આવે કે ના આવે ?

**પ્રશ્નકર્તા :** આવે જ.

**દાદાશ્રી :** નહીં તો બિમાર પડે ત્યારે કે ડિલિવરી માટે દવાખાને જવાના. પછી ઘેર જતી રહી ત્યારે મેં કહ્યું, 'કેમ છો જયંતીભાઈ, મજામાં છો કે ?' તો કહે, 'હા, હમણે તો એકલો છું.' મેં કહ્યું, 'બહુ સારું.' 'પણ તમારી વિદ્યા ખરી કામ લાગી', કહે છે. 'બહુ ઉપકાર, તમારો ઉપકાર ભૂલાય નહીં.' મેં કહ્યું, 'શું બાબતમાં ?' ત્યારે કહે, ''પૂરી ને શાક ને બધું શિખવાડ્યું'તું... તમે મને જમવાનું બનાવવાનું શિખવાડ્યું ને, તે હું તો સવારના પહોરમાં એક ફેરો પૂરીઓ ને એવું બધું કરીને જઉ છું અને પૂરીઓ રહેવા દઉ, તે સાંજે દૂધ ને એ પૂરીઓ ખઈ લઉ છું.'' મેં કહ્યું, 'તે એ તો પછી સ્વાદ આવે અમારો તો. પહેલું તો કડવું લાગે ને !'

## કુદરતી બક્ષિસ, તે લોકોને સુધારતા આવડે

એ કહે છે, વાઈફ પિયર ગઈ એટલે એકલો છું. પછી ઉપકારી ના થઈ પડે ?

**પ્રશ્નકર્તા :** થાય.

**દાદાશ્રી :** ઉપકારી થઈ પડે કે ના પડે ? નહીં તો હૉટલમાં ક્યાંય ખાતો હોય ! આ વાતની જરૂર નહીં પણ છતાં જુઓ ને, કરવી પડી ને ?

**પ્રશ્નકર્તા :** દાદાજી, અમારે સમજવા માટે તો બહુ જ જરૂરી છે. આવી વ્યવહાર કળા એ પણ કુદરતી બક્ષિસ છે ને ?

**દાદાશ્રી :** બક્ષિસ સારી, માણસોને સુધારતા આવડે. ગમે એવું બગડ્યું હોય ને, તો એને કંટ્રોલમાં લઈ શકું. એ બક્ષિસ બધી આ !

❖❖❖❖❖

## [ ૩ ]

# ધંધામાં એક વાણિયાને સાથે રાખતા

### વાણિયાને જોડે રાખવા પાછળનું કારણ

**પ્રશ્નકર્તા :** દાદા, આપે એક વખત કીધેલું, કે આપને જ્યારે જ્ઞાન નહોતું થયું, ત્યારે ધંધામાં વાણિયાને સાથે રાખતા'તા.

**દાદાશ્રી :** હા, હું ત્રીસ વર્ષનો હતો ને, ત્યારથી દસ-બાર વર્ષ સુધી તો વાણિયાને જોડે ને જોડે રાખતો હતો. નામું લખનાર હતો, મૂળચંદ કરીને. તે છે તે શ્વેતાંબરી હતા. તે એને મારી જોડે ને જોડે ફરવાનું આખો દહાડોય, હું જ્યાં જઉં ત્યાં. ખાલી મારી જોડે અમથું ફરવા માટે જ પગાર આપતો'તો, સલાહકાર તરીકે. આમ મેનેજર જેવો. તે જ્યાં જઉં ત્યાં જોડે ફરે, પછી ગમે ત્યાં જઉં. ઊટી જઉં તો ઊટી. અમારી મોટી પેઢી હતી ત્યાં આગળ, ત્રાવણકોર સ્ટેટમાં, એલેપ્પીમાં. તે ત્યાં જોડે ને જોડે તેડી જઉં. એણે ખાલી મારી જોડે ફરવાનું જ, બીજું કશું કરવાનું નહીં. તે હું લાંબો કોટ પહેરું તો એય લાંબો પહેરે. એટલે આમ કપડાં સરખા પહેરીએ. એ લોંગ કોટ પહેરે, હુંય સફેદ લોંગ કોટ પહેરું. એ કાળી ટોપી પહેરે, હુંય કાળી ટોપી પહેરું. આ પેલું ધોતિયું, બૂટ બધું સરખું પહેરીએ. એટલે હારું મને મનમાં ખરાબ રુચે કે ખોટું કહેવાય આ. પણ કહેતો નહોતો એને. એ નોકર હતો તોય લાંબો કોટ પહેરે ને હું શેઠેય લાંબો કોટ પહેરું, તો અમારે જુદું રહ્યું શું તે ? એટલે ઘણી ફેર તો આમાં ઓળખાય નહીં પછી બહાર, કે આમાં શેઠ કોણ ? પણ શા હારુ રાખેલા તે જાણો છો ?

કોઈ જગ્યાએ કંઈ ખરીદી કરવા ગયા હોય, તો ત્યાં આગળ જતા પહેલા જ પેલા શેઠિયા, 'આવો, આવો અંબાલાલભાઈ, પધારો, પધારો, પધારો, પધારો' એટલે પછી ફૂલાય મહીં. જ્ઞાન થયેલું નહીં ને, તે મહીં ફૂલાય. હવે આપણને ગમે નહીં આ વસ્તુ, પણ હવે શું થાય ? અને પછી એ વેપારી માલ મહીં દેખાડે, તે ગમે એવો હોય તોય આપણે 'હા' તો પાડવી જ પડે ને ? એટલે હું કહું, 'હા, મને તો ઠીક લાગે છે બનતા સુધી.' શું ભાવ છે ને એ બધું આપણે નક્કી કરી નાખીએ. સોદો કરી નાખીએ ભાવ જોઈને, પણ મહીં અંદર ઊંડે કચરો માલ હોય તે આપણને શું ખબર પડે ? તે પેલો વાણિયો સોદો કરતી વખતે સમજી જાય, કે આ કંઈ ગોટાળો છે ! માટે આ શેઠ આપણા ફસાઈ જશે. એટલે અમારા મોઢામાંથી વચન નીકળતા પહેલા પેલો વાણિયો શું કહે ? 'સાહેબ, જરા મારે વાત કરવી છે. અહીં આવો ને ! સોદો બધોય કરીએ છીએ, પણ જરાક મહીં એક વાત કહું ખાનગી તમને.' પેલો વાણિયો કહે ને, 'હું તમને વાત કહું', તે મારા મનમાં એમ જ થાય કે આ વળી પાછો અત્યારે ક્યાં ડહાપણ કરે છે વગર કામનો ? તોય પણ એ બોલાવે એટલે જવું પડે ને ! તે પછી મને શું કહે, છેટે બોલાવીને, 'આનાથી સરસ ને ઓછા ભાવનો માલ મેં દીઠો છે.' શું કહે ?

**પ્રશ્નકર્તા :** આનાથી ઓછો ને સસ્તો છે.

**દાદાશ્રી :** સસ્તો ને સારો માલ. 'આના કરતા ઊંચો માલ મેં જોયો છે', કહેશે. 'બહુ ઊંચો, જથ્થાબંધ અને આથી પચ્ચીસ ટકા વધારે નફો મળે એવું છે.' હું કહું, 'બળ્યું, આ તો બધી ખોટ જશે. એ સારું થયું ચેતવ્યા તે.' પછી હું શેઠને કહું, 'ના, હમણે શેઠ રહેવા દો. પછી હું આવીશ નિરાંતે.' ક્ષત્રિયપણું બધુંય ઊતરી જાય મારું ! પછી બહાર નીકળીને એને કહું, કે 'ક્યાં આગળ સસ્તો છે ?' ત્યારે કહે, 'એ તો ત્યાંથી તમને છોડાવવા માટે, તે ખોટો હતો માલ !' ત્યારે મને સમજાય કે વાત સાચી છે આની. તે અમથા પગાર આપતા હોઈશું ? એવું અપાય નહીં ને એમ ને એમ તો.

## ભદ્રિકતા અમારી તે વાણિયો અણી ચૂકાવડાવે

અમને તો કોઈ આટલું કહેનાર જોઈએ, નહીં તો અમે તો તરત સોદો કરી નાખીએ. અમે તો ભલા ભોળા ! કહેશે, 'શેઠ, આ માલ આવ્યો છે, લઈ લો ને !' એટલે અમે તો હલ્લો કરીએ, પડતું નાખીએ. જરા ભદ્રિકતા અમારામાં હોય એવી. ત્યાં ને ત્યાં સોદોય કરી નાખીએ અને એને ત્યાં ડિપૉઝિટેય આપી દઈએ. તે ઘડીએ આ અણી ચૂકાવડાવે અમને. 'આ જે માલ છે ને, તે મેં એક જગ્યાએ જોયો છે, એટલો બધો સરસ છે આના કરતા અને પંદર ટકા ફેર છે', કહે છે. આવું સાવ જૂઠું બોલે, મૂઓ ! એટલે એક વાણિયો રાખેલો. એની બહુ આવડત નહોતી, તોય મેં કહ્યું, 'ભઈ, આ ભલે રહ્યો.' તે અણી ચૂકાવડાવે. શું કરે ?

**પ્રશ્નકર્તા :** અણી ચૂકાવે.

**દાદાશ્રી :** નહીં તો અમે તો અણી ચૂકીએ જ નહીં ને, એટલા માટે વાણિયો રાખેલો. ત્યારે કહે, 'શાથી એ ?' ત્યારે મેં કહેવત આગળ સાંભળેલી, કે 'આ જો રાવણે વાણિયો પ્રધાન રાખ્યો હોત ને, તો આ લડાઈ ના થાત.'

## અમે તો વણિકને બહુ કિંમતી ગણીએ

એટલે વણિક મારી જોડે રાખતો'તો કાયમ. તે અમે સોદો કરવાની ઉતાવળ કરીએ ત્યારે કહે, 'થાય છે, હમણે એકવાર શેઠ, ચા પી લો.' શું કહે ?

**પ્રશ્નકર્તા :** ચા પી લો.

**દાદાશ્રી :** અને ચા પીતી વખતે કહે, 'આની જોડે સોદો કરવા જેવો નથી.' 'હં, ખરું, ખરું. ડાહ્યો માણસ છું તું.' બાકી અમે તો 'ડાહી માના ગાંડા દીકરા' કહેવાઈએ. ક્યારે કંઈ ગાંડું બોલીએ એ કહેવાય નહીં અમારું તો. અને વણિકોને 'ગાંડી માના ડાહ્યા દીકરા' કહેવાય. એવી કહેવત છે આપણે ત્યાં આ તો. અમે તો અડધા ગાંડા, તે કોઈ

ચા-પાણી કરાવી, નાસ્તા-બાસ્તા કરાવી કહે, 'સાહેબ, માલ બહુ સરસ આવ્યો છે. સોદો મંજૂર છે ?' તે અમે સહી કરી આપીએ હઉ. એના પ્રેમમાં ને પ્રેમમાં સહી કરી આપીએ. પૈસાની સગવડ છે કે નહીં તેય તપાસ કર્યા વગર.

એટલે આ વાણિયો રાખતો'તો ને, તે ખાલી ચેતવે અમને. નહીં તો અમે તો એવું વહોરીને આવીએ ને, પછી એ બિલાડી પેલું દહીં ખાવા માટે મોઢું મહીં ઘાલે, તે ઘાલતી વખત જોશથી ઘાલે, લાલચના માર્યા, અને પછી છે તે નીકળતી વખતે વેહ (વેશ) થઈ પડે. એટલે પેલી માટલી લઈને ફર્યા કરે ! એવી સ્થિતિ થાય પછી અમારી ! સહી કરી આપીએ તરત, હાર્ટિલી થઈને. પણ ભગવાન બચાવે, આ કંઈ પૂર્વનું પુણ્ય હોય તે બચાવે, નહીં તો શી રીતે બચે ? અને તમે વાણિયા તો ઠેઠ સુધીના વિચાર કરી નાખો. અમે તો તમને બહુ કિંમતી ગણીએ છીએ, પણ લોકોને આ સમજણ નહીં. હું તો બહુ છેતરાઈ જતો હતો. જરા ઉપર ચડાવે, પેલો માન આપે ને, એવું તેવું બધું. ભૂખ્યા માનના ! જરા ડિશ મૂકે માનની, એટલે ચાલ્યું.

## રાવણને જો વાણિયો મળ્યો હોત...

**પ્રશ્નકર્તા :** તમે પેલું કહેલું ને, દાદા, રાવણને જો વાણિયો મળ્યો હોત સલાહકાર, તો સીતાનું હરણ ના થાત.

**દાદાશ્રી :** હા, પણ એ સલાહકારની વાત તો જુદી ! એ સમજણ ઑન ધી મૉમેન્ટ (તરત) આવવી, એ આમની (વણિકની) જરૂર ને, આ બધાની. જો કે અમે તો જ્ઞાની પુરુષ એટલે અમને તો ઑન ધી મૉમેન્ટ જ હોય. પણ આ જ્ઞાની પુરુષ થયા પછી ! પણ પહેલા તો ઑન ધી મૉમેન્ટમાં ના હોય ને !

એટલે આ કોમ તે દહાડે નહીં હોય, નહીં તો રાવણને એક જ વણિક મળ્યો હોત તો આ ખેદાન-મેદાન ના થાત. એ સીતાનું હરણ કરવા જાત ને, તો એ એમ જ કહેત, કે 'આ સીતાની વાત કરો છો, એના કરતા બહુ સુંદર સ્ત્રી મેં જોઈ છે, શું એનું રૂપ ને શું એની

વાત ! બસ આ છોડી દો ને આપણે.' એ અણી ચૂક્યો સો વરસ જીવે પછી. આ અણી ચૂકાવડાવે. અણી ચૂકાવે એટલે કલ્યાણ થઈ જાય ! એટલે અમે આ શોધખોળ કરેલી કે આ લોકોની તો બહુ જરૂર છે આપણે. અણી ચૂકાવડાવે આપણને. વણિક બુદ્ધિ છે ને ! આ જો રાવણને અણી ચૂકાવડાવી હોત તો આ દશા ના થાત. પણ તે દહાડે આવો વણિક નહીં, તે હાથમાં આવ્યો નહીં એમના. વણિક બુદ્ધિની બહુ જરૂર છે દેશને, દુનિયાને.

## પારકા માટે ડાહ્યા પણ પોતાનું નુકસાન કરનારા

આ હિન્દુસ્તાનમાં આવા આવા માણસો છે, પણ એનો લાભ લેતા આવડતું નથી લોકોને. કારણ કે દરેકના મનમાં એમ કે 'હું કંઈ ઓછો બુદ્ધિશાળી છું ?' એવું માન હોય ને, એટલે પેલાનો લાભ ના લેવાય. અરે મૂઆ, બુદ્ધિ કોનું નામ કહેવાય ? બુદ્ધિ તો આ વિવરણ કરી નાખે, પૃથક્કરણ કરી નાખે કોઈ પણ વસ્તુનું, તે બુદ્ધિ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, વણિક બુદ્ધિ બધું ઝીણું કાંતવામાં બહુ વપરાઈ જાય છે ને ?

**દાદાશ્રી :** વપરાઈ જાય, પણ એની દુનિયાને જરૂર છે ને ! એ પેલું પોતાને નુકસાન છે, પણ બીજા લોકોને જરૂર છે ને ! કોમ ડહાપણવાળી ખરી, એમાં બે મત નહીં. બહુ ડાહી કોમ ! પારકા માટે ડાહ્યા છે, પણ આ પોતાનું નુકસાન કરનારા.

## ચોપડે લખેલી રીત પ્રમાણે જ

**પ્રશ્નકર્તા :** પોતાનું નુકસાન કેવી રીતે કરે ?

**દાદાશ્રી :** વણિક લોકો કેવા ચોક્કસ, તે વાત મેં કરી'તી ને, નહોતી કરી ? કેટલા ચોક્કસ ! તે અમારે ત્યાં સર્વિસ કરતા હતા, મૂળજીભાઈ. તેની વાઈફ શ્રીમંતને ત્યાં જન્મેલી, એનો ભાઈ શ્રીમંત. એક દહાડો હું અને મૂળજીભાઈ બગીચામાં બેઠા'તા, ૧૯૪૪ની સાલમાં. તે મને થયું કેમ આ આમ મોઢું આનંદમાં રાખે એવો માણસ આમ

દુઃખી બેઠો છે ? એને બહુ ખર્ચા નહીં ને બહુ આવવાનુંયે નહીં ને કશી ભાંજગડ નહીં. એને છોકરો નહીં, છોડીઓ બે એકલી જ. તે મેં કહ્યું, 'કેમ આજ તમે કંઈ દુઃખમાં છો ?' તે મને કહે છે, કે 'મારે તો બહુ ચિંતા છે.' મેં કહ્યું, 'ભઈ, તારે શી ચિંતા ? છોકરો નથી, બે છોડીઓ જ છે. કશું ભાંજગડ નથી. પછી તારે શેની ચિંતા ?' ત્યારે કહે, 'આ છોડી પૈણાવવાની ને ! તેનો વિવાહ નક્કી થઈ ગયો, તો હવે એને દોઢેક મહિના પછી પૈણાવવી પડશે ને ?' 'એમાં દુઃખનું કંઈ કારણ ?' ત્યારે કહે, 'છોડીને પૈણાવવાના પૈસા નથી ને આ હવે એનો પૈણાવવાનો ટાઈમ થઈ ગયો છે.' 'અલ્યા, પણ તારા સાળા આટલા બધા મજબૂત છે ને ? તમારો સાળો તો લાખોધિપતિ છે', ત્યારે કહે, 'દાદાજી, સાતસોથી વધારે ના આપે.' મેં કહ્યું, 'એવું !' તો કહે, 'તે મામેરું કરશે ને, તે સાતસોમાં તો પાછું રોકડું નહીં બાંધે અને કપડાં-બપડાં ગણીને. ગણી-ગણીને સાતસોને એક ના થાય એવી રીતે.' ત્યારે મેં કહ્યું, 'પણ અડચણ શું છે તમારી ? કેટલો ખર્ચ થાય, એ તો મને કહો.' 'પચ્ચીસસોથી વધારે રોકડો ખર્ચ નહીં થવાનો', કહે છે. ત્યારે મેં કહ્યું, 'એની તમે ચિંતા ના કરશો, કરી લઈશ હું.' હા, ભલા આદમી, તારા પચ્ચીસસોની સામે મારે અહીં આગળ વિસાત નહીં ને ઊલટું, તું એ કર્યા કરું છું. હવે તે દહાડાના પચ્ચીસસો તો આજે વીસ ગણા થયા. તે દહાડે પચ્ચીસસોનું સોનું લીધું હોત, તો વીસ ગણા પૈસા આવત અત્યારે.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** એટલે મારું કહેવાનું પણ છોડી પૈણતી વખતે એને પૈસોય ના આપે. સાતસો એકનું મામેરું એટલું જ, સાતસો બે ના કરે. કહે છે, 'ચોપડે લખેલી રીત પ્રમાણે જ ચાલવાનું અમારે તો. લાગણીઓ હોય નહીં, અમારામાં.' ત્યારે મેં કહ્યું, 'આવું હોય ?' ત્યારે કહે, 'હા, એવું જ.' એટલે પછી એના સાળા મારો બહુ ગુણ માનતા હતા અત્યાર સુધી, પણ તે એને ના આપે. સીધા જો આપ્યા હોત, મારો ગુણ ના માન્યો હોત, તો ચાલત કે ના ચાલત ?

**પ્રશ્નકર્તા :** ચાલત.

**દાદાશ્રી :** ત્યારે કહે, 'ના, એ અમારે ચોપડે નથી લખેલું ને, ચોપડે તો સાતસો ને એક !' આવી લાગણીઓ (!)

## બહુ ઝીણું કાંત્યું તે થઈ ગયું વાઈફ જોડે જુદાપણું (!)

અને આ વિચારશીલ લોકોએ તો શું કર્યું ? એટલું બધું ઝીણું કાંત્યું, એટલું બધું ઝીણું કાંત્યું કે...

**પ્રશ્નકર્તા :** કે એકદમ જુદાપણું આવી ગયું, વધારે પડતું.

**દાદાશ્રી :** તદ્દન જુદાપણું જ છે, વાઈફ જોડે હઉ. આ અમદાવાદના શેઠિયાઓને વાઈફ જોડેય જુદાપણું. એક શેઠને તો શેઠાણીને વીસ જ હજાર રૂપિયા જોઈતા હતા, જાત્રાએ જવું હતું. અત્યારના વીસ હજાર નહીં, આ તો પંદર-વીસ વર્ષ પહેલાની વાત. તે વીસ હજાર રૂપિયા, છ વર્ષ સુધી અપાયા નહોતા. 'બેંકમાં નથી, બેંકમાં નથી', આવું મૂઆ જૂઠું બોલે ! 'ભેગા થતા જ નથી', કહે છે. આવા જૂઠા, લબાડ, બધી રીતે પૂરા ! વાઈફ પાસેય જૂઠું બોલે.

હવે શી રીતે પોસાય આવું, પોસાય ? મારી વાત તમને સમજાય છે ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** આપે-કરે નહીં કોઈને. સાતસો એક લખ્યા હોય ને, તો એ બે ના કરે. વખતે આ ભણેલા લોક તમારી વખતમાં હોય તે કરે તે જુદું, બાકી પહેલા ભણ્યા નહીં, અંગ્રેજી નહોતા ભણ્યા ને, એટલે એમાં કશું દેખે-કરે નહીં.

અને આ પટેલોની બેનને ત્યાં લગ્ન હોય તોય ખેતરા ગિરવે મૂકીને પૈસા આપી આવે પાછા. ખેતરા મૂકીને આપી આવો ?

**પ્રશ્નકર્તા :** હા, બરોબર છે.

**દાદાશ્રી :** હં. આ તો જાતિ પ્રકૃતિ, જાતિ સંસ્કાર હોય ને ! પણ વાત તમને લાગે છે કંઈક આવી આ ?

**પ્રશ્નકર્તા :** હા, એ એવી જ છે.

**દાદાશ્રી :** સાચી હશે વાત ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા, આ જાતિ પ્રકૃતિ ખરી.

**દાદાશ્રી :** હા, તે તમે જોયેલી ને, બળી ?

**પ્રશ્નકર્તા :** હા, જોયેલી.

**દાદાશ્રી :** મોટો ગમે એવો શ્રીમંત હોય તોય પછી એ જ પ્રમાણે. પેટમાં પાણી ના હાલે, એને તો.

**પ્રશ્નકર્તા :** એ જે નક્કી કરેલું હોય, તે પ્રમાણે જ આપે.

**દાદાશ્રી :** મારા જમાઈનું ખોટું દેખાશે, એવું વિચારેય ના આવે. અને મને વિચાર આવતા'તા. મેં કહ્યું, 'આપણે ત્યાં નોકરી કરે છે એનું ખોટું દેખાય તો આપણી કિંમત શું રહે ?' એવું મને થતું હતું. તે અમારા ભાગીદાર કાન્તિભાઈને મેં કહ્યું, 'આ બે હજાર રૂપિયા જો આપણે એને દઈશું ને, તો આ આનું કામ થઈ જશે.' 'ત્યારે આપો ને', કહે છે.

## ચોપડે હિસાબમાંય ઝળકે અદ્‌ભુત દાદાઈ ખાનદાની

તે દહાડે પચ્ચીસસો પણ તે મેં કેવી રીતે આપ્યા પાછા, ભાગ કેવી રીતે પાડ્યા ? મેં કહ્યું, 'જો, તમારે લખવાનું, કે દિવાળીના બોનસ પેઠે એક હજાર એક. પછી આ પાંચસો રૂપિયા તમારે ત્યાં લગ્નનો ચાંદલો અમારો અને આ પાંચસો રૂપિયા અમારા ભાગીદારનો ચાંદલો, બે હજાર થઈ ગયા. હવે બીજા પાંચસો હું તને કાઢી આપીશ બીજે રસ્તેથી.' એટલે આ ખાતે નહીં આપવાનું. છોડીમાં આપ્યા એવું નહીં. આટલા બોનસના, આટલું ફલાણું, આમતેમ કરીને. શું કર્યું ? છોડીને આપ્યા હોય તો દાન કર્યું કહેવાય. એની છોડી આપણા પૈસાથી પૈણી કહેવાય. પણ એવું નહીં. અમારે ત્યાંથી કોઈ એમ ના કહી શકે કે, 'અમે પૈસા તમારી છોડી વખતે આપ્યા હતા.' એવું ચોપડામાં હોય, તો

ખોટું દેખાય ને એનું. એમાં શું તમે આપ્યું, બે હજાર રૂપિયામાં તે ? એનો હિસાબ જ શું ?

**પ્રશ્નકર્તા :** કઈ સાલની વાત દાદા, આ બે હજાર રૂપિયાની ?

**દાદાશ્રી :** આ ૧૯૪૪ની સાલની વાત.

**પ્રશ્નકર્તા :** હા, તે ૧૯૪૪ના બે હજાર, અત્યારે કેટલા થાય ?

**દાદાશ્રી :** હા, પણ તે દહાડે તો અમારે બે હજારનો હિસાબ જ નહીં ને ! અમારી પાસે તો નાણું આવતું-જતું હતું બળ્યું, નાણાનો ચાલુ વ્યવહાર, ત્યાં બે હજારનો શો હિસાબ તે ? અને ભાગીદારેય શું કચકચ કરે આમાં ? પેઢી મોટી અમારે, એ આમ તો કચકચ ના કરે. હું પાંચ હજાર આપી દઉ તોય ના કરે, કારણ કે મેં જિંદગીમાં પૈસો બગાડ્યો નથી.

❖❖❖❖❖

# [૪]

# અન્ડરહેન્ડ સાથે સુંદર વ્યવહાર

## દાદાની હાજરીથી થાય સહુ ખુશ

અમારે પહેલા 'વિટકો એન્જિનિયરિંગ કંપની' હતી વડોદરામાં, તે બધા લોખંડના હથિયાર, ઓજાર ને બીજું બધું બનાવતા હતા, ટાંકીઓ-બાંકીઓ બધું. અને ત્યાંનું અહીંયા આગળ મુંબઈમાં લાવ્યા, તે ફેબ્રિકેશન કંપની કાઢી એની ભાગીદારીમાં. એ કારીગરો જેટલા હતા ને, એ બધા મને 'બાપા' કહેતા. હું કારખાને આવું ને, એટલે દૂરથી બૂમ પાડે, કે 'બાપા આવી ગયા.' સોએક માણસ, તે ઠેઠ હજાર ફૂટ છેટેથી દેખે તો 'બાપા આવ્યા, બાપા આવ્યા, બાપા આવ્યા' કહે. બધું આખું કારખાનું ખુશ ખુશ !

**પ્રશ્નકર્તા :** કોન્ટ્રાક્ટનો ધંધો તોય આવી સુંદર દશા ! દાદા સાઈટ ઉપર જાય ત્યારે મજૂરો તો ખુશ ખુશ ! એ કહે, 'તમારે રોજ નહીં આવવાનું. એક-બે મહિને એક વખત અમને દર્શન આપી જવાના, બસ. દર્શન આપવા માટે જ આવવાનું. કામકાજ અમે કરીશું બધું.'

**દાદાશ્રી :** હજાર મજૂરો પણ હજારેહજાર ખુશ થઈ જાય. નાના બાળકોય બધા ખુશ થઈ જાય. કારણ કે જ્ઞાની પુરુષની હવા તો કૂતરા-ગધેડાને અડે, તો મજૂરોને ન અડે ?

## અડચણ નહીં પડવા દીધેલી

અને શરત શું મારે ? જો તમારે ઘેર છોડીઓના શ્રીમંત આવે,

તે શ્રીમંત આવે તેનો ખર્ચો થાય હજાર-પંદરસો, તે અહીંથી લઈ જવાનો. પૈણાવવાના હોય તો તારે પૈસા લઈ જવાના. જે જોઈતું હોય તે, પૈસાની અડચણ નહીં વેઠવાની. 'બાપા' કહે મને બધાય. 'બાપા' કહે છે માટે નહીં, એ તો બિચારા રાજીખુશીથી ને પ્રેમથી કહેતા હતા, પણ એમને કોઈ દહાડો અડચણ નહીં પડવા દીધેલી. અને ભરપેટ આપવાનું એને. ખાવા-પીવાની અડચણ જ નહીં, કોઈ જાતની મુશ્કેલી નહીં. રહેવાની જગ્યા ના હોય તો કરી આપતા, તે દહાડે તો રહેવાની જગ્યાઓ જોઈએ એટલી મળતી ને ! તે પાંચસો રૂપિયા આપીને ઓરડી-બોરડીઓ રાખી આપીએ. પાંચસો પાઘડી આપીએ તે દહાડે.

## વધારે પગાર આપવો, એવું દાદાનું ડ્રોઈંગ

દરેકને પગાર વધારે આપવો એ મારું ડ્રૉઈંગ. હું અમારા ભાગીદારને કહું, 'શું કરવા આમ આમ કરો છો ? એને આપો ને, ભલા આદમીને.' ત્યારે અમારા ભાગીદાર આપે. મને પાછા શું કહે, 'તમે ભોળા રહ્યા.' મેં કહ્યું, 'હા, ભોળો પણ એને આપો, બિચારાને.' બળ્યું, કુદરત આપણને આપે છે તો આપણે આપીએ છીએ. આપણને ના આપે તો ક્યાંથી આપીએ ?

પગાર વધારે આપીએ, તે આ કેવું સરસ ! જીવન જીવવાની કળા હાઈ ક્લાસ કહેવાય ! જે બીજાને સુખ નથી આપતો, એ બીજું પોતેય શું સુખ ભોગવે ?

તે અમારે ત્યાં તો કાયદો એવો, કે 'મજૂરના પૈસામાં જો કોઈને આઘુંપાછું થયું તો તે ઘડીએ તમે સર્વિસમાં નહીં રહી શકો', એવું કહી દીધેલું. ખાતું કડક બધું. અરે, મને થાય આમને મહાદુઃખ છે બધું. બિચારા દુઃખના માર્યા આપણે ત્યાં કામે આવતા હોય.

કેટલાક મજૂરો તો પાંચ રૂપિયા પગારથી આખો દહાડો મજૂરી કરે બિચારા અને પછી શેઠને કહે, ''શેઠ, મારે ઘેર ખાવાનું કશું નથી એટલે મેં તમને સવારમાં કહ્યું'તું ને, રોકડા આપશો તો જ હું રહીશ.'' ત્યારે કહે, ''હા, રોકડા આપવાનું કહ્યું'તું, પણ અત્યારે સોની નોટ છે.

બોલ, લાવ પંચાણું, નહીં તો તારે જવું હોય તો જતો રહે અહીંથી. નાલાયક છું કે શું સાલા ?'' પેલાને ઊલટું બે ગાળો ખઈને જવું પડે ઘેર. બિચારો મજૂર શું કરે ?

**પ્રશ્નકર્તા :** કશુંય નહીં.

**દાદાશ્રી :** ત્યારે કંઈ શેઠનો દોષ છે ? ત્યારે કહે, 'ના, અત્યારે ભોગવે છે તેનો દોષ.' કોનો દોષ ? શેઠ પાંચ રૂપિયા નથી આપતા પેલાને, આવું ટૈડકાવે છે ને ગાળો દે છે, એમાં કોને ભોગવવું પડ્યું ?

**પ્રશ્નકર્તા :** મજૂરને.

**દાદાશ્રી :** મજૂરને, તે મજૂરની ભૂલ અને શેઠ તો આનું ફળ આવશે, એને એ ભોગવશે, ત્યારે શેઠની ભૂલ હશે. આજે આને ટૈડકાવ્યો ને ગાળો દીધી ને દુઃખ દીધું, તે એનું ફળ આવશે. આ પેલાને તો ફળ પાક્યું એટલે અત્યારે મળી ગયું. આ શેઠનું તો હજુ બંધાયું તેનું ફળ ઉત્પન્ન થશે, મોટું થશે, પાકશે, સાખ થશે, ત્યારે પડશે પાછું. સાખ થયા પછી. ત્યાં સુધી શેઠને તો ચાલ્યું ગાડું !

## મજૂરો માટે કેવી લાગણી હોવી જોઈએ ?

તમે એવું જાણો છો કે કેટલાક લોકો આવું બોલે ? 'સોની નોટ છે, બોલ, પંચાણું લાવ પાછા.'

**પ્રશ્નકર્તા :** હા, બોલે છે.

**દાદાશ્રી :** હવે પેલો મજૂર બિચારો ! ત્યાં આપણે કેવી લાગણી રાખવી જોઈએ ? જો આપણે ધર્મ જેવી વસ્તુ સમજતા હોઈએ તો, સોની નોટ હોય તો ગમે ત્યાંથી છૂટા લાવીનેય, ગમે તેમ કરીને પણ એ મજૂરને એનો પગાર આપવો જોઈએ. બિચારો પાંચ રૂપિયા હારુ આખો દહાડો મહેનત કરે ! અને એના આવતા પહેલા આપણે બેસી રહેવું જોઈએ, કે ક્યારે આવે અને એ લઈ જાય ! એના આવતા પહેલા જ, 'લે બા, તારા પાંચ રૂપિયા.' એક મિનિટેય એને મોડું ના કરાય, કારણ એને મરચું લેવાનું હોય, આમલી લેવાની હોય, શું ના લેવાનું

હોય ? અહીંથી પાછો લઈ જાય ત્યાર પછી ઘેર રસોઈ બનાવે. અને બે શીશીઓમાં તેલ લઈ જાય ! એવું તે બધું લઈ જાય ત્યારે ઘેર રસોઈ બનાવે. અમારે તો મજૂરો હોય ને, તે અમે જાણીએ બધું. તે અમે વેપારીઓને જરા મોડા-વહેલા આપીએ, પણ મજૂરને તરત આપી દઈએ. જણસો ગિરવે મૂકીનેય પણ મજૂરોને પહેલા આપી દેવાના. નહીં તો એ ખાય શું બિચારા ?

## અન્ડરહેન્ડને બહુ સાચવે

એટલે હું અન્ડરહેન્ડને સાચવું બહુ. નાલાયક નોકર હોય તોય એને સાચવી લેવાનો ઠેઠ સુધી. તે લવારાને (લુહારને) તો છોકરાની પેઠ રાખેલા ત્યાં, બધા કાઠિયાવાડના હતા. અત્યારે બધા સારા રસ્તે છે. દર્શન કરવા આવે કો'ક ફેરો.

**પ્રશ્નકર્તા :** દાદા, કારીગર કંઈક નુકસાન કરે તો તમે વઢતા ?

**દાદાશ્રી :** અમારી આ આદત હતી, કોઈ અન્ડરહેન્ડ પર કોઈ દહાડો ક્રોધ નહીં કરેલો. કોઈ દિવસ વઢવાનું નામેય નહીં. અક્ષરેય કોઈ દહાડો બોલવાનો નહીં. હજાર રૂપિયાનું નુકસાન કરેલું દેખું તોય અક્ષરેય નહીં કહેવાનું. કોઈ પણ બાબતમાં, કામ બગાડ્યું હોય તોય કોઈને વઢવાનું નહીં.

## નુકસાન ભલે થયું પણ કોઈ મરી નથી ગયું ને !

એક ફેરો એક માણસ આવીને કહે છે, કે 'કામ કરતા કરતા દરિયાના ખાડામાં છે તે આપણું એક મશીન ઊતરી ગયું, સાંઈઠ હજાર રૂપિયાનું.' એટલે મેં તરત અમારો પેલો જે વહીવટ કરતો હતો ભત્રીજો, એને કહ્યું, કે 'આ કરેક્ટ છે બધું, આ ઊતરી ગયું તે જ કરેક્ટ છે.'

એટલે પછી એ કહે છે, 'હવે એની તપાસ નહીં કરવાની ?' મેં કહ્યું, 'તપાસ બધી કરવાની, પણ છે આ કરેક્ટ. તપાસ કરો, પ્રયત્ન કરો, પણ છે કરેક્ટ આ.' એટલે આવી રીતે અમે આખી કંપનીમાં શાંતિ રાખતા'તા. કોઈને સહેજેય અડચણ નથી પડવા દીધી.

અમારે કન્ટ્રાક્ટના કામમાં બધું કંઈક કંઈક થઈને આવે, ખબર આવે, કે 'પાનસે ટન લોખંડ મહીં ખાડીમાં પડ્યું.' હવે એ તો સરકારી હતું, પણ આપણે સરકારનું નુકસાન થાય એ બધું ખોટું કહેવાય ને ! મને કહે છે, 'પડ્યું.' એટલે અમે કહીએ કે 'ભઈ, આ પડ્યું પણ કોઈ માણસ મરી ગયો નથી ને આપણે ?' આપણા તરફથી માણસ મૂકેલા ને મરી જાય તો આપણે માથે જવાબદારી આવે. આપણે નફો નહીં કમાવવો, બા. આવા પૈસા ના જોઈએ કે આપણે નિમિત્તે લોકો મરી જાય. મરે છે સહુ સહુના મોતે, પણ આપણા નિમિત્તેય ના હોવું જોઈએ. આવું કેમ ઘટે આપણને ? ત્યારે કહે, 'છ વાગે પચ્ચીસ માણસો છૂટ્યા અને આઠ વાગે પડ્યું.' મેં કહ્યું, 'ત્યારે સારું, બા. હવે જા, દરિયાની ખાડીમાંથી જ્યારે નીકળવું હોય ત્યારે નીકળજે.'

## ભૂલ ન કાઢવાથી પડ્યો પ્રભાવ

અમે પંદર-પંદર ઈંચના બોર કરતા'તા. તે કોઈ આવીને કહે, કે 'પંદર ઈંચના બોર કરતા કરતા અંદર બધો આખો જે સામાન હતો, એ બધો મહીં તૂટી પડ્યો.' એવું કહેતાની સાથે જ કહી દઉ, કે 'ભઈ, કોઈને નુકસાન નહીં થયું ને ? કોઈને વાગ્યું નથી ને ? જાઓ, બધું ઠીકઠાક કરી નાખો.'

પણ એક દહાડો પડ્યું એટલે લાખ રૂપિયાનું હોય તોય તે ઘડીએ સ્ટૉપ, કંઈ કહેવાનું નહીં. તે ઘડીએ એમ ન કહું કે વાયર તૂટતા સુધી તમે નવા લાવતા નથી, એમ તેમ કશું ડખો નહીં, કોઈ જાતનોય ડખો નહીં. બની ગયું એ કરેક્ટ. પછી તપાસ કરતી વખતે કહેવાનું, કે 'ભઈ, આમ વાયર લાંબો જોઈએ. આવી રીતે કેમ ચાલે ?' નવી સલાહ આપવાની, પણ વઢવાનું હોય જ નહીં. વઢવા જઉ તો મારો આત્માય બગડે અને તમારોય બગડે, બેઉનો બગડે અને કશું ફેરફાર થાય નહીં. આપણે ઘસી-ઘસીને મારી નાખીએ આપણી પ્રકૃતિ તોય પણ કશું ફરે નહીં. આ તો ઈગોઈઝમ છે એક જાતનો, કે પ્રકૃતિને ઘસી નાખીએ. અમે અક્ષરેય બોલીએ નહીં. બધા માણસો ખુશ હોય. ગુનો કરનારેય ખુશ હોય અને 'ગુનો ફરી નહીં કરું' એવું એના મનમાં સજ્જડ પેસે,

એની મેળે. મારે કહેવું ન પડે એને. એટલે મારે ત્યાં ગુનેગાર જ રહેતા નહોતા. એક-બે વખત ગુનો કરી પોતે પોતાની મેળે શીખી લે.

અમે કામ પર કોઈ દહાડો ભૂલ નથી કાઢી કોઈની. અને કોઈ ભૂલ કરતુંય નથી. પછી ભૂલ ના કાઢું એટલે એની મેળે શીખી લે પછી. અને મારા કહેતા પહેલા પ્રભાવ પડે. પ્રભાવથી તમારો આત્મા તમને કહ્યા કરે. ખાલી પ્રભાવ જ, હું જઉં એટલે. બાકી કહ્યાથી કશું વળતું નથી. આ તો માથાફોડ છે ખાલી. મારું માથું બગાડું અને તમારુંય માથું બગાડું, એમાં કશું વળે નહીં. કોઈ આળસુ માણસને કહીએ, 'સવારમાં તારે ડેઈલી (દરરોજ) સાડા છ વાગે ઊઠી જવું.' તે આપણે કચકચ કરીએ, તે દહાડે એ સાંભળે અને બીજે દહાડે એનો એ. એ એના ટાઈમે જ પાછો ઊઠ્યો હોય, એમાં ભલીવાર ના આવે કશું.

## ટકોર જરૂર કરવી અને પછી છોડી દેવાનું

**પ્રશ્નકર્તા :** તો શું આપણી નીચે કામ કરતો હોય એને કશું કહેવાનું નહીં ?

**દાદાશ્રી :** પહેલું હલાવી જોવું. 'ક્યા સમજતા હૈ, ઉઠ જાઓ ઈધર સે.' એમ તેમ હલાવી જોવું. પછી આપણે જાણીએ કે ભલીવાર નથી આવતો, એટલે છોડી દેવાનું.

અમારા ભાગીદાર એક ફેરો મને કહે છે, આજથી ત્રીસ-પાંત્રીસ વરસ પહેલાની વાત કહું છું. તે વર્ક (કામ) ઉપર જઈએ, અમારે કોન્ટ્રાક્ટનો ધંધો. આ દરિયામાં જેટી બંધાય છે ને, જ્યાં આમ સ્ટીમર ઊભી રહેવાની, એના બાંધકામનો અમારો ધંધો. તે અમારી કંપની બાંધે આ બધુંય. એટલે હું શું કરું ? કામ પર જઉં, આમ જોઉં કરું પણ કોઈ કામ ન કરતું હોય, કોઈ એ કરતું હોય, તેમ કરતું હોય પણ કોઈને એક ટકોર ના કરું. કારણ કે મારે છ મહિને એકાદ ફેરો આવવાનું હોય. હું ક્યાં ટકોર કરું એમને ? અને હું ધર્મમાં રહેનારો, જ્ઞાનમાં રહેનારો માણસ. પણ અમારા ભાગીદારે મને સમજણ પાડી. એ કહે છે, કે 'દાક્તરોએ આપી એ દવાય હલાવીને પીવી જોઈએ. તમે તો

હલાવતાય નથી. આમાં હિંસા છે ?’ એટલે તરત મેં કાનપટ્ટી પકડી, મેં કહ્યું, ‘તમારો આ શબ્દ કાયમને માટે રાખીશ.’ એટલે પેલા લોકોને શું કહું ? ‘ભઈ, કેમ, કંઈ કામકાજ કરો ને, બા. અમે તમારું શું બગાડ્યું છે ? તે તમે અમારું કામ કરતા નથી, પૈસા આપીએ છીએ.’ એટલે આ હલાવાનું, ‘અબે ક્યા કરતે હો, ચલો કામ કરો.’ એમ તેમ હલાવીને પછી પૂરું. જો ના ગાંઠે તો રહ્યું, જાણે બન્યું જ નથી !

**પ્રશ્નકર્તા :** ના માને તો પછી વ્યવસ્થિત માની લેવાનું ?

**દાદાશ્રી :** હા, આ વ્યવસ્થિતનું જ્ઞાન એટલે સુધી પ્રેરણા આપે છે કે નોકરથી ચા ઢળી ગઈ, આપણે મનમાં એમ સમજી ગયા કે વ્યવસ્થિત છે, પણ આપણે નોકરને ના બોલીએ તો એ વ્યવસ્થિત સમજ્યા નથી હજુ. તમારે નોકરને પહેલું પૂછવાનું કે ‘ભાઈ, તું દઝાયો નથી ને ? પ્યાલા ફૂટી ગયા પણ તું દઝાયો નથી ને ?’ તે આ પહેલું એને પૂછયા પછી વળી કહીએ, ‘ભઈ, જરા ધીમે રહીને જો કામ કરતો હોય તો આવું ન થાય.’ તમને સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** એવું બોલાય ખરું ?

**દાદાશ્રી :** જરૂર, એ જ હું કહેવા માગું છું. વ્યવસ્થિત કોનું નામ ? તમે ના ટોકો એય તમે વ્યવસ્થિત સમજ્યા નથી. એને એવું ના કહેવું એય ગુનો છે. એને કહેવું, ‘ભાઈ, તું જરા ધીમે રહીને લાવ્યો હોત ને, તો તૂટી ન જાત. તને કેવું લાગે છે ?’ ત્યારે કહે, ‘હા, ધીમે રહીને ચાલ્યો હોત તો ના તૂટી જાત.’

## સીધી પ્રકૃતિને ટકોર ને વાંકી આગળ બહેરા

કોન્ટ્રાક્ટમાં અમે કામ પર જઈએ ને, મજૂરોને કહીએ, ‘ભાઈ, તમે આ બધા પૈસા લો છો, તે તમે મહેનત ના કરો, તો અમે તમારું ગયા અવતારે કશું બગાડ્યું હશે ત્યારે જ ને ?’ ત્યારે કહે, ‘ના કાકા, કશું બગાડ્યું નથી.’ ‘અમે તમારું કશું બગાડ્યું હશે, કશુંક તમારું કંઈ એ (નુકસાન) કર્યું હશે, તેથી જ આવું કરવાના તમને ભાવ થાય ને’, કહ્યું.

ધંધા ઉપર અમે જઈએ ને જોઈએ કે આ માણસ ખોટું કરે છે, તો જો એને જવા દઈએ તો ગુનો કહેવાય. અને એને એ કરવાનું છોડાવી પણ ના દેવાય. માત્ર એને સમજાવવું જોઈએ, કે આમ કરીશ તો આમ થશે. પણ કાયદો કેવો છે ? પ્રકૃતિ જો વાંકી હોય તો એને ટકોર કરશો નહીં, પણ જો પ્રકૃતિ સીધી હોય તો ટકોર કરવાથી સુધરે. તે એમ હોય તો અમે ટકોર કરીએ, તે સુધરી જાય. પણ પેલી વાંકી પ્રકૃતિ પાસે તો અમે બહેરા થઈ જઈએ.

## ખરો શેઠ તો કોઈને વઢે જ નહીં

**પ્રશ્નકર્તા :** મારે ને મારા ભત્રીજા વચ્ચેના પ્રૉબ્લેમની વાત કહું. એને કહીએ કે તું બધો હિસાબ આપ, ત્યારે હિસાબ આપવાની બાબતમાં એ કાચું રાખે. પછી કામ બધું કરે પણ રિપૉર્ટ ના આપે એટલે પ્રૉબ્લેમ વધી જાય. હવે એને કહીએ તો પાછું એને ખોટું લાગી જાય. તો મારે શું કરવાનું હવે, તમે જ કહો ને !

**દાદાશ્રી :** એવું છે, અમારે કેવું બનેલું તે કહું. અમારો ભત્રીજો અમારે ત્યાં નોકરી કરતો'તો. એ હિસાબ ખોટો લખતો'તો બધો. મેં કહ્યું, 'અલ્યા, તારે ચાર આનાય ખર્ચ નથી ?' હવે રોજ દસ રૂપિયા ખર્ચના જોઈએ ને ચાર આનાય ખર્ચ દેખાડે નહીં. એટલે પછી મેં એને કહ્યું, 'ભઈ, જો, જેટલો ખર્ચ થાય, તે જે કર્યું હોય તે આમ લખજે. સિગરેટ લાવ્યો હોય, આમ કર્યું હોય, બ્રાન્ડી પીધી હોય, તે લખજે મહીં. ચા પીધી હોય, લોકોને ચા પાઈ હોય, બધું લખજે મહીં. તને છૂટ આપીએ છીએ.' ત્યાર પછી એણે લખવા માંડ્યું ત્યારે વાત પકડાઈ બધી. આ ભડકના માર્યા લખે શી રીતે ? હિસાબ બધા જેમ છે તેમ લખાતા નથી એનું કારણ શું ? જેને ને તેને ડફળાય ડફળાય કરે. 'એય, શું કર્યું તે ? આટલા બધા પૈસા શેમાં વાપર્યા ?' હવે ચાર આનાની અક્કલ નહીં ને શેઠ થઈ બેઠા છે !

ખરો શેઠ તો કોઈને વઢે જ નહીં ! શેઠ એનું નામ કહેવાય કે કોઈનેય વઢે નહીં ! અને વઢે તો એને શેઠ કહેવાય શી રીતે ?

પેલા બધા પાછળથી વાત કરે, કે 'આ લાલાકાકાના ગૅંગર (આગેવાન) જેવો છે', કહેશે. એવું પાછળ કાંઈક નામ આપેલું હોય. નામ પૂછીએ ને, તો એના નોકરો બધા કહે, કે આ નામ આપ્યું છે કે આ આપ્યું છે.

અમારો એક ભાગીદાર હતો ને, તે બહુ ફૂલાતો'તો. ત્યારે મેં કહ્યું, 'તારા નોકરોને પૂછ તો ખરો, કે ભઈ, આજે હું તમને કંઈ નુકસાન નહીં કરું, દંડ નહીં કરું, પણ તમારા ખરા હૃદયની લાગણીથી મને કહો કે તમે મને પાછળ શું ઉપનામ આપ્યું છે ?' તો તે દરેક નોકરે જુદું જુદું ! કો'કે 'નંગોડ' આપ્યું હોય, કોઈએ 'લબાડ' આપ્યું હોય, બધાએ પોતે નામ કહી બતાવ્યા. ત્યારે મેં કહ્યું, 'જો, તારી પાછળ આ કેવા નામો પાડ્યા છે, સરસ !' લોક નામ પાડે પાછા. એવું નોકરેય કહે, 'શેઠાણી કર્કશા છે.' બધાય નોકરોએ કંઈ ને કંઈ નામ આપેલું જ હોય. આપણને ના સમજણ પડે તો એ લોકોને શું કરવા બગાડીએ તે ! પાછું કશું સમજણ નથી પડતી. આ તો મનમાં માની બેઠા છે કે મને સમજણ પડે છે. તમને પેલું સાયન્ટિસ્ટનું આવડે, કેમિકલનું. આ ધંધાનું ઓર્ગેનાઈઝ કરતા શી રીતે આવડે ?

## ઉપનામ પરથી ફેરફાર કરવાનો પોતાનામાં

માણસે ખરું પાછળ જોતા શીખવું જોઈએ હંમેશાં. 'મારી પાછળ શું બોલાતું હશે ? શું થતું હશે ?' એ જોતા શીખવું જોઈએ. હું જાણતો હતો કે શેઠ થયા પછી... શેઠ એટલે શું ? બે-ચાર નોકરનો ઉપરી. એને નોકરો 'શેઠ' કહે અને ગાડું ચાલે વેપારીના નામથી. શેઠ (!) એ પછી મેં શોધખોળ કરી કે આ નોકરો મોઢે શેઠને 'શેઠ' કહે છે ખરા પણ પાછળ કંઈનું કંઈ નામ પાડે છે. એક જણ તો 'બોકડા જેવો' કહેતો હતો, કે મૂઓ 'બોકડો' છે. આ જાતજાતના નામ પાડે. એટલે પછી છે તે અમે મુંબઈમાં (વિટકોની) શરૂઆત કરીને, ત્યારે લોખંડનું કારખાનું ખરું ને, ત્યારે મેં કહ્યું, ''આ કારીગરો મોઢે તો મને 'બાપા બાપા' બોલે છે, પણ પાછળ કંઈ બીજું નામ પાડેલું છે ?'' ત્યારે કહે, 'ના, પાછળ એવું જ બોલે છે.' ત્યારે મેં કહ્યું, 'ત્યારે સારું.' નહીં તો કંઈક

નામ પાડ્યા વગર રહે નહીં. એ નામને આપણે સમજી જવાનું. તેના પરથી આપણે ફેરફાર કરવાનો. એને વઢવાનું નહીં. એને વઢવા માટે આપણે શોધખોળ નહીં કરવાની. આપણે ફેરફાર કરવાનું, કે આપણે ક્યાં આગળ છીએ દોષિત, એ આપણે જોવાનું. એ તો જે નામ પાડે છે ને, ખરું એક્ઝેક્ટ જ પાડે છે. 'શેઠ' તો પગાર લેવા હારુ કહે છે અને નોકરીમાંથી કાઢી ના મેલે એટલા હારુ જ. નોકરીમાંથી કાઢી મેલે તો કોને ત્યાં જાય ત્યારે ?

પણ વઢે એને શેઠ જ કેમ કહેવાય તે ? લોકોના રૂબરૂ દેખતા લોકોને વઢે, એને શેઠ જ કેમ કહેવાય ? મેં તો ખરા શેઠિયાને કોઈને વઢતો જ જોયેલો નહીં. વઢે ? વઢે તો એ 'કૂતરું' છે, એ ભસ ભસ કરે.

## વચ્ચે નવી એજન્સી ઊભી કરો વઢનારી

**પ્રશ્નકર્તા :** દાદાજી, આપણે માણસોને વહાલેય આપવાનું હોય, પણ અમુક વખતે વઢવુંય પડે ને ?

**દાદાશ્રી :** ના, શેઠ તો વઢે જ નહીં. એ તો એવી નવી એજન્સી ઊભી કરે, વઢનારી એ. આવું જાતે ના વઢે. વચ્ચે એક માણસને એવો રાખે વઢનારો, તે વઢે. એ કંઈ કૂતરું છે, તે ભસ ભસ કર્યા કરે ? પછી આપણે બેઉને સમાધાન કરીએ, કે 'ભઈ, તું વઢું છું તેય વાત સાચી, અને તારી વાતેય સાચી.' એટલે એનો નિકાલ આપણે કરી આપવાનો. શેઠથી વઢાતું હશે ? શેઠ તો આમ કેવા ઠંડા દેખાય, કે લોક જોઈને ખુશ થઈ જાય ! શેઠ આવે ને, તો બધું વાતાવરણ ઠંડું થઈ જાય !

આ આત્માની વાત નથી, આ તો બધી વ્યવહારની વાતો છે. તમારે શું કામમાં આવે આમાં ?

**પ્રશ્નકર્તા :** આપે આ અમને વિચારતા કરી મૂક્યા, કે આપણે વઢીએ તે વખતે આપણે 'શેઠ' નથી.

**દાદાશ્રી :** વઢાય જ નહીં. એક અક્ષરેય બોલે ને, તો એ શેઠ

કહેવાય જ કેમ કરીને ? એ તો આપણે સમજીએ કે આ આસિસ્ટન્ટ છે કોઈ ! શેઠનું મોઢું બગડેલું ના દેખાય. શેઠ એટલે શેઠ જ દેખાય. એ દાંતિયા કરે પછી બીજામાં એનો હિસાબ જ શું ? કિંમત જ શું ? પછી નોકરેય પાછળ કહેશે, 'આ શેઠ લપકા બહુ કર્યા કરે છે, દાંતિયા કર્યા કરે છે.' તે બળ્યું, એવા શેઠ થવું એના કરતા તો ગુલામ થવું સારું. હા, તમારે જરૂર હોય, ખટપટ કરવી હોય તો વચ્ચે એજન્સીઓ રાખો બધી.

## દાદા કરે ઓવરહૉલ શેઠિયાની મશિનરીને

એટલે આપણે એવું સરસ ન્યાયી જીવન જીવવું જોઈએ કે કોઈને દુઃખ ના થાય. બૉસ જોડે તો બૉસનેય દુઃખ ના થાય, અન્ડરહેન્ડને દુઃખ ના થાય, ઘેર વાઈફને દુઃખ ના થાય, એવું જીવન જીવવા માટે આપણે મશિનરી ઓવરહૉલ (મરામત) કરાવવી પડે. ટેન્ડર માગ્યા'તા ઓવરહૉલ કરવાના ? અમારે તો આ લાઈન ખરી ને, એટલે અમે સમજીએ.

**પ્રશ્નકર્તા :** વાણીમાં ભાષાયે કોન્ટ્રાક્ટની જ નીકળે છે.

**દાદાશ્રી :** હા, એવી જ નીકળે. મૂળ ભાષાને ! અમે કોન્ટ્રાક્ટરને એટલે આ જાણીએ બધું, ટેન્ડરો-બેન્ડરો બધું. આ બધું જાણવા જેવું છે જગત.

સત્તાનો સદુપયોગ એટલે કરુણા. સત્તાનો દુરુપયોગ એટલે પછી રાક્ષસી વૃત્તિ કહેવાય. સત્તા શાના માટે છે ? પુણ્યૈયથી સત્તા મળે છે. કોઈ પાંચ માણસના તમે ઉપરી થયા હશો તો તમારી પુણ્યૈય હોય ત્યારે તમે પાંચ માણસના ઉપરી થાવ, નહીં તો એમ ને એમ થવાય કંઈ ? તમારે ત્યાં અસીલો આવે તો 'વકીલ સાહેબ છે કે ? વકીલ સાહેબ...' એવું પૂછ પૂછ કરે ને ? માટે કંઈક પુણ્યૈય છે, તો આ આટલુંય પાંચ માણસો 'સાહેબ સાહેબ' કરતા ખોળતા આવે. તે પુણ્યૈય ના હોય તો કોણ બાપો પૂછે ? નોકરીમાં ક્યાંય મહેતાજી તરીકે નામા લખતા હોય.

## અન્ડરહેન્ડનું રક્ષણ કરે એ ભગવાન થયેલા

**પ્રશ્નકર્તા :** દાદા, ઘણા શેઠ તો આખો દહાડો નોકરને ટૈડકાવ ટૈડકાવ જ કરતા હોય છે.

**દાદાશ્રી :** આ તો પ્યાદાને ટૈડકાવે એવા લોક છે. કેવા છે ?

**પ્રશ્નકર્તા :** પ્યાદાને ટૈડકાવે એવા.

**દાદાશ્રી :** અન્ડરહેન્ડને ટૈડકાવે એવા, પ્યાદાને ટૈડકાય ટૈડકાય કરે. મેર મૂઆ, સાહેબને ટૈડકાવને ! પ્યાદાને શું ટૈડકાવે છે ? પ્યાદા ટૈડકેલા જ છે ને ! અન્ડરહેન્ડ ટૈડકેલા નથી ? મોટી આમ ખુમારી રાખતો હોય તો સાહેબને ટૈડકાવ, તો આપણું જીતેલુંય કામનું. આ પ્યાદાને ટૈડકાવીને શું મજા તે ?

તું સાહેબને ટૈડકાવી લાવું છું કે પ્યાદાને ?

**પ્રશ્નકર્તા :** બધાને. આ જગતમાં આવું જ ચાલે છે. હું આને ટૈડકાવું, એ બીજાને ટૈડકાવતા હોય તો પ્યાદું કોને કહેવું ?

**દાદાશ્રી :** આ જગતનો આવો જ વ્યવહાર છે. એ વ્યવહાર અધોગતિવાળો છે. કેવો છે ?

**પ્રશ્નકર્તા :** અધોગતિવાળો.

**દાદાશ્રી :** ભગવાને વ્યવહાર એક જ કહ્યો'તો, કે 'તારા અન્ડરમાં જે આવ્યા તેમનું રક્ષણ કર.'

હું તો જ્યાં સુધી તમે આજ ઉપરી છો ત્યાં સુધી તમારો સામો થઉ અને કાલે તમે અન્ડરહેન્ડ તરીકે આવ્યા એટલે તમારું રક્ષણ કરવાનું. પછી બીજો ઉપરી આવ્યો તો સામો થઉ અને અન્ડરહેન્ડ થયો એટલે રક્ષણ કરવાનું. અન્ડરહેન્ડનું રક્ષણ કરે છે એ ભગવાન થયેલા.

હું નાનો હતો ત્યારથી અન્ડરહેન્ડનું રક્ષણ કરતો. અન્ડરહેન્ડ આવ્યો કે 'હું તમારે તાબે' કે બસ એમનું રક્ષણ કરવાનું પછી અને ઉપરી આવ્યો કે 'આવ ચાલ !'

આ લોક કેવા છે, અન્ડરહેન્ડને મારે, બીજા કોને મારે ત્યારે ? આ કૂતરાય શું ધંધો માંડે છે ? જે નબળું હોય તેની જોડે ભસ ભસ કરે અને ડાઘિયો દેખ્યો કે પૂંછડી મહીં ઘાલી દઈને દોડ દોડ કરે ! મેર ચક્કર, ડાઘિયા સામો બાઝ ને ! સમજ પડીને ? આ જગતનો વ્યવહાર ! આ ગાંડો વ્યવહાર આને કહેવાય છે.

લોક વ્યવહાર ગાંડો વ્યવહાર છે. આનાથી અવળું ચાલવું.

## કોઈના ઉપરી થવું નથી, અન્ડરહેન્ડ રહેવું નથી

દબાયેલાને મારવું એ તો બહુ મોટો ગુનો કહેવાય. ઉપરીને મારવાનો હક્ક આપ્યો છે ભગવાને કે ઉપરીને મારો. કારણ કે ઉપરી એ તો શક્તિશાળી. આને એવી શક્તિ નહીં ને શું દબડાવો છો અન્ડરહેન્ડને ?

એટલે આખી જિંદગી સુધી મારે અન્ડરહેન્ડ એટલે ગમે એવો ગુનેગાર હોય તોય મેં એને બચાવી લીધેલો. પણ ઉપરીને તો ગમે તેવો સારો હોય તોય ફટકારેલો. ઉપરી મને પોસાય નહીં. મારે ઉપરી કોઈના થવુંય નથી.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, ઉપરી સારો હોય તોય પણ ફટકારો ?

**દાદાશ્રી :** ઉપરી સારો હોય પણ તે સારો રહે નહીં ને, કાયમને માટે.

**પ્રશ્નકર્તા :** સારો રહે તો પછી ફટકારવાનું નહીં ને ?

**દાદાશ્રી :** સારો હોય તો આપણને વાંધો નથી. પણ એ કાયમ રહે નહીં ને ! એક જ ફેરો આપણને આધાશીશી ચઢે એવું બોલે તો એને ઉપરી કેમ કહેવાય ? ઉપરી કોનું નામ કહેવાય કે અન્ડરહેન્ડને સાચવે, તો એ ખરો ઉપરી કહેવાય. તે હું ખરો ઉપરી ખોળું છું, કે મારો ઉપરી થા, પણ ખરો ઉપરી થા.

**પ્રશ્નકર્તા :** એટલે જ દાદા, વ્યવસ્થિતે આપને પસંદ કર્યા કે લોકકલ્યાણને માટે બીજા કોઈને નહીં ફાવે, તમને ફાવશે.

**દાદાશ્રી :** હા, કારણ કે મારે ઉપરી થવું નથી. તમારો કોઈનો ઉપરી થયો છું કોઈ દહાડો ?

**પ્રશ્નકર્તા :** ના, દાદા, બિલકુલ નહીં.

**દાદાશ્રી :** અન્ડરહેન્ડ રહેવું નથી. એટલે અત્યાર સુધી ધંધો શો કરેલો ? મારા અન્ડરહેન્ડનો જ બચાવ કરેલો. અને ઉપરીને જરા ગોદા મારી આપું. પછી એ રોગ જતો રહ્યો, પેલું જ્ઞાન થતાની સાથે જ. ઉપરીને ગોદા મારવાનું એ અહંકાર હતો, ગાંડો અહંકાર.

## જ્ઞાન પહેલા ઉપરી જોડે સંઘર્ષણ ને અન્ડરહેન્ડનું રક્ષણ

મેં આખી જિંદગી આ જ્ઞાન નહોતું થયું ને, ત્યાં સુધી બે ધંધા માંડ્યા'તા. મારા હાથ નીચે આવી ગયેલાને સંપૂર્ણ સાચવું અને ઉપરી જોડે ભાંજગડ કરું.

મારો મૂળ ક્ષત્રિય સ્વભાવ ને, મૂળ ક્ષત્રિય કુળના ખરા ને, તે ક્ષત્રિય બ્લડ અમારું. તે અન્ડરહેન્ડનું રક્ષણ કરવાની ટેવ અને ઉપરીને ટૈડકાવવાની ટેવ. આ અમારા ક્ષત્રિયપણાના મૂળ ગુણો. એટલે વાઈફ ને એ બધા તો અન્ડરહેન્ડ. એટલે એમનું રક્ષણ કરવાની ટેવ. એમનું અવળું હેંડે તોય પણ રક્ષણ કરવાની ટેવ. નોકરો હોય ને, તે બધાનું રક્ષણ કરવાનું. એમની ભૂલ થઈ હોય ને, તોય એને બિચારાને ના કહું. અને ઉપરી હોય તો સાંધા તોડી નાખું. અને આ જગત આખું અન્ડરહેન્ડની જોડે કચકચ કરે છે. મેર મૂઆ, બૈરી જેવો 'તું.' બૈરી આવું કરે, અન્ડરહેન્ડને મૂઆ ! તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** અને ઉછળતું લોહીને, બળ્યું ! અમારું ક્ષત્રિયનું લોહી બહુ ખરાબ હોય. એ તો અમારા લોહીને જોયું હોય ને નાની ઉંમરમાં, તો અમારે લેવાદેવાય ના હોય પણ કોઈ નબળા માણસને કોઈ જબરો માણસ મારતો હોય તો અમારું લોહી કૂદાકૂદ કરી મેલે. લેવાદેવાય ના હોય તોય પેલાના માટે એમની જોડે દુશ્મનાવટ વહોરી લે.

**પ્રશ્નકર્તા :** લોહી ઊકળી જાય.

**દાદાશ્રી :** ક્ષત્રિય લોહી છે ને, એટલે જરા દુર્ગુણેય બીજા હોય ને એવા.

## ઉપરી સામે પડ્યા તે અમને આગળ આવવા ન દે

**પ્રશ્નકર્તા :** ‘‘ખરી રીતે અજ્ઞાન દશામાં પણ એવું હોવું જોઈએ કે નિર્બળનું રક્ષણ કરવું જોઈએ ને બળવાનની સામું થવું જોઈએ. આ તો નિર્બળને જ માર માર કરે.’’

**દાદાશ્રી :** હં. આવું જ, આખું જગત નિર્બળને જ મારે છે ને !

**પ્રશ્નકર્તા :** હા, અત્યારેય એમ જ છે હજી પણ.

**દાદાશ્રી :** સામા થવાની ટેવ હોય તો બળવાન સામે થા, આપણાથી બળવાન હોય ત્યાં. નહીં તો પછી નિર્બળને તો મરાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** ત્યાં કોઈ ના થાય, ત્યાં તો પગે લાગવા જાય.

**દાદાશ્રી :** મને નાનપણથી આદત હતી આ. મારા અન્ડરહેન્ડ જેટલા જેટલા રહેતા’તા ને, બહુ રક્ષણ આપેલું. ગમે તેવી ભૂલો કરે તોય લેટ-ગો. ગમે એવો ગુનો કરીને ગયો હોય ને કહે, કે ‘મારી ભૂલ થઈ ગઈ’, તો પ્રોટેક્શન ! એનું રક્ષણ જ કરવાનું. મારું નુકસાન કરતા હોય તોય રક્ષણ કરવાનું. પણ ઉપરી હોય તો સાંધો તોડી નાખું. એટલે ઉપરીઓ બધા જાણે કે આ તોફાની છે. એટલે પૈસા ના કમાવા દે. એ તો મારે નથી જોઈતા, મૂઆ. મારે તો અહીં ખર્ચા જેટલા નીકળી જાય છે, એટલું મારું પ્રારબ્ધ છે ને !

## એટલે પછી ભગવાન ખોળી કાઢ્યા

મારા હાથ નીચેનાને કોઈને દુઃખી નહીં થવા દીધેલા. ઉપરવાળાને ટૈડકાવું જરા, એ ટેવ પડેલી. અને ઉપરી જોડે કાયમ ભાંજગડ ચાલ્યા જ કરે. એ પેલો વધારાનું પાણી ના આવવા દે, વ્હીલ ફેરવે. આ જરા

કકરા છે તે રીતસર જ જવા દો, કાયદેસરનું. ઉપરાંતનું ના આવવા દે, મૂઓ. જરાક ઉદ્ધત ખાતું ને, એટલે ચિઢાય (ચિઢાઉ) ચીફ એન્જિનિયર જોડેય. ચોખ્ખા હોય ત્યારે ઉદ્ધત હોય. એ જ ભાંજગડ છે ને !

**પ્રશ્નકર્તા :** એને એરોગન્સ (તોછડી રીતભાત) કહે છે.

**દાદાશ્રી :** હા, એરોગન્સ કહે. ચોખ્ખા એટલે આ ભાંજગડ બળી ! અને પેલો કપટી હોય તે, 'સાહેબ, સાહેબ, સાહેબ !' એનું કામ કાઢી લે. અમારે કોઈ દહાડો સીધું નહીં પડેલું. આ કહે ને, 'એરોગન્સ' તે તો ખરા પહેલેથી જ. એટલે હું ફાવ્યો નહીં.

**પ્રશ્નકર્તા :** ફાવ્યા નહીં આપ ?

**દાદાશ્રી :** આ સંસારના લોકોને મળે એનાથી ઓછું મળે. અમે અને અમારા ભાગીદાર બેઉ એવા હતા. પછી મળે કંઈ પ્રારબ્ધનું પણ એ બહુ નહીં. આ મહેનત કરીએ એટલું નહીં મળેલું. કારણ ઉપરી જોડે બળવો કરું એટલે લાધ્યો નહીં. જગત આખું ક્યાં આગળ વશ થાય ? ઉપરીને. અને અન્ડરહેન્ડને ટૈડકાય ટૈડકાય કરે. અને હું ઉપરીની જોડે બળવો કરી લઉ, એટલે લાધેલો નહીં. તેની અહીં પડેલીય નહોતી. ઉપરીવાળા જોડે ભાંજગડ કરું, તે લાભ થતો હોય તેય મારે થાય નહીં. ઉપરીવાળાને હું મસ્કા મારું તો લાભ થાય ને ? એટલે લાભ ના થાય ત્યારે મેં પછી ભગવાન ખોળી કાઢ્યા. બધી બાબતમાં ખોટ આવે ત્યારે શું કરે તે ?

## જ્યાં ઉપરી-અન્ડરહેન્ડ નથી એ ભગવાન પદ

મને આ પરવશતા ગમતી નહોતી. ભગવાનેય માથે ના જોઈએ. ભગવાનેય માથે ઉપરી હોય તો પછી એના કરતા બૈરીને ઉપરી કરીને બેસીએ તે સારું. એ લાડવા, જલેબી, ભજિયાં બધું કરી આપે. પણ ખરેખર ભગવાન ઉપરી નથી, માટે આ અમે ઉપરીપણું સ્વીકારેલું નહીં. અને અંદરથી શોધખોળ મારી કે ભગવાન ઉપરી નથી. એ અન્ડરહેન્ડેય નથી અને ઉપરીયે નથી.

**પ્રશ્નકર્તા :** ઉપર હજુ નથી, ઓવરહેડ પણ નથી.

**દાદાશ્રી :** હા, તે મને એમની દશામાં બનાવ્યો, કે ઉપરી પણ નહીં, અન્ડરહેન્ડ પણ નહીં. મારે ઉપરી ના ખપે, અન્ડરહેન્ડ જોઈતો નથી. જેને અન્ડરહેન્ડ જોડે પ્રેમ હોય તે ભલે ઉપરીનું સેવન કરે. એને છૂટકો જ નહીં ને ! અન્ડરહેન્ડનો પ્રેમ હોય તો જ ઉપરીપણાનો સ્વીકાર કરવો પડે.

**પ્રશ્નકર્તા :** જ્યાં પ્રેમ હોય છે ત્યાં બધું ઓગળી જાય છે. અન્ડરહેન્ડ, ઓવરહેડ બધું.

**દાદાશ્રી :** હા, બધું ઓગળી જાય !

❖❖❖❖❖

# [૫]

# નહોતી કરી દોડધામ ખાટલા માટે

## જુઓ દાદાની જાહોજલાલી

**પ્રશ્નકર્તા :** દાદા, પણ કાલે તમે જે વાત કરી ચાર પાર્ટનરોની કે 'હું બધા કરતા છેલ્લો રહેતો, ખાટલામાં છેલ્લો, ખાવામાં છેલ્લો.'

**દાદાશ્રી :** હા, એ તો ત્યારે ત્રીસ વર્ષની ઉંમર હતી મારી. કોન્ટ્રાક્ટ ચાલતો'તો નદી કાંઠે, બારડોલીથી પચ્ચીસ જ માઈલ છેટે.

**પ્રશ્નકર્તા :** કયું ગામ ?

**દાદાશ્રી :** મહુવા. મહુવા-અનાવલ રોડનો કોન્ટ્રાક્ટ હતો અમારો. નદીનો બ્રિજ બાંધવાનો હતો, તે ગામમાં નહોતા રહેતા. રોજ આવ-જા કરવું પડે ને, નદી ઉપર. તે બ્રિજના કામ પર મુકામ રાખેલો. રહેવા-કરવાનું બધુંય ત્યાં. નદીના કાંઠા ઉપર અમે ટેમ્પરરી (કામચલાઉ) બિલ્ડિંગ બાંધ્યું ત્યાં, પતરાનું, કોરુગેટેડ શીટ્સનું અને સિમેન્ટનું ગોડાઉન પણ ટેમ્પરરી કરી નાખ્યું. અને અમારે રહેવાના શેડ્સ બાંધેલા. રસોડું જુદું, રહેવાનું જુદું બાંધેલું. ખુરશીઓ-બુરશીઓ ને બધું હાઈ ક્લાસ. ધેર વેર ફોર પાર્ટનર્સ (ચાર ભાગીદારો હતા). તે ચાર જણના ચાર ખાટલા, ચાર પલંગ અને તિજોરી ત્યાં મૂકી રાખેલી. જમીનમાં મોટું લાકડું દબાવી દીધેલું અને તેની ઉપર તિજોરી સ્ક્રૂ બેસાડી ફિટ કરેલી. એટલે ઉઠાવી ના જાય કોઈ. તે બધી વ્યવસ્થા ત્યાં ને ત્યાં રાખેલી.

બહુ પૈસા રાખીએ નહીં, બેંકમાંથી લઈ આવીને થોડા મૂકી રાખીએ. અને રસોઈયા બે રાખેલા હતા. એક પીરસનારો ને એક જમવાનું બનાવનાર. જો જાહોજલાલી ! કારણ કે કોના બાપની દિવાળી ? ચાર પાર્ટનર હોઈએ, મોટું કામ હોય, તે પછી શા હારુ, એના રસોઈયાના હારુ આ પેટ બાળીએ ? તે નિરાંતે બપોરે ભજિયાં કરી આપે, ચા-પાણી મૂકી આપે, સવારમાં સારું જમણ બનાવે.

## મન મોટું તે છેલ્લો ખાટલો ને છેલ્લો પાટલો

તે અમે ચાર ભાગીદારો ત્યાં આગળ રહીએ બધા. તે આ ત્રણ જણ શું કરે ? પોતપોતાના સુખની ખાતર, જમી રહ્યા કે હાથ ધોતા વેંત દોડધામ કરી મેલે. કોઈ કહેશે, 'કેમ આ દોડે છે ?' 'પેલો ખાટલો રોકી લેવા.' જે ઢીલો ખાટલો હોય તે રહી જાય પછી. ટાઈટ હોય તેમાં જે પહેલો પેઠો એ ટાઈટમાં સુવે, પછી બીજો તે... પણ હું કોઈ દહાડો દોડું નહીં. આપણે તો ખાનદાન માણસ, આ છોકરાની પેઠ દોડવાનું હોતું હશે ? સૂવાની ચીજમાં આ દોડાદોડ શું કરો છો, મૂઆ ? અને મારું મન મોટું. જેવો ખાટલો હોય, તે આમથી આમ થઈ ગયેલો હોય ને, તોય હું સૂઈ જઉં. કારણ કે વટ ! એક બાજુ વટની કિંમત છે ને ! કિંમત વટની અને આ ગમે તેટલી મુશ્કેલી હોય તોય પણ વટમાંથી બાદ કરીએ તો રહે કેટલું ? વટનો વટ રહે ને ! વટમાંથી આ નુકસાની બાદ કરીએ તો વટનું વટ જ રહે ને ?

**પ્રશ્નકર્તા :** વટ જ રહે.

**દાદાશ્રી :** આવું છેલ્લે જે બચે તે ખાટલામાં સૂઈ જઈએ અમે. બધામાં આવું કરે એ ભાગીદારો અમારા. તે મૂઆ નહાવા-ધોવામાંય દોડધામ કરે ! તે મારા ભાગમાં છેલ્લું નહાવાનું આવે. ખુરશીઓમાંય જે ખુરશી ખરાબ હોય તે મારે ભાગે આવે ! જમતી વખતે પાટલો જરા ભાંગેલો હોય તો મારે ભાગે આવે ! હું તો કશામાંય ઉતાવળ કરું જ નહીં. હું તો નિરાંતે જમું. બધા જમવા બેસતા હોય, તો સારા સારા પાટલા એ લોકો ખોળી લે અને પછી જે પાટલે કોઈ ના બેસે

ત્યાં હું બેસું. પણ ભો નહીં, હું નીકળું મોડો, નિરાંતે નીકળું. આ શી ઉપાધિ ? દોડધામ કરીએ, આપણે રેસકોર્સમાં ઊતરેલા છીએ ? આપણે ઘોડા છીએ ? એવું મને લાગે, 'આપણે કંઈ ઘોડા છીએ ?' ભલે ભાંગલો પાટલો હશે પણ ઘોડા તો નથી થવું.

## બાદશાહી અહંકાર તે રેસકોર્સમાં ન ઉતરે

એટલે પેલા બધા દોડધામ કરે એટલા હારુ, ત્યારે હું તો નિરાંતે બહાર આમ પેલી ખુરશી હોય ને ઈઝી ચેર, ત્યાં સિગરેટ પીયા કરું. છોને સૂઈ જાય, મૂઆ. આપણે ઝોળીવાળો તો ઝોળીવાળો ખાટલો, પણ રેસકોર્સમાં નહીં. હાય હાય નહીં કે મારો ખાટલો જતો રહેશે. એમની જોડે હું હરીફાઈ કરું તો એમનામાં ને મારામાં ફેર શો ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** આમની જોડે હરીફાઈ કરવાની હોય ? આ જે સૂવાની લાલચના હારુ ભમે છે, એમની જોડે હું હરીફાઈ કરું ? મારી જાતનું ભાન ના હોય મને ? ભલે ભોંયે સૂઈ રહેવાનું થાય પણ આમની જોડે હરીફાઈ કરવાની હોતી હશે, જે આના માટે દોડધામ કરતા હોય ? મેં તો નાનપણથી નહીં કરેલી એ. એ અહંકાર સારો. ગમે તેવો અહંકાર, પણ બાદશાહી અહંકાર ! કેવો ?

**પ્રશ્નકર્તા :** બાદશાહી.

**દાદાશ્રી :** આમની જોડે શું અહંકાર કરું ? એટલે એ મને કેવા લાગતા હશે ? ખાટલા અને પાટલા હારુય દોડધામ કરે, બળી !

**પ્રશ્નકર્તા :** હા, કરે ને !

**દાદાશ્રી :** એકલો ખાટલો નહીં, પાટલો જરા નબળો હોય ને, ઠક ઠક થતો હોય તેય તે જાણે મારે ભાગે આવે. અને કામ મારે ભાગે વધારે. અને કન્ટ્રાક્ટમાં ઑર્ડર મારો માનવાનો પાછો. બધાએ નક્કી કરેલું હોય કે તમે કહેશો એ પ્રમાણે અમે કરીશું. સમજણ પેલી સારી ને, એટલે એ બધાએ નક્કી કરેલું કે તમે કહો એ પ્રમાણે. અને પાટલો

મારે ભાગે પેલો રાખે. એટલો અહંકાર મહીં એ ખરો, આમની જોડે એવું તે શું હરીફાઈમાં પડવાનું ? સૂઈ જવા દો બિચારાને, એને સંતોષ થાય. હવે એ ખાટલો એવો ઝોળીવાળો, તે સૂઈ જવું પડે, વટ રાખવો હોય તો.

## મોહ નહીં, નૈતિકતાવાળો અહંકાર, તો જ્ઞાન પ્રગટ થાય

**પ્રશ્નકર્તા :** પણ દાદા, સારો ખાટલો લઈને સૂઈ જવું અને પછી ઝોળીવાળો ખાટલો લઈને સૂઈ જવું, એ અહંકારમાં ભેદ તો ખરો ને ? પેલો અહંકાર ને આય અહંકાર પણ અહંકારમાં ફરક તો ખરો ને ?

**દાદાશ્રી :** પેલો અહંકાર નહોય.

**પ્રશ્નકર્તા :** પેલો અહંકાર નહીં ?

**દાદાશ્રી :** એ મોહ.

**પ્રશ્નકર્તા :** એ મોહ કહેવાય ?

**દાદાશ્રી :** એ અહંકાર શાનો ? બિચારા દોડધામ કરતા હોય એને અહંકાર શાનો ? એ જીવતું જ નથી, મોહવાળું. અહંકાર તો એનું નામ કહેવાય કે ગમે તે સ્ટેજમાં પણ ડગે નહીં. આ અહંકાર કહેવાતો હશે ? આ તો મોહવાળા. 'મારા માટે સારો ખાટલો લઈ લઉં.' તે પાછા આમ છોકરાં દોડે એમ દોડીને એની પર ચડીને બેસી જાય હઉ. જાણે છોકરાં દોડ્યા ! આ લોક... મૂછો થયેલી હોય આવડી આવડી !

**પ્રશ્નકર્તા :** તોય દોડે.

**દાદાશ્રી :** બળ્યું તમારું જીવતર ! હું આવું અપમાન સહન ના કરું, હરીફમાં ના પડું. ખાટલા માટે હું વહેલો ઊઠું એવો માણસ નહીં. હું મારા કાયદેસર (ટાઈમે) ઊઠીશ. ગમે તેવો દદડેલો હશે તો મારે દદડેલો ચાલશે. એટલે મારે ભાગે તો છેલ્લો પાટલો, છેલ્લો ખાટલો, બધું છેલ્લું જ આવે. કારણ કે સ્વમાની ! અને પેલાને કંઈ માન જ નહીં ને, બિચારાને ! સારું લઈ લેવા ફરે. ત્યારે અમને આ જ્ઞાન થાય

ને, એમ ને એમ થતું હશે ? આ જ્ઞાન પ્રગટ થાય તે કંઈ જુએ તો ખરું કે ના જુએ ? નૈતિકતા જુએ કે ના જુએ ? લાલચ કેટલી છે ? ત્યારે કહે, 'કોઈ પણ જાતની નહીં !'

## બધું છોડી દીધેલું એના પરિણામે...

તે મેં એક દહાડો ભાગીદારોને કહ્યું, કે 'તમે કશામાં ઉતાવળ કરશો નહીં. અમે છેલ્લા નાહીશું, છેલ્લા ખાઈશું, અને છેલ્લો જે ખાટલો વધ્યો હશે તેમાં સૂઈ જઈશું. માટે તમે નિરાંતે નહાજો, નિરાંતે જમજો ને કશામાંય ઉતાવળ કરશો નહીં.' છેલ્લો ખાટલો, છેલ્લો પાટલો અમારો પણ અમને જ્ઞાન નહોતું તોય ક્યારેય ડરીએ નહીં.

એટલે હું એ બધામાં છેલ્લો રહું, એ મારી ખાનદાની ! એને દુઃખ ના પડે ને ! એ લોકો દોડધામ કરે, ખઈને ઊઠીને દોડ્યો. મેલ ને મૂઆ, આ સારુ દોડાતું હશે ? આપણી આબરૂ શું રહે ?

**પ્રશ્નકર્તા :** તે એનું રિઝલ્ટ હમણાં આવ્યું કે સારા સારા ખાટલા વગર માગ્યે આવે, સારું સારું ખાવાનું વગર માગ્યે આવે આપને.

**દાદાશ્રી :** હા, વગર માગે આવે. બધી સારી બેઠકો-બેઠકો બધુંયે જડે એ પાછું. કારણ કે એ બધું છોડી દીધેલું. માઈન્ડ બહુ મોટું, વિશાળ. એ ઝવેરબાય એવા, બહુ મોટા મનના !

❖❖❖❖❖

## [૯]

# નોકરીમાં મળે એટલા જ પૈસા ઘરે આપવાના

### ચડતી-પડતી બહુ જોયેલી, તેથી થયા નિર્ભય

**પ્રશ્નકર્તા :** તમને જ્ઞાન નહોતું થયું અને કોન્ટ્રાક્ટનો ધંધો કરતા હતા, ત્યારે સુખ હતું કે દુઃખ હતું ?

**દાદાશ્રી :** મેં દુઃખ નામેય જોયું જ નથી. હા, આ અહંકારની ભાંજગડ હતી.

**પ્રશ્નકર્તા :** હા, પણ આ પૈસાની બાબતમાં શું થતું'તું ?

**દાદાશ્રી :** મારે ધંધામાં પૈસાની બાબતમાં દુઃખ નહીં પડેલું કોઈ. થોડું પડેલું વખતે, બે-ત્રણ વર્ષ પડેલું. એ પૈસાની ભીડ પડેલી, બે-પાંચ વર્ષ. પછી ખાસ અડચણ નથી પડી પૈસાની કે લોકોની પાસે વ્યાજે લેવા નથી પડ્યા, તોફાન નથી કરવા પડ્યા. કારણ કે આપણે મુઠ્ઠીમાં સમાય એટલો ધંધો કરીએ.

પણ પહેલા મને હઉ દસકો વીતેલો ને, તે પછી મને યાદ રહી ગયેલો થોડો. ધંધામાં મોટાભાઈની જોડે ગયો'તો, તે વીતેલો પછી.

**પ્રશ્નકર્તા :** શું વીતેલું, દાદા ?

**દાદાશ્રી :** બધુંય વીતેલું. ઉછીના લાવવા પડે ને આમ કરવું પડે, તેમ કરવું પડે. ઉધાર અનાજ લઈ આવવું પડે. એ વીતેલું ના કહેવાય ?

**પ્રશ્નકર્તા :** વીતેલું જ કહેવાય ને, એ તો.

**દાદાશ્રી :** હં... ધંધો સરસ, મોટો ધંધો, છતાંય પણ આવું કરવું પડે. કારણ કે ભાઈનો ખર્ચો એવો, બ્રાન્ડીનું તોફાન બધું. હું સ્વતંત્ર થયા પછી નહીં વીતેલું.

પછી થર્ટી ટુમાં (૧૯૩૨માં) ખરેખરી સ્થિતિ હતી, સારી હતી. પછી ૧૯૩૬ની સાલમાં ટાઢું પડી ગયું.

**પ્રશ્નકર્તા :** ક્યાં ધંધો હતો ?

**દાદાશ્રી :** ત્યારે વડોદરા.

**પ્રશ્નકર્તા :** કન્ટ્રાક્ટનો ?

**દાદાશ્રી :** હા, એટલે સારા કામ મળ્યા નહીં, એટલે ખર્ચા માથે પડ્યા. તે કટોકટી આવેલી.

**પ્રશ્નકર્તા :** તે દાદા, તમે આ કોન્ટ્રાક્ટના કામમાં મહેનત બહુ કરતા'તા ?

**દાદાશ્રી :** ના. એ મહેનત તો અમારે બહુ હોય નહીં ને, પણ મગજ બહુ વાપરવું પડે. મહેનત બીજી શું કરવાની કન્ટ્રાક્ટમાં ?

**પ્રશ્નકર્તા :** અરે, બહુ મહેનત કરે છે બધા. ખરું ને ? તાપ, તડકો, વરસાદ, મચ્છરાં, બધું સહન કરવું પડે.

**દાદાશ્રી :** હા, તે બધા શાતાશીલિયા નહોય. આ કોન્ટ્રાક્ટનો ધંધો કરે એટલે જાણવું કે કઠણમાં કઠણ...

**પ્રશ્નકર્તા :** કઠણ માલ હોય તે.

**દાદાશ્રી :** એટલે એ બાબતમાં તો અમારા ભાગીદાર ને અમે બધા શૂરા ! ઘેર ચાર ગોદડાં પાથરીનેય સૂઈ જઈએ ને નીચેય સૂઈ જઈએ, અમને બેઉ આવડે. કોન્ટ્રાક્ટરો તો આઈસ્ક્રીમેય પહેલો એ ખાય અને આ તાપેય પહેલો એ સહન કરે, કારણ ખર્ચા કરવાની સગવડ

બહુ ને ! ફર્સ્ટ ક્લાસમાંય બેસે. અને મને કામ પર લઈ જતા હતા, તેય તે ગાડીમાં પાછળ સૂવાડીને.

ચડતી ને પડતી ચાલ્યા જ કરે. અમારી જિંદગીમાં બહુ જોયેલું. એટલે અમને પણ જેમ દરિયો ચડતો-ઊતરતો જુએ, એને કશું આમ ભય ન હોય ને એવું હોય ! ચડતો-ઊતરતો જોયો જ ના હોય, તેના મનમાં એમ થાય કે શું થશે ?

## ધંધામાં કમાણી વધતી ચાલી

**પ્રશ્નકર્તા :** તમે દાદા કેટલું કમાતા'તા ?

**દાદાશ્રી :** અમે સારું કમાતા'તા. અમારે કોન્ટ્રાક્ટનો ધંધો ને ! પૈસાની કોઈવાર ભીડ નહીં પડેલી. સરકાર રોકડા ચેક આપે, અને લોકોને ત્યાંથી ઉધાર લાવવાનું. પછી શેની ભીડ હોય, ભઈ ? આપણે ત્યાં ભીડ હોય કે પેલાને ત્યાં, ઉધારવાળાને ત્યાં ?

**પ્રશ્નકર્તા :** ઉધારવાળાને ત્યાં.

**દાદાશ્રી :** હા, આપણે ત્યાં શેની ભીડ હોય ? એટલે અમારા કન્ટ્રાક્ટના ધંધામાં ભીડ નહીં.

**પ્રશ્નકર્તા :** પણ બાર મહિને દસ હજાર જેટલું કમાતા ?

**દાદાશ્રી :** ના, ના, શાના દસ હજાર ?

**પ્રશ્નકર્તા :** ત્યારે ?

**દાદાશ્રી :** બહુ ત્યારે સાતસો-આઠસો રૂપિયા કમાયો હોય, તેમાંથી તો પાંચસો રૂપિયા ખર્ચ થાય. બસ્સો-ત્રણસો રૂપિયા બેંકમાં મૂકીએ.

**પ્રશ્નકર્તા :** બાર મહિને ?

**દાદાશ્રી :** બાર મહિને. તે મહેનતેય છ કલાક બસ, છ મહિનાની. બીજું બધું ચોમાસામાં ધંધા-બંધા બંધ.

**પ્રશ્નકર્તા :** કઈ સાલની વાત છે, દાદા ?

**દાદાશ્રી :** ૧૯૨૮ થી ૧૯૩૩ સુધી. પછી છે તે ૧૯૪૦ પછી નફો વધી ગયો. બબ્બે હજાર ને ત્રણ-ત્રણ હજાર ને ૧૯૪૨માં પાંચ હજાર નફો આવ્યો.

## નફો ગમે એટલો પણ ઘેર તો પગાર જેટલા જ

**પ્રશ્નકર્તા :** દાદા, તમે તો પેલો નિયમ રાખેલો ને, ગમે એવા મોટા ધંધા ચાલે પણ ઘરમાં તો અમુક જ વાપરવાનો નિયમ રાખેલો ને ? ઘરમાં નિયમથી પૈસા અમુક જ લાવતા ને ?

**દાદાશ્રી :** હા. હું ધંધો કરતો'તો, ત્યારે મેં એક કાયદો અમારા ભાગીદાર જોડે નક્કી કરેલો. જો હું સર્વિસ કરતો હોઉ ને જે ટાઈમે જેટલો પગાર મને મળે એટલા પૈસા ઘેર મોકલવા, એથી વધારે મોકલવાના નહીં. એટલે એ પૈસા તદ્દન સાચા જ હોય. બીજા પૈસા અહીં રહેવા દેવાના, પેઢીમાં. તે મને કહે છે, 'શું કરવાના પછી ?' ત્યારે મેં કહ્યું, ''ઈન્કમટેક્ષવાળો કહે, કે 'દોઢ લાખ ભરી જાવ', તો અમારા નામથી ભરી દેવાના તમારે. મને કાગળ લખવો નહીં. અગર કંપનીને મોટી ખોટ આવી, તોય મને કાગળ લખવાનો નહીં તમારે. મને ખબરેય ના આપશો, કે ઈન્કમટેક્ષવાળાની કાણ આવી છે.'' બળી કાણ હઉ કરે છે, મૂઆ ! અને આપણને એવું પોસાય નહીં એ. તેથી આપણે પહેલેથી કંટ્રોલ કરી દીધેલો. એટલે ઉપાધિ જ નહીં ને ! હું ઉપાધિ વહોરવા નથી આવ્યો, હું તો સમાધિ વહોરવા આવ્યો છું. આ શી ઉપાધિ વગર કામની ? ખાવું થોડું ને ? આટલું ખાવું ને એ ઉપાધિ પાર વગરની ! એટલે ઉપાધિ નામેય ગમે નહીં. સંકોચ તમે કહો એટલો કરું, સ્વભાવ એવો. પેલો સામાન બધો લઈને આવેલો અનંત અવતારથી. પૈસો નહીં વાપરું, પણ મારે ઉપાધિ તો જોઈએ નહીં માથે. એટલે અમુક જ વાપરવાના. એટલે કહી દીધેલું અમારા ભાગીદારને, કે 'ઈન્કમટેક્ષનો જ્યારે કાગળ આવે તે ઘડીએ લાખ-બે લાખ જે આવે, તે તરત આપી દેવા. મને ખબરેય નહીં આપવી. કારણ કે હું સ્વતંત્ર મગજનો છું ! એક કાગળ પણ મને પોસાશે નહીં, દબાણ કોઈનું ! ઈન્કમટેક્ષનું દબાણ આવે તે મને પોસાશે નહીં, માટે હું ઘેર નથી વાપરતો. હું મારા પગાર

જેટલા જ વાપરું છું.' કારણ કે મેં ફિટનેસ (માણસને કેટલું ફીટ થાય તે) ખોળી કાઢેલી કે માણસ કેટલું વાપરી શકે ? ત્યારે કહે, 'એને કેટલો પગાર બજારમાં મળે ?' બીજું બધું ભાગ્યનું છે, એટલે ના વાપરી શકાય.

## ૧૯૩૯ પછીનો પૈસો અશાંતિ કરાવનારો

ત્યારે એ પૈસા સારા લાગતા'તા ને પદ્ધતસર વપરાતા'તા. જો કે અત્યારે તો બધોય પૈસો ખોટો છે. તે સાચો કે ખોટો બધોય, મૂળ રકમ જ ખોટી. ૧૯૩૯ પછીનો બધો જ પૈસો સારા રસ્તાનો નથી. એટલે સંતોષ નહીં આપે, જેવો જોઈએ એવો. એના કરતા સારા કામમાં વપરાઈ જાય ને, તો નિરાંત ! નહીં તો ગટરમાં તો જતો જ રહેવાનો.

આ ૧૯૩૯ પછીનો પૈસો બરોબર નથી. એ લક્ષ્મી વિપરીત ભાવવાળી છે. એ લક્ષ્મી શાંતિ ના આપે, ઊલટી અશાંતિ આપે. જેમ તમારા હાથમાં પગાર આવે છે, તે દહાડે જ અશાંતિ ઉત્પન્ન થાય છે ને ? પગાર આવે ત્યારે વધારે અશાંતિ ઊભી થાય છે ને ? પગાર ના આવે તો અશાંતિ નથી થતી. આવશે એટલે આપી દઈશું, આવશે એટલે આપી દઈશું ને આપવાના થાય ત્યારે... તમારે બિલ હાથમાં આવે ત્યારે ઉપાધિ થઈ જાય ને, મોટી ?

**પ્રશ્નકર્તા :** તે આપવા પડે ને, બધાને.

**દાદાશ્રી :** પહેલા લક્ષ્મી તો એવી હતી, તે પાંચ રૂપિયા હોય તોય ખૂબ શાંતિ આપતી'તી. સાતસો-આઠસો રૂપિયા બાર મહિને કમાતો'તો ને, તોય ઘણી શાંતિ હતી અમને. અને અત્યારે કંપની એંસી-એંસી હજાર રૂપિયા કમાય છે પણ કશુંય જંપ ના વળવા દે. જો કે અમારે ત્યાં લોકોની શાંતિ એ ધર્મને લઈને છે, બાકી શાંતિ ના હોય ને !

## સાચો રૂપિયો તે કેવો હતો ?

૧૯૪૨ની સાલથી લક્ષ્મી વિધિસરની નથી. લક્ષ્મીમાં ફેર પડ્યો છે. એ કાળચક્ર એવું છે. લક્ષ્મી એકલાનું નથી, પણ લક્ષ્મીનું આ એક

નિમિત્ત છે વચ્ચે. એટલે આ કાળમાં કોઈ માણસ એવો દાવો ના કરી શકે, અરે, હું પણ એવો દાવો ના કરી શકું કે મારા પૈસા સાચા છે. પૈસા સ્વભાવથી જ ખોટા છે. સાચો રૂપિયો તો કેવો હતો ? હું પચ્ચીસ વર્ષનો હતો ને, ત્યારે સાચા રૂપિયા હતા. એને વર્ષો થયા આજે, એકાવન વર્ષ. તે સાચા રૂપિયા કેવા હતા ? ધંધો અમારો કોન્ટ્રાક્ટનો એટલે બે રૂપિયા ગજવામાં નાખીને નીકળું તો મારા દસ ભઈબંધો જોડે ને જોડે ફર્યા કરે આખો દહાડોય. ઘોડાગાડીમાં બેઠા હોય, ચા-પાણી, નાસ્તા-પાણી બધું કરીએ. દસેય ભઈબંધો વાહ વાહ કર્યા કરે, બે જ રૂપિયામાં. અને અત્યારે પાંચસો લઈ જાવ, તોય એમાં કશું ભલીવાર ના આવે. રૂપિયામાં તો હવે ચાય સારી ના આવે, બળી ! તે હવે મોઢું બગડે એવી ચા ! હું તો ચા પીતો જ નથી એટલા હારુ. એટલે આ કશી બરકત નથી. માટે આમાં ખુશ રહેવા જેવું નથી, આ રૂપિયાથી.

## ખોટી લક્ષ્મી ઘરમાં પેસવા નહીં દીધી

અત્યારે ધન નીતિનું ક્યાંથી કહેવાય ? નીતિનું ધન તો કેવું આનંદ આપે આપણને ? મેં મારા ઘરમાં ખોટું નથી પેસવા દીધું, મામાની પોળમાં. એ બધું ખોટું જે નાણું આવતું'તું ને, તે ભાગીદાર કાન્તિભાઈને કહી દીધું, કે ત્યાં જ રહેવા દેજો, બા. હજુય મેં લીધેલું નથી, એ બધું ત્યાં ને ત્યાં જ છે બધું.

હંમેશાં જો લક્ષ્મી નિર્મળ હોય ને, તો બુદ્ધિ સારી રહે, મન સારું રહે પણ જો લક્ષ્મી વાંકી પેઠી છે ને ! તે મેં નાની ઉંમરમાં નક્કી કરેલું કે વખતે થોડી ઘણી લક્ષ્મી ખોટી હોય તો ધંધામાં રહેવા દેવી. બનતા સુધી ખોટું કરવું નહીં, પણ જો ખોટી લક્ષ્મી હોય તો ધંધામાં રહેવા દેવી, ઘરમાં ના પેસવા દેવી. તે અત્યારે આ છાસઠ વર્ષની ઉંમર થઈ તોય હજુ ઘરમાં લક્ષ્મી ખોટી પેસવા નથી દીધી, તો ઘરમાં કોઈ દહાડો ક્લેશ ઊભો થયોય નથી. આટલાથી જ પૂરું કરવાનું. એવું નક્કી કરેલું કે ધંધો લાખો રૂપિયા કમાય, પણ આ પટેલ સર્વિસમાં જાય તો શું પગાર મળે ? આ ધંધો એ તો પ્રારબ્ધના ખેલ છે ! કેવા છે ?

**પ્રશ્નકર્તા :** પ્રારબ્ધના ખેલ આ.

**દાદાશ્રી :** હા, પણ મારા જેવા પટેલ હોય, એને બીજાને ત્યાં સર્વિસમાં જાય તો શું મળે ? તો હું કહું કે અત્યારે બહુ ત્યારે છસ્સો-સાતસો રૂપિયા મળે. મોટા એક્સપર્ટ થઈ ગયા છે કોન્ટ્રાક્ટની લાઈનના તો સાતસો મળે, તો એટલા છસ્સો-સાતસો રૂપિયા જ ઘરે જવા દેવાના. એથી વધારે નહીં લેવાના. નોકરી કરીએ એટલા જ પૈસા વપરાય. તે જમાનામાં પાંચસો રૂપિયા બહુ થઈ જતા હતા, ત્રણ-ચાર માણસ માટે. તે મેં કહ્યું, 'આપણે પાંચસો લેવાના.' તો હીરાબા કહે, 'પાંચસો શું કરવા, ચારસોમાં ચાલે એવું છે.' ત્યારે પાછો 'ના' કહું. ઈકોનૉમિકલી લેવાના. પાંચસોનો ઉપાડ એટલું જ, હું નોકરી કરતો હોઉ અને મને મળે એટલા જ મને લેવાની છૂટ.

## પુણ્યથી કમાયેલો પૈસો, પાપના ઉદયે વપરાઈ જાય

**પ્રશ્નકર્તા :** દાદા, એ પાંચસોથી વધારે લેવાય નહીં, એવો વિચાર કરનારા આપના જેવા આજે કેટલા ?

**દાદાશ્રી :** એટલે સારા ટાઈમમાં ઘરમાં પાંચસોથી વધારે નહોતો પેસવા દેતો, જ્યારે મહિને બે હજાર કમાણી હતી ત્યારે. એથીય વધારે કમાણી હોય તોય પણ પાંચસોથી વધારે ઘરમાં નહીં પેસવા દેવાના. તે સર્વિસમાં મળે એટલા જ પૈસા મારે લેવાનો અધિકાર !

આ તો પુણ્યના આધારે પૈસા મળ્યા, તેથી ધંધા ચાલે છે. પણ એ લક્ષ્મી આપણી નહોય. કાલે ઈન્કમટેક્ષવાળો કંઈ ઊંધું-છતું કરી નાખે, બે લાખ માગે ત્યારે શું કરીએ ? તે ઘડીએ ગળે ફાંસો આવે એવું ન થવું જોઈએ. એટલે અમારા ભાગીદારને કહી રાખેલું, કે 'તમારે મને કાગળ ના લખવો, ઈન્કમટેક્ષવાળા જો બૂમ પાડે તો એમાંથી ભરી દેજો.'

**પ્રશ્નકર્તા :** સેફસાઈડ માટે રાખવી પડે લક્ષ્મી.

**દાદાશ્રી :** હા. અને એમને એટલા બધા સંસારમાં પૈસા ઊડી જાય, કે ઈન્કમટેક્ષ માટે આપવાના હોય ત્યારે બૂમાબૂમ કરવી પડે. પણ હું કહું, કે 'મારામાંથી આપજો, તમે અડચણ ના ભોગવશો.' ભાગીદારને

અડચણ નહીં ભોગવવા દીધેલી કોઈ દહાડોય. અને પાપનો ઉદય આવે ત્યારે ના જોઈએ આપણે સેસ (કર) ભરવા માટે ? ક્યારે કયો હુમલો થાય, એટેક થાય એનું કશું ઠેકાણું નહીં ને ! હવે એ પૈસા જો વાપરી ખાઈએ તો ત્યાં ઈન્કમટેક્ષવાળાનો એટેક આવ્યો એટલે આપણે અહીં પેલો (હાર્ટ) એટેક આવે. બીજો એક એટેક આવે છે ને ?

## દાદાની સાદાઈ, બેતાલીસ પછી કોઈ નવી ખરીદી નહીં

અમારો કોન્ટ્રાક્ટનો ધંધો, તે એમાં કંપની ખૂબ કમાય. કમાય સારી રીતે પણ તે ઘેર નહીં જવા દેવાની લક્ષ્મીને, ઘેર તો અમુક જ. બીજા બધા અહીં (ધંધામાં) રાખી મેલવાના, અગર ધર્માદામાં જતા હોય તો, પણ ઘેર તો ઘલાય નહીં આ લક્ષ્મીજીને. હા, ધર્માદામાં આપવામાં હું માનું. પણ આમ એ જાત માટે ભેગી ના કરાય. ધર્માદામાં આપવું અગર તો બીજા કો'કને સુખ આપવું કે બીજા કોઈની અડચણ કાઢવી, કોઈને એ (મદદ) કરવું, એ તો જાણે કે ઓવરડ્રાફ્ટ છે બધા. પણ મારી જાતને માટે નહીં. મારી જાતને માટે તો કરકસરથી જીવવાનું, ખોટી કરકસર નહીં. જરૂરિયાત બધી હોય પણ એ એબોવ નૉર્મલ ના હોય. મારે ત્યાં ડેકોરેશન ના હોય, સાદું હોય. કો'ક તો એમ જ જાણે કે દાદા બહુ સાદા માણસ !

૧૯૪૨માં લોખંડનું એક કબાટ લાવ્યો'તો. પછી બીજું કબાટ જ લાવેલો નહીં. તે દહાડે ૧૯૪૨ની સાલમાં લોખંડનો કબાટ બહુ ઓછા માણસોને ત્યાં હતા. તે મારે ત્યાં જોઈને એ લોકો લાવ્યા, કે આ દાદાજી એક કબાટ લાવ્યા છે તેવું આપણે કબાટ લાવવું છે, એમ કરતા કરતા તે ત્રણ-ત્રણ લાવ્યા. પછી હું લાવેલો જ નહીં, ૧૯૪૨ પછી કશી ખરીદી જ નથી કરી મેં. ખુરશીનીય ખરીદી નથી કરી. જે છે એમ ને એમ ! હું ખોળતો'તો આ, કે મારે ઉપર માથે કોઈ દબાણ ના જોઈએ, સ્વતંત્ર થવું જોઈએ. ઘરમાં જે જરૂરિયાત છે એ બધી વસ્તુઓ હોય, પછી શેના માટે આ બધા તોફાન ?

કોન્ટ્રાક્ટનો ધંધો કરતા હોય, તે પાર વગરના પૈસા હતા. પણ

ઘેર ચાર રૂપિયાની બે ખુરશીઓ અને પોણા બે રૂપિયાની એક ટીપોઈ, એમ પોણા છ રૂપિયાનું ફર્નિચર લાવ્યો હતો, તેનું તે જ હતું મારી પાસે. એ જ મારી પાસે સામાન હતો. ધંધામાં પાર વગરની કમાણી પણ ઘેર નહીં પેસવા દેવાની. એવું ઊભું જ ના કરું ને તોફાન ! નાનપણથી જ ગમે નહીં. પૈસાને શું કંઈ લઈ જવાના છે જોડે ? એ લઈ ગયા અક્કલવાળા બધા ?

**પ્રશ્નકર્તા :** કોઈ લઈ ગયા નથી, અક્કલવાળા હઉ નથી લઈ ગયા. પૈસા કોણ લઈ જવાનું ?

**દાદાશ્રી :** તમારા ફાધર નહીં લઈ ગયા હોય ? શું વાત કરો છો ? એક્ઝિક્યુટિવ એન્જિનિયર હતા ને, તોય નહીં ? એવી આ દુનિયા !

## પૂર્વજન્મનું આશ્ચર્ય - લોભ નહીં, લાફાપણું નહીં

**પ્રશ્નકર્તા :** પણ એ તો બહુ ઘણા વખતથી આ એક કુદરતી સમજણ આપનામાં હતી, નહિતર આવું નથી હોતું માણસમાં. જ્યારે આપણે મેળવતા હોઈએ છીએ, ત્યારે તો આપણે ઘરને માટે જ બધું કરતા હોય અને ઘરમાં વધારેમાં વધારે કેમ ભરીએ, એવું જ મોટે ભાગે થતું હોય છે. મોટે ભાગે નહીં, પણ લગભગ બધું જ થતું હોય.

**દાદાશ્રી :** ના, એવું કોઈ દહાડો મને તો નથી થયું.

**પ્રશ્નકર્તા :** તો એ જરા આશ્ચર્યની વાત છે, એ વખતની !

**દાદાશ્રી :** મને નાનપણથી લોભ નહોતો.

**પ્રશ્નકર્તા :** પણ તો પછી એ તો પૂર્વજન્મનું જ કંઈ ફળ ગણવું જોઈએ ?

**દાદાશ્રી :** હા, એ તો પૂર્વજન્મનું હશે. પહેલેથી લોભ નહોતો. હું સ્વતંત્ર ધંધો કરતો પણ લોભ નહીં ને લાફાપણું પણ નહીં. હું નોબલ પણ વિધાઉટ લાફાપણું !

## પારકા માટે લાફા, જાત માટે કરકસરિયા

લોભ એટલે આવતા ભવે લઈ જવાનો ડબો.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ડબો હોય તે પેલો સામાન હોય ને, જોડે લઈ જવાનો. અમને તો પાંચ લાખ રૂપિયા આપો, તો અમે રાખી મેલીએય નહીં. એ જેને તેને અમે આપી દઈએ, જરૂરિયાતવાળાને. રાખી મેલવાની આદત જ નહીં, કોઈ વસ્તુય રાખી મેલવાની આદત નહીં. અત્યારે નામ ઉપર મિલકત છે, મનમાં ગમે નહીં, પણ હીરાબા છે એટલે મારાથી બોલાય જ નહીં ને ! ખોટું દેખાય. મને કશું ના ગમે, આ શી ઉપાધિ ? લોભ નામેય નહીં બિલકુલ, પહેલેથી નહીં. ત્યારે કહે, 'હોય એટલું બધું લઈ લઉ ?' તો હું કહું કે 'લઈ લે, બા.' પણ નકામો એક પૈસો ના થવો જોઈએ. આ ઈલેક્ટ્રિક બત્તી બંધ કરવાનું ભૂલી ગયા હોય ને, તો 'અલ્યા, ભૂલી ગયો પાછો કે આ, બત્તી બંધ કરી દે, હેંડ.' પાંચ મિનિટેય બત્તી ખોટી ચલાવાય નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, એ તો કરકસર છે. એને કરકસર કહી ને ? ચોકસાઈ, એ લોભ નથી.

**દાદાશ્રી :** હા, હા. એટલે કોઈ પણ વસ્તુનો દુરુપયોગ નહીં એ મુખ્ય ગુણ. ઘણા ફેરે એ દુરુપયોગ ન થવામાં જ અંદર ઊંડી કરકસર હતી. એનો સદુપયોગ ક્યાં સુધી કહેવાય ? લોકોય એમ કહેવા લાગે, 'ના, બરોબર છે.' નહીં તો લોકોના મનમાં એમ થાય, કે 'દાદા બહુ ઝીણવટ કરે છે.' એટલે હું સમજી જઉ કે આ દુરુપયોગ ના થવા દેવામાં ઊંડું ના ઊતરાય બહુ. આ બધું ઓળખાય ને ! આ બધા ભરેલા માલ, પણ દુરુપયોગ તો ના જ થવા દઉ.

આ અમારા ગજવામાં પૈસા મૂકે, તે તો આ ટેક્સી કે ગાડી એકલામાં જ વપરાય. નથી વાપરવું એમ પણ નથી અને વાપરવા છે એમ પણ નથી. એવું કશું જ નક્કી નહીં. નાણું વેડફી નાખવાનું ના હોય. જેવા સંયોગો આવે તેમ વપરાય.

આ દાદા ઝીણાય છે, કરકસરિયાય છે અને લાફાય છે. પાકા લાફા છે, છતાંય કમ્પ્લીટ એડજસ્ટેબલ છે. પારકા માટે લાફા અને જાતને માટે કરકસરિયા અને ઉપદેશ માટે ઝીણા; તે સામાને અમારો ઝીણો વહીવટ દેખાય. અમારી ઈકોનોમી એડજસ્ટેબલ હોય, ટૉપમોસ્ટ હોય. અમે તો પાણી વાપરીએ તોય કરકસરથી, એડજસ્ટમેન્ટ લઈને વાપરીએ. અમારા પ્રાકૃત ગુણો સહજ ભાવે રહેલા હોય.

## દુનિયામાં બે ચીજ સાચવવા જેવી

એક પઈ પણ દુરુપયોગ નથી કર્યો આખી જિંદગીમાં. પાણીય દુરુપયોગ નહીં કરવાનો ને ! મફતનું પાણી પણ તે દુરુપયોગ નહીં. એ તમારું જ ઢોળો છો. પછી એક દહાડો પાણી વગર રખડશો. કોઈ વસ્તુનો દુરુપયોગ ના થવો જોઈએ. હા, સામાને આપો. સામાને આપો એ દુરુપયોગ નથી.

આ દુનિયામાં બે ચીજ સાચવવાની છે, એક બ્રહ્મચર્ય ને એક પૈસા. બે સાચવે ને, એને કોઈ દહાડો દુઃખ નહીં.

**પ્રશ્નકર્તા :** ટૉપ વાત છે. વીર્ય અને લક્ષ્મી બન્નેવનો બચાવ કરવો, ઈકોનૉમિકલ.

**દાદાશ્રી :** હા, એને કોઈ દહાડો સંસારી દુઃખ ના હોય.

**પ્રશ્નકર્તા :** બરાબર છે, દાદા.

**દાદાશ્રી :** આ અમારી પહેલેથી શોધખોળ અને અમારું જીવન એની પર રહેલું.

❖❖❖❖❖

## [૭]
# ખોટ વખતે જવાબ

### લોભ-કપટ નહીં એટલે લાઈફ જ ખુલ્લંખુલ્લી

નાનપણથી કિંચિત્‌માત્ર લોભ નહીં. અને લોભ નહીં હોવાથી કપટ પણ નહીં. એટલે મારી લાઈફ જ ખુલ્લંખુલ્લી. જ્યારે દેવું થઈ ગયું હોય ને, ત્યારે લોકોને કહી દઉં કે 'દેવું હમણે બહુ થઈ ગયું છે.' અને ધંધામાં કમાયો હોય ત્યારે તે ઘડીએય કહી દઉં કે 'કમાયો છું.' ત્યારે અમારા ભાગીદાર કહે છે, 'આ દેવું તમે કહી દેશો તો...' મેં કહ્યું, 'ધીરશે નહીં એટલી જ ભાંજગડ છે ને, તો દેવું ઓછું થશે.' ધીરે ત્યારે દેવું વધે ને ! અને આ કંઈ લઈ જવાનું કોઈ ? એટલે આવું ખુલ્લંખુલ્લું બોલવાની ટેવ પહેલેથી જ. હરેક વસ્તુ ખુલ્લંખુલ્લી !

એટલે ધંધામાં જેવું હોય એવું લોકોને કહી દેતો. ત્યારે મને એક જણ કહે છે, 'આવું શું કરવા કહી દો છો ?' ત્યારે મેં કહ્યું, 'જેને રૂપિયા લોકોની પાસે લેવા હોય લોન તરીકે, તે છૂપું રાખે. પણ અમારે કંઈ લોન તરીકે લેવા નથી. અને આપવા હોય તો ઉઘાડામાં આપે, ઓપન ટૂ સ્કાય અમારું.' એટલે કહી દઉં, 'આ સાલ વીસ હજાર ખોટ આવી છે કે આજ આટલી આવી છે.' એ હું ઓપન જ કરી નાખું. ભાંજગડ જ નહીં ને ! હું તો ચોખ્ખું જ બોલતો'તો કાયમ. ફફડાટ કોને ? થાપણો લેવી હોય તેને. હું તો ચોખ્ખું જ કહેતો, જેવું હોય એવું. કારણ કે આ સારું ઊલટું. લોક ધીરતા હોય તો બંધ થઈ જશે

તો ઊલટું દેવું વધતું ઓછું થશે. ત્યારે લોક શું કહે છે, 'એ મૂઆ ધીરે નહીં પછી તો.' અલ્યા પણ દેવું વધી જાય ઊલટું ! તે વધે ઊલટું એના કરતા ચોખ્ખેચોખ્ખું કહી દે ને, જે થયું એ. લોક ધીરવા માટે એવું કરે છે.

## ખુલ્લું કરવા પાછળની અનોખી સમજણ

**પ્રશ્નકર્તા :** ખુલ્લું કરવાથી શું ફાયદો થાય ?

**દાદાશ્રી :** ખોટ ગઈ હોય તોય સામાને વાત ખુલ્લી કરી દેવી. એટલે સામો ભાવના કરે. એટલે પરમાણુ ઊડી જાય ને પોતે હલકો થઈ જાય. એકલો મહીં મૂંઝાયા કરે તો વધારે બોજો લાગે !

બાકી, ધંધામાં ખોટ આવી હોય તો કહી દઉં લોકોને, નફો આવ્યો હોય તો કહી દઉં, લોક પૂછે તો, નહીં તો ધંધાની વાત જ ના કરું કોઈ દહાડોય. લોક પૂછે, કે 'તમારે હમણે ખોટ આવી છે, એ વાત ખરી ?' મેં કહ્યું, 'વાત ખરી છે.'

## પૈસા જોઈતા હોય તે ગોટાળો કરે

ભાગીદાર શું કહે મને ? તમે વડોદરા જઈને એવું બોલ્યા'તા કે 'હમણે આ સાલ અમારે બહુ ખોટ છે ?' ત્યારે મેં કહ્યું, 'કોણ ના બોલે ? ખોટ જો કહીશું તો કોઈ લેવા નહીં આવે.' ત્યારે કહે છે, 'પણ એમ ખોટ કહીએ તો સારું નહીં ને ?' ત્યારે મેં કહ્યું, 'ખોટ કોણે ના કહેવાય ? જેને લોકો પાસેથી, પબ્લિક પાસેથી નાણું લેવું છે, તેણે એમ કહેવું પડે કે બહુ અમારે નફો છે. આપણે લેવું નથી, પછી અમથા શું કરવા હાય હાય કર્યા કરીએ આપણે ? કોઈની પાસે લેવું નથી આપણે અને હવે આ ભાંજગડ, આ ઓઢા ઓઢીને શું કામનું છે તે ? અને બહાર લોકો જાણે તેથી ડરો નહીં.' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** લોક જાણશે તો જ સાચી વાત નીકળશે. વાંધો શો છે ? એમાં ડરવાનું ક્યાં છે ? જે થયું એ કહેવાનું. લોકોની ધીર શું

કરવા લે છે ? આ આટલો ગોટાળો છે ને ? લોકો ના ધીરે એટલા માટે ઉઘાડું કરી નાખવું જોઈએ.

## ખુલ્લું કરીએ તો ચોખ્ખું રહે

અમે તો લેવામાં માનતા જ નહીં. આવા વ્યાજ અમારે ચડેલા જ નહીં. કોઈ ફેરો આવું પડેલા જ નહીં વ્યાજોમાં. અને ધંધોય ઓછો કરીએ ને, ભાંજગડ જ નહીં. આ શી ઉપાધિ ? સાથે લઈ જવાનું નહીં કશું. અમે તપાસ કરેલી, શું શું લઈ જવાય છે ? ત્યાર પછી આ બાઉન્ડ્રીઓ બાંધેલી. ત્યાં કશુંય લઈ જવાય નહીં.

**પ્રશ્નકર્તા :** કશુંય લઈ જવાનું નહીં. એટલે આપનું કહેવું છે, કે એ સંઘરતું મન હોય તો એને ખુલ્લું કરી નાખવું.

**દાદાશ્રી :** હંઅ. ખુલ્લું કરીએ તો ચોખ્ખું રહે હંમેશાં. બોજા ઓછા થઈ જાય. વગર કામના ગૂંચાય ગૂંચાય ક્યાં સુધી કરશો ? પછી મન ચડી બેસશે. આપણી પાસે આટલી સિલક છે, એટલે મન ત્યાં ચડી બેસે.

**પ્રશ્નકર્તા :** હા, મન ચડી બેસશે.

**દાદાશ્રી :** એ ચડી બેસે પાછું. તમારી વાઈફનેય તમે ખાનગી કહી દ્યો ને, એટલે તમારી ઉપર ક્યારે ચડી બેસે એ કહેવાય નહીં. તો મનને કહીએ તો મન ક્યારે ચડી બેસે એ શું કહેવાય ? મન જુદું છે. એટલે પોલંપોલ, પોલંપોલ. 'આ દાદાનું તો પોલંપોલ છે.' હું કહું બા, 'હું જાણું છું પહેલેથી. આ પોલંપોલ જ છે.' શું ?

## વ્યક્તિ પ્રમાણે જવાબ જુદા જુદા

**પ્રશ્નકર્તા :** દાદા, એક નાનકડો પ્રસંગ મેં વાંચ્યો અને એનાથી હું આકર્ષાયો, એ તમને કહું ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** એક જ ચોપડી હાથમાં આવેલી અને એક પ્રસંગ

એમાં વાંચ્યો. એટલે મને થયું કે દાદા પાસે તો જવું જ જોઈએ. એમાં હતું કે વેપારની અંદર બે માણસો આવ્યા. 'કેટલી ખોટ ગઈ ?' એકે પૂછયું, 'પચાસ-પંચોતેર હજાર ?' તો દાદા કહે, 'એક લાખ.' બીજો પૂછે છે કે 'લાખ ?' તો કહે, 'ના, પચાસ હજાર.' એટલે મને થયું કે આ રસ્તો સારો. કારણ કે અત્યાર સુધી હું એમ સમજ્યો, કે મારો કોઈ દ્વેષ ન કરે અને હું કોઈનો દ્વેષ ન કરું, એવી મારી સ્થિતિ મને ભગવાન દે. પણ આમાં તો સામાને ખુશ કરવાની વાત કરી !

**નીરુમા :** હા, સરસ છે એ વાત ! આપ્તવાણી સાતમાં છે.

**પ્રશ્નકર્તા :** આપના ધંધામાં નુકસાની થઈ. તે વખતે આપના વિરોધી હતા, એમણે આવીને પૂછયું કે 'ભાઈ, કેમનું છે, કેટલું નુકસાન ગયું ?' તો એને આનંદ થાય એટલા માટે તમે કહ્યું, 'એક લાખ રૂપિયા.'

**દાદાશ્રી :** હા, એટલે એને બહુ આનંદ થાય ને ! એ પૂછવા આવ્યો હતો. એનો હેતુ શું હતો કે વધુ નુકસાન થયું હોય તો સારું આ લોકોને. તે અમારે નુકસાન તો થોડું હતું, પણ મેં એને વધારે કહ્યું, તે એને ખૂબ આનંદ થઈ ગયો બિચારાને ! મને કહે છે, 'પણ શાંતિ રાખજો.' મેં કહ્યું, 'હું શાંતિ રાખીશ, તમે બેસીને ચા પીવો તો મને શાંતિ રહે.' તે પાછી એને ચા પાઈ. ખુશ થઈ જાય ને, કે બહુ સારું થયું. આપણે હેંડો ને, આને ત્યાં પાર્ટી બેસવાની તૈયારી છે.

**પ્રશ્નકર્તા :** હા, એટલે એ રાજી થાય.

**દાદાશ્રી :** અને પાર્ટી બેસે ત્યારે મજા આવે એટલા હારુ જ તપાસ કરવા આવ્યો હોય !

## બધાને ખુશ કરીને મોકલે

**પ્રશ્નકર્તા :** દાદા, થોડું વિસ્તારથી જણાવો ને, શું થતું હતું ?

**દાદાશ્રી :** અમને કંપનીમાં ખોટ આવે એટલે જરા ઠંડું પડેલું ને, તે વડોદરા જઈએ ત્યારે લોકો પૂછે, 'બહુ ખોટ આવી છે ?' ત્યારે મેં કહ્યું, 'કેટલી લાગે છે તમને ?' ત્યારે કહે, 'લાખેક રૂપિયાની ખોટ

આવી લાગે છે ?' મેં કહ્યું, 'ત્રણ લાખ રૂપિયાની ખોટ ગઈ.' હવે આપણને અડધા લાખની કે પોણા લાખની આવી હોય ને હું એને ત્રણ લાખની કહું. કારણ કે પેલો ખોળવા આવેલો, તે શું ખોળવા આવ્યો છે એ જાણું, કે આને જો હું ત્રણ લાખની કહીશ તો ખુશ રહેશે ને બિચારાને ખાવાનું ભાવશે ઘેર. એટલે હું કહું, કે 'ત્રણ લાખની ગઈ.' એટલે પેલાને સંતોષ થાય બિચારાને, ઘેર જઈને જમે સારી રીતે ! એને કંઈક રાગ-દ્વેષ હોય ત્યારે તો આવ્યો હોય.

અને પછી બીજો લાગણીવાળો આવે ને, 'ખોટ બહુ ગઈ છે ?' ત્યારે મેં કહ્યું, 'ના, પચાસ હજાર રૂપિયાની ખોટ આવેલી, પણ હમણાં ઓચિંતો એક લાખ રૂપિયાનો નફો મળ્યો !' તે પેલાને ટાઢક થઈ જાય. એટલે એય ખુશ થાય ને ઘેર જઈને એને શાંતિ રહે. લાગણીવાળા ને બીજા, બેઉ જાતના લોક આવવાના. બેઉને ખુશ કરીને કાઢવાના નિરાંતે.

મેં પેલાને કહ્યું, 'ભઈ, ત્રણેક લાખની ગઈ છે.' એટલે પેલો તો બહુ ઉછાળે ચડ્યો, તે મેં એને કહ્યું, 'ચા-બા પીને જાવ.' ત્યારે કહે, 'મારે જરા કામ છે.' પણ પેલો આનંદ આવી ગયો ને, હવે ચા-બા બધું આવી ગયું. ખોરાક મળી ગયો એને. આ દ્વેષ છે ને, દ્વેષ ! એવું આ સ્પર્ધા એવી વસ્તુ છે કે સ્પર્ધામાં ચાહે સો કરી નાખે માણસ. સ્પર્ધા ! મારા કરતા આગળ વધી ગયા છે ? હવે પાછા પડ્યા, પડવા જ જોઈએ. પાછા પાડવાના પ્રયત્ન કર્યા કરે. તે હું આવું ચોખ્ખું જ કહી દઉ ને, 'વધારે ગઈ છે, બા.' જો એને નિરાંતે ખાવાનું ભાવ્યું, ને પેલાનેય ભાવ્યું. આપણે અહીં શી ખોટ જવાની ? આપણે જે ગયેલી છે એ ગયેલી છે, એનો આપણે વાંધો નથી. આ તો પણ લોકોને 'શું છે' એ જવાબ તો આપવા પડે ને ? પેલાને કહીએ, 'કશું ખોટ નથી ગઈ.' એટલે પેલો વધારે ખોળી લાવે પાછો, કે આ તો નન્નો ભણે છે ! અલ્યા મૂઆ, નન્નો નહીં, હા ભણું છું. ત્રણ ગણી કહી તે. જેણે તને કહ્યું હોય તેને પૂછી આવજે. વખતે ખબર નહીં હોય, કે સારા પ્રમાણમાં ગઈ. પાછો ફરી આવે ત્યારે મને કહે છે, 'હવે ધંધા-રોજગારનું

તમારું બંધ કરવું પડશે ?' મેં કહ્યું, 'ના, આ તો સાત લાખની હતી મિલકત, તેમાંથી ત્રણ લાખની ઓછી થઈ ગઈ.' એય પાછું ટાઢું, આ તો કંઈ નવી જાતનું બોલ્યા ! મેર ગાંડિયા, મને કંઈ પહોંચી વળવાનો તું ? હું જ્ઞાની પુરુષ, તું મને કંઈ પહોંચી વળવાનો ? એમ તને દુઃખેય નહીં આપું, પણ તું આ હરીફમાં (હરીફાઈમાં) ગાંડા કાઢું એ નહીં કાઢવા દઉં. વગર કામના મૂઆ, પાછળ ફર્યા કરે ! કૂતરા ભસ્યા કરે. અને આવા તો બધા બહુ કૂતરા ભસતા જોયેલા મેં તો.

## ફિકરોને ફાકી કરીને ફાકી જવી

હવે રાગવાળો હોય તેને હું સમજી જઉં કે આ લાગણીવાળો છે, એને કહું, કે 'બેસો, હું તમને સમજ પાડું. આવી રીતે હકીકત છે.' એવું સમજ પાડું. અને પેલો જેને અનુકૂળ ના આવતું હોય, એને કહી દઉં કે 'વધારે ગયું.' એટલે નિરાંતે ઘેર જઈને જમે તો સારું. શું ? 'હવે ટાઢી થઈ ગઈ, કંપની બેસી જશે બે વર્ષમાં', એ આશા હોય એને. આવા બધા નુસખા કર્યા કરું.

**પ્રશ્નકર્તા :** આ નુસખા કરતા કરતા જ આપને જ્ઞાન આવી ગયું, એવું મને લાગે છે.

**દાદાશ્રી :** વગર કામનું શું આ ઓઢા ઓઢવાના (ઢાંક ઢાંક કરવું) ? જેટલી ફિકરો આવે તેને આમ ફાકી કરીને ફાકી જવાની. અમે વેપાર કરતા હતા ત્યારે બહુ ફિકરો આવેલી, જ્ઞાન પહેલા. ત્યારે જ આ જ્ઞાન થાય ને !

અમે તો શું કરતા કે ધંધામાં એકદમ મુશ્કેલી આવી જાય તો કોઈને વાત જ નહીં કરવાની ને હીરાબાને બહારથી ખબર પડે કે ધંધામાં મુશ્કેલી છે, અને અમને પૂછે કે 'શું ખોટ ગઈ છે ?' તો અમે કહીએ કે 'ના, ના, લો આ રૂપિયા ! આ પૈસા આવ્યા છે તે તમારે જોઈએ છે ?' ત્યારે હીરાબા કહે, કે 'આ લોકો તો કહે છે, કે ખોટ આવી.' ત્યારે હું કહું, કે 'ના, ના, આ તો વધારે કમાયા છીએ. પણ આ વાત ખાનગી રાખજો.'

## પ્રેક્ટિકલ નુસખા બધાને સુખી કરવા માટેના

**પ્રશ્નકર્તા :** હવે જ્યારે આ લાગણીવાળો છે એ માણસ અને પેલો ઑપોઝિટવાળો માણસ, એ બે ભેગા થાય અને વાત કરે કે 'દાદાએ તો મને આવું કહ્યું.' પેલો કહે કે 'મને તો ત્રણ લાખની ખોટ કહી.' અને આ કહે, 'મને તો પચાસ હજારની ખોટ કહી.'

**દાદાશ્રી :** તો પેલો પચાસ હજારવાળો સમજી જાય.

**પ્રશ્નકર્તા :** ના, તો પેલાને શું ઈમ્પ્રેશન થાય આપની માટે ?

**દાદાશ્રી :** પેલાને ઈમ્પ્રેશન થાય કે 'હું આવો છું, એટલે આવું કર્યું હશે કંઈક. કંઈક ગોટાળો કર્યો આમણે.' એ સમજી જાય. હવે તારી મેળે નિરાંતે ઘેર જઈને પ્રસાદ કરીને સારી રીતે ખા અને સૂઈ જા. નિરાંતે ઊંઘ તો આવી જાય, પ્રસાદ લઈને. હવે આ પાર્ટી તૂટવા માંડી એની બહુ ભાવના હતી ને, તે થયું.

**પ્રશ્નકર્તા :** એટલે એ જે પેલો વિરોધીવાળો છે, એને આ આપ જૂઠું બોલ્યા એવું ના લાગે ?

**દાદાશ્રી :** લાગે ને !

**પ્રશ્નકર્તા :** તો પછી એ શું માને ? તો એ શું ઈમ્પ્રેશન થાય આપની માટે ?

**દાદાશ્રી :** એ જૂઠું કરવા જ આવ્યો છે ને ! જૂઠાથી જૂઠાને ભાગીએ એટલે સાચું થઈ ગયું. ટૂ નેગેટિવ, પૉઝિટિવ ના થાય ?

**પ્રશ્નકર્તા :** એમ નહીં, પણ હવે આ પેલો સીધો માણસ છે લાગણીવાળો, એનેય લાગે કે 'આવું ખોટું બોલ્યા ?'

**દાદાશ્રી :** એ સમજી જાય, એમણે કહ્યું છે એ ખરું. પેલો ખરું માને સાચી રીતે, અને પેલોય ખરું માને. એને જે ઈચ્છા હતી તે પ્રમાણે બન્યું, એટલે એકદમ પછી ભૂલી જાય એ. પણ ઊંડું ઊતરવાનું નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે પર્પઝ (હેતુ) તો એને દુઃખ ના આપવું. મારી

પોતાની એવી માન્યતા હતી કે આપણા માટે કોઈને દ્વેષ થાય એવું કરવું નહીં ને આપણે કોઈના તરફ દ્વેષ નહીં કરવો.

**દાદાશ્રી :** ખરું છે.

**પ્રશ્નકર્તા :** પણ આપે તો એથીય આગળની વાત કરી કે બધાને રાજી કરીને કાઢો.

**દાદાશ્રી :** હા. તો એને સુખ થાય. એવું છે ને, મારા દુઃખ-સુખને એ ફેરવી શકે એમ છે નહીં, તો મારે બીજાને શા હારુ એ કરવું ?

એવું છે ને, આ તો હવે 'મારા જેવું સુખ આમને હોવું જોઈએ' એ માન્યતા ધરાવતો થયો હું. અને પેલું તો એ જે હેતુ માટે આવ્યો હતો, એ હેતુ એનો સરે એટલે ખુશ !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પછી કાઢી મૂકવાનો નહીં, એની મેળે જ જતો રહે. 'ભાઈ, તમે ધારો છો એથી વધારે ખોટ ગયેલી છે.' એટલે પેલાને 'હાશ !' થાય.

**પ્રશ્નકર્તા :** હવે સમજાયું.

**દાદાશ્રી :** કારણ કે બધું અમારી પાસે પ્રેક્ટિકલ હોય ! થીયરેટિકલ હોય એને શું કરવાનું ?

❖❖❖❖❖

# [૮]

# ધંધામાં ખોટ વખતે દાદાની સમજણ

## ખોટમાં આપણી પાર્ટનરશિપ કેટલી ?

**પ્રશ્નકર્તા :** દાદા, બીજું એવું જાણવું હતું કે ધંધામાં ખોટ આવે ત્યારે અંદર જે દુઃખ થાય, તો એની સામે આપ શું સમજણ ગોઠવી શકતા હતા ?

**દાદાશ્રી :** મને એક ફેરો એવું થયેલું, કે એકદમ એક અણધારેલું પંદર હજાર રૂપિયાનું એક સાહેબે નુકસાન કર્યું. એકદમ આવીને નાપાસ કરી દીધું, અણધાર્યું. પેલું તો આપણને ખબરેય હોય કે ભઈ, આપણે આટલું નુકસાન જવાનું છે. અને તે સારા વખતમાં, પૈસાની કિંમત હતી તે દહાડે. અત્યારે તો પંદર હજારની કિંમત જ નહીં ને ! તે મને તે દહાડે મહીં ઠેઠ સુધી અસર પહોંચી'તી, એની ચિંતા થાય ત્યાં સુધી પહોંચ્યું'તું.

એટલે તરત જ વિચાર આવ્યો ને મહીં પ્રશ્ન ઊભો થયો કે 'અલ્યા, અંબાલાલ ! આ ધંધામાં તું એકલો જ ભાગીદાર છું કે બીજા કોઈ ભાગીદાર છે ?' એટલે તરત એની સામો મને જવાબ મળ્યો, કે 'પાર્ટનરશિપ કેટલી આ ?' તો તે દહાડે હું ને કાન્તિલાલ બે પાર્ટનર. પણ પછી મેં હિસાબ કાઢ્યો કે બે જણ તો કાગળ ઉપર છીએ, પણ ખરી રીતે કેટલા છે ? તો ખરી રીતે તો કાન્તિભાઈના છોકરાંઓ,

એમના વાઈફ, છોડીઓ, મારે ઘેરથી, આ બધાય પાર્ટનર ને ? એટલે મને થયું કે વાત તો સાચી છે. બીજા પણ ભાગીદારો છે. આ હીરાબા પણ ભાગીદાર જ ગણાય ને ! અને આમ ગણીએ તો છત્રીસ ભાગીદારો થાય, 'તો પછી તું એકલો માથે ભાર લઈને શું કામ ફરું છું ?' આમાંનું કોઈ ચિંતા નથી કરતું, તો હું એકલો કંઈ આગળ માથે ઓઢવા (લઈને) બેસું ? એ વિચારે મને બચાવેલો તે દહાડે. વાત તો ખરી ને ? તમને કેમ લાગે છે મારી વાત ? મારો વિચાર બરોબર છે ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાન થતા પહેલા ને ?

**દાદાશ્રી :** હા, જ્ઞાન થતા પહેલા. બચવું તો જોઈએ ને ? એટલે પછી મહીં એક ફેરો ઉપાધિ થઈ, તે વિચારતા તરત જ એની સામે પાછું બેલેન્સમાં મળી ગયું કે આ ખોટ મારા એકલાની નથી. મારે એકલાએ ચિંતા કરવાની જરૂર છે ? કોને કોને ચિંતા કરવાની જરૂર છે આ કંપનીમાં ? તો પછી મને લાગ્યું, મારા ભાગીદાર તો અત્યારે મજા કરતા હશે. એ ચિંતા કરતા નથી, એ જાણતા નથી એટલે. પછી ભાગીદારના વાઈફ ભાગીદાર છે. મારા ઘરમાંથી એય ભાગીદાર છે. ભાગીદારના છોકરાં બધા ભાગીદાર છે. કોઈ ચિંતા કરતું નથી, હું એકલો શું કરવા કરું ? એટલે પછી મેં જાણ્યું, 'આ બધા પાર્ટનર ચિંતા કરશે ત્યારે હું કરીશ' કહ્યું. એમ કરીને માંડવાળ કરી દીધી. આ તો વગર કામનો ડાહ્યો થઈને ઉપાધિ પકડે ! એટલે પછી અમે તો નિરાંતે ખાઈને સૂઈ ગયા.

## હું એકલો જ ચિંતા કરું છું, દેખાણી કમઅક્કલ

નફાનો આનંદ બહુ ના થાય, ખોટની ઉપાધિ વધારે થાય. એટલે ખોટ વહેંચીને લેવી જોઈએ. કેવી રીતે ?

**પ્રશ્નકર્તા :** વહેંચીને લેવી.

**દાદાશ્રી :** હા, કે 'ભઈ, એમને ભાગે સાત હજાર, મારે સાત હજાર મહીં.'

**પ્રશ્નકર્તા :** નફો મલ્ટિપ્લાય કરવો અને ખોટ વહેંચી લેવી.

**દાદાશ્રી :** ના, મલ્ટિપ્લાયેય કશું ના કરવું. નફામાં કંઈ આનંદ રહેતો જ નથી, ખરેખર. કારણ કે મોહવાળો જીવ, તે મોહમાં જ પડેલો હોય છે ને ! નફામાં ઠંડક રહ્યા કરે મહીં. તે અમારી કંપનીમાં ખોટ આવેલી તો મહીંથી મને જવાબ મળ્યો. મને એમ લાગ્યું, કે 'મારા ભાગીદાર તો ચિંતા નાય કરતા હોય વખતે, હું ફક્ત એકલો જ કરતો હોઉં. અને બૈરાં-છોકરાં બધા ભાગીદાર છે, તે તો કોઈ જાણતા જ નથી આ. હવે એ બધા નથી જાણતા તોય એમનું ચાલે છે, તો મારું નહીં ચાલે ? હું એકલો જ અક્કલ વગરનો, તે હું એકલો જ ચિંતા કરું આ બધુંય ?' પેલા ભાગીદાર છે બધા, છતાં તે ચિંતા ના કરે તો હું એકલો જ ચિંતા કરું ? તે પછી અક્કલ આવી ગઈ મારામાં. ચિંતા કરું નહીં હવે. એ ના કરે તો મારે કરીને શું કામ છે ? મારે તો મારી ફરજ બજાવવાની, ચિંતા-બિંતા કરવાની નહીં.

## ફરજ બજાવવાની, ચિંતા નહીં કરવાની

ચિંતા, નફો-નુકસાન એ બધું કારખાનાનું હોય છે, આપણે માથે નહીં. આપણે તો આ ફરજ બજાવવાના અધિકારી.

ચિંતાથી જ આ ખોટો વધી જાય છે. ચિંતા કરવાનો અધિકાર નથી, વિચાર કરવાનો અધિકાર છે, કે 'ભઈ, આટલે સુધી !' અને વિચાર જ્યારે ચિંતામાં પરિણામ પામે એટલે બંધ કરી દેવા જોઈએ.

**પ્રશ્નકર્તા :** વિચાર જો ચિંતામાં પરિણામ પામે તો એ વિચાર જ બંધ કરી દેવો જોઈએ.

**દાદાશ્રી :** હા, એ વિચાર એબોવ નૉર્મલ વિચાર ગણાય છે.

**પ્રશ્નકર્તા :** એબોવ નૉર્મલ થઈ ગયું.

**દાદાશ્રી :** હા, એ એબોવ નૉર્મલ વિચાર એ ચિંતા કહેવાય છે. એટલે અમે વિચાર તો કરીએ, પણ જે એબોવ નૉર્મલ થયું ને ગૂંચાયું પેટમાં, એટલે બંધ કરી દઈએ.

## બે ગુનેગાર, ધંધાની ચિંતા કરે અને બહુ ચીકણું કરે તે

**પ્રશ્નકર્તા :** દાદા, ધંધામાં ખોટ ન જાય અને પૈસા બચે એ માટે બહુ મગજમારી થયા કરે છે.

**દાદાશ્રી :** અત્યારે અમારે બિઝનેસ જે ચાલુ હોય ને, એની મહીં બે હજાર ફાયદો થતો હોય તો મને કહે, 'પા કલાકની મગજમારી કરો', તો ના કરું હું. એવી મગજમારી કોણ કરે ? એની મેળે બિઝનેસ ચાલ્યા કરશે.

**પ્રશ્નકર્તા :** હા, દાદા, આ વાત જરા અમારે બધાએ સમજવા જેવી છે. અમારેય ઉપયોગી છે અમુક. અમે મગજમારી પૈસા બચાવવા માટે કરીએ, ધંધામાં જરા ફાયદા માટે.

**દાદાશ્રી :** બચાવવા માટે વિચાર કરવાની જરૂર છે, મગજમારી કરવાની જરૂર નથી. આઈધર ડૂ ધીસ ઑર ધેટ (કાં તો આ કરો કે પેલું કરો). મગજમારી એટલે ધીસને ધેટ કરવા માગે. ધાર્યું કરાવવા માગે. બેમાંથી એક નક્કી કરી નાખવાનું, એટલો વિચાર કરવાનો.

**પ્રશ્નકર્તા :** હા, હા, એટલે એ બરાબર છે. એટલે એ માનસિક અભિગમ જે છે ને, એ બદલવો ને સુધારવો જોઈએ. ખોટી પીંજણ કર્યા કરવી, એમ નહીં. એના ઉપર જલદી નિર્ણય લેવો, એમ થયું ને ?

**દાદાશ્રી :** કુદરતે બે જણને ગુનેગાર ગણ્યા; કાં તો જે ધંધાની પરેશાનીમાં (ચિંતામાં) રહે છે, તેને ગુનેગાર ગણ્યો અને જે ધંધામાં બહુ હિસાબી છે, તેનેય ગુનેગાર ગણ્યો.

**પ્રશ્નકર્તા :** હા, દાદા, એટલે વધારે પડતો હિસાબી, એમ કહો છો આપ ?

**દાદાશ્રી :** વધારે પડતો હિસાબી, એનેય ગુનેગાર ગણ્યો.

**પ્રશ્નકર્તા :** યથાયોગ્ય, અમુક પ્રમાણસર હિસાબી હોય એને ગુનેગાર નહીં.

**દાદાશ્રી :** ના, એને નહીં.

**પ્રશ્નકર્તા :** પણ વધારે પડતો, જેમ માખી ગોળના ઉપર ફર ફર જ કર્યા કરે.

**દાદાશ્રી :** સીધી વાતને તે ચાવ ચાવ કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** ચાવ ચાવ કર્યા કરે, બરાબર.

**દાદાશ્રી :** જ્યાં સુધી મગજમારી જશે નહીં, ત્યાં સુધી ટેન્શન નહીં જાય. મગજમારી તો હું કરતો જ નથી.

## સંજોગ પાંસરા ના હોય ત્યારે આત્માનું કરી લેવું

આપણે મહેનત કરીએ, ચોગરદમનું જો જો કરીએ છતાંય કશું મળે નહીં તો આપણે સમજી જવું કે આપણા સંજોગ પાંસરા નથી. હવે ત્યાં વધારે જોર કરીએ તો ઊલટી ખોટ જાય, એના કરતા ત્યારે આપણે આત્માનું કંઈ કરી લેવું. ગયા અવતારે આ ના કર્યું તેની તો આ ભાંજગડ થઈ.

અત્યારે આ દોસ્તારો ખરાબ ભેગા થતા હોય, ટાઈમસર કામ થતું ના હોય, આ બધા સંજોગો જોઈને કહે, કે 'આવતી સાલ, વર્ષ સારું જશે કે અવળું જશે ?'

**પ્રશ્નકર્તા :** અવળું જશે.

**દાદાશ્રી :** બસ, આ હિસાબ કાઢવાનો. પોતે પોતાનો જ હિસાબ ! આ સંજોગો જોઈને પોતે પોતાનું માપ કાઢવાનું. આત્મા માપ કાઢી શકે એવું બધું. કારણ કે પોતે નિષ્પક્ષપાતી સ્વભાવનો છે. આ પક્ષપાત કરે તે આત્મા નહોય. આ તો મહીંથી બીજી કોઈ વસ્તુ એ કહે, 'આનો કશો વાંધો નહીં.' ત્યારે આપણે જાણીએ કે વકીલ આવ્યા છે ! અને આત્મા નિષ્પક્ષપાતી હોય, કે આવતી સાલ દુકાળ જ પડશે. મેં તો અમારા ભાગીદારને કહેલુંય ખરા, 'આ દુકાળ પડશે, ચેતજો !' ત્યારે કહે, 'શું કરવાનું ?' ત્યારે મેં કહ્યું, 'વાવાઝોડું આવે ત્યારે નીચે

બેસી જઈને ઝટ આમ સૂઈ જવાનું. વાવાઝોડું પસાર થયા પછી... એવી રીતે બે-બે, ત્રણ-ત્રણ વર્ષ ધંધા વગર બેસી રહેવાનું ને પુસ્તકો વાંચ્યા કરવાના. પછી પવન ફર્સ્ટ ક્લાસ છૂટે.' તે એ ક્યાંથી છૂટે તે અજાયબી છે ! સંજોગો છે ને ! ખરાબ વખત સારામાં ઘાલી દેવો, સમજીને.

જ્યારે સંયોગ સારા ન હોય ત્યારે લોક કમાવા નીકળે છે. ત્યારે તો ભક્તિ કરવી જોઈએ. સંજોગ સારા ના હોય ત્યારે શું કરવું જોઈએ ? આત્માનું, પોતાના આત્માનું, સત્સંગ, એ બધું આખો દહાડો એ જ કર્યા કરીએ.

## વગર વિચારે ખોટ આવે છે તેમ નફોય આવશે

આ તો વાત જ સમજવાની છે. હું ધંધો કરું છું છતાં વાત સમજી ગયો છું, તે છે કશી પંચાત ? આ બધેય ખોટ જવાની જ છે ને ? કશે મૂડી અકબંધ રહેવાની છે ? 'આ' (દેહ) જ એવી મૂડી છે કે ક્યારે જતી રહે તેનું ઠેકાણું નહીં ! તમારી 'પોતાની' (આત્માની) મૂડી એક એવી છે કે જે કોઈ લઈ ન શકે.

હું તો બધું અનુભવના તારણ ઉપર લાવેલો પાછો. હું તો ધંધો જ એ માંડતો. હું પૈસાનો વિચાર કરતો નહોતો. પૈસા માટેનો વિચાર કરે ને, એના જેવો ફૂલિશ (મૂર્ખ) જ કોઈ નથી. એ તો તમારા લમણે લખેલા છે, બળ્યા ! આપણે ના કહીશું તોયે આવ્યા કરશે. આપણે કહીએ, કે 'બા, હવે હું કંટાળ્યો છું.' ત્યારે કહે, 'ના, એ ચાલે નહીં.' નફાને માટેય દબાણ અને ખોટને માટેય દબાણ. નફોયે દબાણ કરે, આપણે ના કહીએ તોય. ખોટેય લમણે લખેલી છે, તે વગર વિચારે ખોટ આવે છે કે નથી આવતી ?

**પ્રશ્નકર્તા :** આવે, આવે.

**દાદાશ્રી :** અને નફો ?

**પ્રશ્નકર્તા :** નફોય આવે.

**દાદાશ્રી :** એ તો લખેલું છે બળ્યું, તો એની હેરાનગતિ શું ? હું તો નાનપણથી સમજી ગયેલો કે આ લમણે લખેલું છે. વગર કામનું દળ દળ કરે, મૂઆ ! બીજું કંઈક કરવા જેવું છે, આ બધું તો લઈને આવેલા જ છીએ.

## રોજ નહીં પણ વર્ષાંતે ખોટ આવે તો જરા વિચારજો

આખા વર્ષમાં કંઈ એક દહાડામાં ખોટ જાય છે ? વર્ષનું સરવૈયું વર્ષ પૂરું થાય ત્યારે આવે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો રોજની ખોટને કેમ ગણો છો તે ? આજ ખોટ ગયેલી, તો પરમ દહાડે નફોય આવે. હજુ આખા વરસ દહાડામાં તો નફો-ખોટ આવ્યા કરે. એટલે આજે ખોટ આવે એની ચિંતા નહીં કરવાની. ચિંતા ક્યારે કરવાની ? વર્ષ દહાડા પછી એ સરવૈયામાં આવે, તે દહાડે જરાક ચિંતા કરજે, કે ભઈ, હવે આવતી સાલ આવી રીતે ભૂલ નથી કરવી. બાકી આ રોજ શું કરવા ચિંતા કરું છું, મૂઆ ? એ દુકાન કોઈ દહાડો ચિંતા નથી કરતી ને તું શું કરવા ચિંતા કરું છું ? એ દુકાન કરે છે ચિંતા ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ત્યારે આપણી દુકાન નહોય ? ત્યારે વાઈફને પૂછી જોવું કે 'તમે ચિંતા કરો છો ?' ત્યારે એ કહે, 'અમે શું કરવા કરીએ ?' એ તો અમે એમને ના કહીએ છીએ, 'તમે ચિંતા ના કરશો, હોં.' ત્યારે આ ભાઈ શું કહે ? 'હં, એને સમજણ નહીં ને આ.' આ અક્કલનો કોથળો ! એને બૈરી કહે, 'ચિંતા ના કરશો હોં.' મને હઉ હીરાબા કહેતા'તા, 'અરે, આવું શું કરવા કરો છો, બળ્યું ? રાતેય એક-એક વાગ્યા સુધી ધંધા ઉપર રહો છો !'

**પ્રશ્નકર્તા :** પણ આપે હીરાબાને એમ કહ્યું હતું, કે 'તને સમજણ ન પડે', એમ ? એવું આપે નથી કહ્યું ને ?

**દાદાશ્રી :** ના, એવું 'સમજણ ના પડે' એવું નહીં કહેલું, પણ મનમાં એમ થાય કે 'આ વચ્ચે શું કરવા ડહાપણ કરે છે ?'

**પ્રશ્નકર્તા :** એટલું થાય, એ તો પટેલનો સ્વભાવ થયો.

**દાદાશ્રી :** ના, એટલે 'એમના ડિપાર્ટમેન્ટમાં હું હાથ નથી ઘાલતો, તો મારા ડિપાર્ટમેન્ટમાં હાથ શું કરવા ઘાલે છે ?' એવું થાય મનમાં.

## ઈઝી ચેર પર અનૂઈઝી

ચિંતા કરવાની જગ્યામાં નિશ્ચિંત રહી શકે એનું નામ વિજ્ઞાન કહેવાય ! આપણા લોકો તો ઈઝી ચેર ઉપર બેસે છે અને અન્ઈઝી દેખાય છે. તમે જોયેલું ? આ ઈઝી ચેર ઉપર બેઠેલા અન્ઈઝી ? ખુરશીનું નામ ઈઝી ચેર, અને પોતે અન્ઈઝી દેખાતો હોય. અલ્યા, ઈઝી ચેર પર બેઠો તોય અન્ઈઝી શી રીતે થઈ ગયો, મૂઆ ? ઈઝી ચેર પર બેસે તોય અન્ઈઝી થઈ જાય. તેમાં ખુરશીનીય આબરૂ બગાડે, મૂઓ.

એક શેઠ આવ્યા'તા. તે મને કહે છે, 'હું તો ઈઝી ખુરશી લાવ્યો.' તે ત્યાં ગયો ત્યારે તો ઈઝી ખુરશી પર અન્ઈઝી થયેલા બેઠેલા. મેં કહ્યું, 'આ ઈઝી ખુરશીનો શો દોષ બિચારો ? તમે જ અન્ઈઝી છો ને !' તે આવા લોક છે. ખુરશી તો આમ આમ થાય એવીય હતી ખાસી. (દાદા એક્શન કરે છે) આમ પગ થાય, આમ થાય. પણ એ જાતે અન્ઈઝી તેમાં એ ખુરશી શું કરે બિચારી ?

**પ્રશ્નકર્તા :** દાદા, જ્ઞાન બધું છે, કશું બાકી નથી. એપ્રોપ્રિએટ જવાબ મળે છે આમાં. જરાય કોઈ આઘુંપાછું કરી ન શકે, જડબેસલાક !

**દાદાશ્રી :** એવું છે ને, જ્ઞાન નહોતું તોયે સૌથી પહેલી ઈઝી ચેર નવસારીમાં બનાવડાવી. તે ખાસી આમ પગ હઉ, પગની આ પીંડીઓ દબાય એવું તો આમ આમ ઠેઠ સુધી રહેવાય. આમ થાય, તેમ થાય, આમ થાય, તેમ થાય. મેં કહ્યું, 'બનાવડાવો આપણે.' તે નાઈન્ટીન થર્ટી સેવનમાં (૧૯૩૭માં) બનાવડાવેલી. મને એક કારીગર બહુ સારો

લાગેલો એટલે મેં બનાવડાવી. તોય અમારા ભાગીદાર બેઠા ત્યારે અન્ઈઝી દેખાય. ત્યારે મને રીસ ચઢી. મેં કહ્યું, 'કઈ જાતનો ચક્કર છે, મૂઆ ! ઈઝી ચેર છે ને !' આ તે દહાડાના શબ્દો આજે છે હજુ. 'ચેર ઈઝી છે ને, પાંસરો બેસ ને, મૂઆ.' તે વેપારમાં ખોટ જશે તો પછી ચોપડે ખોટ જવાની છે, હમણાં અહીં ખુરશી પર ખોટ છે ?

**પ્રશ્નકર્તા :** દાદા, એ જરા અઘરું છે, સહેલું નથી.

**દાદાશ્રી :** ના, પણ ખુરશી શું કરે બિચારી ? ખુરશી ઈઝી છે, ઈઝી ચેરને બહુ ખરાબ લાગે પછી. ખુરશીને એમ લાગે કે આ કેવી જાતના માણસ, મને અન્ઈઝી કરી ! આપણો ચેપ એને અડે. તે પછી ખુરશી આમ આમ ઝુલે નહીં પછી, આમ ને આમ રહે.

**પ્રશ્નકર્તા :** એ બરોબર, દાદા.

**દાદાશ્રી :** હં... અને પછી હું એને બેસીને બતાવતો હતો. મેં કહ્યું, 'જુઓ આમ, આમ આ પીંડીઓ-બીંડીઓ દબાય બરોબર, હેય મજાની !' તે થાક-બાક ઊતરી જાય બધો. પણ અમારા ભાગીદાર તે પીંડીઓ દબાવવાનું તે કો'ક દહાડો દબાવે, પણ પાછું પેલામાં જતું રહે ખોટમાં. મેર ચક્કર, એને શું કરવા સંભારે છે ? એને મેલ ને પૂળો અહીંથી !

## ખોટ સામે અજબ ટેકનિક

હવે પોતે કેમ જીવન જીવવું, તેનું જ્ઞાન તો આપણી પાસે હોવું જોઈએ ને ? આ ધંધો એ તો બાય પ્રોડક્ટ છે, ધંધો એ કંઈ મુખ્ય વસ્તુ નથી.

એટલે જે દહાડે ખોટ લાગે ને, તે દહાડે છે તે ચોપડે પાંચસો રૂપિયા અનામત ખાતે જમે કરી દેવા. એટલે સિલક રહે. અનામત સિલક ! આ ચોપડા બધા તો કંઈ કાયમના છે ? બે-ચાર વર્ષે, આઠ વર્ષે ફાડી નથી નાખતા પછી ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** જો સાચા હોય તો ફાડે કોઈ ? બધું જૂઠ, અગર તે મનને મનાવવાના સાધનો છે આ બધા. હવે દોઢસો ખોટ ગઈ હોય તે દહાડે. આપણે પાંચસે અનામત ખાતે જમે અને સિલક કાઢી ત્રણસોને એકાવન.

આ તો બધું ગપ્પેગપ્પ ચુમ્માળસો છે, એ કંઈ બારેબાર ચુમ્માળસો નથી આ. બારેબાર ચુમ્માળસો હોત તો તો બધું એક્ઝેક્ટ સિદ્ધાંત કહેવાત ! સંસાર એટલે ગપ્પેગપ્પ ચુમ્માળસો ને મોક્ષ એટલે બારેબાર ચુમ્માળસો. બારેબારા ચુમ્માળસો હોય તો સિદ્ધાંત થયો, ભગવાનનો.

અમે તો ખોટ આવે ત્યારે કહીએ, 'વીસ હજાર રૂપિયા જમે કરી દ્યો બા, અનામત ખાતે.' એ નામ પરની સિલક કાઢી. સિલક ક્યાં મૂકી એ ભગવાન જાણે. અને વખતે આપણે મૂકીએ ને કોઈ લઈ ગયું સવારમાં તો ? તે સિલક જ છે ને ! ક્યારે લઈ જશે એનું ઠેકાણું નથી. કોના હાથમાં શું સ્પર્શ થશે એનું ઠેકાણું નથી. મારી વાત તમને સમજાય છે ને ?

આ સંસારનુંય અમે સરવૈયું કાઢીને બોલીએ છીએ. આ સરવૈયું તો કાઢ્યું પણ સંસારનુંય સરવૈયું કાઢ્યું છે. જો સંસારમાં અમારા કહ્યા પ્રમાણે પાંસરો ચાલે તો લક્ષ્મી વધે, બધુંય વધે, પણ પાંસરો ચાલે જ નહીં ને, મૂઓ !

## જુદા જુદા દુઃખ માટે વિશેષ ગોઠવણી

જ્ઞાન થતા પહેલા અમારામાં કૉમનસેન્સ બહુ ઊંચા પ્રકારની ! ધંધામાં ગમે તેવી ખોટ આવે કે બીજે ક્યાંય પણ ગમે તે બને તોય મૂંઝવણ ક્યારેય નહોતી આવતી. હું જીવડાની પેઠે ક્યારેય જીવ્યો જ નથી. અમે તો તરત જ તારણ કાઢી નાખીએ ને એડજસ્ટમેન્ટ લઈ લઈએ.

હું બોધરેશનવાળું જીવન જીવેલો નહીં બિલકુલેય. એક જરાય બોધરેશન નહીં, નો બોધરેશન ! ધંધામાંય નહીં ને એમાંય (બીજા કશામાંય) નહીં. ધંધામાંય છે તે આ ગયા કરીને મૂકવાની વાત.

જ્ઞાનીઓ બહુ ડાહ્યા હોય, ચોગરદમથી ડાહ્યા હોય. તે દુઃખ તો એમનેય આવે, બળ્યા ! કંઈ એમને છોડે ? આ કાળચક્ર તો કોઈને છોડતું હશે ? પણ એ એને ગોઠવણી કરી જાણે, કે આ છે તે પિજન હોલ રાખી મેલ્યા હોય. એને ગુજરાતીમાં શું કહે છે ? એવા ખાના રાખી મેલ્યા હોય. જેમ આ પોસ્ટવાળાને ત્યાં બધા ખાના હોય છે ને, તે આ બરોડા, આ નડિયાદ, આ આણંદ, એવું બધું, ખાનાવાર બધા પાર્સલ કરે. એવું આયે ખાના રાખી મેલે ને, તેમ આ છે તે ધંધાનું, પચાસ હજાર ખોટ ધંધાની. એવું બધું એને ત્યાં ગોઠવીને સૂઈ જાય નિરાંતે. અને આ તો માથે લઈને સૂઈ જાય ! પહેલા માથે લે, પછી અંદર ઘાલે, અને હૃદયમાં લાવીને પછી સૂઈ જાય. તે પ્રેશર ના થતું હોય, તે બીજે દહાડે શરૂ થઈ જાય.

## નફો-ખોટ ધંધાને, આપણને નહીં

ધંધામાં ખોટ જાય તો કહીએ કે 'ધંધાને ખોટ ગઈ', કારણ કે આપણે નફા-ખોટના માલિક નથી, માટે ખોટ આપણે શા માટે માથે લઈએ ? આપણને નફો-ખોટ સ્પર્શતા નથી. અને જો ખોટ ગઈ ને ઈન્કમટેક્ષવાળો આવે, તો ધંધાને કહીએ, કે 'હે ધંધા ! તારી પાસે ચૂકવાય એવું હોય તો આમને ચૂકવી દે, તારે ચૂકવવાના છે.'

અમને કોઈ પૂછે કે 'ધંધામાં તમે આ સાલ ખોટમાં ગયા છો ?' હું કહું, 'ના બા, હું કંઈ ખોટમાં ગયો નથી ને ધંધો ખોટમાં ગયો હશે વખતે. અને નફો આવ્યો તો ધંધો નફો કમાયો હશે, હું કંઈ નફો-ખોટમાં ગયો નથી.' અમારે નફો-તોટો હોય જ નહીં. આમાં આપણે નિમિત્ત છીએ. મૂળ એ બિઝનેસ હતો તો કમાયો. એટલે કોણ કમાય છે ? ખરેખર ધંધો કમાય છે. અને આ લોકો આરોપ કરે છે કે 'હું કમાયો.' ખોટ ગઈ ત્યારે ભગવાનનું નામ દે, 'મારા ભાગિયા ખરાબ છે' એવું બોલે છેવટે.

અમારે ધંધા મોટા ચાલે પણ અમારી ઉપર કાગળ-પત્ર ના આવે કારણ ધંધાનો નફો ધંધા ખાતે ને ખોટ પણ ધંધા ખાતે જ.

## ઘેરથી શું લઈને આવ્યા'તા ?

આ બધી ખોટો જાય છે, તે નફામાંથી જાય છે કે ઘરમાંથી જાય છે ?

**પ્રશ્નકર્તા :** નફામાંથી જાય છે.

**દાદાશ્રી :** ત્યાર પછી અમથા વગર કામના શું હાય, હાય કરો છો ?

**પ્રશ્નકર્તા :** અને ગણે છે એમ કે જાણે ઘરમાંથી ખોટ જતી હોય એવું.

**દાદાશ્રી :** હા, એવું જાણે. તે આમાં ને આમાં જ. સસ્તા જમાનામાં એટલે તે દહાડાના પંદર હજાર તો અત્યારે બે લાખ જેવા હતા. તે એવા જમાનામાં પંદરેક હજારનું નુકસાન સાહેબે કામ નાપાસ કર્યું એટલે થયું હતું. તે અમારા ભાગીદાર કહે છે, 'મારું હારું આ તો પંદર હજાર રૂપિયાનું પાણી કર્યું. બહુ ડિપ્રેશનમાં આવી ગયા.' મેં કહ્યું, ''કેમ આમ કરો છો ? આપણે ઘેરથી લઈને આવ્યા'તા, એમાંથી કશું રહ્યું કે નહીં ?'' 'ના, એમ તો ઘણુંય છે.' ત્યારે મેં કહ્યું, 'મેલો ને પૂળો, બળ્યું. આમાંથી ઘણુંય છે, એમાંથી બાદ કરી નાખવાનું.' ઘેરથી લઈને શું આવ્યા'તા ?

**પ્રશ્નકર્તા :** એટલું તમે સારું કહ્યું, નહીં તો 'જન્મ્યો ત્યારે શું લઈને આવ્યો'તો ?' એવું કહો તમે તો !

**દાદાશ્રી :** ના, એ વાત જુદી છે. પણ આમ વ્યવહારમાંય આપણે આ મુંબઈ આવ્યા, તે ઘેરથી શું લઈને આવ્યા'તા ? વગર કામના ડિપ્રેશન કરવાની શી જરૂર છે ? ''જન્મ્યો ત્યારે શું લઈને આવ્યો'તો ?'' એવું બોલવું એ ખોટું છે. ત્યાર પછી તો સ્ત્રી હોય, છોકરાં હોય, બધુંય હોય. એ મહીં પાછી જુદી ભાષા ! પણ આ ભાષા તો આપણાથી કહેવાય, કે''ભઈ, આપણે અહીં મુંબઈ શું લઈને આવ્યા'તા ને શું લઈ જવાના છીએ ?''

**પ્રશ્નકર્તા :** દાદા, આ ભાઈ એમ કહે છે કે આવી આપે જે વાત

કરી કે 'ધંધાની અંદર નફો હતો, તેની અંદરથી ખોટ ગઈ ને !' તે આવું તો તમે બોલો આમ, અને એવું એ તમને લાગે છે, પણ પ્રસંગ આવે ત્યારે ખબર પડે. તો મેં કહ્યું, 'પણ પૉઝિટિવ રહેવામાં શું વાંધો છે ?'

**દાદાશ્રી :** ના, પૉઝિટિવ નહીં, એ અમારા ભાગીદારને તરત જ સંતોષ થઈ ગયો, મોઢા પર ફેરફાર થઈ ગયો. કહે છે, 'હા, કશું લાવ્યા નથી. આપણે તો આ છે જ.' ત્યારે મેં કહ્યું, 'આ છે એમાંથી બાદ કરો ને, આટલા.' 'ઘણું છે', કહે છે. ત્યારે મેલ ને પૂળો, અમથો આ જોડે લઈ જવાનું હોય તો કહે. તો એ પઈએ પઈ સાચવીએ. જોડે લઈ જવાના ? અમારા ગામમાંથી એકુંય લઈ ગયેલો નહીં, મેં જોયેલા બધા. તમારા તરફવાળા લઈ ગયેલા મને લાગે છે ?

**પ્રશ્નકર્તા :** ખબર નહીં, એ પાછા કહેવા નથી આવતા.

**દાદાશ્રી :** ત્યારે શું કામ ? કશુંય નહીં, એમ ને એમ હાય હાય વગર કામની ! તમે અમારામાં હાય હાય જોઈ કોઈ દહાડો ?

**પ્રશ્નકર્તા :** ના, કોઈ દહાડો નહીં.

**દાદાશ્રી :** કોઈ દહાડો જોઈ નથી ને ? કેટલા વર્ષથી ઓળખો છો ?

**પ્રશ્નકર્તા :** પાંત્રીસ વર્ષથી.

**દાદાશ્રી :** લ્યો, પાંત્રીસ વર્ષથી હાય હાય નથી જોઈ.

## ખોટના ઉપાસકને ચિંતા નહીં, ગૅરન્ટી આપે દાદા

કન્ટ્રાક્ટના ધંધામાં નફો ખોળો છો કે ખોટ ?

**પ્રશ્નકર્તા :** નફો જ હોય ને !

**દાદાશ્રી :** હેં ? એક પક્ષમાં જ પડ્યા છો ? જે ખૂણામાં લોક પડ્યા છે તે ખૂણામાં તમે પડ્યા છો ? તમારે લોકના વિરુદ્ધ ચાલવું.

લોક ખોળે નફો તો આપણે ખોળીએ ખોટ. નફો ખોળનાર કાયમ ચિંતામાં જ હોય. અને ખોટ ખોળનારને કોઈ દહાડો ચિંતા ના આવે, તેની અમે ગૅરન્ટી આપીએ છીએ !

કોઈ કહે, 'તમે શું પસંદ કરશો, પ્રૉફિટ અને લૉસમાં ?' ત્યારે કહે, 'ભઈ, ખોટ !' જે કોઈ લોકો પસંદ ના કરે એ મારી પસંદગી ! ખોટ પસંદ કરી, તોય કંઈ વળવાનું નથી. ખોટ પસંદ કરી હોય તોય લમણે લખેલો નફો જાય નહીં. તો એના કરતા આ પસંદગી કરીએ, તે શું ખોટી ? લોકો પસંદગી ના કરે. કહે, 'એ બોલશો નહીં, ખોટનું બોલશો નહીં કોઈ.' અલ્યા મૂઆ, ચોંટી પડવાની છે કંઈ ? અને ચોંટશે તો છોડવાની નથી. માટે કહીને ડર વગરના થઈએ. નીડર થઈને ફરીએ.

બધાય નફાની આશા રાખે છે. એકુંય માણસ ખોટની આશા રાખતો જ નથી. એક સાલ તો ખોટની આશા રાખીને ચાલ ! ખોટ જાય તો સમજજે કે આશા ફળી ! અમે તો ખોટની આશા રાખીએ. બધા જેવું ના રાખીએ.

જો ખોટ જ નક્કી કરે તો એના જેવો એકુંય સુખિયો નહીં. પછી ખોટ જ નહીં આવવાની જિંદગીમાંય ! કારણ કે ખોટનો જ ઉપાસક છું, એવું કહે, તો આખી જિંદગી ખોટ પછી આવવાની જ નહીં. ઉપાસક ખોટનો થયો પછી શું ?

## નફો કે ખોટ બેઉ અમારે સરખા

હવે કયો માણસ ખોટના સપના સેવતો હોય ?

**પ્રશ્નકર્તા :** ખોટના તો કોઈ નહીં.

**દાદાશ્રી :** ત્યારે મેં કહ્યું, 'ખોટના સપના સેવ, મૂઆ.' 'ખોટ આવજો', કહીએ. આવવાનો રોલ તો ડિસાઈડ થયેલો છે, તે મૂઆ, તું શું કામ આમ ગા ગા કર્યા કરું છું ? આપણે બોલીએ તો કો'કને હિંમત તો આવે બિચારાને. આપણે 'ખોટ આવજો' એમ કહીએ, તે પેલો કહે,

'હુંય એવું કહીશ ત્યારે, ખોટ આવજો.' બહુ સારું બા ! એવું તો શિખવાડવા ફરું છું. રોલ તો બધો નક્કી થયેલો છે, એથી આ હિંમત તો રાખ જરા. અમથો એનું ગા ગા કર્યા કરું છું, નફો... નફો... નફો. તું નફો ગા ગા કરીશ તોય ખોટ આવીને ઊભી રહેવાની છે. ત્યારે કો'ક કહેશે, 'તમને ખોટ પ્રિય છે ?' ત્યારે કહે, 'ના બા.' ધંધાના બે છોકરાં, નફો ને ખોટ. બેઉ અમારે સરખા. એમાં કોઈ અળખામણો નહીં અને કોઈ વહાલોય નહીં. જે વખતે જે આવે એને જમાડીએ અમે. 'ત્યારે ખરું તો સમતા જ રાખવી પડશે ને, છેવટે.' એ પાછું, એ કહે પાછો. ત્યારે મૂઆ, પહેલેથી રાખ ને ! નહીં ? આ લોકોની નકલો જ કર કર કરી છે. મારે ટેવ નહીં નકલ કરવાની પહેલેથી.

## જગ આંધળું જાણી ન કરે નકલ

**પ્રશ્નકર્તા :** એમ કેમ, દાદા ? એ શા માટે ?

**દાદાશ્રી :** મને એવું લાગેલું કે આ જગત આંધળું છે, સાચું નથી. પોતાની બુદ્ધિથી નથી ચાલતું, લોકોની બુદ્ધિથી ચાલે છે. હું લોકોનું શીખ્યો નથી. હું લોકસંજ્ઞા વિરુદ્ધ ચાલનારો માણસ પહેલેથી. લોક જે ચાલે ને, એ રસ્તો આમ ગોળ હોય, ફંટાયેલો, તો લોક રોડે રોડે ફરીને જાય. ત્યારે હું શોધી કાઢું, કે આ આમ એક માઈલ હોય તો દોઢ માઈલ થાય આમ. ગોળ ફરીએ તો ત્રણ થાય, તો અડધો ગોળ હોય તો દોઢ માઈલ થાય. તો હું સીધો જઉં આમ, પગથી ખોળી કાઢીને સીધો જઉં. હું આ લોક વિરુદ્ધ ચાલેલો. આ આમના કહેવા પ્રમાણે ચલાય ? લોકસંજ્ઞા નામેય નહીં. લોકોએ જેમાં સુખ માનેલું, એમાં મને સુખ દેખાયેલું નહીં.

## ધારવું એવું કે છેવટે નફો જ રહે

વ્યવહારમાં તો ખોટી આશાઓ ના રાખો, નફો થશે કે ખોટ. એ બધી ખોટી આશાઓ રાખે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** અમારે એક ભાગીદાર એવા, તે જગતના લોકોના જેવા, તે પદ્ધતસરના. જગતના લોકો જેમ ચાલે છે ને, એમ ધર્મ કરે, ધર્મનું બધું કરે. તે જે કંઈ કન્ટ્રાક્ટ લે અને આવે ત્યારે બહુ ખુશ થાય. ત્યારે મને કહે, 'બેએક લાખ મળે એવા છે.' મેં કહ્યું, 'આમ કરો ને, બે લાખ ખોટ જશે ત્યારે શું કરીશું ?' તો કહે, 'અત્યારથી એવું ના બોલશો.' મેં કહ્યું, 'મારી ઈચ્છા હોય નહીં. ભાગીદાર તરીકે એવી મારી ઈચ્છા ઓછી હોય કંઈ ખોટ કરવાની ? પણ તમે અત્યારથી આ મંડાણ ક્યાં માંડ્યું તે ?' ત્યારે મને કહે છે, 'કેટલા ધારું ?' મેં કહ્યું, 'આપણી રકમ બે લાખ રોકાઈ, તેનું વ્યાજ અને પ્લસ થોડા આપણા મેન્ટેનન્સના, એટલે ત્રીસેક હજાર ધારો ને !' ત્યારે કહે, 'તો ઈન્કમટેક્ષવાળાને શું ?' મેં કહ્યું, 'ઈન્કમટેક્ષના તો જો વધારે કમાઈએ તો આપવાના છે ને ! આપણે ત્રીસ ધારો ને !' તો કહે, 'સારું, ત્રીસ ધારીએ ચાલો.' અને પછી ધંધો પૂરો થઈ જાય ને પછી છેલ્લું બિલ આવે, ત્યારે મને કહે છે, ''આ તો ધાર્યા'તા આપણે ત્રીસ, પણ લાખ મળ્યા.'' ત્યારે મેં કહ્યું, 'કેટલા વધારે મળ્યા ?' ત્યારે કહે, 'સિત્તેર હજાર.' તો મેં કહ્યું, 'તમારા ધાર્યા પ્રમાણે આપણે કર્યું હોત તો ?' તો કહે, 'લાખની ખોટ જાત !' કેટલી ખોટ જાત ?

**પ્રશ્નકર્તા :** લાખની ખોટ.

**દાદાશ્રી :** તો એવું કંઈ ધારો કે દર સાલ નફો જ મળે. ખોટી-ખોટી ધારણાઓ વધારીને પછી પાછા, 'એય ત્યાં વધારે ખર્ચો થઈ ગયો, ફલાણું થઈ ગયું, આમ થઈ ગયું, તેમ થઈ ગયું ને પછી ખોટ ગઈ ને ! તે કાયમ કકળાટ.' કોઈ દહાડો નફો જ એને નથી આવતો. અને મારે દર સાલ નફો આવતો'તો.

કેટલાક તો શું કહે ? 'દાદા, આ ધંધામાં મારે સાંઈઠેક હજાર રૂપિયાનો નફો છે, આ મેં કામ લીધું તેમાં.' અને પછી વીસ મળે ને, 'ચાલીસ ખોટ ગઈ', કહેશે. ત્યારે પહેલેથી જ કહ્યું હોત કે 'મને દસ હજાર નફો છે' તો તું કહેત કે 'ભઈ, દસ હજાર મને વધ્યા.' ત્યારે મૂઆ, પાંસરું બોલ ને ! જેને લીધે આબરૂ વધે, મોઢું સારું દેખાય !

## અવળું ધારીને નફો છતાંય લાગે ખોટ

આ તો પહેલેથી ધારે, કે લાખેક મળે એવા છે. અને પછી સિત્તેર હજાર મળે ત્યારે 'ત્રીસ હજારની ખોટ ગઈ', કહેશે. તે આ તો કોઈ દહાડો કમાતો જ નથી ને ! અને જ્યારે ત્યારે રાંડેલો ને રાંડેલો. વહુ છે છતાં વહુ સાથે રાંડે છે ! વહુ વગર પૈણેલો જોઈએ તેને બદલે વહુ સાથે રાંડેલો હોય છે. જુઓ, આ અવળી સમજણ છે ને ?

**પ્રશ્નકર્તા :** હા...

**દાદાશ્રી :** એટલે મેં કહ્યું, 'ધંધો કરું તો લાખ મળે એવું લાગે તોય આપણે નક્કી કરવું, કે દસેક હજાર મળે એવા છે. તો એ આપણને પ્રૉફિટેબલ છે.' આફ્ટર ઑલ ધેર ઈઝ એ પ્રૉફિટ. પાછું આફ્ટર ઑલ બોલવું. કેવું ? આફ્ટર ઑલનો શું અર્થ ?

**પ્રશ્નકર્તા :** છેવટે પ્રૉફિટ.

**દાદાશ્રી :** છેવટે પ્રૉફિટ તો છે જ.

**પ્રશ્નકર્તા :** ને દસ હજારની ઉપર !

**દાદાશ્રી :** હં. અને પછી વીસ હજાર આવ્યા ને, તો આપણે કહેવું, 'જુઓ, દસ હજાર વધ્યા ને ! ચાલો હવે નાસ્તા-પાણી કરીએ, ચા-પાણી કરીએ.'

## મનને છેતરીને આનંદમાં રહેવાનું એડજસ્ટમેન્ટ

**પ્રશ્નકર્તા :** એ દાદા, સંતોષ રહેવા માટેની વસ્તુ છે ?

**દાદાશ્રી :** નહીં, આમાં સુખી કેમ થવાય, એવો રસ્તો ખોળી કાઢવો જોઈએ બુદ્ધિથી. આ બુદ્ધિપૂર્વકની વ્યવસ્થા છે. બુદ્ધિ છે નહીં ને અમથા વગર કામના નકામા કોથળા ચચ્ચાર આનામાં વેચાય ! બારદાન ! આવો મેળ કરતા આવડે નહીં ને !

એટલે અમે દરેક બાબતમાં પહેલું છે તે હિસાબ કાઢી નાખીએ,

પછી ખોટ આવે જ નહીં ને ! તે પછી જો મનમાં આનંદ રહે કે ધાર્યા કરતા બહુ પૈસા મળ્યા ! જરા ફીસ્ટ-બીસ્ટ (ઉજાણી) કરવાનુંય મન થાય. આ તો ચાલીસ હજાર માનેલા ને વીસ હજાર મળે ને, તો ફીસ્ટ ના કરે, મૂઓ.

આપણી ગોઠવણી, એડજસ્ટમેન્ટ એવું હોય કે આપણું આ મન છે ને, એ કૂદાકૂદ ના કરે. નહીં તો મન આપણને પજવે પછી, તેલ કાઢી નાખે. એના હાથમાં લગામ સોંપીએ પછી એ નચાવડાવે, તો લગામ જ શું કરવા આપીએ ? એટલે બધું એડજસ્ટમેન્ટ અમારું બહુ ડહાપણવાળું હોય ! તમને આ વાતો સાંભળવામાં આવે ને, તો કામ લાગે એ, હેલ્પફુલ થાય.

આ બધું ઑન ટ્રાયલ મેં લઈ લીધું છે, હોં ! આખી લાઈફ ટ્રાયલપૂર્વક લીધી છે. ક્ષણે ક્ષણે દરેક વસ્તુમાં ટ્રાયલ લઈને જ આગળ ચાલ્યો છું, એમ ને એમ નથી ખસ્યો હું. અને કેટલાય અવતાર ટ્રાયલથી જ ચાલેલો છું. ત્યારે તો હું તમને અનુભવની બધી વાતો કરી શકું છું, અને તો ખુલાસા થાય. ખુલાસા થાય તો માણસને મહીં મનમાં એ (આનંદ) આવે એને. ખુલાસો ના થાય તો માણસ ગૂંચાયા કરે.

જ્ઞાનીઓ કાયમ આનંદમાં રહે એનું શું કારણ ? એમને ગોઠવણી આવડે બધી. અને એ તમને શિખવાડે. તમને બધું ના આવડે એવું અમે જાણીએ. જો તમને આવડતી હોય તો અમને આ ગાદી ઉપર શું કરવા બેસાડો તમે ?

❖❖❖❖❖

# [૯]

# દાદાની ધંધો કરવાની ટેકનિક

## સ્ટીમર તરતી મૂકે ત્યારે બેઉ વિધિઓ

**પ્રશ્નકર્તા :** પેલું સ્ટીમરનું કહો ને.

**દાદાશ્રી :** મને એક માણસ કહે, 'તમે કાંઈ ધંધો કરો, તો શું ધારીને કરો ?' મેં કહ્યું, 'માન કે હવે મારે સ્ટીમર દરિયામાં મૂકવી છે, એક નાની સ્ટીમર. એક નાની સ્ટીમર હોય, તેમાં કંઈ લિમિટેડ કંપનીની જરૂર હોતી નથી. એ સ્ટીમર મારે મૂકવી છે, તો દરિયામાં મૂકાવી અને પહેલું છે તે આપણા હિન્દુ રિવાજ પ્રમાણે સત્યનારાયણની કથા કરાવડાવું.' આપણી લોકમાન્યતા છે ને, એમાં એવું ના બોલવું જોઈએ કે આ બધું ખોટું છે. લોકમાન્યતા એક્સેપ્ટ કરીને, એ સત્યનારાયણની પૂજા કે જે ભલે આપણે માનતા ના હોઈએ કશુંય, આપણે જાણીએ કે કશું છે નહીં આ તો, થોથા છે. તોય ત્યાં બેસીને આપણે પેલો બ્રાહ્મણ કહે, ફૂલ ચઢાવો, તો ચઢાવાના આટલું પી જાવ, તો પી જવાનું.

**પ્રશ્નકર્તા :** એટલે લૌકિક રીતે બધી પૂજા કરેલી ?

**દાદાશ્રી :** પૂજા બધી જ કરેલી. આપણે ત્યાં તો સત્યનારાયણની પૂજામાં 'દાદા'ને મૂકવાના ને, લોકો.

**પ્રશ્નકર્તા :** ચાલુ થઈ ગયેલું, દાદા.

**દાદાશ્રી :** પૂજાની મહીં ‘દાદા’ને મૂકે, અને ત્યાં પાછો હું પૂજા કરવા બેસું ને ત્યાં હું છતાં આમ કરીને પીઉ !

**પ્રશ્નકર્તા :** દાદા, હવે આપણે આત્મા થઈ ગયા એટલે આપણે તો એ પૂજાપાઠ જેવું રહ્યું નહીં. તો લોકને અનુકૂળ આવે અગર તો લૌકિક રીતે સારું દેખાય એટલા માટે આપણે પૂજાપાઠ શા માટે કરવા જોઈએ ? એ દેખાવ કરવાની શું જરૂર ? આપણે આત્મધર્મી થઈ ગયા એટલે આપણે એમાં હવે માનતા નથી, તો એ પૂજાપાઠ કરવાનું લૌકિક દૃષ્ટિએ શા કામનું ?

**દાદાશ્રી :** હં. એવો કશો કામનો હેતુ હોતો જ નથી ને ! શું થાય છે એને જુઓ. આપણે નવું કરવાનું નથી, આ તો ઈફેક્ટ જ છે હવે તો. તો લૌકિક થતું હોય તો લૌકિક કરો અને ના થતું હોય તો ના કરો.

**પ્રશ્નકર્તા :** છતાં એ જે ઈફેક્ટ છે, આપણે આત્મધર્મી થઈ ગયા અને આ દેહાતીત રીતે આપણે કાર્ય કરી રહ્યા છીએ, તો એ હેલ્પફુલ ખરું ?

**દાદાશ્રી :** હેલ્પફુલ જ છે. આ હેલ્પફુલ હોય જ, દરેક વસ્તુ હેલ્પફુલ. ઈફેક્ટ એટલે ઈફેક્ટ, આવવાની જ. નાપાસ થવાનો એ નાપાસ થવાનો, એ પણ હેલ્પફુલ છે અને પાસ થવાનો તેય હેલ્પફુલ છે. નાપાસ થાય તો ફરી એ એમાં બેસશે ને ફરી પાકું કરશે. એ રીતે હેલ્પફુલ છે ને ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે, રાઈટ. અને પેલો આગળ જશે.

**દાદાશ્રી :** એ ઈફેક્ટ હેલ્પફુલ જ માનવી જોઈએ. એટલે હું તો સ્ટીમરને મૂકું, ત્યાં આગળ પૂજા કરાવડાવું. જ્યારે ચાલુ કરવાની હોય તે દહાડે સત્યનારાયણની પૂજા કરાવું, બીજી પૂજા ભણાવું. બધું ભણાવ્યા પછી એનું છે તે પેલા ગ્રહોનું વિધિ-પ્રાર્થના કરું. પહેલી વ્યવહાર વિધિ, પછી છે તે હું મારી વિધિ કરી લઉ.

## સ્ટીમરના કાનમાં ફૂંક

પછી એ સ્ટીમરને હું અંદર જઈને કહી આવું, હું એનો કાન ક્યાં આગળ છે એ જાણું. એની મહીં કહું, ખાનગીમાં કોઈ ના હોય ને, તે ઘડીએ સ્ટીમરને કાનમાં ફૂંક મારું, કે 'તારે જ્યારે ડૂબવું હોય ત્યારે ડૂબજે, મારી ઈચ્છા નથી.' શું કહું એને ?

**પ્રશ્નકર્તા :** મારી ઈચ્છા નથી.

**દાદાશ્રી :** હા, તારા મનમાં એમ થાય, કે 'એમને રીસ ચઢી છે.' ના, મને રીસ ચઢી નથી. તું તરું તો બહુ આનંદ છે એમાં. પણ તારે જ્યારે ડૂબવું હોય ત્યારે ડૂબજે, અમારી ઈચ્છા નથી. એટલે જ્યારે ડૂબે ત્યારે આપણે કહીએ કે એને કહ્યું'તું ને, એ ડૂબી બિચારી. અને ના ડૂબે ત્યાં સુધી નફો જ છે ને ! અને નહીં તો પહેલા કહ્યું'તું, તે આજ ડૂબી. પછી રહ્યું ક્યાં આગળ ? એવું ના કહેવાય, કે 'તારે ફાવે ત્યારે ડૂબી જજે.' એવું ના બોલીએ, એ જોખમ કહેવાય. 'અમારી ઈચ્છા નથી' એવું કહેવું જોઈએ. કારણ નહીં તો સ્ટીમર કહે, 'આપને અમારી જોડે ભાવ નથી.' એ તરછોડ મારી કહેવાય. અમે તરછોડ ના મારીએ.

અમારી ઈચ્છા નથી. પછી વ્યવસ્થિતમાં જે હો તે હો. જો ડૂબે તો આપણે તો નક્કી કર્યું હતું કે 'ડૂબવું હોય તો ડૂબજે.' એડજસ્ટમેન્ટ તો આપણે રાખવું જ જોઈએ ને ! પછી ભો-ભડકાટ નહીં ને ! ને જ્યારે ત્યારે તો એ સ્ટીમરો દરિયામાં ડૂબશે ને ! કંઈ જમીન પર સ્ટીમર ના ડૂબે ! શું દરિયામાં બધી સ્ટીમર તરતી જ હશે ? માટે પહેલેથી જ બન્ને બાજુ રાખવી. સ્ટીમર તો વીતરાગ છે, એને આપણી જોડે માલિકીભાવ નથી. બધું ડૂબવા માટે આવેલું છે.

## ક્યું જ્ઞાન ક્યાં વાપરવું તે શિખવાડે દાદા

**પ્રશ્નકર્તા :** બરાબર છે, દાદા. એવું કહે છે ને, 'બનનાર છે તે ફરનાર નથી અને ફરનાર છે તે બનનાર નથી.'

**દાદાશ્રી :** બનનાર ફરનાર નથી, એ વસ્તુ જુદી છે. એવું જો

માનીને બેસી રહે ને, તો કોઈ દહાડો 'દહાડો' વળે નહીં. બનનાર છે એ ફરનાર નથી ને ફરનાર છે એ બનનાર નથી, એવું કોઈનું સાંભળવું નહીં. એનાથી રોગ પેસશે.

આપણે તો શું કરવું ? સ્ટીમરમાં જતી વખતે, સ્ટીમરના ખાનગી જરા ભૂંગળા જેવું હોય ને, તે એના કાન જેવું લાગે, ત્યાં આપણે કહેવું, કે 'મારે આફ્રિકા જવું છે. તારે જ્યારે ડૂબવું હોય ત્યારે ડૂબજે, મારી ઈચ્છા નથી.' શું કહેવું ?

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** પછી ભાંજગડ નહીં ને ! ડૂબી તો આપણે કહીએ કે આપણે કહ્યું'તું જ, એમાં શું વાંધો છે ? અને ના ડૂબી, તો લાભ જ છે ને ! તમને કેમ લાગે છે ? ગમી વાત ?

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** તમે સ્ટીમરને કહો ?

**પ્રશ્નકર્તા :** પણ સ્ટીમરને કહેવાથી, સ્ટીમર શું કરશે ? સ્ટીમરને આપણે કહીએ તો એ શું સમજે ?

**દાદાશ્રી :** એ સમજવાનું નહીં જોવાનું. તમે એને કહી છૂટો ને, કે 'અમારી ઈચ્છા નથી. આજથી તને તરતી મૂકીએ છીએ. તારે જ્યારે ડૂબવું હોય ત્યારે ડૂબજે, અમારી ઈચ્છા નથી.' અને લોકો શું આશા રાખે ? ક્યારેય ના ડૂબે એવી આશા રાખે. ફૂંક મારે, કે 'તું ડૂબીશ નહીં. ભઈ સા'બ, આ તું ડૂબીશ નહીં.' ત્યાં બનનાર ને ફરનાર સમજવાનું છે. તમને સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** હા, પડી.

**દાદાશ્રી :** તમારે એવું કહેવું જોઈએ કે 'મારી ઈચ્છા નથી.' એટલું જ કહેવું.

**પ્રશ્નકર્તા :** હવે સમજાયું.

## 'અમારી ઈચ્છા નથી' કેમ કહેવાનું ?

**દાદાશ્રી :** 'તારે જ્યારે ડૂબવું હોય ત્યારે ડૂબજે, અમારી ઈચ્છા નથી.' એ શું કહેવા માગીએ છીએ ?

**પ્રશ્નકર્તા :** જોખમદારી અમારી નહીં.

**દાદાશ્રી :** બીજું વાક્ય મારે શા માટે બોલવું પડ્યું ?

**પ્રશ્નકર્તા :** કારણ કે એ ડૂબે પણ ખરી.

**દાદાશ્રી :** હા, પણ 'અમારી ઈચ્છા નથી' કહેવાનું શું કારણ ?

**પ્રશ્નકર્તા :** ડૂબે તો એક્સેપ્ટ કરી શકે ને !

**દાદાશ્રી :** ના. 'અમારી ઈચ્છા નથી' એટલે શું ? જો 'અમારી ઈચ્છા નથી' એવું ના બોલીએ ને, તો ભયંકર ગુનો છે, કુદરતનો ગુનો છે. શું ? કે 'તમે આટલા બધા નિસ્પૃહ છો આનાથી ? એમ ! ખુમારી છે આ તમારી !' તે આપણી ખુમારી નથી, બા. અમારી ઈચ્છા નથી કે તું ડૂબે. તું કાયમ રહે અમારી સાથે. આ જો અમારી તને ડૂબાડવાની ઈચ્છા હોય, તો આ અમે પૂજા શું કરવા કરી ? અમને તારી જોડે સ્પૃહા છે, તું ન જ ડૂબે એવી. છતાં તારે ડૂબવું હોય તો અમારાથી ના કહેવાય નહીં. બાકી અમારી ઈચ્છા નથી આ. નહીં તો એ જાણે કે 'ઓહોહો ! આપણે ફાવ્યા. આપણને હવે શું લેવાદેવા છે ? એમણે તો હવે કટ ઑફ કર્યું છે, તો આપણે હેંડો.' અમે કટ ઑફ નથી કર્યું, તારે કરવું હોય તો કરજે. એટલે જ્યારે ડૂબે ત્યારે આપણે કહી દેવું, કે 'ભઈ, અમે કહ્યું'તું એ પ્રમાણે...'

**પ્રશ્નકર્તા :** થયું.

**દાદાશ્રી :** નહીં તો છે જ. એટલે પહેલેથી જ આવું કહીને બેઠા હોય તો પછી ભાંજગડ નહીં ને !

## એકલા નિસ્પૃહ થશો તો થશો દેવોના ગુનેગાર

'અમારી ઈચ્છા નથી' એમ જો ના કહીએ ને, તો આપણે નિસ્પૃહ

થયા. એ તો આપણે માથે જોખમદારી આવી. હવે પેલા નિસ્પૃહીઓ શું બોલે ? 'તુજે જબ ભી ડૂબના હૈ, તો ડૂબ જાના.' અરે મૂઆ, એ તો ડૂબી જશે, એના બાપનું શું જવાનું છે ? એ તો એને શી આબરૂ જવાની છે તે ? એટલે તું કહે, કે 'ભઈ, મારી ઈચ્છા નથી.' કંઈક ગરજ તો રાખ, મૂઆ. આવું ના ગરજુ થઈ જઉ, તો એ શું કહે ? માટે આપણી ગરજ રાખીને વાત કરીએ, કે 'અમે ગરજુ જ છીએ, બા. અમે એવા નાલાયક નથી.' એટલે આપણી આબરૂ રહે.

આ તો કહે, 'ડૂબશે, ડૂબશે, ડૂબશે.' મૂઆ, કોઈ ડૂબ્યું નથી, અમથો તું ડૂબું ડૂબું કરું છું ? અને નહોતી ડૂબવાની તે જ ડૂબી. તું કહેતો હતો ને, આ તો નહીં ડૂબે. એ જ ડૂબી ! હિસાબમાં નહીં હોય તો કશું ડૂબવાનું નથી. કોઈ નામ દેનાર નથી.

એ તો આ જ્યારે હિસાબ આવશે ત્યારે ડૂબવાની છે, તો તે દહાડે રડારોડ કરવી તેના કરતા આપણે પહેલેથી કહી દીધેલું હોય, કે 'તારી ઈચ્છા હોય ત્યારે ડૂબજે અમારી ઈચ્છા નથી' એમ કહીએ ને, એટલે તરછોડ નહીં વાગે એની. નહીં તો નિસ્પૃહ થાય એટલે એ ડૂબવાની ના હોય તોય દેવો ડૂબાડી દે, કે 'આને તો ઓહોહો ! ઘેમરાજી કેટલી છે !' એવું કહે. 'ઘેમરાજી' આપણામાં શબ્દ હોય છે. અહંકારનો શબ્દ, એક 'ઘેમરાજી' તરીકેનો શબ્દ હોય છે. દેવો શું જાણે ? આને ધંધો કરવો છે ને આ ઘેમરાજી કેટલી રાખે છે, કે 'ડૂબજે તું.' તે ડૂબાડી દે. અને આપણે કહીએ, 'મારી ઈચ્છા નથી બા.' પછી એ ડૂબી ગઈ તો આપણે કહીએ ને, કે 'ભઈ, મેં કહ્યું'તું ને ડૂબી ગઈ.' અને આ તરી, ત્યારે તો નફા મળ્યા જ કરે. આપણને બધી રીતે ચાન્સ મળે.

## દાદા સમજાવે કઈ રીતે આપણી જવાબદારી છૂટે

લોકો શું કહે ? 'કાયમ તરજે બા, કાયમ તું તરજે.' અને પછી પરમ દહાડે ડૂબી કે રોકકળ, તે દહાડે ઉકળાટ. 'મારી ઈચ્છા નથી' એમ કહેવું જોઈએ. એટલે એ ખુશ થઈ જાય, કે 'ઓહોહો ! એમની પોતાની ઈચ્છા નથી, આપણા ઉપર પ્રેમ કેટલો છે !' સમજણ પડી મારી વાત ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** બહુ સમજવાની વાત છે. જો સમજણ પડે તો...

**પ્રશ્નકર્તા :** સ્ટીમરને કીધું ને, કે 'તારે ડૂબવું હોય તો ડૂબજે, અમારી ઈચ્છા નથી.' તો આપે કંઈક એવું પણ સાથે સમજાવ્યું છે કે એના લીધે આપણી જવાબદારી છૂટી જાય છે અને એ સ્ટીમરને એની પોતાની જવાબદારી લાગે છે.

**દાદાશ્રી :** હા, બરોબર છે એ તો.

**પ્રશ્નકર્તા :** એ મને કંઈ બરાબર નહોતું સમજાયું.

**દાદાશ્રી :** આપણી તો જવાબદારી છૂટી જ ગઈ ને, 'અમારી ઈચ્છા નથી', એમ કહ્યું તો, નહીં ? હવે સ્ટીમરની પોતાની જોખમદારી રહી. એટલે સ્ટીમરને ગભરામણ થાય ને, એને તો. એટલે સ્ટીમરને પોતાને ખબર પડે નહીં, પણ સ્ટીમરને જે ડૂબાડનારા કારણો છે એ ગભરાય ને ? અને પેલું એકલું કહીએ, કે જ્યારે ડૂબવી હોય ત્યારે ડૂબજે, તો પછી એ કારણો ગભરાય નહીં. એટલે આ બધા એક-એક શબ્દ તો એક્ઝેક્ટલી છે !

## જ્ઞાનીઓ હસીને ભોગવે, અજ્ઞાનીઓ રડીને ભોગવે

'અમારી ઈચ્છા નથી' કહ્યું, એટલે એની પાછળ બળ કામ કરે છે. 'મારી ઈચ્છા નથી', કહીએ. એટલે એ ડૂબે જ નહીં. અને જ્યારે ડૂબે તો અમે કહીએ કે ''ભઈ, અમે કહ્યું'તું જ, એમાં શું ખોટું થયું ?'' પહેલેથી જો એ કમાઈ લાવશે ને એવી બધી આશાઓ રાખીએ, તો શું થાય એનું ? તે દહાડે રાંડીને ઊભું રહેવું પડે ને ? પહેલેથી રાંડીને બેઠા હોય પછી રાંડવાનું રહ્યું જ ક્યાં ? પછી રાંડવાનું રહે નહીં ને ?

**પ્રશ્નકર્તા :** નહીં.

**દાદાશ્રી :** મારે તો પૈણતી વખતે એવું જ થયેલું ને ! 'બેમાંથી એક જણને તો રાંડવું પડશે !' એવો વિચાર આવેલો.

એટલે સ્ટીમરને કહીએ કે 'અમારે શાદી મંજૂર છે. અમારે ઈચ્છા નથી, છતાં તારે ડાયવોર્સ લેવા હોય ત્યારે લેજે.'

એટલે અમારો બિઝનેસ જ આ. અમારે ત્યાં કાણ-બાણ ના હોય કોઈ વસ્તુની. કાણ-બાણ પછી કરવાની ના હોય, પહેલેથી જ કાણ કરી નાખેલી હોય. પૂજા-વિધિઓ બધું કરાવવાનું પાછું. અમે જ્ઞાનીઓ તો બહુ જ પાકા હોઈએ. તે બધી રીતે પાકા હોઈએ. ભય આપણે ઘેર પધારે જ નહીં, એવું પહેલેથી જ નિર્ભય થઈને બેસીએ.

એટલે આપણે કામને ધારવું જ નહીં, કામ કર્યા જવું. અને ધારવું હોય તો મારા જેવું ધારવું. આ તો ધારે પાછું પહેલેથી. 'આવું જ થવું જોઈએ ને તેવું જ થવું જોઈએ.'

આ તો કહીએ, 'કાયમ રહેજે' તો રહેવાની નથી અને 'ડૂબી જા' કહીએ તો તે ડૂબવાની નથી. પણ અમે તો આ વિપરિણામ શું આવવાનું છે એ જાણીને બેઠા હોઈએ, તો પછી ભો ના રહે. આ તો આપણે કહીએ કે 'તારે ડૂબવું હોય ત્યારે ડૂબજે, અમારી ઈચ્છા નથી.' તે ડૂબે તો ભો ના રહે. તેથી જ કહ્યું છે ને, કે જ્ઞાનીઓ હસીને ભોગવે અને અજ્ઞાનીઓ રડીને ભોગવે, તેથી સંસાર ઊભો છે.

જિંદગીમાં હું એવી રીતે જીવ્યો છું, તે બહુ થોડોક ટાઈમ, વખતે કોઈક ટાઈમ મારે પછી પસ્તાવો થયો હશે. પસ્તાવો કરવાનો વખત નહીં આવેલો. અને તમારે તો રોજ કકળાટ !

## બધાયના સંકલ્પ-વિકલ્પની અસર થાય

**પ્રશ્નકર્તા :** દાદા, મને તો સ્ટીમરમાં બેસવાનું થાય ને, ત્યારે ભય લાગે છે.

**દાદાશ્રી :** આ સ્ટીમર ડૂબી જશે એવો ભય છે, એનું શું કારણ ? પંદર દહાડા ઉપર સાંભળ્યું કે પેલી સ્ટીમર ડૂબી ગઈ. તે એની મહીં પંચર થઈ ગયું હતું. અરે મૂઆ, એમ તો કંઈ બધાની ડૂબતી હશે ? ત્યારે કહે, 'મને ગભરામણ થાય છે.' શું કરો તમે ? શું કરવું જોઈએ

ગભરામણ થાય તો ? ડૂબશે કે નહીં ડૂબે, તે શું કરવું ? જેના પેસેન્જરો બધાય એ વાતમાં એક થઈ જાય, કે 'આ ડૂબે તો શું કરીએ ?' તો એ ડૂબવાની તૈયારી કરે. કારણ કે આ એને બિચારીને સંકલ્પ-વિકલ્પ નથી આવતો, તમને સંકલ્પ-વિકલ્પ, તો એ પ્રમાણે. પણ એમાં બસ્સો જણને આવો વિચાર આવે ને બીજા ત્રણસો કહે, 'કશું થવાનું નથી' તો એ પ્રમાણે. ત્યારે કહે, 'ભય લાગે તો શું કરવું ?' અને ત્યાં આગળ સ્ટીમરમાં બેસતી વખતે અમે શું કરીએ ? સ્ટીમરની આ ભીંતને જરાક અડીને ફૂંક મારીએ, 'અમારે લંડન પહોંચવું છે, અમારી ઈચ્છા નથી કે તું ડૂબકી માર. અને તારે મારવી હોય તો અમને વાંધો નથી. જ્યારે ડૂબવું હોય ત્યારે ડૂબજે, અમારી ઈચ્છા નથી.' પછી નિરાંત વાળીને બેસીએ. લોક કહે, 'ડૂબી, ડૂબી' ત્યારે આપણે કહીએ, ''કહ્યું'તું જ અમે એને.'' અને જો આપણી ઈચ્છા સાચવી તો એનો ઉપકાર માનીને નીચે ઊતરવાનું. તારો ઉપકાર, કે મારી ઈચ્છા સાચવી. આમાં શું બીજું પૂછવાનું ? વાત અક્કલવાળી છે કે નહીં ? તમને કેવી લાગે છે ? આવું બધું ગાડી-બાડીમાં બોલીને બધે ચડવું.

## પહેલેથી જ ડિપ્રેશન માગી લેવું

અમે નવી નવી સ્ટીમર તરતી મૂકીએ ત્યારે બધી જ વિધિ કરીએ, નારિયેળ વધેરીએ અને કહીએ કે 'જ્યારે ડૂબવું હોય ત્યારે ડૂબજો. અમારી ઈચ્છા નથી.' ડૂબવા માટે મૂકીએ છીએ. બૅન્ડ-શૉ ઉપર લાકડું વહેરવા મૂકીએ ત્યારે પહેલેથી કહેવું કે 'પોલું નીકળજો.' આ તો લોક સ્ટીમર તરતી મૂકે છે ત્યારે ભગવાનને કહે છે, 'ડૂબાડશો નહીં. લાકડું પોલું નીકળશો નહીં.' પહેલેથી જ ભગવાન પાસે ડિપ્રેશન માગી લેવું, એટલે કશી જ ભાંજગડ નહીં. જગત સ્વભાવે જ ડિપ્રેશન કરે તેવું જ છે. માટે આપણે તો ડિપ્રેશન જ માગી લેવું, એટલે કશી જ ભાંજગડ નહીં.

## અજ્ઞાનદશાની કળાથી ધંધામાં સેફ સાઈડ

આ બધી ગોઠવણી કરેલી. બધી સેફસાઈડ. આ એક સેફસાઈડની રીત નથી, ધંધો કરવામાં ?

**પ્રશ્નકર્તા :** ભારે સેફસાઈડ, પછી વાંધો જ ના આવે.

**દાદાશ્રી :** આ અમારી બિઝનેસ કરવાની ટ્રિક. આ અજ્ઞાનદશામાં આવી કળા હોય છે. અમે તો આ રીતે ધંધો કરતા હતા. બીજી ભાંજગડમાં રહે એ બીજા.

એટલે એડજસ્ટમેન્ટ ગોઠવીએ તો પાર આવે એવો છે આ જગતમાં.

મનનો સ્વભાવ એવો કે એનું ધાર્યું ના થાય એટલે નિરાશ થઈ જાય. એટલા માટે આ બધા રસ્તા કરવાના. પછી છ મહિને ડૂબે કે બે વર્ષે ડૂબે ત્યારે અમે 'એડજસ્ટમેન્ટ' લઈ લઈએ, કે 'છ મહિના તો ચાલ્યું.' વેપાર એટલે આ પાર કે પેલે પાર. આશાના મહેલ નિરાશા લાવ્યા વગર રહે નહીં. સંસારમાં વીતરાગ રહેવું બહુ મુશ્કેલ છે. એ તો જ્ઞાનકળા ને બુદ્ધિકળા અમારી જબરજસ્ત હોય તેથી રહેવાય.

**પ્રશ્નકર્તા :** અમે ખેડૂત લોકો ભેંસ લઈએ, બળદ લઈએ, ઢોર લઈએ, તો શું કહેવાનું લઈએ ત્યારે ?

**દાદાશ્રી :** ત્યારે કહેવું કે 'તારે જ્યારે સ્વધામ જવું હોય તો જજે પણ અમારી ઈચ્છા નથી.' સ્વધામ જવું હોય, પરગામ જવું હોય. નાસી જાય વખતે, પણ અમારી ઈચ્છા નથી. સ્વધામ જવું એટલે મરવું.

પછી કાલે સવારે કંઈ રોગ થયો ને મરી ગઈ, તો આપણે કહીએ "કહ્યું'તું ને ગઈ."

**પ્રશ્નકર્તા :** દાદા, હું નોકરી કરું છું, તો મારે શું ગોઠવવાનું ?

**દાદાશ્રી :** તમારે તો છે તે કોઈ જગ્યાએ જૉબને માટે રહેવું પડે, તો જ્યાં એ જૉબ મળી હોય, તમે જે ભગવાનને માનતા હોય તે ભગવાનની હાજરીમાં નક્કી કરવું કે 'હે ભગવાન ! આ જૉબ મને મળી છે એ જૉબ હું કરવા માગું છું.'

અને એ જૉબને આપણે એમ કહેવું જોઈએ, કે 'તું મને ભેગી

થઈ છું, એ મને બહુ આનંદ થયો છે. હું તારે માટે પૂજા કરું છું આજે.' એટલે ચાંદલા કરીને ભગવાનની પાસે પૂજા કરવી કે આ જે જૉબ મને ભેગી થઈ છે. આજે પૂજા કરીને જૉબ ઉપર હું જવાનો છું. પણ જૉબને એટલું કહેવું જોઈએ, કે 'તારે જ્યારે જવું હોય ત્યારે જજે અને રહેવું હોય તો રહેજે. મારી ઈચ્છા નથી, તું જઉ એ !' આપણે શું કહેવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** અમારી ઈચ્છા નથી.

**દાદાશ્રી :** 'તું જતી રહું, એ મારી ઈચ્છા નથી, છતાંય પણ તારે જવું હોય તો તું જજે', કહીએ. એટલે પહેલેથી જ આપણે કહ્યું હોય અને પછી જૉબ જવાની હોય તો આપણને કશી ભાંજગડ નહીં, કે આપણે કહ્યું છે ને એ પ્રમાણે થયા કરે છે. અમે ધંધો કરતા'તા, તે આવી રીતે કરતા'તા.

## આવું કોણ કોને કહે છે ?

અમે તો એવું આ દેહનેય કહીએ કે 'તારે જ્યારે છૂટવું હોય ત્યારે છૂટી જજે, મારી ઈચ્છા નથી.'

**પ્રશ્નકર્તા :** મારી ઈચ્છા નથી, તારે છૂટવું હોય તો છૂટજે.

**દાદાશ્રી :** કારણ કે કાયદા એવા સરસ છે કે કાયદો કોઈનેય છોડે નહીં, એટલા બધા કાયદા છે. અહીંયા કંઈ કોઈને દયા આવે એવું છે નહીં. માટે અમથા વગર કામના દયા શું કામ માગો છો તે ? 'હે ભગવાન ! બચાવજે, બચાવજે !' શી રીતે બચાવે તે ? ભગવાન બચ્યા નહોતા ને ! અહીં જન્મ લીધો ને, તે બધા બચ્યા નહોતા ને ! એય કૃષ્ણ ભગવાન છે તે પગ ઉપર પગ ચઢાવ્યા આમ અને સૂતા, તે પગને આમ જોયો પેલાએ, તે પેલાને એવું લાગ્યું કે આ કોઈ હરણું-બરણું લાગે છે, તે પેલાએ માર્યું તીર.

કર્મ કોઈને છોડે નહીં. કારણ કે આ સ્વરૂપ નથી આપણું. આપણા સ્વરૂપમાં કોઈ નામ ના દે. જો તમે શુદ્ધાત્મા છો, તો કોઈ નામ દેનાર

નથી. પરમાત્મા જ છો ! પણ અહીં કોઈના સસરા થવું હોય તો મુશ્કેલી છે.

**પ્રશ્નકર્તા :** આપણે દેહને ફક્ત 'તારે જ્યારે મરવું હોય ત્યારે તું મરજે' એટલું જ કહીએ તો ચાલે ?

**દાદાશ્રી :** ફક્ત 'મરવું હોય ત્યારે મરજે' એવું કહેવાનો અર્થ શું થાય, કે એકપક્ષી થઈ જાય. એટલે એ તિરસ્કાર ઉત્પન્ન ન થાય એટલા માટે આપણે જોડે કહીએ છીએ, 'અમારી ઈચ્છા નથી.'

**પ્રશ્નકર્તા :** હા, પણ એ બન્ને જે કહે છે, એ કહેનાર કોણ, એમ જણાવો. આ બે વાક્યો કહેનારું કોણ ?

**દાદાશ્રી :** એ તો મરણથી જે જુદો હોય એ. તેનું જ હોય ને !

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્મા ?

**દાદાશ્રી :** ના, પ્રતિષ્ઠિત આત્મા તો મરણવાળો છે. એ બધું પ્રજ્ઞાનું કામ છે.

**પ્રશ્નકર્તા :** મરણવાળો છે એ પ્રતિષ્ઠિત આત્મા જ કહે ને ? કારણ કે પેલું...

**દાદાશ્રી :** એ પ્રતિષ્ઠિત આત્મા તો મરવાનો છે, એ તો બોલે જ નહીં ને આવું !

**પ્રશ્નકર્તા :** હા, એટલે ના મરીશ, એવું એ કહે ને ?

**દાદાશ્રી :** ના, એ ના બોલે.

**પ્રશ્નકર્તા :** તો પછી કોણ કહે છે ?

**દાદાશ્રી :** એ તો પ્રજ્ઞા કહે છે.

**પ્રશ્નકર્તા :** અને જેને પ્રજ્ઞા ઉત્પન્ન ના થઈ હોય તે ? બધાને પ્રજ્ઞા તો ઉત્પન્ન થયેલી ના હોય છતાંય આવું બોલે ?

**દાદાશ્રી :** હા, પણ એ તો બોલે એટલે એ પ્રજ્ઞા જેવો ભાવ જ

છે એક જાતનો. જુદો ભાવ છે આનાથી, મરનારથી જુદો ભાવ છે. મરનાર પોતે એમ ના કહે કે 'હું મરી જઉં.' એ ત્યાં આગળ બુદ્ધિનો અમુક ભાગ, ભાવ કરે છે, પણ તે મરનારથી જુદો છે. સ્થિતપ્રજ્ઞની દશાનો કહીએ છીએ એ ભાગ. પણ જો કે ઘણા ખરાને એ વિચાર તો આવતો જ નથી.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનીને તો આવે જ નહીં ને ! અજ્ઞાનીને આવતો હશે એવો વિચાર ?

## નિર્વિકલ્પી બનવાની અજાયબ ચાવી

**દાદાશ્રી :** એટલે આ શરીરને અમે શું કહીએ છીએ, કે 'તારે જ્યારે જવું હોય તો જજે, મારી ઈચ્છા નથી.' કારણ કે 'મારે તો હજુ લોકોનું કેમ કલ્યાણ થાય', એટલી જ મારી ઈચ્છા છે.

**પ્રશ્નકર્તા :** એમ કહેવાથી શું ફાયદો થાય ?

**દાદાશ્રી :** નિર્વિકલ્પ બનાવે.

**પ્રશ્નકર્તા :** કોને ? આપણને ?

**દાદાશ્રી :** આપણને. આ તો અમારી શોધખોળ છે ! એક-એક ચાવીઓ અમારી શોધખોળ છે આ બધી !

❖❖❖❖❖

# [૧૦]
# લક્ષ્મીજી સાથે વાતચીત

## અનુકૂળ આવે ત્યારે પધારજો

**પ્રશ્નકર્તા :** પછી પેલું વડોદરાના સ્ટેશને લક્ષ્મીજી ભેગા થાય ત્યારે...

**દાદાશ્રી :** હા. પહેલા અમે આવતા-જતા'તા ને ટ્રેનમાં, ત્યારે વડોદરા સ્ટેશન ઊતરીએ એટલે તરત લક્ષ્મીજી સામા ભેગા થાય અમને, તો લક્ષ્મીજીને કહીએ, 'જય સચ્ચિદાનંદ, તબિયત સારી છે ને ?' તો કહે, 'હા.'

એટલે લક્ષ્મીજી મળે તો અમે મૂંઝાઈ ના જઈએ, અમે દર્શન કરીએ. 'સચ્ચિદાનંદ' બોલે પછી અમે કહીએ વિવેકસર, કે 'મામાની પોળમાં છઠ્ઠું મકાન, જ્યારે અનુકૂળ આવે ત્યારે પધારજો અમારે ત્યાં.' અમારે ત્યાં જ આવજો, એવું નહીં. અમારી ઈચ્છા છે કે તમે આવો. પણ તમારી અનુકૂળતા પર, અમારાથી વાંધો ના ઉઠાવાય. 'જ્યારે અનુકૂળ આવે ત્યારે પધારજો, ઘર તમારું છે', એટલું કહીને ચાલતા થઈએ.

## દુનિયાથી જુદા જ કાયદા, ન આંતરે લક્ષ્મીને

અને લક્ષ્મીજી આવ્યા પછી જ્યારે જવાની તૈયારી કરતા હોય ને, ત્યારે અમને તરત ખબર પડી જાય. જવાના હોય તો ખબર ના પડે, કે આ જવાની તૈયારી કરે છે ? ખબર પડે કે ના પડે ?

**પ્રશ્નકર્તા :** પડે, પડે.

**દાદાશ્રી :** એટલે જતા હોય તો આપણે જોઈએ કે આ તો લક્ષ્મીજી ચાલ્યા ! આપણે કહીએ, 'કેમ આજે ઉતાવળ ?' ત્યારે કહે, 'હું જઉ છું હવે.' તો 'આ ઘર તમારું છે, સોંપ્યું. હવે તમને જ્યારે આવવું હોય ત્યારે આવજો.'

અને એ જાય તો મેં કહેલું કે 'તમે જાવ તો મનમાં એ રાખશો નહીં કે મારું મોઢું ઊતરી જશે અને મને એ (દુઃખ) લાગશે. જાવ એટલે મને કહેજો કે હું જઉ છું', તો હું કહીશ, કે 'અત્યારે ભલે જાવ પણ આવજો વહેલી તકે જેમ બને તેમ, આ ઘર તમારું છે, ફરી આવજો.' આટલો અમે લક્ષ્મીજી જોડે વ્યવહાર રાખીએ.

હવે હું એવો પાટીદાર રહ્યો નથી, કે પેલી છોકરાની વહુને આંતરે અને પંદરસો-બે હજાર પડાવે એના માટે. અને આ લોકો તો લક્ષ્મીજીને આંતરે છે, નહીં ? આંતરે ખરા કે લોકો, લક્ષ્મીજીને ?

**પ્રશ્નકર્તા :** હા, લક્ષ્મીજીનેય આંતરે છે ને !

**દાદાશ્રી :** મને સ્ટેશન પર રોજ મળે છે. મેં કહ્યું, 'કેમ રિસાણા છો ?' ત્યારે કહે, 'બધા નાગા થઈ ગયા છે હવે. મને કહે છે કે મારે ત્યાંથી જવાનું નહીં તમારે. બધાય એવા મંડ્યા છે.' ત્યારે એ એમને પિયર ના જાય ? લક્ષ્મીજીને ઘરની મહીં આંતરી રખાય ?

લક્ષ્મીજી કોઈના આંતર્યા અંતરાય તેમ નથી. લક્ષ્મીજી તો ભગવાનની પત્ની છે ! તેનેય મૂઆ, તું આંતર આંતર કરે છે ? પહેલા આણામાં આવેલી વહુને જો આંતરી રાખી હોય ને પાછી પિયર જવા ના દે, તો શી દશા થાય બિચારીની ? તેવું લોકોએ આ લક્ષ્મીજી માટે કરવા માંડ્યું છે. તે લક્ષ્મીજીય હવે કંટાળ્યા છે.

અમે ના કહીએ કે તમે આંતરો. અમારા પટેલોમાં તો પહેલે આણે આવી હોય તો આંતરે. તે રૂપિયા લઈને કાઢે, એવું અમે ના આંતરીએ. એટલે લક્ષ્મીજી એમ જ સમજે કે 'આ જ ઘેર આવવા જેવું

છે. બાકી આ બધા લોકો આંતરે છે, અહીં પેસવા જેવું નથી. અહીં સહીસલામતી નથી.' આ બધા કાયદા અમારા જુદા જ હોય દુનિયાથી ! એને આંતરીએ, તેથી માર ખાઈએ, તેને બોલાવ બોલાવ કરીએ તેથી માર ખાઈએ. રીતસર બધું સારું, કાયદેસરનું.

## આત્માર્થે સસ્પૃહ તો લક્ષ્મી માટે નિસ્પૃહ થવાય

**પ્રશ્નકર્તા :** હું લક્ષ્મીજીને સરનામું આપવાનું ભૂલી ગયો છું.

**દાદાશ્રી :** સરનામું આપવું પડે ત્યારે. સરનામું આપીએ ને, તો એમને એમ લાગે કે આમનેય ગરજ તો છે મારી, એટલું લાગવું જોઈએ. આપણે નિસ્પૃહ થઈ જઈએ એવું ના બનવું જોઈએ. કારણ કે જગતના બાવાઓ નિસ્પૃહ થઈ જાય, 'હમકો ક્યા જરૂર હૈ, હમકો ક્યા જરૂર ?' ત્યારે મને પૂછે કે 'તમે સસ્પૃહ છો કે નિસ્પૃહ ?' ત્યારે મેં કહ્યું, 'ભઈ, હું સસ્પૃહ છું નહીં, તેમ નિસ્પૃહેય નથી હું. અમે સસ્પૃહી-નિસ્પૃહી હોઈએ.' સસ્પૃહી અને નિસ્પૃહી, બન્નેય ભેગું હોઈએ. મને પૂછે, 'તમારે શેની સ્પૃહા ?' ત્યારે કહીએ, 'તમારા આત્માની અમારે સ્પૃહા છે અને તમારા પુદ્‌ગલની નિસ્પૃહા છે.' પેલા બાવાઓ તો અજાગૃતિ, તે નિસ્પૃહ, નિસ્પૃહ બોલે ! પણ શેના નિસ્પૃહ થયા ? હમણે દૂધ વગર કે કશા વગર ચાલશે ? તો શું બૂમાબૂમ કરું છું વગર કામનો ? એટલે અમને પુદ્‌ગલની કોઈ સ્પૃહા નથી. નિસ્પૃહ તો 'હમકો કુછ નહીં, હમકો કુછ નહીં', તે 'હમકુ કુછ નહીં' કરેગા, તો ગધા હો જાયેગા.

લક્ષ્મીને માટે લોકો નિસ્પૃહી થઈ જાય છે ને ? તે નિસ્પૃહ ભાવ કોનાથી કરી શકાય, કે જેને આત્મા ઉપર સ્પૃહા હોય, તે નિસ્પૃહ ભાવ કરી શકે. પણ આત્મા પ્રાપ્ત થયા સિવાય આત્માની સ્પૃહા શી રીતે થાય ? એટલે નિસ્પૃહી એકલો થયો કે મરી ગયો, રખડી મર્યો. સસ્પૃહી-નિસ્પૃહી હોય તો મોક્ષે જશે. સંસારી ભાવોમાં નિસ્પૃહ અને આત્મભાવમાં સસ્પૃહ. આ તો લોકો સમજતા નથી તે આત્મામાં હઉ નિસ્પૃહ થઈ જાય છે. તે પછી એને ગધેડાનો અવતાર મળે છે ! સમજણ ના પડે એટલે પછી ઓળનું થઈ જાય ડોળ.

## એકલા નિસ્પૃહી લક્ષ્મીજીને તરછોડ મારે

ક્યારેય પણ કોઈ પણ ચીજથી સંપૂર્ણ નિસ્પૃહ થવાય નહીં. નિસ્પૃહનો અર્થ તિરસ્કાર થાય પછી. સસ્પૃહ-નિસ્પૃહ રહેવાનું છે. એકલો નિસ્પૃહ થાય તો આ ખાડામાં પડ્યો અને એકલો સસ્પૃહ થયો તો આ ખાડામાં પડ્યો. એટલે સસ્પૃહ-નિસ્પૃહ રહેવાનું છે. નિસ્પૃહી રખડી મરેલા એમ ને એમ જ. કંઈક રખડે છે ને રખડી મર્યા છે. નિસ્પૃહી તો આપણે ત્યાં પેલા પાછલે પગે લાત મારે છે ને, એય નિસ્પૃહી હોય છે. અરે, બહુ નિસ્પૃહી હોય એ ! ઓળખો કે ના ઓળખો તમે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** કેટલાક લોકો લક્ષ્મીજી આવે છે તેને તરછોડ મારે છે. 'હમકુ નહીં ચાહિએ, ઈસકો હમ ટચ ભી નહીં કરતા.' એ ના અડે તેનોય વાંધો નથી, પણ તે આમ જે શબ્દ વાણીથી બોલે છે ને એને જે ભાવમાં વર્તે છે, એ ભયંકર જોખમ છે. બીજે અવતાર કેટલાય વાણિયા અત્યારે લક્ષ્મી વગર રખડે છે ! એક વાણિયાને તો મેં કહેલું, ''ગયા અવતારે તું સાધુ થયો'તો ને ઠોકરો મારી'તી, તેની આ (લક્ષ્મી) નથી આવતી.'' આવું આ લક્ષ્મી જોડે તરછોડ ના કરવી.

## તરછોડ મારી અંતરાય ઊભા કરે કેટલાય અવતારના

હવે કેટલાક મહારાજને રૂપિયો અડતો નથી, કેટલાક જૈનને પણ. ત્યાર પછી મને કહે છે, 'પૈસો મારે ભાગે નથી આવતો.' મેં કહ્યું, 'અક્કલ તો બધી બહુ છે, કેમ નથી આવતો ?' ગયા અવતારમાં શું કરેલું ? એય... લક્ષ્મી નહીં... લક્ષ્મી નહીં... લક્ષ્મી નહીં... લક્ષ્મી ઉપર એટલો બધો તિરસ્કાર ! મેર ચક્કર, સાધુ થઈને તિરસ્કાર ના કરીશ મૂઆ. લક્ષ્મીજી જોડે તિરસ્કાર થતો હશે ? એનો રાગ ના કરીશ પણ તિરસ્કાર તો ના કરીશ. મેર ચક્કર, આ તિરસ્કાર કરીને તો તને લક્ષ્મી કોઈ અવતારે નહીં મળે. આ એક અવતાર નહીં, હજુ સાત-સાત અવતાર ઠેકાણા નહીં પડે.

**પ્રશ્નકર્તા :** સાવ સાચી વાત છે. કોણ સમજાવે આ બધી ચીજો ?

**દાદાશ્રી :** તે મૂઆ, લક્ષ્મીજી ઉપર આવી તરછોડ ના કરીશ, નહીં તો અડવાય નહીં મળે. એને તરછોડ ના મરાય. કોઈ વસ્તુને તરછોડ મરાય એવું નથી. નહીં તો આવતા ભવે લક્ષ્મીજીના દર્શનેય કરવા નહીં મળે. આ લક્ષ્મીજીને તરછોડ મારે છે તે વ્યવહારને ધક્કો મારવા જેવું છે. આ તો વ્યવહાર છે. તેથી અમે તો લક્ષ્મીને આવતાય 'જય સચ્ચિદાનંદ' ને જતાય 'જય સચ્ચિદાનંદ' કરીએ છીએ. 'આ ઘર તમારું છે, જ્યારે અનુકૂળ આવે ત્યારે પધારજો', એમ વિનંતી કરવાની હોય.

આ લક્ષ્મીજી તો અમને કહે છે, 'આ બાવાઓથી અમે બહુ કંટાળી ગયા છીએ. એમણે તો અમારો ત્યાગ જ કર્યો છે ! તિરસ્કાર કર્યો છે !'

## ઘેલછા ત્યાં લક્ષ્મીજી દૂર રહે

**પ્રશ્નકર્તા :** તો દાદા, એ જાણવું હતુ કે ભગતોને લક્ષ્મીજી સાથે કેવો વ્યવહાર હોય ?

**દાદાશ્રી :** આ ભગત હોય તેને લક્ષ્મીજી ખૂટે, કારણ કે ભગત અને ભગવાન બેઉ જુદા હોય, ત્યાં ભેદ હોય.

લક્ષ્મી પાસે હોય તો ભગત રહી શકે જ નહીં. ભગત હોય ત્યાં લક્ષ્મી રહે જ નહીં. લક્ષ્મી તો જ્ઞાની પુરુષને જ અનુકૂળ હોય. કારણ જ્ઞાની નિર્લેપ હોય. ભગતને તો લક્ષ્મી પ્રતિકૂળ હોય. ભગતને લક્ષ્મીના જોગ હોય નહીં, અને લક્ષ્મીનો જોગ હોય તે ભગત થઈ શકે નહીં. પણ તેમને શાંતિ રહે છે. કારણ તેમને મોહના સાગરમાં મૂક્યા હોય તોય તે મોહ તેમને અડે નહીં. ભગત તો બહુ ઘેલા હોય, ત્યાં લક્ષ્મીજી દૂર રહે. નિયમ કેવો છે કે, જ્યાં ઘેલછા ત્યાં લક્ષ્મીજી દૂર રહે. ઘેલછા હોય ત્યાં લક્ષ્મીજી ખસી જાય. વ્યવહારમાં જ્ઞાની ઘેલછાવાળા ના હોય, બહુ ચોક્કસ હોય.

## લક્ષ્મીજીનો વિનય કરવાનો, રાગ નહીં રાખવાનો

હવે તમેય ઘેર જઈને રાત્રે બોલજો કે 'હે લક્ષ્મીજી દેવી ! તમને જ્યારે અનુકૂળ હોય ત્યારે મારે ઘેર આવજો અને જ્યારે અનુકૂળ હોય ત્યારે જજો, પણ આ ઘેર આવજો. તમે ધ્યાન રાખજો', એવું કહેવાય ને ?

**પ્રશ્નકર્તા :** હા, આવતા-જતા રહેજો.

**દાદાશ્રી :** ના, એવું નહીં. 'આ ઘર તમારું છે. જ્યારે અનુકૂળ આવે ત્યારે આવજો. અમારી ઈચ્છા છે કે આવજો.' એટલું બોલીને પછી સૂઈ જવાનું, શુદ્ધાત્માનું ધ્યાન કરતા કરતા. પછી એમાં સંકલ્પ-વિકલ્પ કરે તો ભયંકર દોષ બેસે. પછી કેસ ઊંચો મૂકી દેવાનો. એ ગૂંચવાડો રહ્યો નહીં ને કોઈ ?

**પ્રશ્નકર્તા :** ના, ના.

**દાદાશ્રી :** થયું ત્યારે, બસ. એ વિનંતી કરી છૂટવાની. આટલું લક્ષ્મીજીનો વિનય કરવાનો, રાગ નહીં રાખવાનો. કેવું ?

**પ્રશ્નકર્તા :** રાગ નહીં રાખવાનો.

**દાદાશ્રી :** રાગ કોને કહેવાય ? જતી વખતે નીકળવા ના દે. જતી વખતેય 'આવજો', કહીએ.

## લક્ષ્મીનો નહીં પણ અજ્ઞાનતાનો ત્યાગ કરવાનો

આ જ્ઞાનીઓનો વિવેક તો જુઓ, કેવા ડાહ્યા હોય ! અમે વિનય ચૂકીએ નહીં. અમે ત્યાં આગળ એવું ના કરીએ કે અમારે કંઈ જરૂર નથી. અમે લક્ષ્મીના વિરોધી નથી, કે અમે લક્ષ્મીનો ત્યાગ કરીએ. લક્ષ્મીનો ત્યાગ નથી કરવાનો પણ અજ્ઞાનતાનો ત્યાગ કરવાનો છે.

જ્ઞાની પુરુષની પાસે લક્ષ્મી હોય પણ જ્ઞાની પુરુષ તેને હાથમાં અડે નહીં, તેમ છતાં તિરસ્કારેય નહીં. બેઉ સાથે હોય.

લક્ષ્મીજી તો 'વીતરાગ' છે, 'અચેતન વસ્તુ' છે. પોતે તેને તરછોડ

ના મારવી જોઈએ. કોઈને પણ તરછોડ કરી, પછી તે ચેતન હશે કે અચેતન હશે તેનો મેળ નહીં ખાય. અમે 'અપરિગ્રહી છીએ' એવું બોલીએ, પણ 'લક્ષ્મીજીને ક્યારેય નહીં અડું' તેવું ના બોલીએ. લક્ષ્મીજી તો આખી દુનિયાના વ્યવહારનું 'નાક' કહેવાય. 'વ્યવસ્થિત'ના નિયમના આધારે બધા દેવદેવીઓ ગોઠવાયેલા છે. માટે ક્યારેય તરછોડ ના મરાય.

## જુઓ લક્ષ્મીજીના રાગમાં પડે તેના હાલ

**પ્રશ્નકર્તા :** તમે તો લક્ષ્મી પર એક જ બાજુનું કહ્યું પાછું. લક્ષ્મીનો તિરસ્કાર કરે છે, એવા લક્ષ્મી પાછળ પડનારાય છે ને, પાછા !

**દાદાશ્રી :** એ એક રાગના ખાડામાં પડ્યો, એક તિરસ્કારના ખાડામાં પડ્યો. એ લક્ષ્મીજી કહે છે, 'મારી પાછળ અમદાવાદના શેઠિયા પડ્યા છે, તેમના પગ છોલાઈ ગયા.' શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** પગ છોલાઈ ગયા એમના.

**દાદાશ્રી :** હં... પાછળ પડે છે એટલે બે-ચાર વખત આમ નીચે પડી જાય છે ને એમના પગ છોલાઈ જાય છે, તે મનમાં એમ ભાવ કરે છે કે બળ્યું આ તો થાકી ગયા ત્યાર હોરું અમે આંખ મારીએ છીએ, કહે છે. એટલે પછી પાછા દોડે. એટલે અમારે આ શેઠિયાઓને માર, માર કરી એમને બધે છોલીને લોહીલુહાણ કરી દેવાના છે. લક્ષ્મીજી બહુ પાકા છે ! જોને, આ આમને છોલાઈ ગયું બધું ! સોજા ચઢ્યા તોય સમજણ નથી પડતી.

## મહાત્મા કરે સ્વાગત, આવતા-જતા બેઉ વખતે

આ અમદાવાદના શેઠિયાઓને ત્યાં તો લક્ષ્મી ના છૂટકે રહે છે. આ કવિએ તો તેથી લખ્યું છે, કે 'લક્ષ્મી-સરસ્વતી સમભાવીને નીરખી આનંદ પામે છે.' આ લક્ષ્મીજી અને સરસ્વતીજી તે સમભાવીને દેખીને તો બહુ હરખાય.

તે હવે મને એ કહે છે, કે 'હું તો આ શેઠિયાઓને ત્યાં ખૂબ જ કંટાળી છું. તે હવે હું તમારા મહાત્માઓને ત્યાં જ જઈશ. કારણ

જ્યારે તમારા મહાત્માઓને ત્યાં જાઉં છું, ત્યારેય ફૂલહાર લઈને સ્વાગત કરે છે અને પાછી જાઉં ત્યારેય ફૂલહાર પહેરાવીને વિદાય આપે છે. જે જે લોકો મને આંતરે છે, ત્યાં હવે હું નહીં જાઉં અને જે જે મારો તિરસ્કાર કરે છે, ત્યાં તો અનંત ભવ સુધી હું નહીં જઉં !'

## જડ પણ છે નિશ્ચેતન-ચેતન તે તિરસ્કારવું નહીં

તિરસ્કાર કરો ને, તે વસ્તુ ભેગી ના થાય. કેવું ?

**પ્રશ્નકર્તા :** તિરસ્કાર કરાય નહીં.

**દાદાશ્રી :** તમે કોઈ વસ્તુ દુકાનમાં લેવા જાવ ને પછી તમને સહેજ કોઈ જગ્યાએ ખોડ લાગે તો 'ના, યૂઝલેસ છે, એના કરતા આ સારું.' આ તિરસ્કાર કર્યો કે નહીં કર્યો ? એ તમને કહેશે, 'યૂ આર ડબલ યૂઝલેસ !'

**પ્રશ્નકર્તા(૧) :** તે જડની વાત કરી.

**પ્રશ્નકર્તા(૨) :** ના, ના, જડની નહીં. તેમાં પ્રતિસ્પંદિત થાય છે આખું એમાં.

**પ્રશ્નકર્તા(૧) :** હા, બરોબર છે. પણ જડના પોતાના પરમાણુઓ છે.

**દાદાશ્રી :** આય ચેતન નથી. આય નિશ્ચેતન ચેતન છે.

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** અને આય નિશ્ચેતન ચેતન છે પણ આ જરા છેટેનું છે અને આ નજીકનો છે. નિશ્ચેતન ચેતન છે આ. અને શુદ્ધ ચેતન તો મહીં દાદા આપે છે તે.

**મહાત્માઓ :** જય સચ્ચિદાનંદ.

**દાદાશ્રી :** સમજ પડીને ? એટલે કોઈને તિરસ્કાર ના કરાય. કોઈ ચીજનો તિરસ્કાર કરે એટલે ચીજ ભેગી નહીં થાય. એવો નિયમ છે. માટે તિરસ્કાર ના કરવો. રાગેય નહીં ને દ્વેષેય નહીં.

## ઉપાયમાં કરવું પ્રતિક્રમણ શૂટ ઑન સાઈટ

**પ્રશ્નકર્તા :** અને કોઈ ચીજને તિરસ્કારના બંધ પડી ગયા હોય તો તેનું શું કરવું ?

**દાદાશ્રી :** એ પછી આગળની વાત, એ તો પ્રતિક્રમણનો આપણે રિવાજ છે ને ! તે તિરસ્કારના કે રાગના બધા બંધ પ્રતિક્રમણથી છૂટે. તિરસ્કાર ને રાગ એ બેઉને અતિક્રમણ કહ્યું છે. શું કહ્યું છે ભગવાને ?

**પ્રશ્નકર્તા :** અતિક્રમણ.

**દાદાશ્રી :** વીતરાગ (રાગદ્વેષ વગરના) ક્રમણને ક્રમણ કહ્યું. અને બીજા બેઉને (રાગ કે દ્વેષને) અતિક્રમણ કહ્યા. તિરસ્કાર કર્યા, રાગ કર્યા એ બધું અતિક્રમણ. અતિક્રમણ પ્રતિક્રમણના રબ્બરથી ધોઈ નાખો, કહે છે. અતિક્રમણને પ્રતિક્રમણની અવશ્ય જરૂર. અને સ્પૉટ ઑન સાઈટ જોઈએ. ભેગા થયેલા હોય તો અંધારું થઈ જાય. કેવું ?

**પ્રશ્નકર્તા :** ભેગા થયે અંધારું થઈ જાય. એટલે એ જ વખતે કરો.

**દાદાશ્રી :** હા, સ્પૉટ ઑન સાઈટ, શૂટ ઑન સાઈટ.

**પ્રશ્નકર્તા :** શૂટ ઑન સાઈટ.

**દાદાશ્રી :** જુઓ ને, જ્ઞાની હઉ ભૂલી જાય છે. મને ખબર પડી કે આ કેવું થયું, સ્પૉટ ઑન સાઈટ ! જ્ઞાની હઉ ભૂલી જાય છે એવો તો કાળ ચક્કર ચાલે છે !

જ્ઞાની વર્લ્ડની અજાયબી કહેવાય ! વર્લ્ડનું અજાયબ લાઈટ કહેવાય ! આખા વર્લ્ડની ઓબ્ઝર્વેટરી ! શું કહેવાય ?

**પ્રશ્નકર્તા :** ઓબ્ઝર્વેટરી !

**દાદાશ્રી :** હં... આખા વર્લ્ડની ઓબ્ઝર્વેટરી કહેવાય. તેય પણ 'સ્પૉટ ઑન સાઈટ' બોલે છે. અને તે પાછું મને ખબર પડી. મેં કહ્યું, આ આવી રેકર્ડ કેવી વાગી ? 'શૂટ ઑન સાઈટ' જોઈએ.

❖❖❖❖❖

# [૧૧]
# અન્યાય સામે...

## [૧૧.૧]
## ગોવિંદરામજી સાથેનો પ્રસંગ

### 'અદા' કહી ટાઢા પાડે

**પ્રશ્નકર્તા :** દાદા, આપે એક વાર કહ્યું હતું કે, જ્ઞાન પહેલા આપનો અહંકાર એવો હતો કે અન્યાયને તાબે ન થાય, તો એવા થોડા પ્રસંગ વિગતવાર કહો ને !

**દાદાશ્રી :** નવસારી ડિસ્ટ્રિક્ટમાં અમારું કામ ચાલતું'તું, મહુવા-અનાવલ રોડનું. ત્યાં એક કાઠિયાવાડી મારે ત્યાં ઓવરસિઅર* થઈને આવેલો કામ પર. જરાક હું ગુસ્સો કરું ને, 'અદા, અદા, અદા.' મોટા થઈને એ મને 'અદા અદા' કરે, એટલે પાછો ટાઢો પડી જઉં. 'અદા'નો શું અર્થ થાય છે ?

**પ્રશ્નકર્તા :** 'અદા' એટલે મોટા, વડીલ.

**દાદાશ્રી :** એટલે મારા કરતાય પેલા મોટા હતા વર્ષે. છતાં 'અદા, અદા, અદા.' કેવું બોલે છે તે ! જુઓ, આપણને એક જ શબ્દથી હરાવી પાડે છે ને ?

---

*ઓવરસિઅર - કામ પર દેખરેખ રાખનાર

**પ્રશ્નકર્તા :** હરાવી પાડે.

**દાદાશ્રી :** આ છે તે કાઠિયાવાડની જરાક કપટવાળી ભાષા, પણ મધુરી. અને જે સુરત જિલ્લાની ભાષા છે ને, તે મીઠી.

**પ્રશ્નકર્તા :** મીઠી ભાષા.

**દાદાશ્રી :** તે ભાષા જરા મોળી અને ભોળી.

**પ્રશ્નકર્તા :** હા, ભોળી, ભોળી.

**દાદાશ્રી :** આ છે તે મધુરી. અને કોળીફાડ ભાષા અમારા લોકોની ! કોળીફાડ એ બોલે ને, તો મોટો દુકાળ પડવા માંડે. કેવી હોય અમારા પટેલોની ભાષા ? આ ચરોતર આખું કોળીફાડ ભાષા બોલે.

**પ્રશ્નકર્તા :** એ કોળીફાડ એટલે શું, દાદા ?

**દાદાશ્રી :** હોય હૃદયના સારા પણ બોલે જુદી જાતનું. અને કાઠિયાવાડનું તો કેવું છે ? મીઠી ભાષા. અરે, અમારા ભાગીદાર બધા મૂછો રાખે ને હું ક્લિન શેવ રાખું. તોય એ કાઠિયાવાડી મને 'અદા, અદા' કહે. મેં કહ્યું, ''જો ક્લિન શેવ છે તોય મને 'અદા' કહે છે ને તમને નથી કહેતા.'' કારણ કે કડક સ્વભાવ ને ! પેલો સમજી ગયેલો. 'અહીંથી બધું મળે એવું છે', કહે છે.

**પ્રશ્નકર્તા :** બરોબર છે. એને ખ્યાલ આવી ગયો હોય ને ?

**દાદાશ્રી :** કંઈક આપશે, લાભ આપશે તોય અહીંથી મળે એવું છે, તે 'અદા, અદા, અદા' કર્યા કરે.

## દબડાવવાની વાત કરે તો ગાંઠે નહીં

હવે તે બ્રિજનું કામ હતું, તેમાં ફસાયો'તો. તે એ કરચેલીયા ગામમાં એક વાણિયાએ મારું ખૂન કરવાની તૈયારી કરી હતી.

**પ્રશ્નકર્તા :** હેં... તમારું ખૂન ?

**દાદાશ્રી :** કરચેલીયા ગામ છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, છે.

**દાદાશ્રી :** હવે એ ગામમાં એક શેઠ રહે. એ જૈન અને નાગો બિલકુલ, ખઈબદેલો ! એનું નામ ગોવિંદરામજી. મારવાડ તરફના, એ ઘણા વરસથી ત્યાં રહેલા ને એ શ્રીમંત, તે બધું ખઈબદેલા આ લોકોને. તે જરાક બહુ બનેલો-ઠનેલો અને મારવાડી, હવે એની બુદ્ધિને તો પહોંચી ના વળીએ. અને બહુ જાતના ખેલ આવડે એને. તે અમારી ઉપર ભાવ રાખે. અમે ગામમાં જઈએ તો ચા-પાણી કરવા બોલાવે. એટલે અમે જાણ્યું કે સારો માણસ છે, એમ કરીને ચા પીવા જઈએ અમે. પછી તો એક દહાડો આવ્યો, તે કહે છે, 'અંબેલાલ', મને 'અંબેલાલ' કહે ત્યાં. 'અંબાલાલ' નહીં, 'અંબેલાલ' કહે. 'અંબેલાલજી શેઠ, દસ થેલી મને સિમેન્ટ આપો', કહે છે. તે દહાડે એક થેલીના અઢી રૂપિયા કિંમત, સરકાર અમને સવા બેમાં આપે. મેં કહ્યું, 'આપશે તમને અમારે ત્યાંથી. દસના બદલે વીસ આપશે, અમારે શું વાંધો ? સિમેન્ટ તમારે જ્યારે જોઈએ ત્યારે લઈ જજો અહીં આગળથી.' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ત્યારે કહે, 'એના પૈસા-બૈસા ના મળે.' મેં કહ્યું, 'પૈસા મારી પાસે માગો ને પછી આપી દો કંપનીમાં, અને પછી લઈ જાવ માલ. પૈસા હું આપીશ, પણ કંપનીનું સીધું આવું બધું ના અપાય અમારાથી. તમારી પાસે પૈસા ના હોય તો હું આપીશ પૈસા.' ત્યારે પેલો શું કહે છે વાણિયો ? 'અરે, અંબેલાલ, એ તમે શું બોલ્યા આ વાત ? બસ્સો વીઘાનો માલિક, હું તમારી પાસે પૈસા લઉ ? હું તો એમ ને એમ સિમેન્ટ લેવાનો કંપની પાસેથી.' મેં કહ્યું, 'અલ્યા, એવું કેવું ? વેરો કંઈ જવાનો ? વેરો કોને ભરવાનો છે, અમારે ?' તો કહે, 'ગોવિંદરામજીના નામનો વેરો ભરવાનો.' હેં ? મેં કહ્યું, 'આ વળી કઈ જાતનું રમકડું આવ્યું !' તે દબડાવવાની વાત કરી એણે તો મને. હવે

પેલો ‘અદાવાળો’ ગભરાઈ ગયેલો. અને લોકો આવી દેખાડે ધમકી એટલે પેલો ગભરાયો, ‘શુંય થઈ જશે’, કહે છે. એટલે મને ટાઢો પાડવા માંડ્યો, ‘દસ કોથળીનો શો હિસાબ અદા, દસ કોથળીમાં શું આવે ?’ મેં કહ્યું, ‘બધી બાબતમાં અદા માનીશ, અહીં નહીં માનું. આ અમારી વૃત્તિઓને તોડવા ફરે છે !’

## ક્ષત્રિય તે મોટા જોડે જ ભાંજગડ કરે

એટલે પેલા શેઠે ધમકી આપી કે ‘તમે મને પૈસા આપીને પછી થેલીઓ લેવાની કહો છો ? એટલે મારી પાસે પૈસા નથી, એવું તમે માનો છો ?’ મેં કહ્યું, ‘તમે શા માટે ફી માગો છો ? જો ધર્માદો હોય તો મને કહો, ધર્માદો હોય તો ફી.’ ત્યારે કહે, ‘ના, મારા ઘર માટે જ જોઈએ છે ને તમારે આપવી પડશે.’ મેં કહ્યું, ‘ભગવાન આવે તોય ના આપીએ.’ એટલે એ દબડાવવા ફરતો’તો. ‘આપવો પડશે’, કહે છે. મેં કહ્યું, ‘અમારી પાસે શું કામને માટે લેવાના છો ? એ માગીને લો તો ચાલે.’ ત્યારે કહે, ‘‘એ મને પૂછો છો ? ‘હું ગોવિંદરામજી’, મને પૂછો છો તમે કે આ માગીને લો એટલે ? ‘હું કોણ છું’ એ જાણો છો તમે ?’’ મેં કહ્યું, ‘તું વાણિયો છું, વાણિયો.’ ‘‘હા, હું ગોવિંદરામજી, અને તમે શું સમજો છો ‘વાણિયો’ એટલે ? હું આ ડિસ્ટ્રિક્ટનો રાજા છું’’, કહે છે. મેં કહ્યું, ‘રાજા હોય તો અમારે શું છે ?’ ‘આ મારા ગામમાં કામ કરવાનું છે, આ મારું ડિસ્ટ્રિક્ટ છે. મારા ડિસ્ટ્રિક્ટમાં તમે કામ તો કરી જોજો.’ મેં કહ્યું, ‘તમારા ગામમાં કામ કરવા માટે, ગામ તમારું છે ? માલિક છો ?’ ત્યારે કહે, ‘હું જોઈ લઈશ.’ જેમ પેલો સલિયો કહે છે ને, હું જોઈ લઈશ, એવું આણેય કહ્યું, ‘હું જોઈ લઈશ.’ મેં કહ્યું, ‘જોઈ લે ને, તારા જેવા તો બહુ જોયા.’ આ અમે તો મૂળ ક્ષત્રિય કોમના, અમે તો જોવા જેવી કરાવીએ.

પછી મેં કહ્યું, ‘અમારી પાસે નાગાઈ ના કરીશ, બીજા પાસે નાગાઈ કરજે. પાતાળમાં ઘાલી દઈશ ખાડો ખોદીને, તે ઠેકાણુંય નહીં પડે, મૂઆ ! કોનું નામ દઉ છું તું આ ?’ એટલે એ તો વધારે નાગો થયો. એટલે અમારા ભાગીદાર બધા ડરી ગયા કે આ નાગા જોડે આપણે

ક્યાં પહોંચી વળીએ ? 'નાગાને સીધો કરવો એ મારો ધંધો છે', કહ્યું. શું કહ્યું ? મારો ધંધો શું છે ? નાગાને સીધો કરવાનો. એટલે ગોવિંદરામજી કહે છે, 'અંબેલાલ શેઠ, આ ગોવિંદરામજીને ના કહેશો નહીં, જુદી જાતનો માણસ છે આ ! આ ડિસ્ટ્રિક્ટનો રાજા છે.' મેં કહ્યું, 'મારે રાજા જોડે જ ભાંજગડ કરવી છે, બીજા મજૂરને મારીને શું કાઢવાનું છે ?' એટલે પછી એ તો જક્કે ચઢ્યો.

મેં આવું કહ્યું ને, ત્યારે વાણિયો શું કહે છે ? 'નહીં આપો તો મારે લઈ જવો પડશે.' મેં કહ્યું, 'મારું હારું, ભગવાન મારી પાસે આવું બોલતા જો ડરે, તે આ માણસ ડરતોય નથી મારી પાસે ?' એટલે મેં કહ્યું, 'લઈ તો જજો, જોઈએ છીએ, એક કોથળી લઈ જુઓ જોઈએ !'

## ધોતિયામાં જૂ પડી, તેથી ધોતિયું કાઢી નખાતું હશે ?

હવે તે દહાડે મારી ઉંમર કેટલી ? ૧૯૩૭ની સાલમાં, ૧૯૦૮માં જન્મ થયેલો. કેટલા વરસ, ઉંમર ?

**પ્રશ્નકર્તા :** ઓગણત્રીસ.

**દાદાશ્રી :** ઓગણત્રીસ વર્ષની ઉંમર. અને પેલો ગોવિંદજી શરીરે મજબૂત, અને પાંચસો માણસો લઈને આવે, એટલી બધી એ શક્તિ ધરાવે. પણ આ મફત લે લોકોની પાસેથી આવું, ઉઘરાણું કરાવે. પણ મૂઆ, અહીં પૂછ્યું તેં ? અમારા ભાગીદારને પૂછ્યું હોત તો આપી દેત તને. પણ મને પૂછ્યું ? અલ્યા, તું મને ક્યાં પણ ભાગે આવ્યો ? અમારા ભાગીદાર તો આપી દેત બિચારા. એ તો સુંવાળા, ધોતિયા કાઢી નાખે એવા ! આ ધોતિયામાં જૂ પડે, તે કંઈ ધોતિયું કાઢી નખાય ? એ જૂ વેણી (વીણી) નાખવાની હોય. આ ધોતિયામાં જૂ પડી એટલે ધોતિયું કાઢી નખાતું હશે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો એ સમજે ને, કે વેણી (વીણી) નાખવાનું. હંઅ...

આ તો લોક ઢીલા તેથી કહે, 'ધોતિયું કાઢી નાખો.' અલ્યા મૂઆ, ધોતિયું કાઢી નખાતું હશે ? તારી આબરૂ શું રહી ? તે અમારા ભાગીદાર ઢીલા, અને ગોવિંદરામજી એ જાણતો'તો કે આ બધા ઢીલા છે અને આ એકલા બહુ કઠણ, વસમા છે. અમારા ભાગીદાર તો બહુ ગભરાય, 'ખૂન કરશે.' મેં કહ્યું, 'ખૂન જ જોઈએ છે આપણે ! લોહી દેખતા ગભરાવ છો ? અમે ક્ષત્રિય લોકો છીએ ! એક્ઝેક્ટ ક્ષત્રિયો છીએ. ક્ષત્રિય બીજ છું.'

## સિંહના બચ્ચાની જોડે શિયાળવું ફાંફાં મારે છે

તે મામલો બહુ જુદો, એ તમે જોયો હોત ને, તો આખી જિંદગી યાદ રહે એવું. પછી એણે તો શું કર્યું ? 'હું જોઈ લઉ છું, હું જોઈ લઉ છું.' મેં કહ્યું, 'હમણે જ જોઈ લો, ચા પીને જાવ. પછી જોઈ લેજો આપણે.' 'મારે ચા-બા નથી પીવી તારી.' મેં કહ્યું, 'આ વાણિયું ઉકળ્યું હવે.'

એટલે પેલાએ ધમકી આપી, કે 'ઘેર પાછું જવું મુશ્કેલ થઈ પડશે.' શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** 'ઘેર પાછું જવું મુશ્કેલ થશે.'

**દાદાશ્રી :** એટલે આ તો મહાભારત રચ્યું, મૂઆએ આવી ધમકી આપીને ! મેં કહ્યું, 'શેઠ ભૂલો છો. આ ઘર ભૂલા પડ્યા છો. આ સિંહના બચ્ચાની જોડે શિયાળવું ફાંફાં મારે છે. આ સિંહના બચ્ચા જોડે હાથ ના ઘાલશો. પહેલેથી હું તમને ચેતવી દઉ.' 'અરે જાઓ, થાય એ કરી લેજો, તમારી પાસેથી સિમેન્ટ લઈશ જ. હવે તો દસ નહીં આપો તો વીસ લઈશ, વીસ નહીં આપો તો ચાલીસ લઈશ', કહે છે. પેલું કલેક્ટર-બલેક્ટર બધું એનું જ હોય ને, કબજામાં લઈ લીધેલા. પણ મને શું કરવાનો હતો, કલેક્ટરનો બાપ હોય તોય ? હું તો કોન્ટ્રાક્ટર છું અને ગેઝેટેડ પાછો છું. ક્વૉલિફાઈડ કોન્ટ્રાક્ટર છું. કેવો ? ફર્સ્ટ ક્લાસ કોન્ટ્રાક્ટર છું. મને શું કરવાના હતા એ કલેક્ટર ? કંઈ તમે જેલમાં ઘાલી દેશો ? એના કાયદામાં આવીએ તો ને ?

## આપણો જ રોફ જોઈએ, પોલીસની શી જરૂર ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એણે તમને ધમકી આપી તો તમે પોલીસમાં ફરિયાદ ના કરી ?

**દાદાશ્રી :** શું કામ ત્યાં ફસાઈએ ? તે દહાડે કંઈ પોલીસવાળા મદદ કરવા આવતા હતા ? એ તો આપણો જ રોફ જોઈએ. અમારી પાસે જ રાખીએ ફોજદારી. નહીં તો ગાંઠે જ નહીં ને, લોકો. પોલીસ હોય નહીં, પંદર-પંદર માઈલ સુધી. અને બોલાવવા જેવી હોય તો બરકત ના હોય. એના કરતા આપણી મેળે ફોજદાર થઈ જઈએ. જે થવાનું હશે તે થશે, આગળ ઉપર જોઈ લઈશું.

હવે ધમકી આપી ગયો હતો, તે આજ રાતની જ આપી દીધી ગૅરન્ટી એણે, કે 'આજ રાતે જ.' તે આ વાડીલાલ ને બધા ગભરાઈ ગયા. તે મારી નાખશે ને આમ થશે ને તેમ થશે ! મૂઆ, મારી નાખવાવાળો તો બોલેય નહીં આવું, કહેવાય ના રહે. તમને સમજ પડીને ? તે એને લાગવગ ખરી ને ! બહુ લાગવગ, ભારે લાગવગવાળો. અને હુંય જાણું કે આ હારો બહુ લાગવગવાળો, અને બધે આખા ડિસ્ટ્રિક્ટમાં લાગવગ. હુંય જાણું પણ આવું દબડાવેલ ભગવાનનું ના ચાલે, તો તારું ચાલે જ શી રીતે ? ભગવાનનું ના ચલાવી લઉ, એના લક્ષ્મીજી હઉ રિસાય. કારણ કે એવો સાચો પુરુષ છું ! ભગવાનને પણ શરમ આવે એવો સાચો છું !

## તીરકામઠા લઈને બસ્સો માણસ મારવા આવ્યા

એટલે પછી શું કર્યું ? પછી રાતે અમારા ભાગીદાર મને કહે છે, 'એ તમે દસ કોથળી આપી દીધી હોય તો...' મેં કહ્યું, 'એવા ઢીલા ના થઈ જશો. હિંમત રાખો.' ત્યારે કહે, 'તમે છો એટલે અમને હિંમત તો રહે છે.' ત્યારે મેં કહ્યું, 'હિંમત પૂરેપૂરી રાખો, આમ બાંય ચડાવો, હં... હં... હં... કરો.' અમથા અમથા હું... હું... કરીએ તોય એ... એટલે પછી એણે તો શું કર્યું ? બસ્સો માણસ મોકલ્યા, ટુ હંડ્રેડ મેન ! એનો પૈસા ધીરધારનો ધંધો, જ્યાં ને ત્યાં ધીરધાર કરેલી ને, એટલે બધા

દૂબળાઓ (એ નામની એક કોમ), ચોધરા (એ નામની એક કોમ) લોકો બધા એને વશ થઈ ગયેલા. હવે ધીરધાર કરે એટલું નહીં, પાછું એની ખેતીવાડી કરે. એટલે એના દબાયેલા જ બધા. નોકર જેવા જ બધા. એ બધાને કહે છે, 'બસ્સો માણસો તીરકામઠા લઈને આવો અને આ કોન્ટ્રાક્ટરને ઉડાડી મેલો. આ પટેલનું ખૂન કરીને આવો.' પેલા લોકોને કહી દીધેલું, કે 'હું તમને મારી નાખીશ, જો એ નહીં કરો તો.' હવે પેલા લોકો બિચારા શું કરે તે ? તે બસ્સો માણસ આવ્યું ! હવે પેલા તો દબાયેલા બિચારા ! ધીરધાર કરે ને, આ બધું, અને ખટપટિયો ! પહેલા અમારે સંબંધ બહુ હતો, પણ એ સંબંધમાં દબડાવવા ગયો. ત્યારે દબડાવીને અહીં નહીં ચાલે, કહ્યું. તું અહીં આગળ કહે, કે 'ભઈ, આ કાર્યને માટે જોઈએ છે. માટે હેલ્પ કરો આ કાર્યને માટે.' તને હેલ્પ નથી જોઈતી, તારે પોતાને માટે નથી જોઈતી, પણ આ બીજા કાર્ય માટે, તો અમને કહેવું જોઈએ. તું દબડાવું એટલે શું કહેવા માગું છું તું ? તે દહાડે તો અમારો સ્વભાવ આવો, તે દહાડે જ્ઞાની નહીં ને અમે.

## વિનંતી કરે તેને અપાય, દાદાગીરી કરે તેને નહીં

**પ્રશ્નકર્તા :** પછી તમે શું કર્યું, બધું ઉડાડી મૂક્યું ?

**દાદાશ્રી :** શું ? બસ્સો માણસ આવ્યું તીરકામઠા લઈને. એટલે પેલો 'અદાવાળો' મને કહે છે, 'અદા, જોયું આ, જોયું ?' મેં કહ્યું, ''શું છે તે ? શું 'અદા અદા' કર્યા કરો છો ? શું જોયું આ ? પેલા માણસો આવે છે તે ? જોયેલા જ છે ને !'' તે અમારા ભાગીદાર કહે છે, 'આ તો આવ્યું અને તમે આ તોફાન ક્યાં માંડ્યું, એને આપી દો ને, મૂઆને, દસ-પંદર થેલીઓ.' મેં કહ્યું, 'ના અપાય, નાગાઈ કરે તેને અપાતી હશે ? વિનંતી કરે તેને અપાય. અમે રિકવેસ્ટ ગરીબમાં ગરીબ માણસની સ્વીકારીશું, પણ દાદાગીરીવાળી માગણી ના ચલાવીએ.'

## શીલવાન પુરુષને ડર જ ના હોય ને ?

અમારા ભાગીદાર કહે છે, 'જુઓ, આ તોફાન તમે ઊભું કર્યું.' મેં કહ્યું, 'ડરે છે શું કરવા ? બેસ ને, ચા-બા પી તું અને રોફ માર.

હું એકલો બહુ છું, બા. મારે કોઈની બીજી કંઈ જરૂર નથી.' કારણ કે હું તો સાચા દિલનો માણસ, શીલવાન પુરુષ ! અહંકાર એકલો જ ગાંડો એટલું, બાકી બીજું બધું શીલવાન ! અને તેને ડર જ ના હોય ને, કોઈ દહાડોય !

'શું કરવા ગભરાવ છો ? હું ક્ષત્રિય બચ્ચો છું. એક ફેરો મરવાનું જ છે ને ! એમ કંઈ આ તો કહે, હપ્તો ભરી જાવ એટલે હપ્તો ભરી દેવાનો ?' એવું વાણિયો કહે એટલે ભરી દેવાનું હોય ? એવું જીવન જીવવુંય શા કામનું ?

એટલે પછી અમારા ભાગીદારને કહ્યું, 'ગભરાશો નહીં, હું છું તે !' એ જાણે ખરા કે આ અંબેલાલ, તે આખું નવસારી ડિસ્ટ્રિક્ટને વશ કરી નાખે એવો પુરુષ છે ! એટલે હું કહું એટલે પાછી હિંમત આવી જાય. પણ પેલા એના બસ્સો માણસો જોઈને પછી ગભરાઈ જાય ને મહીં !

## સામાના અહંકારને ઉશ્કેર્યા વગર સંજોગ જોઈને બોલ્યા

એટલે પછી રાત્રે સાડા છ વાગે અજવાળું હતું ને અમે બધા ત્યાં બેઠેલા, અમારી ઑફિસે. નદી પર ઑફિસ બાંધેલી અમે. ગામ-બામ નહીં. ત્યાં બેઠેલા આરામથી અને પેલા છે તે બસ્સો માણસ આવ્યા. તે પછી મેં જોયું એટલે પછી હું છે તે ગયો સામો. એટલે મેં શું કરેલું ? ત્યારે શરીર સારું એટલે બંડી કાઢીને ફરું હું. ઉનાળાનો દહાડો ને, તે ધોતિયું એકલું જ પહેરેલું. અને છેડો આમ નાખેલો. પેલા આવીને ઊભા રહ્યા. પછી હું નીકળ્યો. ખમીસેય નહીં પહેરેલું. હવે એ બધા ઓળખે હઉ પાછા, મજૂરો મારે ત્યાં કામ કરનાર. હું સમજી ગયો. મેં કહ્યું, મારા હારા, આ મજૂરો કામ કરનારા બધા મને મારવા આવ્યા ! મારે ત્યાં તો એ મજૂરો અનાજ ખાય છે, મૂઆ ! એટલે પછી મેં શું કહ્યું, 'અલ્યા, ઓહોહો... તમે આવ્યા છો લોકો ! આવો, આવો !' પછી મેં કહ્યું, 'ભઈ, તમે બધા કેમ આવ્યા છો ? તમે જે તીરકામઠા લઈને આવ્યા છો, કોણે તમને મોકલ્યા છે એ કહો.' ત્યારે કહે, 'અમને તો

શેઠે મોકલ્યા છે.' 'શું કરવા માટે મોકલ્યા છે ?' ત્યારે કહે, 'આ તમારા ઝૂંપડા-બૂંપડા બધું ઉડાડી મેલવા અને માણસોને પણ ઉડાડી મેલવા.' મેં કહ્યું, 'પહેલા મને ઉડાડો, ત્યાર પછી છે તે તમે ઝૂંપડા તરફ જાવ. પહેલા તમે આ તીરકામઠા છોડો મારી ઉપર. આ અંબેલાલને મારવા જેવા જ છે, મારો', કહ્યું. મહીં એક શબ્દ નીકળતાની સાથે હડહડાટ મહીં ઢીલુંઢસ ! 'આવી જાવ' એવું ના કહ્યું મેં, સંજોગ પ્રમાણે બોલ્યો. 'તીરકામઠા ઉડાડો, હું આ ઊભો છું', કહ્યું. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** હું આ ઊભો છું, તીરકામઠા ઉડાડો.

**દાદાશ્રી :** 'તમે તીરકામઠા ઉડાડો' કહ્યું એટલે હારાઓ ઊંચી આંખ જ ના કરે. 'અલ્યા, ઊંચી આંખ તો કર, એય ! હું તને નથી પકડાવી દેવાનો, હું પકડાઈશ કે ગોવિંદજીને પકડાવીશ', કહ્યું. ત્યારે કહે, 'સાહેબ, એમનું નામ ના દેશો, નહીં તો અમને મારી નાખશે.' ત્યારે મેં કહ્યું, 'હવે શું કરવું છે તારે ? તીરકામઠું મારવું હોય તો મારી દે.'

## શીલવાનને જોઈને લાખ માણસ પણ ડરી જાય

તે બધા ધ્રૂજી ગયા મહીં. કારણ કે એના એ જ મારે ત્યાં પાછા મજૂરી કરતા હોય. એટલે મેં કહ્યું, 'અહીં આવ ભઈ, તમારામાંથી જેને મને મારવો હોય તે મારવાવાળા જુદા આવો અને ના મારવો હોય તે આમ જુદા બેસો, બે પાર્ટી જુદી થઈ જાવ.' હવે બસ્સો માણસમાંથી તો પચાસ-પોણોસો માણસને તો હું ઓળખતો હતો. બિચારા મારે ત્યાં જ...

**પ્રશ્નકર્તા :** કામે આવતા હોય, દરરોજ.

**દાદાશ્રી :** એમની મારે ત્યાં હાજરી, રોજ. અહીંથી પૈસા લઈ જાય એડવાન્સ, ત્યારે ત્યાં ખાવાનું ખાય.

**પ્રશ્નકર્તા :** હા, એવું જ.

**દાદાશ્રી :** અને ગોવિંદરામજી તો પૈસા ધીરી અને વ્યાજ લે એની પાસેથી, ચૂસી લે ઊલટો. અમે જે આપીએ ને, એ ચૂસી ખાય એ.

એટલે પછી એ તો બધું માણસ ડરી ગયું મારું હારું. એક શીલવાન પુરુષને જોઈને લાખ માણસ ડરી જાય ! તે ડરી ગયું બધું. ડરી ગયું એટલે આમ નહીં, પણ કહે, 'આપણે આ કરવાની જરૂર નથી.' એમનું હાર્ટ ના પાડવા માંડ્યું. એમના હાર્ટે ના પાડી.

## મારવા આવ્યા તેને જ નચાવ્યા

એટલે પછી શું થયું ? પેલા બસ્સો જણ હતા ને, એ તો કશું કર્યું નહીં એટલે મેં કહ્યું, 'આવો, આવો, ત્યારે બેસો હવે. તમારે જો મારવું ના હોય તો બેસો.' એટલે પછી મેં શું કર્યું ? મેં કહ્યું, 'તમે બેસો, હું આવું છું થોડીવારમાં, હું ખમીસ પહેરી આવું.' તે ખમીસનું નામ દઈને અંદર જઈ અને પેલા લોકો અમારા બીજા ભાગીદાર હતા ને, તે એમને કહ્યું કે, 'ભાઈ, તાડીના દસ ઘડવા મંગાવો, આવડા આવડા.' ભાગીદાર કહે છે, 'શું કરશો એટલા બધા ?' મેં કહ્યું, 'જુઓ તો ખરા, હું કેમ સીધો કરી આપું એને ! ગોવિંદરામજી એના મનમાં ખો ભૂલી જાય કે મારું હારું આ અંબેલાલ કે શું છે આ ?'

તે એ લોકોએ ઑર્ડર કરી દીધો. તે દસ ઘડવા ત્યાં આવી ગયા. મેં થોડા વખત ઊભા રાખ્યા એ લોકોને, કલાક-દોઢ કલાક, અને એટલામાં દસ ઘડવા આવી ગયા. એટલે પછી મેં કહ્યું, 'આવો, અહીં આગળ.' પણ મારવાની વાત તો કરી નહીં એ લોકોએ, શરમાઈ ગયા. એમ ને એમ જ દબાઈ ગયા. હવે, કોઈની પર્સનાલિટી હોય કે ના હોય ? આ તો કંઈ લાડવા ખાવાના ખેલ છે મારવું એટલે કંઈ ? આ કંઈ માછલાં મારવાના છે ? માછલાંનીય પર્સનાલિટી હોય છે. એટલે પછી પેલા લોકોને કહ્યું, 'બેસો ભાઈ, તમે પછી જે કરવું હોય તે કરો. એકવાર આ પીવો, તાડી-બાડી.' તે દસ ઘડવા તો આવ્યા હતા એને પાઈ, પછી બીજા મંગાવ્યા. તે માટલા મંગાય મંગાય કર્યા ને તાડી ખૂબ પા પા કરી બધા બસ્સોય જણને. અમારે પચાસેક રૂપિયા ખર્ચ થયો હશે. સિમેન્ટની દસ કોથળીના પૈસા ઉપરાંત ખર્ચ થઈ ગયો ! પણ બધા ખુશ થઈ ગયા.

મેં ખૂબ નચાવડાવ્યા. ખૂબ નાચ્યા બસ્સોય જણ બિચારા, તાડી

પીને. પચાસ રૂપિયાની પાઈ તો ખરી, પણ સો રૂપિયાનો નાચ કરાવડાવ્યો ! કહ્યું, નાચો આપણે, હેંડો ! તે જે નાચ્યા નાચ્યા નાચ્યા... તે ખૂબ પીતા જાય ને નાચતા જાય, ખૂબ પીતા જાય ને નાચતા જાય. ખૂબ નાચ્યા તે પણ. આખી રાત નચાવ્યા એમને, તાડી પાઈ પાઈને. અમે પીતા નહોતા, પણ એમને પા પા જ કર્યું. અને પછી શીરો શેકાવડાવ્યો. હેય... બદામ શીરો ! તે દહાડે ઘી-બી બધું સસ્તું ને ! ચોખ્ખા ઘીનો શીરો આટલો આટલો ખવડાવ્યો. ફરી કોઈ દહાડો પેલો મારવાનું કહે તોય ના આવે ! અને પેલો રાહ જોઈને બેસી રહેલો, 'કેમ હજુ કંઈ ખબર ના આવી !' ત્યારે મેં કહ્યું, હવે શું કરો ? એક જણને કહ્યું, 'જા, એ ગોવિંદરામજીને તેડી લાવ. એને કહીએ, આ જે નાચ કરે છે એ લોકો, એ જોવા આવો.' એટલે ગોવિંદરામજીને બોલાવવા ગયા પેલા. તે ગોવિંદરામ કહે છે, 'અત્યારે મને શું કરવા ત્યાં બોલાવે છે ?' ત્યારે કહે છે, 'ત્યાં પેલા બધા નાચ કરે છે !' 'એ લોકો નાચ કરે છે ત્યાં આગળ ?' 'હા.' ત્યારે કહે, 'હવે હું એમને રહેવાની ખરાબી કરી નાખું છું.' તે કશુંય વળે નહીં એમાં. મેલને છાલ. અમથો શું કરવા પોં પોં પોં કર્યા કરે છે ?

## જ્ઞાન પહેલા અહંકાર ગાંડો, પણ ચારિત્ર ઊંચું

અમારા ભાગીદાર તો બહુ ખુશ થઈ ગયા કે તમે તો બહુ જબરા ! પછી ગોવિંદરામજીએ તો જાણ્યું કે આ તો મૂઆ ઊલટા નાચ્યા ત્યાં જઈને, એટલે એમને ખૂબ વઢ્યો, 'હું તમને મારી નાખીશ ને આમ કરીશ ને...' પણ આમનું તો હૃદય પરિવર્તન થઈ ગયું. 'આ દાદા તો ભગવાન જેવા માણસ છે, આપણાથી કેમ મરાય' કહે છે. એટલે ગોવિંદરામજી સમજી ગયા કે આમણે કંઈક કર્યું, કરામત કરી અંબાલાલે, એટલે આપણું ચાલવાનું નથી. તે બીજે દહાડે ગોવિંદરામજી તો પાછો મૂળ વાણિયો ને, પાછો. 'મારી કરામત તમે ઉડાડી મેલી, પણ હવે અમે તમને કહીએ છીએ કે અમને કંઈ આપો ને, એમાં તમને શું આમાં વાંધો લાગે છે ?' કહે છે. મેં કહ્યું, 'બોલ ને ત્યારે, એવું પાંસરું બોલ તો આપીએ.' પછી દસ થેલી આપી'તી. દબડાવીને લેવાનો હોય તો

એક આનો ના મળે. તું મને ખુશ કર. કારણ કે મારો અહંકાર ગાંડો છે. મેં એને કહેલું કે મારો અહંકાર ગાંડો છે. ભગવાનનેય ગાંઠે નહીં એવો મારો અહંકાર છે. કારણ કે બીજી બધી રીતે ચારિત્ર મારું બહુ હાઈ ક્લાસ છે ! પછી ગોવિંદરામ જોડે સારો સંબંધ રહેલો.

આમ ગોવિંદરામજી બહુ સારો માણસ હતો. આ તો જરા ઑફિસરોને દબડાવેલા. બધાને દબડાય દબડાય કરે ને, તો ઑફિસરો દબાઈ જાય. પણ અમે તો કન્ટ્રાક્ટર, અમારે શા હારુ દબાવું પડે ? અને હું તો સિંહનું બચ્ચું છું ! અલ્યા, સિંહના બચ્ચાને ક્યાં છંછેડ્યો ? ત્રાડ પાડે તો બકરા નાસી જાય બધા હડહડાટ ! તે દહાડે અહંકાર ખરો ને ! અત્યારે તો આ બધા કશામાંય નથી. તે દહાડે અહંકાર. અને અમથો એ વાણિયો વળી શું કરવાનો હતો ? અમથો વગર કામનો ટેં ટેં કર્યા કરે, ટીલો ચાંદલો પહેરીને. ‘તારા કરતા મને બહુ જાતના હરકડા (તોફાન) આવડે છે’, કહ્યું. પણ ટાઢો થઈ ગયો, હં. ફરી જિંદગીમાં નામ લે જ નહીં. અરે, મોત તો કંઈ આપણું લખેલું હોય તો આવે છે, નહીં તો આ લોકને તો કંઈ મારી નાખવાની શક્તિ છે ? સંડાસ જવાની કોઈને શક્તિ નથી આ જનમમાં. તો આ લોકો શું કરવાના હતા તે ? એવું કહેવાય નહીં આપણાથી, કે તું શું કરવાનો છું ? નહીં તો મૂઓ ચઢે. એ નૈમિત્તિક વાણી છે, ખરાબ વાણી. ખરાબ કામ થવાની નિશાની છે એ.

## જ્ઞાન પછી ઝીરો થયો અહંકાર, ન કરે વળતો પ્રહાર

પેલા ગોવિંદરામજીનું મગજ ચસકી ગયું, કે આ સાલા, નચાવ્યા તે ઊલટા નાચ્યા ત્યાં જઈને ! તે ગોવિંદજી તો ટાઢોટપ થઈ ગયો, કે ‘ઊલટો નાચ કરાવ્યો ! આ પટેલ ભારે કહેવાય !’ મેં કહ્યું, ‘નામ ના દઈશ અમારું, ગામના ગામ ઉડાડી મેલીશ.’ કારણ કે અમે તો ક્ષત્રિય લોકો, ક્ષત્રિયનું નામ ના દેવું. મેં ગોવિંદરામજીને કહેલું કે ‘કશું નહીં વળે, અહીં આગળ જુદું છે. મૂઆ, ભૂલો પડ્યો તું. તું જાતે જ ખોવાઈ જઈશ. અમે તો ક્ષત્રિય બચ્ચા.’ એ તો અહિંસા પાળ્યા પછી અહિંસા હોય. પહેલા અહિંસા હોય અમારે ?

**પ્રશ્નકર્તા :** અહિંસા પાળ્યા પછી...

**દાદાશ્રી :** અહિંસા પાળ્યા પછી એ તલવારની ધાર જેવી પાળીએ. પહેલા ક્ષત્રિય બચ્ચા. આમ અમે બકરી ના મારીએ ! પણ જો સામો થયો એને ઉડાડી મેલીએ, રહેવા ના દઈએ. મારા મોટાભાઈએય ક્ષત્રિય ! મહીં લોહી એવું. તેથી તો અમારા બાને કહેતા'તા, 'બન્નેય સિંહ પુત્રો પાકેલા છે.' લોકો ગામમાં એવું કહે. ક્ષત્રિય પુત્ર, આમ લોહી આખું જ તપેલું હોય. આ તો અહિંસાને લીધે બધું ટાઢું પડી ગયું. હવે ગાળો ભાંડે, માર મારે તોય કશુંય નહીં.

એ તો અત્યારે છે તે હું જ્ઞાની થયો. તે અત્યારે મારે તોય બોલું નહીં અક્ષરેય. અત્યારે તમે બે-ચાર ધોલો મારો ને, તોય હું ના બોલું. હવે જ્ઞાની થયો. આ નહોય 'હું.' પહેલા તો હું જાણતો'તો કે આ જ 'હું' છું. પટેલ જ 'હું' છું, એવું જાણતો'તો. આ ક્ષત્રિય જ 'હું' છું, એવું જાણતો'તો.

## ક્ષત્રિય હિંસામાંય શૂરા ને અહિંસામાંય શૂરા

એટલે આ દાદાનું મગજ તો પહેલા ફાટું ફાટું રહેતું'તું. કોઈએ કંઈ અપમાન કર્યું, કે 'શું વાત કરો છો તમે આ ?' સાંધા તોડી નાખું ત્યાં ને ત્યાં જ. ગમે તે જાતિનો હોય તોય નામ ના દે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા પાસે હું નહોતો આવ્યો ને, ત્યારે આવી વાતો સાંભળેલી કે દાદા બહુ કડક છે !

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** એવી વાતો પેલા માણસો બધા ખરા ને, આપની વિરુદ્ધ બોલનારા, તે બોલે કે બહુ કડક છે, બહુ કડક છે. આવી વાતો સાંભળેલી.

**દાદાશ્રી :** કડક બહુ ને આમ ! શૂરવીર ખાતું ને ! આ તો સારું થજો મહાવીર ભગવાનનું, એમનો માર્ગ પાછો હાથમાં આવી ગયો.

અહિંસાનો માર્ગ ! અને તે ક્ષત્રિયોનું જ કામ છે ને આ, કોનું કામ છે આ ? આ માર્ગ કોનો હાથ પકડી શકે ?

**પ્રશ્નકર્તા :** ક્ષત્રિયોનો.

**દાદાશ્રી :** ક્ષત્રિયોનો ને ! જે હિંસા કરી શકે તે જ અહિંસા પાળી શકે. જે હિંસા-અહિંસામાં અદબદ છે, એ શું કરે તે ?

પણ મને ગમતું નહીં આ, પસંદ નહીં આવું બધું. અંદરખાને ગમતું નહીં પણ સ્વભાવ છોડે નહીં ને !

## પૂર્વાશ્રમમાં જોવા મળી ગજબની પર્સનાલિટી

આમાં સાંભળવા જેવું હતું કશું ?

**પ્રશ્નકર્તા :** નહીં, દાદા, આમાં સાંભળવા જેવું કરીને આમાંથી એવું તો લાગે કે આ દાદાની વર્તમાન દશા તો ખ્યાલ છે, પણ દાદાનું પહેલાનું જે છે, તેની અંદર આ જે આવ્યું તો તે કેવું છે, આપે જે કીધું આ કે જે હિંસા કરી શકે તે જ અહિંસા પાળી શકે. હવે આ વાત એટલી ગુહ્ય છે અને એટલી જ સત્ય છે.

**દાદાશ્રી :** બીજું કોઈ ચોખ્ખી અહિંસા પાળી શકે જ નહીં, જે હિંસા કરે તે જ ચોખ્ખી અહિંસા પાળી શકે.

**પ્રશ્નકર્તા :** હા, અને પેલા તો ના મારે કે ના કોઈને બચાવે.

**દાદાશ્રી :** એ તો અદબદ બધું.

**પ્રશ્નકર્તા :** એટલે મારેય નહીં અને બચાવેય નહીં. નજર આગળ કોઈને મારતો હોય તોય એ આમ ને આમ જ બેસી રહે.

**દાદાશ્રી :** હા...

**પ્રશ્નકર્તા :** અને પેલો તો મારેય ખરો ને બચાવેય ખરો.

**દાદાશ્રી :** જે હિંસા કરી જાણતો હોય તે અહિંસા પાળી શકે.

**પ્રશ્નકર્તા :** દાદા, અને આ આપની પર્સનાલિટી તો ખરી ને ?

**દાદાશ્રી :** હા, બસ્સો માણસ એકદમ છે તે નાચવા માંડે તે કંઈ રીત... ?

**પ્રશ્નકર્તા :** હા, એ રીત છે આ.

**દાદાશ્રી :** કોઈના માન્યામાં ના આવે ને ! પર્સનાલિટી ! મેન ઑફ પર્સનાલિટી ! અને પર્સનલ કેરેક્ટર !

## વધારે ખર્ચ્યા પણ અન્યાયને તાબે ન થયા

આ તો જ્ઞાન પહેલાના અહંકારની વાત. એ અહંકાર તો એટલો બધો જબરો, કે આખું ગામ સામું થયું હોય તોય પેટનું પાણી ના હલે, એવો અહંકાર જબરો ! કેવું ? આખું ગામ સામું થયું, જુઓ ને, તે. ત્યારે હું કહુંય ખરો, 'ધનભાગ્ય છે એ ક્ષત્રિયપણાને તમારા !' ક્ષત્રિય એનું નામ કે ડગે નહીં. આવા આવા ખોટા ડરથી ડગે જ નહીં. એવો અહંકાર હોય એનું નામ ક્ષત્રિય. અને અન્યાયને ગાંઠે નહીં. આ અહંકાર એવો હતો, કે અન્યાયને તાબે નહીં થાય એ. પછી ગવર્મેન્ટ હશે કે ગવર્મેન્ટનો બાપ હશે ! ભગવાનનેય નહીં ગાંઠે, એવું કહેતો હતો હું.

જુઓ ને, ગામને મેં પચાસ રૂપિયાની તાડી પાઈ. પણ તે દહાડે સવા બે રૂપિયાના ભાવની એક સિમેન્ટની કોથળી, એવી દસ તે. તે મા-બાપ કરીને અપાતી હશે ? મેં કહ્યું, 'પૈસા હું તને આપું છું ને.' ત્યારે કહે છે, 'એમ ! પાછા મારું અપમાન કરો છો ?' લ્યો, આ મોટો અપમાનવાળો આવ્યો ! મફતનું આપો કહે. મફત કોથળીઓ જોઈએ છે ! પણ જો નરમ ઘેંસ થઈ ગયો. આખી જિંદગી પછી ઠેઠ સુધી સારામાં રહ્યો. વગર કામનું આ દબાઈ જવાનું શું કારણ છે ? એક જ ફેરો મરવું ને આ સો વખત બીક રાખવી ! મરવાનું કેટલા વખત ?

**પ્રશ્નકર્તા :** હા, એક વખત જ.

**દાદાશ્રી :** હા, 'એ મરી ગયો.' એમાં નથી મરી જવાનો, એમ

શું કરવા બૂમ પાડે છે તે ? સહેલું નથી મરવાનુંય. અહીંથી દરિયે પડવા જાય છે ને, તેનેય પકડી લાવે છે આ પોલીસવાળા, કે 'આપઘાત કરવાની મનાઈ છે.' અલ્યા મૂઆ, આપઘાત કરવાનીય જગ્યા ના રાખી ! સમજણ પડીને ?

**પ્રશ્નકર્તા :** જી.

**દાદાશ્રી :** આ તો ગાંડપણની વાતો, આ જ્ઞાન પહેલાની. આ તો જ્ઞાની થયા ત્યારે ડાહ્યા થયા દેખાયા. ત્યાં સુધી તો ગાંડા જ કહેવાય ને ? જેમ રૂમાય એમ રૂમે. પણ દુનિયાના વ્યવહારમાં તો સારું બધું. વ્યવહાર બધા ચોખ્ખા રાખેલા, એટલે સારું. આ વ્યવહાર ચોખ્ખો તેથી રૂપાળા દેખાય છે ને, નહીં તો કહેશે, 'જવા દો ને, નામ એમનું...' વ્યવહાર ચોખ્ખો હોય તો સારું કહેવાય.

❖❖❖❖❖

# [૧૧.૨]

# આખું ગામ મારવા આવ્યું...

## સૌ શસ્ત્રધારી સામે એકલા નિઃશસ્ત્ર ગયા

**પ્રશ્નકર્તા :** એક નાના ગામમાં ગયા'તા ને તમે, કામ પર. તે બધા સામા થયા'તા. ત્યારે તમે એકલા...

**દાદાશ્રી :** હા, એ તો ત્યારે જ્ઞાન-બાન નહીં. એ વખત નાગો ધંધો કોન્ટ્રાક્ટનો એટલે નાગાઈ કરી'તી.

**પ્રશ્નકર્તા :** એ દાખલો કહો ને, બધાને બહુ મજા આવશે.

**દાદાશ્રી :** એ તો એવું થયું હતું કે સ્કૂલનું કામ ચાલતું'તું. એક માછી ત્યાં કામ કરતો હશે ને, તે એણે પછી નાગાઈ કરેલી. તે અમારા માણસોએ માર્યો એને, કામ કરતો નહોતો બરોબર એટલે. એટલે પછી આખું ગામ છે તે એ કરવા (મારવા) આવ્યું. એટલે ગામમાં છે તે અમુક માણસોને મેં ખખડાવ્યા સારા કરીને. એટલે ગામ આખું સામું થઈ ગયું. ગામ નાનું, નર્મદા નદીના કાંઠેનું. તે કહે છે, 'આ કન્ટ્રાક્ટર શું સમજે છે ? એ ગામવાળાને મારે છે, મજૂરને ?' તે આખું ગામ ભેગું થયેલું, એના તરફીનું.

તે આખું ગામ મારવા આવેલું. ત્યારે ત્યાં બા ને અમારા ભાભી ને એ બધા રહેવા આવેલા. તે બા ને ભાભીએ મહીં ઝાલી રાખેલો. મને બહાર ના જવા દે. બહાર બધું મારવા તૈયાર થઈ ગયેલું. બા

કહે છે, 'ભઈ, તું બહાર ના જઈશ. આ બધા લાકડીઓ ને ધારિયા લઈને આવ્યા છે.' તેમાં સો માણસ ! મેં કહ્યું, 'હું એકલો જ છું, સોને શું કરવા છે ? તારી વહુને માર ને ! મેર ઘનચક્કર ! એકલા હારુ સો જણની જરૂર શું હતી તે ?' મૂઆ, સો જણ દેખાયા, ચીભડા ! એટલે પછી હું ખાસ એવું કશું પહેર્યા વગર, આટલું ધોતિયું જરા અહીં ખભે નાખી અને એમ ને એમ, હાથે હથિયાર-બથિયાર કશું લીધા વગર ગયો. 'મારે હથિયાર શું કરવું છે, મૂઆ ? હથિયાર ડરપોકને જોઈએ.'

## શિવયોગના તપથી બધા ટાઢા પડી જાય

પછી બહાર નીકળ્યો તે કોઈ અક્ષરેય બોલ્યું નહીં. મેં કહ્યું, 'લ્યો આવ્યો છું, મારો જોઈએ કોઈ ! ચાલો, હું તૈયાર છું. મારો, તલવાર મારો, ધારિયું મારો, જે મારવું હોય તે મારો.' શું ? 'એ કોણ મારનારી છે ? છોડીઓ છે', મેં કહ્યું. આમ ચડાવું પાછો, આવું પાણી ચડાવું. પાછો 'છોડીઓ' બોલું. આ સાંભળે તે ઘડીએ દિમાગ ચડી જાય એ લોકોનું. પણ પાછું મને જોઈને પછી ઊતરી જાય. મહીં આ તપ કહેવાય અમારું, યોગ કહેવાય. અમારી હાજરીથી બધા ટાઢા પડી જાય. અમારું શિવયોગ કહેવાય આ ! કેવો ?

**પ્રશ્નકર્તા :** શિવયોગ.

**દાદાશ્રી :** મહાદેવજી યોગ. કશું જ જોઈતું નથી. એના હિત ખાતર લડીએ. કેવું ?

**પ્રશ્નકર્તા :** એના હિત ખાતર લડે.

**દાદાશ્રી :** પણ બધું ટાઢું પડી ગયું'તું ત્યારે.

## કીમિયાગાર શિવે ખોલ્યું ત્રીજું નેત્ર

ત્યારે આખું ગામ આવ્યું'તું. આખુંય ગામ પટેલોનું. અને કેવું નાગું બોલવું, કે 'આખું ગામ પાતાળમાં પેસી જશે, શું સમજો છો ?'

કહ્યું. હથિયાર-બથિયાર નહીં. સાપ એકલો જ. ફેણધારી કાળિયો નાગ ! મેં કહ્યું, 'કયો મૂઓ છે મારવાવાળો, મારી પાસે આવે.' એમ કહ્યું, આખા ગામને. 'આખું ગામ ફૂંકી મારીશ', કહ્યું. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** આખું ગામ ફૂંકી મારીશ.

**દાદાશ્રી :** આખું ગામ સળગાવી દઈશ અને ખબરેય નહીં પડે. અને હું તો ઘેરે બેઠો હોઈશ, તમારી જોડે બેઠો હોઈશ પાછો. પુરાવામાં તો હું તો તમારી જોડે બેઠો હોઉ.

**પ્રશ્નકર્તા :** દાદા એમ ગાંઠે નહીં ત્યારે. તે વખતમાં એ જ પાવરમાં.

**દાદાશ્રી :** નહીં, ત્યાં બોલી ગયો ને, 'કોણ મારવાવાળી છે આ અહીંયા આગળ બધી ?' તે આખું ગામ ભેગું થયેલું, ચૂપ ! અને મહીં અમારા બા ને ભાભી, બેઉ થથરે. 'અરે, આ શું કરે છે આવું ?' 'બોલશો નહીં', કહ્યું. બધું ચડીચૂપ થઈ ગયું, ચૂપ ! તે દહાડે દબડાવેલા. 'આખું ગામ બાળી મેલીશ', કહ્યું. અને તેય તમારી જોડે બેઠો હોય ને પેલી બાજુ બળતું હોય. અમારી પાસે બધા કીમિયા હોય. આ ડરે નહીં, આ નહોય ડરનારો, ન્યાયી પુરુષ ! ન્યાયને જોનારા પુરુષ ! પણ હવે નહીં, હવે તો કશુંય એમાં આવડત જ નથી.

## પુણ્યનો પ્રતાપ, તે સામાને મહીંથી અટકાવે

પણ અહંકાર એવું બોલેલો, 'આખું ગામ સળગાવી દઈશ.' બહારવટિયા બોલે ને, એવું બોલેલો. એવું કહેવાય ? ધ્રૂજી ગયું ગામ. પ્રતાપ એવો, પૂર્વનો પુણ્યનો પ્રતાપ ! પ્રતાપ જેને કહેવામાં આવે છે ને, પ્રતાપ ! નહીં તો વગર હથિયારના એક માણસ ને સામું આટલું બધું... ! મહીંથી જ કો'ક ના પાડી દે એમને, કે 'અલ્યા મૂઆ, કશું બોલીશ નહીં.' અંદરથી જ ના પાડી દે. તે બા ને બધા ખુશ થઈ ગયા હતા. કહે છે, 'કહેવું પડે !' મેં કહ્યું, 'આ તમારો પ્રતાપ ને !' પણ આ સારું ના કહેવાય એકંદરે, જે હું બોલી ગયો હતો ને, 'આખું ગામ

સળગાવી દઈશ, શું સમજો છો તમારા મનમાં ? અને હું વડોદરા હોઈશ ને અહીં ગામ સળગશે.' શું કહ્યું ? 'હું વડોદરામાં હોઈશ' એનો અર્થ સમજ્યા તમે ?

**પ્રશ્નકર્તા :** હા, એટલે તમને કંઈ પુરાવો મળવાનો નથી.

**દાદાશ્રી :** ખબરેય નહીં પડે કે હું ક્યાં છું ? એટલે સુધી કહેલું, કે 'આવો, આ ઉઘાડે પગે છું, એક લાકડી અડાડી જુઓ જોઈએ.' લાકડી ને ધારિયા લઈને આવેલા. મૂળ તો ક્ષત્રિય ખરો ને ! મૂળ તો ક્ષત્રિય સ્વભાવ એટલે પછી આવું જ હોય ને ! બીજું શું હોય ? એને જાતનો ભય ના હોય, કે મારી જાતને શું થઈ જશે તે ! સામો કાપી નાખશે કે એવા ભય ન હોય ! શાથી ભય ના હોય ?

**પ્રશ્નકર્તા :** આ પેલા ક્ષત્રિય સ્વભાવને લીધે.

**દાદાશ્રી :** ક્ષત્રિય સ્વભાવ એટલે. તો જ આવું બોલાય ને ! નહીં તો એક બાજુ ગામના સો માણસો અને એક બાજુ હું એકલો. અને ખોટું ઉપરાણું લઈને આવ્યા હતા. 'વગર કામનું માછીનું ઉપરાણું લો છો', કહ્યું ! આખું ગામ આવેલું, લાકડીઓ ને ધારિયા લઈને. તે બા ધ્રૂજી ગયા. 'મારો આ છોકરો તો પાછો જ નહીં આવે', કહે છે. મેં કહ્યું, 'ના, આ તો બધેથી પાછો આવવાનો. તમારે એવો વાંધો નહીં રાખવાનો.'

## જ્ઞાન પહેલા સિંહ સમ ત્રાડ

પણ અહિંસાથી કાઢી નહીં મેલેલા. 'ગામમાં રહેવું ભારે પડી જશે ! સિંહનો સંતાન છું ! જો નામ દીધું તો તમારી વાત તમે જાણો.' આટલું કહ્યા પછી તે ફરી નામ નથી દીધું પણ. આ દાદો સિંહ જેવો શૂરવીર છે. શું છે ?

**પ્રશ્નકર્તા :** સિંહ જેવા છે.

**દાદાશ્રી :** હં... એક ત્રાડ પાડે ને, તે બધું રાગે પાડી દે. હવે

ત્રાડ-બાડ જતી રહી બધી, જ્ઞાની પદમાં. પહેલા ત્રાડ જો સાંભળી હોય તો ખબર પડી જાય. લોકો કહેતા હતા, 'ઝવેરબાના પેટે બે સિંહ પાક્યા છે !'

મારા મોટાભાઈએય એવા હતા. મોટાભાઈ તો આ આખો જિલ્લો ખાલી કરી નાખે. એમની ધાકથી આખો જિલ્લો ખાલી થઈ જાય. અહીં સૂબા-બૂબા બધાય ખાલી થઈ જાય. નાસી જાય, ભાગી જાય સૂબા હઉ. એ તો લઈને આવેલા હોય ને કંઈક ! એ તો બહુ જૂની વાત આ, ગાંડી વાત કહેવાય બધી. અત્યારનું આ જોવા જેવું છે, પેલું તો ઈતિહાસ કહેવાય.

**પ્રશ્નકર્તા :** હા, ઈતિહાસ કહેવાય.

**દાદાશ્રી :** ઈતિહાસમાં આ રાજા આવો હતો, અને આવા દુર્ગુણ હતા, આવા સદ્‌ગુણ હતા. દુર્ગુણો-સદ્‌ગુણો બેઉ હોય, ભેગા હોય. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** બેય હોય, હા.

**દાદાશ્રી :** જેવો સદ્‌ગુણ હોય ને, એવો ભારે દુર્ગુણ હોય. અમારે અહંકારનું ગાંડપણ બહુ ભારે હતું.

## પૂર્વે રાજાપદ છોડેલું તે બંડખોર સંસ્કાર

આ બધું ઈતિહાસ ઉઘાડવા જેવો નહીં. સારીયે વસ્તુ હોય ને મહીં નબળીયે વસ્તુ હોય. અત્યાર તો બધું સમજણ પડે ને, કે આ ના જ હોવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** મુદ્દે, રાજ લડીને આવ્યો હોય ને, એવું બધું. રાજાપદ છોડ્યું હોય ને, એવું બધું. એવું પદ આવ્યું હશે, તે છોડવું પડ્યું હશે. તેના સંસ્કાર રહી ગયેલા બધા. સહન ના કરે, ગાંઠે નહીં કોઈને. અત્યારે તો બિલકુલ રહ્યું જ નથી કશુંય. એ કહે, કે 'તમારામાં અક્કલ નથી.'

તોય હું કહું, 'એ બરોબર છે તારું કહેવું. હતી જ નહીં ત્યારે આવું થતું ને ! હોત તો કશું આવું થાત જ નહીં ને !' પણ રૂપાળો અહંકારેય બહુ હતો ! એવો અહંકાર તો આજ જોવામાંય ના આવે. એકદમ રૂપાળો અહંકાર ! કદરૂપો અહંકારેય જોયો. આ બધા અપવાદી પુરુષો કહેવાય. કેવા ?

**પ્રશ્નકર્તા :** અપવાદી.

**દાદાશ્રી :** હં, કો'ક હોય આવું.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ત્યારે જ્ઞાનેય અપવાદ થયું ને !

❖❖❖❖❖

# [૧૧.૩]
# કમુમિયાં સાથેનો પ્રસંગ

## કમુમિયાંએ આપી ધમકી

**પ્રશ્નકર્તા :** દાદા, સાંભળ્યું છે કે કોઈ મિયાંનું પણ પાણી આપે ઉતાર્યું હતું.

**દાદાશ્રી :** એ તો એક મુસલમાન હતો, કમુમિયાં. તે અમુમિયાં પોસ્ટમેન હતો, એનો છોકરો કમુ. તે કમુનું મગજ એટલું ફાટેલું, તે સરકાર જોડે બધા આ કલેક્ટર-બલેક્ટરો મળી ગયેલા ને, તે બધું આખું બોરસદ શહેર હાંકે, મૂઓ. રાજાની પેઠ થઈ પડેલો. ત્યાં અમારો કોન્ટ્રાક્ટનો ધંધો. તે મને કહે છે કે 'તમારા ગાડા સિમેન્ટના ત્યાં ભાદરણ જાય છે, એ હું જાણું છું.' મેં કહ્યું, 'હા, જાય છે તો તમને શું વાંધો છે ? તમારે શું લેવાદેવા આમાં ?' ત્યારે કહે, 'અમને સો થેલી આપો.' મેં કહ્યું, 'એવી રીતે ના મળે.' ત્યારે કહે, 'ભાદરણ વેચો છો તે બધી મને ખબર છે.' મેં કહ્યું, 'હા, તે મનેય ખબર છે ને તમનેય ખબર છે, વેચીએ છીએ.' પણ ના પાડીને એટલે મિયાં મને શું કહે છે, 'છાપરું ઉપરથી ઉખેડીને લઈ જઈશ.' મેં કહ્યું, 'છાપરું ઉખેડીને લઈ લો.' 'છાપરું ઉખેડીને લઈશ', કહે છે. એટલે કે રાજા જેવું જ કરતો'તો તે. ચાલતું'તુંય ખરું. અમારા ભાદરણના ગમે તેને ફટકારે હઉ, મારે હઉ. રસ્તામાં રોડ ઉપર મારે, શહેરમાં મારે. એવો નાગો ખઈબદેલો. પણ મારી પાસે તો અધ્યાત્મને, એટલે અહીં ચાલે નહીં ને બધું.

## મિયાંનું જોવું'તું પાણી તે રોફથી નમતું જોખ્યું

એટલે પછી મેં કહ્યું, 'આ મિયાં હારો શી રીતે ફાટ્યો ? એને જોવા દો.' અમુમિયાંનો છોકરો, એનો બાપ પોસ્ટમેન હતો, તે 'સાહેબ, સાહેબ' મને રોજ કરે. અને આ કમુમિયાં ગાંઠે નહીં, મૂઓ ! કારણ કે આ જિલ્લામાં પ્રખ્યાત થઈ ગયેલો હતો, 'નંગોડ' (માથાભારે) તરીકે. અને નાગા લોકો રાખી મેલે. અને સરકાર એક બાજુ થઈ ગઈ ને, આ કલેક્ટર-બલેક્ટરો બધા ફૂટી ગયેલા. અને બ્રિટિશ ગવર્મેન્ટના માણસો. તે પછી છે તે મારે શું કરવું પડ્યું ? નમતું મૂકવું પડ્યું.

**પ્રશ્નકર્તા :** નમતું મૂકવું પડ્યું ?

**દાદાશ્રી :** હા, નહીં તો નાગા જોડે કંઈ આપણે તોફાન કરીએ હારું ? એ હારો ઉપરથી પતરું ઉખાડીને કાઢી જાય તો આપણી આબરૂય શું રહી તે ! અને એને કોઈ ના પાડે એવું નહોતું. કારણ કે ગવર્મેન્ટમાં તો ઠેઠ સુધી લાગવગ એની. મને થયું કે પણ આપણે રોફભેર કરો આ. એટલે મેં કહ્યું, 'સિમેન્ટ-બિમેન્ટ ના મળે. એ કમુમિયાં આવે કે ગમે તેવા મિયાં આવે, તે કોઈને એક થેલી ના મળે' એમ કરીને રોફ માર્યો. અને પછી એવું કહેવડાવ્યું કે 'કમુમિયાંને ત્યાં હું આવું અને એમનો જો પ્રેમ મને લાગશે તો હું આપીશ.' શું ?

**પ્રશ્નકર્તા :** પ્રેમ લાગશે તો આપીશ.

**દાદાશ્રી :** 'રોફથી નહીં મળે અને પ્રેમથી આપીશ', કહ્યું. 'સિમેન્ટ આપીશ, મને મળવા દો', કહ્યું. મારે જોવું'તું પાણી એનું.

## આ તો બરકત વગરનો વાઘ છે

એટલે પેલા એના માણસો આવ્યા. 'હેંડો સાહેબ, કમુમિયાં બોલાવે છે', કહે છે. તે કમુમિયાંને ત્યાં ગયો ને, તે એ તો જોતા જ આમ આમ થવા માંડ્યો. ગમે નહીં ને ! મિયાંમાં કશું બરકત નહોતી. એના આજુબાજુવાળા જ ડરાવી દેતા હતા, કે 'આ મૂઓ વાઘ છે, વાઘ છે, વાઘ છે.' મિયાંભાઈ તો બરકત વગરનો હતો. મેં કહ્યું, 'હારો, આ

મિયાં બહારથી જ અમથું એ કરે છે કે શું, મોટું ? વાઘ આવ્યો, વાઘ આવ્યો કરીને.' એની ટોળકી હતી પાંચ-પચ્ચીસ માણસની, ખાય-પીએ ને મજા કરે એના નામ પર.

## તું બોરસદનો મિયાં તો હું ભાદરણનો પટેલ

પછી હું જાતે મળવા ગયો ત્યારે મને કહે છે કે 'શેઠ, તમારે સિમેન્ટ આપવો પડશે.' મેં કહ્યું, ''એ 'આપવો પડશે' એવું બોલશો નહીં. તમે મારા શેઠ છો ? પહેલી ચા બનાવડાવો.'' 'અબે, ચા લાવ.' પછી મેં મિયાંને કહ્યું, 'તમે બોરસદના મિયાં છો અને હું ભાદરણનો પટેલ, તો હુંય ભાદરણનો મિયાં જ છું, ખબર ને ! આ થેલીઓ આપું છું તે પાછી આપવાની છે કે નહીં એ મને કહો.' 'પાછી આપવાની, અલ્લા કી કસમ.' ત્યારે મેં કહ્યું, 'લે લઈ જા ત્યારે.' આ હારું આપણને દબડાવે ને પછી આપીએ એ ખોટું દેખાય ને ! અને દબડાવે તો આપણે આપવાનો તો છૂટકો નહોતો. એમાં શું આપણી આબરૂ રહે ? મિયાંની પાસે, એના મોઢે ચોખ્ખું કરાવડાવ્યું.

## ૨૨૫ની જગ્યાએ ૩૦૦ વસૂલ્યા

પછી એ આપતો નહોતો સો થેલી પાછી. સવા બસ્સો રૂપિયા લાગે ને, સો થેલીઓના તો, તે નહોતો આપતો. તે પછી છે તે એ વડોદરા આવ્યો એક ફેરો, ત્યારે મેં કહ્યું, 'મિયાં ડ્રાફ્ટ નહીં આયા. તુમ્હારા કુછ એ નહીં આયા. શું કરવાનું છે ?' 'ભેજ દેંગે, ભેજ દેંગે', કહે છે. ફરી આવ્યો ને, તે પકડ્યો. મેં કહ્યું, 'આ શું છે ? મિયાં ક્યા સમજતા હૈ ? પૈસા-બૈસા દેનેકા નહીં ?' વરસ દહાડા પછી આવેલો. ગાડી ઊભી રખાવી મેં. 'હા, દેનેકા, ક્યું નહીં દેનેકા ? આપકા પૈસા તો દેનેકા હૈ.' મેં કહ્યું, 'અભી કા અભી ચેક લીખ દો.' તે ત્રણસો રૂપિયાનો ચેક લખી આપ્યો. સવા બસ્સોને બદલે ત્રણસોનો લખી આપ્યો. ના આપે, એ કોઈને એક પૈસોય ના આપે. મને બધાય કહે, 'દાદા, તમે હતા તો પૈસા કઢાવ્યા.' એ પુણ્યૈ સારી, હોં કે. નહીં તો મિયાંમાં તો કશું બરકત જ નહોતી. આજુબાજુના બધા રક્ષકોએ જ રોફ મારેલો આ. અને રક્ષકો મલાઈ ખઈ જતા.

**પ્રશ્નકર્તા :** એ જ ખઈ જાય ને, દાદા. એ ખઈ જવા માટે જ ફરતા હોય.

**દાદાશ્રી :** અને એના નામથી કાઢી લે, સિમેન્ટ. અને પછી આટલો ખર્ચ થયો, આમ થયું, તેમ થયું કરીને ઉડાડી મેલે.

## હવે તો બોધરેશન લાગે આવી વાતોથી

જો નાગો હતો પણ પૈસા લીધા અને રોફ રાખ્યો. પછી આ પાકિસ્તાન થયું ને, નાસી ગયો એ. લોકો મારી નાખે એને તો, છોડે નહીં ને !

આવી ને આવી ભાંગફોડો બધી. આ તો વાતેય કરવા જેવી નહીં. આ તો વાત કરીએ નહીં અમે.

**પ્રશ્નકર્તા :** આ તો સહેજે નીકળી ગઈ, દાદા.

**દાદાશ્રી :** સહેજે વાત થઈ. ના પણ, એમ નહીં, આ તો તમે કહ્યું, કે 'વાત કરો' તો, નહીં તો બાકી આવી વાત કરવા જેવી નહીં. બોધરેશન આ તો !

## કમુમિયાં ને ફોજદારની સામે પડી આપ્યું ગાડું

**પ્રશ્નકર્તા :** કસ્તુરભાઈ કહે છે, કમુમિયાં તો પાકિસ્તાન જતા રહ્યા પછી.

**દાદાશ્રી :** તે અહીં કોણ સંઘરે ? તેને નાસી જવું પડ્યું. બહુ ખોટા કર્યા હતા ને, ધંધા.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આખા ખેડા જિલ્લામાં હો હો હો થઈ ગયેલી. ૧૯૪૨ની સાલમાં સત્તર કેસ ફોજદારીના થયા'તા, બોરસદના કામ પર. તે આંકલાવથી નજીક એક ગામ હતું. મોતીભાઈ બાવાજી, ધર્મજના, એમને બહુ લાગવગ આખા ખેડા જિલ્લામાં. એમને ત્યાં જઈને મેં કહ્યું, 'આ

લોકો પાછળ પડ્યા છે.' ત્યારે કહે, 'હું કરું છું, બેસ તું.' કારણ કે કેટલે સુધી પાછળ પડેલા, ત્યાં બે લાશો પડેલી આપણે આ અડાસમાં.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ગોળીબારમાં. ભાદરણનો એક છોકરો ને એક ધર્મજનો છોકરો હતો. બે પચ્ચીસ-પચ્ચીસ વર્ષના જુવાન. એ લાશો લાવ્યા અડાસથી. હવે પેલા ભાદરણવાળાને તો સાધન નહોતું. એટલે એણે અહીંથી (બોરસદથી) ગાડી કરી લીધી, લૉરી. અહીંથી ભાદરણના સો રૂપિયા કરીને, આ કમુમિયાંએ આપી. સો રૂપિયા, એક લાશ મૂકવા જવાના. અને આ ધર્મજવાળાની સ્થિતિ નહોતી. તે ધર્મજવાળાના બે જણ આવ્યા મારી પાસે. કહે છે, 'સ્થિતિ નથી ને આ તો સો રૂપિયા માગે છે. બહારના કોઈને ગાડું આપવા નથી દેતો, કમુમિયાં. કોઈએ જો આપ્યું...' ત્યારે મેં કહ્યું, 'આપણું ગાડું છે તે લઈ જાવ.' ગાડું સરખુંય ના આપવા દે. લાશ જ જવા ના દે મિયાં. એવું બધું આમ બોરસદમાં કરેલું. એટલે પછી અમારે કોન્ટ્રાક્ટનો ધંધો ને, એટલે ગાડું-બળદ અમારે ત્યાં બધું હોય, તે પછી મેં મોકલી આપ્યું. અને બધા મુસ્લિમોના વિરોધ વચ્ચે. મુસ્લિમોએ નક્કી કરેલું કે આમને કોઈએ ગાડું આપવું નહીં.

તે પેલા મને કહે છે, 'કોઈ આપતું નથી.' કોણ દે ? ''કો'ક આપવા તૈયાર થાય તેને ફોજદાર કહે છે, 'હું તમને પકડીને જેલમાં ઘાલી દઈશ.' તે આ વચ્ચે કોઈને આવવા નથી દેતા.'' અહીંથી ધર્મજ જવાનું પાંચ માઈલ, તોય કોઈ ગાડું આપે નહીં. કારણ કે ફોજદારની બીક. ફોજદાર કહે, 'હું આમ કરી નાખું ને તેમ...' તે આખું બોરસદ ગામ ધ્રૂજી ગયેલું. તે મને એણે હકીકત કહી, ''ફોજદાર 'ના' કહે છે'', એક બાજુ છે તે કમુમિયાં. એ પણ પાછું કહે, 'તેલ કાઢીશ સાંજે, ઘરો-બરો બધા બાળી મેલીશ.' એટલે મારું હારું કોઈ સામું થાય નહીં. બધા ફફડે ને ફફડેલા રહે. તે પછી આ બેઉ જણ ફફડેલા ને પછી આવ્યા, કે 'શી રીતે કરીએ અમે ? આ લાશ લઈને આવ્યા છીએ અને ત્યાં લઈ જવી છે ધર્મજ.' ત્યારે પૂછયું, 'પણ કોઈ આપતું જ નથી ?' તો કહે, 'ના, બધા સામા થાય છે. ફોજદાર આવું બોલે છે, પેલો કમુમિયાં

આવું બોલે છે.' મારી આંખ તો લાલ થઈ ગઈ ! આવું અટકાવાય લાશ કંઈ ? પછી તો આ અમારા ઘરનું ગાડું, તું કોણ ડખો કરનારો ? તું કલેક્ટર હોય તોય તું ડખો કરનારો કોણ ? કાયદેસરનું હોય તો કાયદેસરનું કરો. પણ કાયદા બહારની વાતો તે ડફળાવો છો કેમ ? એટલે પછી કહ્યું, "હું આવું છું, ચાલો. કમુમિયાં છો 'ના' કહેતો." એ કમુમિયાં ને ફોજદારની હાજરીમાં હું જાતે ગયો ને પછી એ છોકરાની જાતે લાશ સુવાડી અને ઉપર પરસાળ મૂકી. પરસાળ એટલા માટે કે લોક રસ્તે જતા ભડકે નહીં. અને પછી ત્યાં એ દરવાજા સુધી મૂકી આવ્યો. મેં કહ્યું, 'જા, હું છું ને તું છું, હવે જા.'

## જેલની ધમકી સામે પણ જાતનો વિશ્વાસ હાલે નહીં

તે ફોજદારે પછી નક્કી કર્યું, કે 'આમને ત્રણ દહાડામાં જેલમાં ઘાલી દેવાના.' એણે અને કમુમિયાંએ. અલ્યા મૂઆ, તમે પ્યાદા, મને જેલમાં ઘાલી દેવા આવ્યા ! નોકરીનો પગાર લઈને છે તે બાળ-બચ્ચાને ખવડાવનારા અને પાછું જેલમાં ઘાલવા આવ્યા ! એવું બોલીએ નહીં અમે, મનમાં સમજીએ. એ શી રીતે ગમે ? તે પછી પેલા લાશ લઈ ગયા. પછી કમુમિયાંએ એમ કહેવડાવ્યું'તું, 'આજે સિમેન્ટ, તમારી થેલીઓ એમાં નહીં હોય, બે હજાર કોથળી છે તમારા સ્ટૉરમાં.' મેં કહ્યું, 'સિમેન્ટેય લઈ જજો, અમનેય લઈ જજો. કોણ તમારા ગામમાં આવ્યા છે ? તમે શું ના કરો ?' હું સમજુ, કે આ મિયાં શું કરી કરીને કરવાનો છે ?

એટલે જાત વિશ્વાસ, બીજું કશું નહીં કરવાનું. આપણી જાતનો વિશ્વાસ !

**પ્રશ્નકર્તા :** પણ પેલા પાણીમાં આવી ગયા ને, દાદા ? પેલાને આમ પરસાળ ઢાંકીને કહ્યું, 'તમે હેંડવા માંડો ને આ કોઈ પૂછે તો આ મારું જ ગાડું છે, એમ કહેજો.'

**દાદાશ્રી :** 'મારું ગાડું', હા.

**પ્રશ્નકર્તા :** એટલે પેલા પાણીમાં આવી ગયા ને ?

**દાદાશ્રી :** એ તો એવા ખરેખરા પાણીમાં આવી ગયા. તે મને કહે છે, 'તમારા નામથી એ થાય ને ?' મેં કહ્યું, 'ના મારું...'

## ખોટી ફરિયાદો ને કોર્ટ કેસ અમારી સામે

પછી તો પચ્ચીસ ફરિયાદો મારા નામથી કરી. એ લોકોએ કરવામાં બાકી રાખ્યું નહોતું. જ્યાં ને ત્યાં ગુનામાં ઘાલ્યો હતો મને. બીજે બીજે રસ્તે. આમાં આમ કર્યું, આ રસ્તે કન્ટ્રાક્ટરે આમ કર્યું, એક બાજુ સિમેન્ટ ચોરી જાય છે, સરકારનો સિમેન્ટ કાઢી લે છે. કરે એ તો બધું.

૧૯૪૨ની સાલમાં મારી ઉપર સત્તર કેસ કરેલા બોરસદમાં. કારણ કે 'ભાદરણવાળા બધાય તમારે ત્યાં આવે છે', કહે છે. અમારે કોન્ટ્રાક્ટનું કામ હતું ત્યાં આગળ બોરસદમાં.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** તો મેં કહ્યું, 'એ આવે છે તે મારા ગેસ્ટ છે, કેમ ના આવે ?' ત્યારે કહે, 'તમે સાંભળો છો ને તમે એમને ઉશ્કેરો છો.' તે એની મેતે કશું ના કરી શક્યો, પણ બીજા બહાના કાઢ્યા. તમે આવું કરો છો ને બીજા ખોટા ખોટા આરોપ આપ્યા.

**પ્રશ્નકર્તા :** આ તમે પહેલીવાર કહ્યું, દાદા.

**દાદાશ્રી :** પણ શું થાય આવું ? આ દંગાના કામની વાત કરવાની, ક્યાંથી કહીએ વાત ? આ તો દંગા કહેવાય.

## જાતનો વિશ્વાસ ના હાલે, અડગ જાત પ્રતીતિ

**પ્રશ્નકર્તા :** એ પછી શું થયેલું ? એ કેસમાં પછી શું થયેલું ?

**દાદાશ્રી :** એ તો બધા કેસ પછી ચાલ્યા. સબમે મેં છૂટ ગયા. અને સિમેન્ટેય ઉઠાવ્યો નહીં ને કશુંય ના ઉઠાવ્યું, એમ ને એમ રહી સિમેન્ટો.

**પ્રશ્નકર્તા :** એની એવી તાકાત નહીં, આ આપનો આત્મવિશ્વાસ !

**દાદાશ્રી :** હા, મારી જાતનો વિશ્વાસ બહુ.

**પ્રશ્નકર્તા :** અને યોગ્ય સમજ.

**દાદાશ્રી :** નહીં, આ દુનિયા એક ફેરો આમ આમ હાલે ધરતી, તોય મારી જાતનો વિશ્વાસ ના હાલે. એ જાત પ્રતીતિ તમને બેસાડી છે પાછી ! કેવી પ્રતીતિ બેસાડી છે ?

**પ્રશ્નકર્તા :** જાત પ્રતીતિ.

**દાદાશ્રી :** જાત પ્રતીતિ. અને તે દહાડે હિંમત હતી એટલી અત્યારે હિંમત નહીં, તે દહાડે અહંકારનો રોફ બહુ ને ! અહંકારનો રોફ ! પાછો મણિભાઈનો ભાઈ, હું ! ભાઈ તોય મણિભાઈનો ને ! પછી તો બહુ સંસારી માર પડેલા ને બધા, ઢીલા થઈ ગયા પછી. અને આ જ્ઞાન થયું, તે જ્ઞાને તો વધારે ખલાસ કરી નાખ્યા !

❖❖❖❖❖

# [૧૧.૪]

# સામાનો રોગ કાઢવા વાપર્યા કડક શબ્દો

## તાપ યોગી પુરુષ જેવો તે સાચવીને શબ્દો બોલે

**પ્રશ્નકર્તા :** દાદા, ધંધા પર કંઈ ખોટું હોય તો જરા એમ થાય કે આ ખોટું થઈ રહ્યું છે.

**દાદાશ્રી :** એ બરોબર છે. મારામાં પણ એ જ ગુણ હતો, તેથી તો બહુ બાઝતો'તો લોકોની જોડે. સહેજ નામ દીધું, અણસારેય આવ્યો... તાપ લોકોથી સહન થાય નહીં, કારણ યોગી પુરુષ જેવો ! હું શબ્દ બોલું તો સહન થાય નહીં બિચારાથી, મુશ્કેલીમાં મૂકાય પછી. આમ યોગી પુરુષો જેવું ખરું ને, તેથી તાપ તો હોય ને ! એનો તાપ પડે કે ના પડે ?

**પ્રશ્નકર્તા :** પડે, પડે.

**દાદાશ્રી :** બહુ તાપ પડે. થોડુંક બોલું ને ગભરામણ બહુ થાય પેલાને. એટલા માટે તો ઘણી જગ્યાએ, હું ધંધો કરતો'તો ને જ્ઞાન નહોતું, ત્યારે જોશથી બોલતો નહોતો. મારું જોશથી બોલેલું તો સામાનો આત્મા નીકળી જાય એવું. એટલે હું જોશથી બોલતો નહોતો, સાચવી સાચવીને કહેવું પડે. મારે કંઈક ભાંજગડ હોય ને, તો સાચવી સાચવીને. તે બોલાય નહીં જોશથી એવી રીતે કરું.

તોય પણ એક જગ્યાએ એક શીખ પર જોશથી બોલી ગયો'તો, ભાગીદાર કહે છે, 'ના બોલશો, ના બોલશો.' એને જો વધારે બોલ્યો

હોત તો એનો આત્મા ત્યાં ને ત્યાં નીકળી જાત. એ તો પછી મેં રક્ષા મૂકી આત્માની. તે ત્યાં આગળ મેં જાળવી લીધું. મેં કહ્યું, આ મૂઆનો આત્મા નીકળી જશે તો આપણે માથે પડશે. એ ઑફિસર હતો. એણે ચાલીસ હજાર રૂપિયાની આઈટમ આપવાની હતી. તે ફરી ગયો આખોયે. એ કઈ કંપની હતી ?

**નીરુમા :** હમ્ફ્રી એન્ડ ગ્લાસગો.

**દાદાશ્રી :** હમ્ફ્રી એન્ડ ગ્લાસગો.

## બોલીને ફરી ગયો તે હાથ ઘાલ્યો દાદાએ

આ અમારા નોસિલના કામનું મેનેજમેન્ટ એના હાથમાં હતું. તે ભાગીદાર જોડે કામ કરાવતી વખતે તો ચાલીસ હજારનું કામ કરાવ્યું પણ પછી ફરી ગયો. એ આવું જ કરે, બધા લોકોને ફસાય ફસાય કરે. મેં કહ્યું, 'કઈ જાતનો નંગોડ મૂઓ છું ? હમ્ફ્રી-ગ્લાસગોની આબરૂ બગાડવા આવ્યો છું ?' અને જે કકળાટ, કકળાટ, કકળાટ !

**પ્રશ્નકર્તા :** આવો સંજોગ હોય તે ઘડીએ જ આવું થઈ જાય ને ? એવો સંજોગ, ટાઈમિંગ મળે, ત્યારે નીકળી જાય આવું કંઈક.

**દાદાશ્રી :** ના, એટલે હું તો મહીં પડું નહીં, આમાં હાથ જ ના ઘાલું ને ! આવો દગો કરે ને, એટલે મને થયું કે હારું, આ ભલા માણસ, ને આવા માણસની જોડે તમે દગો કરો છો ?

મેં કહ્યું, ''કોણે તમને પેસાડ્યા છે અહીં આગળ ? અહીં કંપનીની આબરૂ બગાડો છો ? આવી કંપની, ફર્સ્ટ ક્લાસ કંપની ! મૂઆ, બોલીને ફરી જાવ છો ? તમારે ફરવાનું હોતું હશે ? કઈ જાતનો, તારા માતાના પેટમાં પાંસરો મૂઓ હતો કે નહોતો ? ત્યાંય વાંકો થયો'તો ?'' અમે તો જે ધમકી આપેલી, એના બાપના સમ જો રાતે ઊંઘ આવે તો ! મેં ભાગીદારને કહ્યું, 'આને ઊંઘ નહીં આવે બિચારાને.'

## વાપર્યા કડક શબ્દો ને પછી કરુણાથી વિધિ મેલી

તે શીખ જ નહીં, એની જોડે બેઠેલા બધા ઑફિસરો ચડીચૂપ !

તાળા વાસી ગયા બધા. અને અમારે તો મને બીજું બોલતા આવડે નહીં ને, નંગોડ સિવાય વાત જ ના કરું ને ? અમે લેટ-ગો કરીએ, પાંચ-દસ હજાર રૂપિયાની વાત હોય તો. આવું તું નાગાઈ કરું છું, ચાલીસ હજાર રૂપિયાને માટે ? અને આ વીતરાગી પુરુષ પાસે ? આની જોડે બોલ્યો, તે ફરી જઉ છું ? મારી હાજરીમાં બોલેલો મૂઓ, અને આમ 'કાકા કાકા' કહે કહે કરે. એ જાણે, કાકા બહુ સારા છે. આ તો કાકા મહીં હાથ ઘાલતા નથી. જ્યારે ઘાલ્યો ત્યારે ખબર પડી ગઈ.

ભાગીદારને પહેલા શું કહે છે ? આમ કરી નાખો, બધું આપણે પછી સેટલ કરીશું. અને પછી તો ફરી ગયો. એટલે મેં કહ્યું, 'અલ્યા, કંપનીનું નામ બોળું, નાલાયકો કંઈથી પાક્યા છો ?' અને અત્યારે તો નીકળતો જ નથી એવો અવાજ. પેલો તો અવાજ નીકળ્યો, તે પેલો તો મહીં હાયબો, હાયબો થઈ ગયો. પછી મેં તો વિધિ મેલી, મેં કહ્યું, મરી જશે મૂઓ. તે વિધિ મૂકી, તે જીવતો રહ્યો. અરે, શું અવાજ નીકળ્યો'તો, તે આખો આ સ્લેબ ઊંચો-નીચો થઈ જાય એવો ! ભાગીદાર તો આમ આમ ધ્રૂજે. 'ના કહેવાય, ના કહેવાય.' ત્યારે મેં કહ્યું, 'તો શું કરાય ? છીંકણી સૂંઘાય ? ના કહેવાય, ના કહેવાય !' તે પછી 'કરી નાખીશ, કરી નાખીશ, પણ આ કાકાને તેડી જાવ, કાકાને તેડી જાવ અહીંથી', કહે છે.

## હાય જ્ઞાનીની કબહુ ન ખાલી જાય

આ તો એ નંગોડાઈ કરતો હતો, એની કંપનીમાં સારો દેખાવા માટે. 'નંગોડ, તારા પૈસા નથી, તમે તો દલાલ વચ્ચે. નોસિલ કંપનીમાં સારા દેખાવા માટે, તમે દલાલ છો. આવી નાગાઈ તારા સાહેબ આગળ સારો દેખાવા માટે કરું છું ? નંગોડ ! તારા સાહેબનું તેલ કાઢી નાખીશ', કહ્યું. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** તેલ કાઢી નાખીશ.

**દાદાશ્રી :** પછી એ તો અમારી સિદ્ધિઓય વપરાઈ જાય, તે માર્યું જાય બધું. આ તો અમને પ્રેશરમાં (દબાણમાં) ના લાવવા.

અમારી હાય તે કેવી લાગે ? 'તુલસી હાય ગરીબ કી, કબહુ ન ખાલી જાય.'

આ દુનિયામાં ગરીબ કોઈ જોયો તમે ? આ પહેલામાં પહેલો ગરીબ, જ્ઞાની પુરુષ ગરીબ કહેવાય. તે પોતાની પાસે હથિયાર હોવા છતાં હથિયાર બધા નીચે મૂકી અને સામાને કહે છે, કે 'ભઈ, લે તું, હથિયાર તારા વાપર.' એનું નામ શું કહેવાય ?

**પ્રશ્નકર્તા :** ગરીબ.

**દાદાશ્રી :** ગરીબ. અને આપણા લોક તો આ ગરીબ હશે, મૂઆ ? ગરીબ તો પોતાના હથિયાર નીચે મૂકે, એને તુલસીદાસે કહ્યું. આમની હાય લાગતી હશે ?

**પ્રશ્નકર્તા :** એ તો ભોગવે જ છે.

**દાદાશ્રી :** 'ભોગવે છે' એવું ના બોલાય. એમના કર્મ ભોગવે છે પણ આપણે એની પર કરુણા ભાવ રાખવો. પણ એમની હાય ના લાગે, હાય તો જ્ઞાની પુરુષની લાગે. જો જરાક અડ્યું, 'લોહા ભસ્મ હો જાય.' શું કહ્યું ?

'તુલસી હાય ગરીબ કી, કબહુ ન ખાલી જાય,
મૂઆ ઢોરકે ચામ સે, લોહા ભસ્મ હો જાય.'

એટલે અમને કાંઈ, સહેજ પણ એ થાય એવું ના કરશો.

અમે બહુ કરુણાવાળા હોઈએ. અમારો હાથ કાપે તોય કરુણા રાખીએ. અમને અગાસથી કાઢી મેલ્યા'તા, તોય પણ કરુણા રાખીએ. હમણાં ત્રીસ-પાંત્રીસ જણ ગયા'તા. બધાને કહ્યું'તું કે કશું બોલશો નહીં. બોલ્યાય નથી કોઈ. આમ કાનપટ્ટીઓ ઝાલીને કાઢી મેલે તોય વાંધો નહીં.

## એની મેળે પૈસા આપી દેવડાવ્યા

આ તો એ ભૂલી ગયો પણ આખી જિંદગીમાં ફરી કરશે તોય

'દાદો' સામો દેખાયા કરે. મૂઆ, શેના હારુ તું કરું છું આ ? આવા ધંધા શીખ્યો છું ? તે જે ચપોડવા માંડીને, તે મને કહે, 'ના, ના, ના, આબરૂ જતી રહેશે.' મેં કહ્યું, 'તે હતી જ ક્યાં આબરૂ, મૂઆ !' આબરૂ એ પણ જાતે ખોવે છે ને ? પછી એ તો એવો ડઘાઈ ગયો, તે ઘેર તો હાર્ટ ફેઈલ થઈ જાય એવી તૈયારી થઈ ગઈ. પછી ઑફિસમાં આવીને કહે છે, 'કાકાને બોલાવો, કાકાને બોલાવો.' ફોન ઉપર ફોન કરે. મેં કહ્યું, 'નથી આવવાના હવે.' 'ના, મારે બધા રૂપિયા આપી દેવાના છે. પણ મને માફી કરી દો', કહે છે. 'કાકાને બોલાવો, તરત પૈસા આપી દઉં બધાય, પણ કાકાને બોલાવો મારી પાસે.' મેં કહ્યું, 'મારું શું કામ છે ?' ત્યારે કહે, 'ના, કાકાને બોલાવો.' હું ત્યાં ગયો ત્યારે કહે, 'મારી ચા પીવો.' મેં કહ્યું, 'ચા નથી પીતો હું.' 'ના, ના, તમે પીઓ. હું પૈસા આપી દેવડાવું છું.' એની મેળે આપી દેવડાવ્યા. પછી અમને ઠારી દીધા. મને ચા પાયો ને, 'અબ હમ ખુશ હૈ' કહ્યું. 'શાંતિ રાખજે', મેં કીધું. ત્યારે કહે, 'ના, મારા ઘેર આવવું પડશે.' પાછા હું અને ભાગીદાર ચા પી આવ્યા એને ઘેર.

## ૧૯૭૨ સુધી દેખાડી મહાદેવજીની ત્રીજી આંખ

**નીરુમા :** આ તો હમણાં ૧૯૭૧-૭૨ની વાત છે.

**દાદાશ્રી :** હા, હમણાંની જ વાત, જ્ઞાન થયા પછીની વાત.

**નીરુમા :** હા, હું હતી દાદા, એ વખતે.

**દાદાશ્રી :** હા... તો શું કરે ? આવું આ ભાગીદારને મારી રૂબરૂમાં તું બોલ્યો છું. તું આજ હમણે મારી રૂબરૂમાં છેતરું છું ? ચાલીસ હજાર રૂપિયા આખાય, બહુ મોટી બાબત નહીં કંઈ. પણ આવું ને આવું કંપનીને પૈસા કમાવડાવેલા એણે. તે એને ટેવ પડેલી. એની તો મેં આબરૂ જ બગાડી નાખી. પછી બીજે દહાડે ગયો, તો 'એય આઈસ્ક્રીમ લાવો, આઈસ્ક્રીમ...' 'ચુપ !' કહ્યું. 'આઈસ્ક્રીમ-બાઈસ્ક્રીમને ન બોલાવીશ, આ તારી કંપનીની ઑફિસમાં બેસીને બોલું છું. તારી કંપનીની ઑફિસની આબરૂ બગાડી નાખીશ. સીધા ચાલો, સીધા.' એ

તો અત્યારેય એને યાદ આવતું હશે, 'કેવી પટેલની વાત ?' રાતે હઉ એને જો એ યાદ આવે ને, તો ગભરામણ થાય. યાદ ના આવતું હોય તોય આવ્યા કરે.

**પ્રશ્નકર્તા :** ઝબકીને જાગી જાય.

**દાદાશ્રી :** અરે મૂઆ, અમારું ક્યાં નામ દીધું ? અહીંયા તો મહાદેવજીની ત્રીજી આંખ દેખી જઈશ ને, તે ઘડીએ સાંધો તૂટી જશે. ત્રીજી આંખ દેખાડીએ ને, કો'ક ફેરો તો. હવે નથી દેખાડતા. ૧૯૭૨ સુધી દેખાડેલી. હવે ના કરીએ આવું. એનો પાર ના આવે ને !

## બગદો નીકળી ગયો ને રહ્યું પ્યૉર ઘી

**નીરુમા :** એ વાડ-બાડ બધું કેટલું મૂકવું પડે, વિધિ કરવી પડે ને પછી આંખ કાઢવી પડે ને ?

**દાદાશ્રી :** બહુ, બહુ, બહુ કરવું પડે. પછી અમારે બહુ કરવું પડે. સારું ના કહેવાય ને એકંદરે આ તો. આ તો આવા જ હોય ને, દુનિયામાં બીજું શું હોય ત્યારે ? આમની પાસેથી આશા શી રીતે રખાય ? આટલા પાંસરા છે, ઘેર બેઠા ખાવા દે છે એટલા સારા છે ને ! નહીં તો ખાતી વખતે થાળી ઉઠાવી જાય તો આપણે શું કરીએ ? આપણે અહિંસક, એ જાણે છે કે આ અહિંસાવાળા છે. શું કરીએ ? આપણા બધા મહાત્માઓની થાળી ઉઠાવી જાય તો આપણા મહાત્માઓ શું કરે ? તો એ નથી ઉઠાવતા, એ સારું છે ને ? હવે એ નથી રહ્યું બધું. હવે માલ એ ચોખ્ખો થઈ ગયો. અમારોય એ બગદો જ છે ને ! શું કહેવાય ? બગદો. ઘી બગદાવાળું ને ચોખ્ખું, બેઉ જોયેલું તમે ? ઘીમાં બગદો છે એવું ?

**પ્રશ્નકર્તા :** હા, બગદો નીચે હોય તળિયામાં.

**દાદાશ્રી :** મહીં પેલું એ હોય છે ને, ઘીમાં, શું હોય છે ?

**પ્રશ્નકર્તા :** પેલું કીટું બનાવે એમાંથી એ. 'બગદો' જ કહે છે એને.

**દાદાશ્રી :** 'બગદો' કહે છે ને, તો એ તાવતી વખતે મહીં બગદો હોય. તે બગદો અમારો નીકળી ગયો. હવે અમારે પ્યૉર ઘી છે.

પણ આ જ્ઞાન થયા પછી એવું કરવું પડેલું. કો'ક ફેરો કરવું પડે આવું, આમ નથી કરતો. આવું તો ના હોય અમને, શોભે નહીં ને !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, 'ઈન કેસ' (કદાચ) જ્ઞાનીની હાજરીમાં એનો આત્મા નીકળી જાય તો કલ્યાણ ના થઈ જાય ?

**દાદાશ્રી :** કલ્યાણ થાય પણ મારો દોષ તો કહેવાય ને ! મને અને ભાગીદાર બેઉને પકડે ને ! અને મારે માણસ માર્યાનો દોષ તો બેસે ને ! ના હોવું ઘટે આવું. પણ મને એમ લાગ્યું કે આ તો મેં આવો નંગોડ જોયેલો નહીં હમણે તો.

## વિધિનું કોટિંગ કરીને કડક શબ્દ કહે દાદા

**પ્રશ્નકર્તા :** દાદા, તમારે ત્યાં કામ કરતા માણસો સાથે આવા કડક થવાના બીજા કોઈ પ્રસંગો બનેલા ?

**દાદાશ્રી :** અમારા કામ પર કેરાલાનો એક માણસ, જરા લુચ્ચો. તે અમારી જોડે ખોટા બિલ બનાવીને છેતરતો. તે અમારે નાછૂટકે કડક શબ્દોમાં કહેવું પડ્યું કે 'આ તું ખોટું કરે છે.' માણસ બહુ સારો પણ લોભને લઈને ખોટું કરતો હતો. તે અમે તેને કહ્યું કે 'તારે જ્યારે કામ ઉપરથી છૂટા થવું હોય ત્યારે થજે, પણ આવું જૂઠાણું ના ચલાવી લેવાય. તું તારે છૂટો છે. તારે જો કામ કરવું હોય તો કરજે ને છૂટા થઈ જવું હોય તો છૂટો થઈ જજે, તને છૂટ છે.' તે પછી એના માણસો લઈને બીજે જ દહાડેથી કામ ઉપર આવવાની ના કહી. પણ પછી કહે કે 'તમારું જેટલું કામ બાકી છે તેટલું પતાવી દઈશ ને પછી કામ નહીં કરીએ.' તે પછી બીજે દહાડે આવ્યો અને કહે, 'હમકો તો આજ રાત બહોત દુઃખ હુઆ, હમ સે સહન નહીં હોતા થા.' અમે જાણી ગયા કે અમે વીતરાગ ને તું તારું જ ભોગવે છે. વીતરાગ કોને કહેવાય છે ? તું એક ગાળ આપે તો વીતરાગ શું કરે ? એ કાગળને (ગાળને) સ્વીકારે

નહીં અને રિટર્ન વિથ થેંક્સ, તે પાછું સો ગણું થઈને એ વાગે ! અમારે જ્યારે કડક શબ્દોમાં બોલવું પડે ત્યારે અમે તેની ઉપર વિધિ મેલીને બોલીએ, નહીં તો સામેવાળાની દશા જ બેસી જાય. એ આખી રાત અમે એના ઉપર વિધિ મૂકેલી. પછી તો એ માણસને અમે વધારે કામ આપ્યું. અને કહ્યું, 'રાતે તને જે થયું તે તારું પાપ અમે બાળી મેલ્યું.' પાપ દુઃખ આપીને જાય. અમારે તો કોઈનેય એક ક્ષણ અમારાથી દુઃખ થાય એવી ક્યારેય ઈચ્છા જ ના હોય.

આ કવિએ લખ્યું છે ને, કે 'ગાળ્યું જેણે ખાધી, એના પૂરવના પાપોને વીંધે.' તે અમારા કડક શબ્દોથી એના પાપોને બાળી મેલ્યા. અત્યારે તો એ કેરાલાવાળો બહુ સરસ માણસ તરીકે કામ કરે છે.

## વીતરાગતાથી ટૈડકાવી કરે સામાનું હિત

**પ્રશ્નકર્તા :** પેલા એને જુઓ ને, કહ્યું હતું તે કેટલી અસર થઈ ગઈ હતી ! પેલો મુસલમાન હતો, કાદર...

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** પેલો જરાક અવળો જતો હતો, ત્યારે કુદરતી કંઈ શબ્દો નૈમિત્તિક ભાવે નીકળ્યા, પછી ઑલ રાઈટ થઈ ગયો. નહીં તો અવળો ચાલ્યા કરતો હતો. એ કાદરની વાત કરો ને.

**દાદાશ્રી :** હા, એ તો અમારે ત્યાં કામ પર એ કાદર છે તે દર ફેરે દર સાલ ત્રીસ-ચાલીસ માણસ લઈને આવે. તે અમને સારો માણસ લાગ્યો. તે પછી અમે સાત-આઠ વર્ષથી એને જ સોંપીએ. એનેય ખાતરી કે આ કંપની સારામાં સારી છે અને આપણનેય ખાતરી. તે મેં કનુભાઈને કહેલું કે 'ભઈ, નોબિલિટી લિમિટમાં રાખજો. કાળ વિચિત્ર છે.' અને એ નોબલ માણસ, ઊલટી મારે એમની નોબિલિટી અટકાવવી પડે કે આ વધારે પડતી નોબિલિટી છે. કારણ કે દુરુપયોગ કરે પેલો માણસ, એને ટેવ પડી જાય. કેવી ટેવ પડી જાય કે...

**પ્રશ્નકર્તા :** એની આળસ પોષાય છે.

**દાદાશ્રી :** ના, ના, પેલા ગાંયજાએ છે તે વાળ કાપીને પછી આમ એક ટકોરો માર્યો હોય ને, તો આપણે એક રૂપિયો એને આપીએ તો પછી એ સમજી જાય કે ફરી ટકોરો મારીશ તો બીજા બધા પણ રૂપિયા આપશે. એટલે એવી અવળી ટેવ પડી જાય. અને ઊલટો માણસ વધારે લઈને અસંતોષી થતો જાય. માટે એને પદ્ધતસર રાખવો. એટલે હું છે તે આમાં હાથ ઘાલું જરા. એટલે મેં એને કહ્યું, 'ભઈ, આ અવળે રસ્તે ચાલ્યો હતો.' અને આમ બહુ ઊંડો ના ઊતરું તો પછી અવળે રસ્તે વધારે ચાલે. પેલા મહેન્દ્રભાઈનો લાભ ઉઠાવીને જાય. એણે મોટા મોટા બિલ મૂક્યા, ત્યારે મેં કહ્યું, ''આ શેના બિલ મૂક્યા છે ? 'છે' એના કે 'ના હોય' એના ?'' ત્યારે કહે, 'ના, આ છે બધું, હું બહારગામ ગયો હતો ને તેના આ મૂક્યા.' મેં કહ્યું, 'પણ તેં તારી હાજરી મૂકી ને વળી પાછું આય મૂક્યું ?' ત્યારે કહે, 'હું હાજરી પાછી કરું.' મેં કહ્યું, 'ચાલતું હશે ?' અમે ધ્યાન આપ્યું, અમે બધું કામ કરાવડાવ્યું. ખોટ આવી હોત તો અમે ભોગવત. નફો આવે તોય અમે ભોગવીએ, એમાં તું આવું બોલું. તારું કમિશન જુદું મૂકીએ છીએ અમે. અને ચોંટી પડેલો. તે મેં ટૈડકાવ્યો. હંમેશાં ટૈડકાવે ત્યારે એનું હિત થાય. ના ટૈડકાવો તો અવળો ચાલે, એટલે ટૈડકાવ્યો. તે ટૈડકાવ્યો ત્યારે એણે શું કર્યું ? એના મનમાં એમ કે બિવડાવું. તે ચાર વાગ્યે ટૈડકાવ્યો એને, તે પાંચ વાગ્યે એણે બધા માણસોને કહી દીધું, કે 'બધા કામ બંધ કરી દો', હડતાલ પાડી દીધી. છસ્સો માણસોએ હડતાલ પાડી, કોન્ટ્રાક્ટના ધંધામાં. સિક્સ હંડ્રેડ માણસ ! એટલે બધા આઘાપાછા થઈ ગયા.

## હડતાલના પ્રસંગે ચાતુર્યથી લાવ્યા ઉકેલ

**પ્રશ્નકર્તા :** પછી તમે શું કર્યું ?

**દાદાશ્રી :** મેં કહ્યું, 'કશો વાંધો નહીં.' મજૂરોને મેં કહ્યું, 'તમને અનુકૂળ આવે ત્યારે આવજો, ભઈ. અમને આરામ નહોતો તે સારું થયું, અમે થોડા દહાડા આરામ કરીશું. આ ધાંધલમાં આરામ મળતો નહોતો.' એટલે મજૂરોને મનમાં એમ થયું, કે 'આ શેઠ વળી શું બોલે છે તે, આરામ કરવાનો છે ?' મેં કહ્યું, 'તમે ત્યાં જોયું છે ને, આરામ

ક્યારેય મળ્યો છે ?' પછી બે દહાડા સુધી રાહ જોઈ, ના આવ્યા. હવે અમારે તો ધંધાદારી માણસ ને આ બધા હડતાલ પાડે, એટલે શું બોલાય ? એટલે પછી મેં શું કહ્યું, કે ''એ હડતાલ પાડે છે, તો આપણે હવે વાત જ બંધ રાખો. આપણે બીજે ગમે ત્યાંથી, 'એટ એની રેટ એન્ડ કૉસ્ટ' કાલે કામ ચાલુ થવું જ જોઈએ.'' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** એટ એની રેટ એન્ડ કૉસ્ટ.

**દાદાશ્રી :** 'એટ એની રેટ' એટલે વીસ હજાર રૂપિયાના એને લાખ રૂપિયા આપીશ પણ બીજા માણસ પાસેથી કામ કરાવવાનું. 'એટ એની રેટ એન્ડ કૉસ્ટ.' એ ડરવા-કરવાનું નહીં. એટલે અહીંથી ગાડીઓ મોકલી, મેં કહ્યું, 'ત્યાંથી સો-દોઢસો માઈલ છેટેથી મજૂરો બધા લઈ આવો.' જે ભાવે આવે તે. ચાલો, ગાડીઓમાં બેસી જાવ. અને કામ ચાલુ કર્યું બે દહાડામાં. પછી આવીને કહેવા માંડ્યો, કે ''શેઠ, અમે અહીંના વતની, મૂળ અમે કામ કર્યું'તું પહેલા.'' ત્યારે મેં કહ્યું, 'તમારો વાંધો નથી અમને, આવી જાવ ને !' અને પેલા લોકોને પાછા ત્યાં મૂકી આવ્યા, એમના દેશમાં. ઉપાય તો કરવો જ પડે ને આનો ? નહીં તો એ તો હડતાલ ખેંચી રાખે.

**પ્રશ્નકર્તા :** હા, તો નુકસાન થાય !

**દાદાશ્રી :** નુકસાન માટે નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, અમારે નુકસાન તો પહેલા યાદ આવે.

**દાદાશ્રી :** નુકસાનનો કોઈ સવાલ નહીં. એટલો છે તે ત્યાં આગળ એ ઊંધી જક્કે ચડે. એમનુંય બગાડે અને આપણુંય બગાડે, બન્નેનું બગાડે.

## અંદર પ્રેમભાવ પણ બહાર મારે થપોટ અવળા જનારને

આ બધું આમ એના હિતને માટે. એ અવળો ફરે નહીં. જો અવળો ફરે તો દુશ્મન થઈ જાય. કામ આપણે કરાવડાવીશું પણ એ પોતે અવળો ફરે નહીં ને દુશ્મનાવટ કરીને ન જાય એટલા માટે અહીંથી

મૂક્યું જરા. મૂક્યું તે આખી રાત ઊંઘે ? દેખતો હોય તો શી રીતે ઊંઘેય મૂઓ ? આખી રાત મહીં બળતરા ! એ સવારમાં આવીને પછી કહે છે, 'હું કામે આવું છું બાપ, હવે મને છોડો.'

**પ્રશ્નકર્તા :** 'મહાપરાણે રાત ગઈ છે, હું બચ્યો એ ખુદાની મહેરબાની છે, નહીં તો બચત નહીં. આવો જિંદગીમાં કોઈ દિવસ નથી ગયો. એવી રાત ગઈ મારી', કહે છે.

**દાદાશ્રી :** 'દાદાને કહો, કૃપા કરી દે', કહે છે. એનું હિત સચવાયું એની બુદ્ધિ સચવાઈ, એને એમ લાગ્યું, કે 'ના, ના, આ લોકો તો સારા જ છે પણ મારી બુદ્ધિ વાંકી હતી. તે મને આ સીધી કરવા માટે થાપોટ મારી છે.' જો સમજાયું એને. તે પછી અત્યારે એ એડવાન્સેય લઈ જાય છે. છૂટ છે એને. પછી પણ મારું કહેવાનું, મારે થાપોટ મારવી જોઈએ ને. નહીં તો અવળે રસ્તે ચાલે ને, ઊલટો. એના અવળા રસ્તાના અનુમોદક આપણે થયા કહેવાઈએ. આપણી ઢીલાશને લઈને એ અવળે રસ્તે ચાલે તો એને અનુમોદના આપી કહેવાય. એટલે અમે તો સાફ કહી દઈએ તરત કે આ અવળું બને છે, આમ ન હોવું જોઈએ. કેટલાક માણસો તો કશું કહેતા જ નથી. હવે કહેતા આવડતું નથી લોકોને. મોટામાં મોટું એ છે કે 'કહીશ તો એમને દુઃખ થશે, કહીશ તો એમને દુઃખ થશે.'

## હડતાલ પાડે તો પણ મજૂરો પર અભાવ નહીં

હડતાલ પડે ત્યારે જાણવું કે આજ તમાશો થયો. અને ઉપાય કરવા આપણે. બને એટલા ઉપાય કરવા અને ના મળે એટલે તમાશો. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** ઉપાય કરવા પણ સમભાવે.

**દાદાશ્રી :** મજૂરો ઉપર અભાવ-બભાવ નહીં. મજૂરો ઉપર મહીં તિરસ્કાર નહીં. એમની પર તિરસ્કાર કરવાનો આપણને રાઈટ (અધિકાર) નથી. એ આપણી પર તિરસ્કાર કરે એ એની અણસમજણ, ઓછી સમજણને લઈને. પણ આપણી સમજણ એનું નામ કહેવાય કે એમની ઉપર તિરસ્કાર ના હોય આપણને. શું ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** હડતાલ નહોતી પાડી ને જેવો ભાવ હતો, એવો ને એવો જ ભાવ પછી પણ આપણો હોય. શું ?

**પ્રશ્નકર્તા :** એવો ને એવો ભાવ રહેવો જોઈએ.

**દાદાશ્રી :** હા.

## લાખ અવતારે ના નીકળે એવા દોષો કાઢે જ્ઞાન પ્રતાપે

**પ્રશ્નકર્તા :** તમે કહો છો, કે અમને વ્યવહારમાં કશું આવડતું નથી ને આ તો કેટલી બધી કળાઓ છે તમારી !

**દાદાશ્રી :** વ્યવહારમાં કશુંય આવડતું નથી.

**નીરુમા :** પણ આ બધાને આપ કહો છો, કે 'અમને વ્યવહારમાં કશું આવડતું નથી' અને આ જુઓ ને, આ પેલા શીખ જોડે કેવી કળાથી તમે એ કર્યું !

**દાદાશ્રી :** ના, એ તો પણ જ્ઞાનના પ્રતાપે બધું. આ આવડતનું નહીં, આ બુદ્ધિનો પ્રતાપ નહીં. આ બધો જ્ઞાનનો પ્રતાપ ! આ બધાના દોષો કાઢીએ, લાખ અવતારેય ના નીકળે, જો શિખવાડવા જાય તો. અને અમે કલાકમાં બધો એનો દોષ હોય તે રાગે પાડી દઈએ.

❖❖❖❖❖

# [૧૨]
# પોલીસ સાથે પ્રસંગો

## [૧૨.૧]
## પોલીસવાળો બારણું વાસી આપશે

### હથિયાર ચોરી લીધાનો આરોપ

અમે આખી જિંદગીમાં લાચારી નહીં બતાવેલી, કોઈ જગ્યાએય ! કાપી નાખે તોય નહીં ને ! કાપી નાખે, કટકા કરે પણ લાચારી નહીં.

**પ્રશ્નકર્તા :** પણ એવા પ્રસંગો કટોકટીના આવેલા ખરા ?

**દાદાશ્રી :** હા, એવા ઘણાય, જેલમાં હઉ લઈ જાય એવા પ્રસંગો ઊભા કર્યા લોકોએ, અહંકારને લઈને.

**પ્રશ્નકર્તા :** પણ એકાદ એવો પ્રસંગ તો કહો, અમને ખબર તો પડે.

**દાદાશ્રી :** એક ફેરો અમે કોન્ટ્રાક્ટ રાખેલો એક જગ્યાએ. તે ત્યાં આગળ એક કારીગરના હથિયાર હતા, તે એડવાન્સ રકમ એ કારીગર લઈ ગયેલો. તે બે દહાડાથી આવ્યો નહીં અને હથિયાર અહીં મૂકેલા હતા. તે લેવા આવ્યો, ત્યારે અમારો માણસ હતો ને, તે મને કહે છે, 'પેલો હથિયાર લેવા આવ્યો છે અને કામે આવતો નથી.' તે મેં કહ્યું, 'હથિયાર આપીશ નહીં. કહીએ કે ભઈ, પૈસા આપીને લઈ જા.' એટલે

સાદી ભાષામાં આપણે એના હથિયારો આંતર્યા. આપણે ત્યાં વ્યવહાર છે ને ? વહેવારિક. આપણને ખબર નહીં કોના, શું કાયદેસર ગુના હશે ? આમાં શો ગુનો કર્યો ?

**પ્રશ્નકર્તા :** કંઈ નહીં.

**દાદાશ્રી :** આમાં કંઈ ગુનો કર્યો લાગે છે તમને ? વ્યવહારમાં તો કોઈ ગુનો ના કહેવાય ને ? હવે પોલીસવાળો એનો ઓળખાણવાળો, એટલે ત્યાં પોલીસ ઈન્સ્પેક્ટર હશે એ, તેને કહ્યું, કે 'મારા હથિયાર નથી આપતા.' તો કહે, 'લખ ચોરીનો ગુનો, કે મારા હથિયાર ચોરાઈ ગયા છે.' તે પેલાએ લખી આપ્યું, કે 'મારા હથિયાર ચોરાઈ ગયા છે.' એટલે પછી પોલીસવાળા આવ્યા. કહે છે, 'તમારી ઉપર વૉરન્ટ છે.' મેં કહ્યું, 'શેનું ભઈ ?' ત્યારે એ કહે, 'તમે આનો માલ ચોરી લીધો છે.'

## ભગવાનની ભાષામાં નહીં પણ કાયદામાં ગંભીર ગુનો

મેં કહ્યું, 'ભઈ, એવું અમે કંઈ ચોરીને લાવ્યા નથી. એનો માલ પડ્યો છે ત્યાં.' ત્યારે કહે, 'દેખાડો.' તો પુરાવો જડ્યો એટલે મને કહે, 'હા, આ તો પુરાવો જ છે.' આપણે તો ભોળા ભાવે દેખાડી દીધું. મેં કહ્યું, ''એણે મૂક્યા'તા અમારે ત્યાં અને આવી રીતે અમે એડવાન્સ રકમ આપી'તી. તેથી અમે પાછા આપ્યા નથી.'' ત્યારે કહે, 'એ પુરાવો કૉર્ટમાં કરજો. અત્યારે તો અમને આ માણસે કહ્યું, કે મારા હથિયાર ચોરાયા છે, અને તમારે ત્યાં પુરાવો છે કે નહીં ?' ત્યારે મેં કહ્યું, 'આ રહ્યો પુરાવો.' પુરાવા સાથે જ. મને કહે છે, 'તમે ફરી ગયા હોત તો ચાલત, આ દેખાડ્યું ના હોત તો.' મેં કહ્યું, 'મારે શા હારુ ફરી જવાનું ?' ત્યારે કહે, 'આ તો પ્રત્યક્ષ ગુનો કર્યો, પુરાવા સાથે તમે અમને ચોરીનો માલ દેખાડ્યો. એટલે આ ગંભીર ગુનો કર્યો.' મેં કહ્યું, 'તમારી ભાષામાં ગંભીર હશે, મારી ભાષામાં ગંભીર નથી આ.' શું કહ્યું ? ભગવાનની ભાષામાં ગંભીર નથી આ. આ ત્રીસ વર્ષ પહેલાની વાત.

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે.

**દાદાશ્રી :** જ્ઞાન થતા પહેલા. એટલે પછી ફોજદારે કહ્યું, કે 'અમે અમારે ત્યાં ગેટ ઉપર બોલાવીએ ત્યારે આવજો.' મેં કહ્યું, 'જરૂર. એ તો કાયદાને અમારે માન આપવું એ અમારી ફરજ છે.' મેં કહ્યું, 'તમને એટલો બધો ગુનો લાગે છે ?' ત્યારે કહે, 'હા, ઘણો મોટો ગુનો થયો છે. આવડા મોટા કન્ટ્રાક્ટર થઈને આવો ગુનો કરો છો ?' ત્યારે મેં કહ્યું, 'બધી આ તો આવી છે, હકીકત.' ત્યારે કહે, 'એ કૉર્ટમાં કરજો, પણ અત્યારે તો અમને હથિયાર મળ્યા ને, એ પછી કૉર્ટમાં પુરાવા આપજો. અહીં તો અમારે આટલું જ જોવાનું કે આ માણસ કહે છે, મારા આટલા હથિયાર ચોરાઈ ગયા છે અને હથિયાર તમારે અહીં છે કે નહીં ?' ત્યારે મેં કહ્યું, 'આ રહ્યા એના હથિયાર.' એટલે પુરાવો દેખાડી દીધો. આપણને શું ખબર પડે કે પ્રત્યક્ષ હથિયાર એને 'સામાન' કહે છે ? શું કહે છે ચોરેલા માલને ?

**પ્રશ્નકર્તા :** રેડ-હેન્ડેડ, ચોરીનો માલ, 'મુદ્દામાલ' કહે છે ને !

**દાદાશ્રી :** મુદ્દામાલ સાથે પકડાયા, કહે છે. હવે આપણને તો આવું ખબર જ નહીં ને ! આપણને ખબર નથી, આપણે અંદર ગુનો નથી, જોઈએ હવે શું થાય છે ?

## કંઈક મળશે એ દાનતે ફોજદાર ગણાવે ગંભીર ગુનો

હવે તમે ચોરીનો ગુનો કર્યો, એટલે એય એમના હિસાબમાં હોય કે, કોન્ટ્રાક્ટર છે, એટલે ત્યાં પાંચસો-હજાર રૂપિયા મળી જશે. એમનેય પાછું જોઈતું જ હોય ને ! બકરો જ ખોળતા હોય ને, રોજ. બકરો ખોળે કે મરઘો ખોળે ? તે એના મનમાં એમ કે આ એક બકરો મળી ગયો આજે. એટલે પછી મને કહે છે, 'આ આવડો મોટો ગુનો થયો તમારે.' મેં કહ્યું, 'પણ અમે ગુનો કર્યો જ નથી આ.' તો કહે, 'ના, અમારી ભાષામાં ગુનો થયેલો છે, માટે તમે કૉર્ટમાં તમારા પુરાવા આપીને છૂટી જજો.' એટલે ગૂંચવાડામાં નાખ્યું આ બધું. મને કહે છે, 'ત્યાં આવજો.' પોલીસ ક્વાર્ટર ઉપર.

**પ્રશ્નકર્તા :** પોલીસ ગેટ પર.

**દાદાશ્રી :** ના, ક્વાર્ટર હતા ત્યારે તો. એટલે પછી એમનું હેડક્વાર્ટર હતું ત્યાં બોલાવ્યા. હું તો જમતો'તો. જમ્યા પછી થોડું મોડું થયું અડધો કલાક, એટલે એમનો પોલીસવાળો આવ્યો. ''ચાલો, સા'બ બોલાવે છે.'' મેં કહ્યું, 'ચાલ ભઈ.' મેં કહ્યું, જમવાનું થોડું મોડું થયું છે એમાં આ લોકો... પણ હવે કાયદાના તો બંધાયેલા જ ને આપણે. આપણે માણસ છીએ ને ? કંઈ ઓછા ગાય છીએ કે માર્યા પછી જ ચાલવું ? એવું નહીં, આપણે તો કહેતાની સાથે ચાલવું. અને ગાય-ભેંસોને તો મારે તો જ ચાલે. નહીં ?

**પ્રશ્નકર્તા :** ના, એમ ને એમ પણ ચાલે તો ખરી જ.

**દાદાશ્રી :** ના, એને ના જવું હોય તો ?

**પ્રશ્નકર્તા :** તો મારવી પડે.

**દાદાશ્રી :** અને માણસને ના જવું હોય તો ? મારતા પહેલા જ ચાલવું જોઈએ, નહીં તો માર પડે પાછો. એ તો ડાહ્યો હોય એટલો. એટલે પછી બપોરે સૂવાનો ટાઈમ થયો તે વખતે પેલો બોલાવવા આવ્યો પોલીસવાળો. 'ચાલો, સાહેબ બોલાવે છે.' હવે રોજ નિયમ સૂવાનો, એટલે પેલા બધા કહે છે, 'અમે જઈએ છીએ અને ત્યાં સાહેબને કહીએ, થોડીવાર પછી આવે છે, દાદાજી.' મેં કહ્યું, 'ના, એવું ના કરાય, ખોટું દેખાય. ઊલટું પોલીસવાળાને ફરી મોકલશે. જવા દો ને, મને', તો પેલા બધાય નોકરો કહે છે, 'અમે તમારી સાથે આવીએ ?' મેં કહ્યું, 'ના, મારી સાથે પોલીસવાળો છે ને, તમારી શી જરૂર ?' તે પછી ત્યાં ગયો પોલીસવાળા જોડે. ત્યાં ગયો એટલે પછી પેલા સાહેબના મનમાં એમ થઈ ગયેલું, કે 'આ શિકાર સારો મળ્યો છે, હજારેક રૂપિયા અહીં મળી જશે. પછી આગળ જોયું જશે.' એટલે પછી સાહેબ મને કહેવા માંડ્યા કે આ ગુનો એના મુદ્દામાલ સાથેનો છે. મુદ્દામાલ ના પકડાયો હોત તો તમારામાં અમારાથી કશું થાય નહીં. આ તો તમને અમે કોટડીમાં ઘાલી દઈએ. આ ગુનો છે તે બહુ ભારે છે. મેં કહ્યું, 'જે છે એ છે. તમને

લાગતો હોય ગુનો, બાકી મને લાગતો નથી આ. તમને લાગતું હોય તો એનો ઉપાય નથી અમારી પાસે.' પછી છે તે કંઈ બાંધછોડ મેં કરી નહીં.

## જગત જ આખી કોટડી પછી પોલીસ કોટડીનો શો ભો ?

એટલે ફોજદારે બધું નક્કી કરેલું કે આ કોન્ટ્રાક્ટર ઘાટમાં નથી આવતો ને, તે આપણે સો-બસ્સો એની પાસેથી પડાવી લો. પછી ફોજદારે કહ્યું, કે 'આ અહીંયા કેસની માંડવાળ કરો કંઈ. આ માણસને બસ્સો રૂપિયા આપો, અને હથિયાર પાછા આપી દો.' મેં કહ્યું, 'ભઈ, મારે શેના માટે બસ્સો આપવાના હોય ? મેં ગુનો જ કર્યો નથી પછી ?' ત્યારે કહે, 'બહુ એ કરશો નહીં, કોટડીમાં બેસાડી દઈશ.' મેં કહ્યું, 'હું તો તૈયાર જ છું. હમણે જ બેસાડી દો ને !' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** તૈયાર છું, બેસાડી દો.

**દાદાશ્રી :** મેં કહ્યું, 'મારે સારું થયું. હું આજે એકલો હતો, આજે નોકરેય નથી ઘેર. તમારા પોલીસવાળા બારણાં વાસી આપશે અને હું ઘેર હોત તો કોણ વાસે ? મારે તો સારું થયું, ઊલટી ઉપાધિ ઓછી થઈ. મારે તો બહુ સારું, મજા કે, મારે ઘેર બારણું વાસવું પડે છે જાતે અને આ પોલીસવાળા વાસી આપશે. મારે વાંધો શું છે ?' એટલે સાહેબ ભડક્યા, કે 'અહીં તો કશું મળે નહીં આ તો, આ તો કંઈ નાગા લાગે છે કે શું ?' મને કહે છે, 'તમે આ કંપનીવાળા આબરૂદાર લોકો આવું કરો છો ? કોટડીનોય ભય નથી રાખતા ?' મેં કહ્યું, 'અમે આબરૂદાર તો ખરા, પણ શાના હારુ કોટડીનો ભય રાખવાનો ?' શું આ જગત કોટડી નથી ?

**પ્રશ્નકર્તા :** કાજળની કોટડી.

**દાદાશ્રી :** મારે ઘેર પોતાને વાસવું પડે છે ને અહીં વાસી આપશે પોલીસવાળો. મારે ઘેર રોટલી જમું છું ને અહીં રોટલો આપશે. ખરેખર પણ અંદરેય એવું હતું. એ તો ચમક્યો. આવું બે-ત્રણ વખત શબ્દ

બોલ્યો ને, તો એ ચમક્યો. ત્યારે કહે, 'બધું અનુકૂળ આવશે ?' મેં કહ્યું, 'પ્રતિકૂળ છે જ નહીં, એને અનુકૂળ આવવાનું જ ક્યાં રહ્યું ?'

## સતી ને સતા પરેય દાનત બગાડી ?

એટલે એમના મનમાં એમ થયું, કે 'માથે પડ્યા આ મૂઆ તો !' એટલે બીજી વાતો કરવા માંડી, 'રિમાન્ડ ઉપર લઈશું.' મેં કહ્યું, 'બહુ સારું. કોઈએ રિમાન્ડ પર લીધો જ નથી ને ! હું જોઉં તો ખરો, રિમાન્ડ શું છે એ ? અને મેં તો કબૂલ કરી લીધું. હવે મારે ક્યાં કાંઈ કબૂલ કરવાનું બાકી છે.'

એટલે ફોજદાર ચમક્યા, 'આ તો હારું, અહીંયા પાનસો-હજાર રૂપિયા આશા રાખીએ, પણ કશું મળે એવું લાગતું નથી. આ મહેનત ફોગટ ગઈ', કહે છે. હજારેક મળશે એવી આશા રાખતો'તો, એ તો ગયા જ. ગયા ખાતે જ ને ? અરે મૂઆ, અમારી પાસે આશા રાખી ? સતીઓ પર આશા રાખી ? સતી ને સતા, બે. એની પરેય તમે દાનત બગાડી ? જ્યાં ભગવાનને છેટું ઊભું રહેવું પડે, ભગવાનને મર્યાદા સાચવવી પડે !

## જોઈ દાદાની ખુમારી ચા પાઈ ને મૂકવા આવ્યા

એટલે પછી આ ફોજદારના મનમાં શંકા પડી કે શું કારણ આટલો બધો પાવર ? આટલો બધો મિજાજ ! એટલે બીજો ફોજદાર હતો ને, તેણે સાંભળ્યું, તે પેલા ફોજદારને બોલાવી ગયો. એને બીજી રૂમમાં લઈ જઈને કહે છે, 'અલ્યા, આ માણસ છે તે સહેજેય ભડકતા નથી તારાથી. કોટડીમાં ઘાલવાનું કહ્યું તોય ભડકતા નથી, બીતા નથી. ચાર આનાય આપવાની વાત કરતા નથી. માટે આ કોઈ મોટા પ્રધાનનો ઓળખાણવાળો માણસ લાગે છે, માટે તું નામ ના દઈશ એમનું. છાનોમાનો આમાં હાથ ના ઘાલીશ.' હવે એ ગમે તે એણે કહ્યું. પછી પાછળથી મને આ ખબર પડી, એ તો પોલીસવાળો કહી ગયો. એટલે મેં દસેક રૂપિયા આપ્યા એને. પાછળથી પોલીસવાળો કહી ગયો, કે સાહેબ આવું ત્યાં આગળ કહેતા'તા, કે 'કો'ક પ્રધાનના

ઓળખીતા હશે તો માર્યા જઈશું. મૂઆ, આ તે કેટલી હિંમત કરે છે, આ ભઈ !'

**પ્રશ્નકર્તા :** કેટલી હિંમતથી વાત કરે છે !

**દાદાશ્રી :** તે ઊલટા મેલવા મોકલ્યો ઠેઠ ! એમની જીપમાં મેલવા મોકલ્યો. 'લ્યો સાહેબ, હવે તમે જાવ. ઘરની ચા પાઈ ને ત્યાં મૂકવા આવ્યા.' કહે છે, 'મોટા કન્ટ્રાક્ટર સાહેબ, કોઈ વખત મહેરબાની કરજો.' પણ અહીં તો કશું મળે નહીં ને ! એવી રીતે ના મળે, તમે પ્રેમથી લઈ જાવ. એ તો દરેક માણસ આવે તો ખરા ને, લાગવગ હોય તો.

કોઈ પ્રધાનના ખાસ ઓળખાણવાળા છે, માટે આવું બોલ્યા ! આટલી ખુમારી રાખતા હશે કોઈ ? આવું બોલતું હશે કોઈ ? કોઈ રાજાય દુનિયામાં ના બોલ્યો, વડાપ્રધાનનેય ફાટી જાય. પેલો ચા પાઈને ઊલટો મૂકવા આવ્યો ઘેર ! આ ફેક્ટ વસ્તુ કહું છું. ભય તો કંઈ ગયો, પણ ચા પાઈ મને, કન્ટ્રાક્ટર જાણીને. તે એવું આ જગત બધું, પોલંપોલ.

## જ્યાં જાય ત્યાં જેલ નથી ?

ઘણા દાખલા બનેલા આવા. આવી રીતે અમારે તો આવા નાટક બહુ થયેલા બધા. અને નાટકમાંથી પાર નીકળેલા. પણ ખુશ કરવા માગીએ અમે.

અમારે દાખલા બનેલા જ હોય ને, આ તો કંઈ નવું ના હોય અમારે. અનુભવસિદ્ધ થઈ ગયેલું હોય ને ! જેણે આત્મા પ્રાપ્ત કર્યો, જે મુક્ત થયો એને વર્લ્ડમાં ભગવાન પણ બાંધી શકે નહીં. ભગવાન પણ એમને વશ રહે !

મને જેલમાં ઘાલે તેનો વાંધો નહીં. મારે જેલ ને એવું કશું નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, ભગવાન બધા જેલમાં ગયેલા. કૃષ્ણ ભગવાન જેલમાં હતા જ ને ?

**દાદાશ્રી :** ના, અરે, મને તો ત્યાં આગળેય વાંધો નહીં. જ્યાં જઈએ ત્યાં જેલ જ લાગે છે ને ! બંધનમાંથી છૂટનારને તો આ જેલ જ છે ને !

**પ્રશ્નકર્તા :** જેલ જ છે, બરાબર છે.

**દાદાશ્રી :** જ્યાં જાય ત્યાં જેલ નથી ? કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે. જેલ જ લાગે.

**દાદાશ્રી :** બળ્યું, આ વળી ક્યાં છૂટા હતા તે ? અને આ લોકોય જાણે છૂટા હોય એવી રીતે જેલમાં ઘાલે છે ! અરે મૂઆ, તું શું બાંધે, એથી વધારે જેલ છે અહીં ! આ તો હિસાબ જાણે નહીં એના કકળાટ, બળ્યા ! આ જગતમાં જે કકળાટ છે, એ બધો હિસાબ નહીં જાણવાથી.

## જેને કહે છે તે 'હું' નહોય, કટોકટીમાંય અસર મુક્ત

વગર કામનો ફફડાટ, 'મૂઓ મહીં બેસાડશે તો શું ?' મેં કહ્યું, 'ભઈ, બહાર મારે ઘેર છે તે ઝાંપો મારે જાતે વાસવો પડે છે, આ તમારા પોલીસવાળા વાસી આપશે, મને શું નુકસાન છે ?' મારે શી ભાંજગડ એમાં ? એટલે અમને કશું એવું હોય જ નહીં ને, જેલમાં બેસાડો કે તમે અત્યારે આ કપડાં કાઢી લઈને સ્ત્રીના કપડાં પહેરાવો તોય અમને વાંધો નહીં. અગર ત્યાં અમદાવાદમાં ભરબજાર વચ્ચે કપડાં તમે કાઢી લો તોય અમે નિરાંતે શરમ વગર પાછા આવીએ બધે. કારણ કે તમે જેને કહો છો તે 'હું' નહોય. પણ એ તો એને શું ખબર પડે ? આપણે 'અંબાલાલ' હોય તો અસર થાય, નહીં તો આપણે શેની અસર થાય ? અને વ્યવહારવાળા ટીકા કરે અંબાલાલની, તો આપણેય ટીકા કરવા લાગવી, કે 'અંબાલાલભઈ, તમે કંઈ કર્યા હશે, ત્યારે આવું કરે ને ?' એટલે અમારેય બધા બહુ આવેલા, અડાકડીઓ (કટોકટીના વખત). પણ કશો જ ભય ના મળે. અમારી આંખ દેખતાની સાથે જ થથરે.

## જબરજસ્ત દેવલોકોની કૃપા તે બધી આફતમાંથી પસાર

દેવલોકોની કૃપાય જબરજસ્ત છે. જબરજસ્ત કૃપા ! બધા દેવલોકોની ઓળખાણ !

**પ્રશ્નકર્તા :** બધાની ઓળખાણ ?

**દાદાશ્રી :** હા, બધાની ઓળખાણ ! હવે આવા તો દાખલા અમારે બનેલા હોય ને ! ગાંઠેલા નહીં ને કોઈનેય ! કારણ કે મિજાજ વસમો !

આ જ્ઞાની પુરુષ સારા છે, કે વેપારમાં પડેલા છે. એ બહુ આફતોમાંથી પસાર થયેલા છે. આફતમાંથી બહાર નીકળે તો લોક કહે, 'આફતબાજી', પણ હોય છે 'આતશબાજી.' આતશબાજી જોવાની ગમે છે ને ? પણ આફતબાજી જોવાની ના ગમે ને ? એટલે બધું આ સંસારમાં જોયેલું. સંસારમાંય વીતરાગતા રહેતી'તી.

❖❖❖❖❖

# [૧૨.૨]
# ધરમ કરતા પડી ધાડ

## વિશ્વાસના માર્યા ફસાયા અમે

મને એક ફોજદારે બોલાવેલો, જેમાં હું ખરેખર ગુનેગાર નહોતો. કાયદાના આધારે, બહાર વ્યવહારના હિસાબે ગુનેગાર ગણાઉ, ખરેખર રિયલી ગુનેગાર હું નહોતો. હું એક એવા ફોજદારી ગુનામાં સપડાયો'તો, વિશ્વાસના માર્યો. તે ફોજદારે મને બોલાવવા મોકલ્યો. એટલે પોલીસવાળો ઘેર આવ્યો, ત્યારે મને કહે છે, 'ફોજદાર બોલાવે છે.' જ્ઞાન નહીં થયેલું, પિસ્તાલીસ વર્ષની ઉંમર હશે. ત્યારે એ ત્રીસ વર્ષનો મુસલમાન ફોજદાર. એણે મને બોલાવવા મોકલેલો. આપણું કારખાનું હતું, વિટકો એન્જિનિયરિંગ કંપની. એ લોખંડનું કારખાનું હતું. કારખાનામાં અમારા ગામનો એક જણ હતો, તે કહે છે કે 'મારે પતરા મૂકવા છે, તો તમારા કારખાનામાં મૂકું હું ? મારે હમણે લઈ જવાનું સાધન નથી.' મેં કહ્યું, 'પતરા ક્યાંથી લાવ્યો ?' ત્યારે કહે, 'કંટ્રોલમાંથી (સરકારી જથ્થામાંથી) લાવ્યો છું.' ત્યારે મેં અમારા ભાગીદારને લખી આપ્યું, મેં કહ્યું, 'મૂકવા દેજો ને, બિચારાને.' છ પેટી પતરા. એક પેટીમાં છ-છ નંગ હોય કે સાત-આઠ નંગ. હંડ્રેડ-હંડ્રેડની હોય ને !

પછી છ-બાર મહિના થયા પણ પેલા લેવા આવેલા નહીં. પછી એક દિવસ આવ્યા. કહે છે, 'આજે અમે ગાડું લઈને આવ્યા છીએ.' તે પહેલા સરકારના માણસો આવી ગયેલા આપણે ત્યાં, કે 'તમારે ત્યાં

પતરા ક્યાંથી લાવ્યા ?' કહે છે. મેં કહ્યું, 'પતરા બહારગામવાળાના છે, અમારે ત્યાં મૂકી ગયા છે ખાલી.' ત્યારે કહે, 'એ અમે જપ્તીમાં લઈએ છીએ, કંટ્રોલમાં. લાવ્યા ક્યાંથી ?' ત્યારે મેં કહ્યું, 'લ્યો, જપ્તીમાં, અમારે શું ?' ત્યારે એ લોકોએ જપ્તીમાં લીધેલા અને પછી છે તે પેલા લોકો આવ્યા. તે કહે છે, 'અમે દેખાડી આવ્યા એ લોકોને પરમિટ અને હવે માલ લેવા દ્યો.' મેં કહ્યું, આ ઝઘડો થયો, અને એ લોકો (સરકારના માણસો) પરમિટ ખોળતા'તા. ત્યારે કહે, 'એ તો અમે દેખાડી આવ્યા. માલ લેવા દ્યો.' પછી મેં કહ્યું, 'હા, ત્યારે લઈ લો.' તે લેવા દીધો અમારા ભાગીદારે. પછી પેલા સરકારના માણસો આવ્યા. એ કહે છે, 'કેમ તમે માલ વેચી ખાધો ?' 'અલ્યા, ભાઈ, અમે વેચતા જ નથી, અમે જાણતા જ નથી. આ તો પેલા માણસો લઈ ગયા.' ત્યારે કહે, ''તમને ના કહ્યું'તું તે દહાડે. આ માલ જપ્તીમાં લીધેલો છે ને ! સરકારી માલ છે, તે કેમ વેચાય ? એ તમારાથી અપાય કેમ કરીને ?'' મેં કહ્યું, 'ભાઈ, એ તો પરમિટ બતાડીને અમને દેખાડીને લઈ ગયા.' ત્યારે કહે, 'ખોટું કહ્યું, આ તો તમને ફસાવ્યા.' હવે ગવર્મેન્ટે ના પાડેલી અમને કે લેવા દેશો નહીં. અને પેલા અમને કહે છે કે પરમિટ દેખાડી આવ્યા. એટલે વિશ્વાસના માર્યા, મેં તે લેવા દીધા. હવે લેવા દીધા એમાં એ મારી જ ભૂલ ને ! વિશ્વાસ મેં એનો કર્યો'તો, તો મારી ભૂલ ને !

ત્યારે મેં કહ્યું, 'ભાદરણમાં અમુક નામની વ્યક્તિ છે, એ ખબર આપી.' તે લોકોએ તપાસ કરી. મામલતદારે પેલા લોકોને ટૈડકાવ્યા, તો કહે છે, 'અમે લાવ્યા જ નથી ને !' એટલે આ ફોજદાર ત્યાં કહે અને ત્યાંથી મામલતદારે અહીં કહેવડાવ્યું. એટલે પછી સરકાર કહે છે, 'આ લોકોએ વેચી ખાધા. કાળોબજાર કર્યો.' એટલે પછી અમારી ઉપર વૉરન્ટ કાઢ્યું, મુખ્ય ભાગીદાર તરીકે.

## ફોજદારને લાગ્યા ઓલિયા પુરુષ

તે અમારે ત્યાં પોલીસવાળો આવ્યો. હું બેઠેલો અંદર. તે પોલીસવાળો કહે છે, 'અંબાલાલ મૂળજીભાઈ છે ?' મેં કહ્યું, 'હા, ભઈ.' સાડા પાંચ વાગેલા, સાંજના. હું તો ગયો એની જોડે. ત્યારે ફોજદાર

તો નાની ઉંમરનો, ત્રીસ વર્ષની ઉંમરનો, એહમદમિયાં કરીને. મેં કહ્યું, 'શું નામ આપનું ?' ત્યારે કહે, 'એહમદમિયાં.' મને કહે છે, 'તમે કેમ ફસાઈ ગયા છો ?' મેં કહ્યું, 'તમને શી રીતે ખબર પડી, હું ફસાયો છું એવું ?' ત્યારે કહે, 'અમે તમને ના ઓળખીએ ? આપને જોઈને કહી આપું છું. આ તો તમને કોઈએ ઊંધા નાખી દીધા છે.' મેં કહ્યું, 'ધન્ય છે સાહેબ તમને ! અને તમારી જનેતાનેય ધન્ય છે ! કે આટલું બધું તમે ઓળખી શકો છો મને.' મને કહે છે, 'કાકા બેસો એકવાર.' મેં કહ્યું, 'આ તમારે કેસનું જે કંઈ કરવાનું હોય તે કરો ને, કેસ બન્યો છે એ હકીકત છે. એમાં તમે કહ્યું એવી રીતે જ હું છું. હવે જે થાય એ ખરું. શું થાય ? બીજો ઉપાય શો છે ? અમે ફસાયા છીએ, હવે શું થાય તે ? આ જે કંઈ બન્યું.' ત્યારે કહે, 'આ તો ગુનો બહુ ખરાબ છે, જેલમાં ઘાલે એવો ગુનો છે આ.' 'અરે પણ સાહેબ, શું રસ્તો છે આનો ?' ત્યારે કહે, 'હું મસ્જિદમાં જઈ આવું.' ટાઈમ થયેલો એટલે. ત્યારે મેં કહ્યું, 'જઈ આવો મસ્જિદ.' 'પાંચ મિનિટમાં પાછો આવીશ, પણ ચા પીઓ, કાકા', કહે છે. મેં કહ્યું, 'તમારી ચા ના પીવાય. ગુનેગાર અમે ને તમારી ચા પીએ ? આ કામ મારું ને તમે ઊલટા મને ચા પાવ છો ?' 'મારી જ ચા પીવી પડશે', કહે છે. અરે વાહ એહમદમિયાં ! તમે બહુ જબરા કહેવાય ! એક તો ગુનેગાર, અને ઉપરથી ચા પાવ છો ! અને મને કહે છે, 'તમને જોઈને જ મને દુઃખ થાય છે, કે આ ક્યાં હું ફસાયો આમનામાં !' એટલે મને એમ લાગ્યું કે આ લોકોને શક્તિ હોય છે.

મને કહે છે, ઓલિયા પુરુષ છો તમે ! શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** ઓલિયા પુરુષ.

**દાદાશ્રી :** એ કહે છે, 'એટલે મારી ચા તમારે પીવાની, હું તો દર્શન કરું છું તમારા. પણ કેવી રીતે ફસાયા એ મને કહો, બધી હકીકત.' એટલે મેં કહ્યું, 'આવું.' 'આવું ના કરો, મોટા બિઝનેસમેન થઈને. કો'ક ફેરો આબરૂ જતી રહેશે, જેલમાં ઘાલી દેશે. આ જેલમાં ઘાલી દે એવો ગુનો છે. મારી જગ્યાએ બીજો ફોજદાર હોત ને, તો જેલમાં ઘાલ્યા

વગર રહે જ નહીં. કસ્ટડીમાં બેસાડી દે. પછી કેસ ચાલુ થાત. આ તો કેસ બહુ ભયંકર થઈ ગયો છે ને અમારી પાસે આવ્યો છે. અને કાકા, મને તો અત્યારે બહુ જ દુઃખ થઈ રહ્યું છે, જેટલું તમને નહીં થતું હોય એટલું દુઃખ મને થઈ રહ્યું છે, કે આ કાકા ક્યાં સપડાયા ? ભલા આદમી ને આવા બિચારા !'

## ફોજદારે જ દેખાડ્યો છૂટવાનો રસ્તો

ત્યારે મેં કહ્યું, 'શું કરીએ હવે ? તમે કહો એમ કરીએ.' ત્યારે કહે, 'આ કેસ પાછો ખેંચાવી લેવડાવો. હું મોકલી આપવા રાજી છું.' મેં કહ્યું, 'ક્યાં પાછો ખેંચી લેવડાવીએ ?' ત્યારે કહે, 'ફોજદારીમાંથી મુલ્કીમાં (દીવાનીમાં) ખેંચી લેવડાવો.'

**પ્રશ્નકર્તા :** દીવાનીમાં લઈ જાઓ.

**દાદાશ્રી :** હા, નિર્વારસી. એટલે જ્યાં આગળ છે તે પેલો કાયદો હોય છે ને, પેલો કેવો કાયદો કહે છે ? મિલકતનો કોઈ માલિક ના થાય તેને...

**પ્રશ્નકર્તા :** બિનવારસી.

**દાદાશ્રી :** નિર્વારસી, આ મિલકતનો કોઈ વારસદાર નથી, એવી છોડી દીધેલી. અમેય છોડી દીધેલી, અમે માલિક નથી એના. મને કહે છે, 'આ તમે સીટી મામલતદારને મળો અને કેસ ત્યાં ખેંચી લેવડાવો. નિર્વારસીનો કેસ છે એટલે. કારણ કે સરકારે અટકાવ્યું અને આ ચીજને એ થઈ ગયું. એટલે આ નિર્વારસી જેવો કેસ ગણાય. માટે આપણે સીટી મામલતદાર ઑફિસ છે, એમને અધિકાર છે નિર્વારસી મિલકતનો. અમારી પાસે નિર્વારસી મિલકત મંગાવી લે, તો પછી એની પાસે જાય આ કેસ બધા. પછી આ ફોજદારી ગુનો ઊડી જાય તમારો.'

એણે કાયદો ખોળી કાઢ્યો. ત્યારે મેં કહ્યું, 'સાહેબ, તો લખાવો મને.' તે પછી મને લખી આપ્યું. પણ એના હાથે ના લખી આપ્યું. મને કહે છે, 'સીટી મામલતદાર કચેરી અને સીટી મામલતદાર પાસે

જઈને કહેજો કે ભઈસાહેબ, મારો આટલો કેસ છે તે ખેંચી લો કહીએ.' ત્યારે મેં કહ્યું, 'ચોક્કસ. એ કામ તો મારું.' 'અહીંથી આ ફોજદારીમાંથી ખસે ને, તો સિવિલમાં બધું પહોંચી વળું. એને ત્યાં ખેંચી લેવડાવો, તો હું મોકલવા તૈયાર છું. મારા અધિકારમાં છે પણ જો પેલો ખેંચે તો મારાથી મોકલાય. તો એવું કાંઈક કરો આપ. નહીં તો બહુ મોટો ફોજદારી ગુનો લાગુ થયો છે, અને મને બહુ દુઃખ થાય છે.' મને તો અજાયબી લાગી, આ ફોજદાર આવા હોય !

## વિચારશીલને જડે જ વીતરાગતા દાદાની આંખમાં

પછી મેં એમને કહ્યું, 'તમે મને શી રીતે ઓળખ્યો ? મને ફસાવ્યો છે કોઈએ, એવું તમે શી રીતે સમજી ગયા, એ કહો.' શું જ્ઞાન થયું હશે ફોજદારને કશું ?

**પ્રશ્નકર્તા :** થયું હશે ત્યારે જ ને !

**દાદાશ્રી :** એ કહે છે, 'ઉંદરને બિલાડી જેમ ઓળખે, એમ ફોજદાર ચોરને ઓળખે.' બિલાડીને ઉંદરની ગંધ આવે કે ના આવે ?

**પ્રશ્નકર્તા :** આવે.

**દાદાશ્રી :** 'અમને ચોરની ગંધ આવે', કહે છે. તમે ચોરી કરી છે કે નથી, એ શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** ચોરની ગંધ આવે.

**દાદાશ્રી :** 'હા, તમે ચોરી કરી હોય તો અમને ગંધ આવે કે આ માણસે ચોરી કરી છે. અમને ઉંદર-બિલાડી જેવું ગંધ આવે.' ડાકુ જેવી આંખ નહીં ઓળખતા હોય લોક ? આની આંખ ડાકુ જેવી છે. આની આંખ છે તે ચારિત્રનો ફેલ છે, એવું નથી ઓળખતા લોક ? અને અમારી આંખમાં વીતરાગતા દેખાય ! શું દેખાય ?

**પ્રશ્નકર્તા :** વીતરાગતા.

**દાદાશ્રી :** બધા જુએ ને, કોઈની પર અમને રાગેય ના થાય ને

દ્વેષેય ના થાય. અમારી આંખમાં વીતરાગપણું હંમેશાં દરેક માણસ પ્રત્યે છે. એ તો જો પોતે વિચારશીલ હોય તો અમારી આંખમાં વીતરાગપણું એને જડ્યા વગર રહે જ નહીં. અમારી આંખમાં બીજી કોઈ વાત રમતી ના હોય, વીતરાગતા સિવાય. ફોજદાર, મને દેખતાની સાથે જ ઓળખી ગયા.

**પ્રશ્નકર્તા :** 'આકૃતિ ગુણાન્ કથયતિ.' (આકૃતિ જ ગુણ બતાવે.) આકૃતિ ઉપરથી ગુણની પેલી પરીક્ષા થાય છે.

**દાદાશ્રી :** પછી બીજા એક ડી.એસ.પી. હતા, અમદાવાદમાં. તે ફ્રેન્ડ હતા મારા. એમને મેં કહ્યું, ''અમદાવાદમાં છે તે કો'ક માણસ મારા ગજવામાં વીંટી નાખે અને પકડીને તમારા ખાતામાં કોઈની પાસે તેડી લાવે તો ?'' ત્યારે કહે, ''તમારા ગજવામાં ગમે એટલી વીંટીઓ નાખીને આ લાવે ને તમને, તોય ઓળખી કાઢીએ કે આ બધું ખોટું છે, બનાવટ છે. અમે તરત જાણી જઈએ કે તમે ચોરી નથી, આ કો'કે નાખેલી છે. અમારું ખાતું એવું નાલાયક નથી કે આમ તરત પકડી લે, કે આ ચોર, આમણે જ ચોરી કરી છે. અમે આંખથી જોઈએ અને બધી રીતે જોઈએ જ છીએ. અને તમને તો ઓળખે જ. અમારું પોલીસખાતું આખુંય સમજે કે આ નિર્દોષ માણસ છે. તમારી આંખથી જ તમે દેખાવ છો કે નિર્દોષ છો.'' આ લોકોને એવું નથી, બધી ઓળખાણ હોય છે એની. એમને ત્યાં જે ગુનેગારને પકડે છે ને, તે બીજી રીતે ગુનેગાર હોય છે, તેથી જ પકડાય છે.

**પ્રશ્નકર્તા :** ખરું છે. આગળ-પાછળનું કંઈ પાપ ઘેરાયેલું હોય એનું.

**દાદાશ્રી :** કહે છે, 'ઓળખી જઈએ કે તમને ખોટા ફસાવડાવ્યા છે એમ. છોડાવવાનો અધિકાર અમારા હાથમાં નહીં. અમે પેલા વીંટી નાખનારને બોલાવીને કહીએ, કે જો છેવટે તારી આબરૂ જશે આમાં. રીસ અમે રાખીશું, આવા સારા માણસને ફસાવ્યા ? માટે નિકાલ કરી નાખ.' તે પાંચ-પચાસ-સો અપાવીને નિકાલ કરી દેવડાવે, ત્યાં ને ત્યાં જ.

## 'પટેલ મિયાં'ના એહમદમિયાં પર ખૂબ બધા આશીર્વાદ

એટલે પછી ફોજદાર કહે છે, 'અમને સુગંધી આવે.' ત્યારથી સમજી ગયો. મેં કહ્યું, 'ફોજદાર ખરું કહે છે આ.' આવડો નાનો છોકરો અને રૂપાળો દેખાવડો છોકરો એહમદમિયાં, અને આ પટેલ મિયાં. બે-બે મિયાં ભેગા થયા પછી શું વાત કરવાની !

હું તો ખુશ થઈ ગયો એની પર. એટલા બધા આશીર્વાદ ઊતરી જાય કે ન પૂછો વાત. પણ જો જ્ઞાની હોત ને, તો પાર વગરનો ઊતરી જાય.

**પ્રશ્નકર્તા :** બેડો પાર થઈ જાત એનો.

**દાદાશ્રી :** હા. પણ એણે ઓલિયા તરીકે જ જોયેલો ને, એટલો લાભ તો થાય ને ! તે દહાડે તો મને જ્ઞાન હતું નહીં પાછું. તે દહાડે હું તમારા જેવો જ હતો. પણ ફોજદાર ઓળખી શકે કે આ કોણ માણસ છે !

## સાચાને ન આવે કોઈ આંચ

**પ્રશ્નકર્તા :** દાદા, પેલી વાતમાં આગળ શું થયું હતું ?

**દાદાશ્રી :** પછી આગળ થયું એવું, કે પછી હું તો ઘેર આવ્યો. હવે કો'ક કહેશે, 'વ્યવસ્થિત શું છે તે ?' તો વ્યવસ્થિત તમને સમજાવું. પછી ઘેર આવ્યો, ત્યારે મારે ત્યાં એક જણ પાઠક સાહેબ કરીને બેઠેલો. એ એન્જિનિયર હતો. અંબુભાઈ પાઠક એ પોતે ડિપ્લોમા થયેલો, તે મારી પાસે બધું કોન્ટ્રાક્ટની લાઈન, અનુભવની લાઈન શીખતો'તો એટલે આવે રોજ. એ આવીને બેઠેલો, ત્યારે મેં કહ્યું, 'કેમ ? ક્યારના આવ્યા છો ?' એ કહે છે, ''ક્યાં ગયા'તા ?'' મેં કહ્યું, ''આવી ફસામણ હતી અને આવું ગયા'તા. હવે સીટી મામલતદારને ત્યાં જવું પડશે.'' તે મને કહે છે, 'મારા કાકા પરમ દહાડે જ આવ્યા છે અહીં મામલતદાર તરીકે.' જો લિંક કેવી મળે છે તે ! પેલો પાઠક શું કહે છે ? 'સીટી મામલતદાર તરીકે મારા કાકા નવસારીથી પરમ દહાડે જ આવ્યા છે.

શું કામ છે તમારે ?' મેં કહ્યું, 'આવું કામ છે.' ત્યારે કહે છે, 'એ તો હું કરી આવીશ, એમાં તમારું કામ નહીં.' ત્યારે મેં કહ્યું, 'મારે ત્યાં આવવું પડશે, તું એમને ખબર આપજે કે હું ત્યાં જાતે આવીશ.' તો કહે, 'આવવાની તમારે જરૂર નથી. એ બધું હું કરી લઈશ, પતાવી દઈશ.' મેં કહ્યું, 'અરે, આ ગુનો મોટો છે ને !' તો કહે, 'નહીં, એ બધું પતાવી દઈશ હું.' મેં કહ્યું, 'અલ્યા, આ તો બહુ ગોટાળિયું કામ છે, મને જાતે આવવા દે.' 'ગમે તેવું ગોટાળિયું હોય તોય હું કહી દઈશ, મારા કાકાને.'

એણે તો એના કાકાને કહી દીધું, કે 'આ તો ધર્મિષ્ઠ પુરુષને માથે ધાડ આવી છે. કંઈ રસ્તો કાઢો.' ત્યારે કહે, 'તારે શું સગા થાય, તે આટલું બધું જોર કરું છું ?' ત્યારે કહે, 'મારા ગુરુ કહો કે જે કહો એ, એ જ છે.' પછી કહે છે, 'તમે કહેતા હો તો બોલાવડાવું રૂબરૂમાં.' ત્યારે કહે, 'ના, ના, એમને ના બોલાવીશ.' અને એહમદમિયાં પાસેથી કેસ બોલાવી લીધો. પછી મેં પાઠકને કહેલું, 'તું એમને કહે, એ પતરાના પૈસા પાંચસો-છસ્સો રૂપિયા થાય કંટ્રોલ ભાવે, એ અમે ભરી દઈશું.' ત્યારે પેલા મામલતદાર કહે છે, ''પૈસા ભરી દેવાનું કહેતા'તા, તો છ હજાર ભરો, કહેજે.'' શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** છ હજાર ભરો.

**દાદાશ્રી :** પેલો ભઈ મને આવીને કહે છે, ''છ હજાર ભરવાનું કહેતા'તા.'' 'તો છ હજાર ભરીએ', કહ્યું. પછી પેલાએ એના કાકાને કહ્યું, 'છ હજાર ભરવાની હા પાડે છે.' ત્યારે કહે, 'એમને કહેજો કે ફરી આવું બોલે નહીં. એક પૈસોય ભરવાનો ના હોય. મારા ભત્રીજાના ગુરુ, તેમને પૈસો ભરવાનો હોતો હશે ?' એણે ઉડાડી મેલ્યું. શી રીતે ઉડાડી મેલ્યું તે જ મને સમજાતું નથી. એમને બધું આવડે એ તો.

પછી એના કાકાએ એને શું કહ્યું, કે 'મને એક દહાડો દેખાડ તો ખરો. મને દર્શન તો કરાવ.' પછી હું ગયો ત્યારે મેં કહ્યું, 'તમારે જે પૈસા ભરવાના થતા હોય તે ભરી દઉં, એની ગવર્મેન્ટની રાહે, એની

નિર્વારસી મિલકતની જે કાંઈ રકમ થતી હોય, તે હું ભરી દઉં.' 'કશું ભરવાનું નથી, ઘેર જાવ નિરાંતે', કહે છે.

તે કશું ભર્યું નહીં. કારણ, જો ખરેખર સાચો હોય ને, તો ત્યાં ટચ પણ નથી થતું. હવે લોક કહે છે, 'ફોજદારને શું આપી દીધું ?' અલ્યા મૂઆ, ઊલટું ફોજદારે મને ચા પાઈ !

## વિશ્વાસઘાતીની ભૂલ ન જોતા પોતાના રોફની જોઈ ભૂલ

આવું તો ઘણું મારી બાબતમાં બનેલું. અમારી ઉપર તો આરોપ મૂકતા વાર ના લગાડે ને ! એ તો આપણોય ગુનો હતો જ ને આમાં. 'લો, અમારા કારખાનામાં મૂકો, કશો વાંધો નહીં.' એટલો અહંકાર કર્યો, રોફ કર્યો ને ! એટલે આ ધક્કા ખાવા પડે. જેથી કંઈ દાનતખોરી નહોતી. તે દહાડે જ્ઞાન થયેલું નહીં. થોડોક અહંકાર ખરો ને, તે ભૂલ ખઈ જાય. પેલા લોકોએ વિશ્વાસ આપ્યો, કે 'ના, અમે દેખાડીને આવ્યા છીએ.' અને અમે સાચું માન્યા. અત્યારેય એવો વિશ્વાસ કરી લઈએ. અત્યારેય અમને વિશ્વાસ આવે એની પર.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો ને, કે એ પ્રસંગમાં એક જાતનો અમારો અહંકાર હતો. કઈ જાતનો અહંકાર એ ?

**દાદાશ્રી :** એ અહંકાર એવો કે, આ લોકો કોઈ એવું ખોટું બોલે નહીં અને ખરું બોલતા હશે, એમ માનીને જવા દીધું.

**પ્રશ્નકર્તા :** પણ એ અહંકાર કેવી રીતે કહેવાય ?

**દાદાશ્રી :** અહંકાર ના કર્યો હોત ને, તો બીજો માણસ કહેત કે ''ભઈ, તમે ચાલો, અમને ત્યાં સરકારમાં તપાસ કરાવડાવો. કારણ કે સરકારે અમને 'ના' કહ્યું છે, કે આ લેવા ના દેશો, અને અમે લેવા દઈએ પણ અમને પુરવાર કરાવડાવો.'' પણ પેલો અહંકાર, 'શું કરવાના છે ? સરકાર શું કરી નાખવાની હતી ?' એવુંય પાછું મનમાં ખરું ને ! તે પણ આ દુનિયાએ ખબર પાડી દીધી. એ તો આપણી પુણ્યૈ, તે નીકળી ગયું બધું. નહીં તો ના નીકળે. કેસ નીકળી ગયો તે નીકળી

ગયો, હજાર રૂપિયા આપવા તૈયાર હતા. તેય પણ જુઓ ને, ઑફિસરેય બદલાઈ ગયો ત્યાંનો. કોણે બદલી કરીને મોકલ્યો હશે ?

**પ્રશ્નકર્તા :** પુણ્યૈ બધી.

**દાદાશ્રી :** પુણ્ય શું કામ ના કરે !

## વ્યવસ્થિત છે જગત જાણીને પાછા તૈયાર વિશ્વાસ કરવા

એટલે મને તો બધા અનુભવ થઈ ગયેલા. બધા મારા અનુભવ પુસ્તકોમાં મૂક્યા છે. આ બધું જ્ઞાન મારું અનુભવનું વિજ્ઞાન છે આખું !

**પ્રશ્નકર્તા :** દાદા, પણ કોઈ આપણી પાસે એવી રીતે હેલ્પ માગવા આવે કે 'ભાઈ, આ તમે અમને હેલ્પ કરો, મૂકવા દ્યો.' તો મૂકવા દેવું કે નહીં ?

**દાદાશ્રી :** અરે, મૂકવા દેવું એ તો બૉમ્બ મૂકી જાય અત્યારે તો ! મને હઉ લોક કહે છે, કે બૉમ્બ મૂકી જાય, પણ મેં કહ્યું, 'ભઈ, હવે એનું શું થાય તે ? જે મૂકી જાય તે.' હવે કોઈ આપણો ખાસ મારે ત્યાં પોટલું મૂકવા આવ્યો, અને મારા ગામનો હોય તો ના કહેવું મારે ? મહીં બૉમ્બ મૂકીને ના લાવ્યો હોય, શું ખબર પડે આપણને ? એટલે આપણે 'હા' કહેવું, 'મૂકો બા.' શું કરવું ?

**પ્રશ્નકર્તા :** મૂકો.

**દાદાશ્રી :** જે થશે એ ખરું છેવટે. કર્મના ઉદય હશે તો જ મૂકાશે ને ! આ કંઈ દુનિયા ન્યાયમાં છે કે અન્યાયમાં ?

**પ્રશ્નકર્તા :** ન્યાયમાં.

**દાદાશ્રી :** હં. એટલે ગભરાવું નહીં. તેમ મૂકવા દેવો, એવોય નિશ્ચય નહીં રાખવો અને નહીં મૂકવા દેવો, એવોય નિશ્ચય નહીં રાખવો. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** નિશ્ચય બેઉ પ્રકારના નહીં જોઈએ.

**દાદાશ્રી :** પેલો નિશ્ચય કરીએ તો આ બાજુ પડીએ અને આ નિશ્ચય કરીએ તો આ બાજુ પડીએ. અને વચ્ચે મોક્ષનો માર્ગ !

**પ્રશ્નકર્તા :** પણ આવા પ્રસંગ ઉપરથી દાદા, હવે કોઈનોય માલ રાખવો નહીં, આમ કહીને પાછું આવતું બાંધે છે ? આવતા વખતનું જે હોય ને, એ બગાડે છે ?

**દાદાશ્રી :** કર્તા થયા ને, એટલે બગાડે છે ને !

**પ્રશ્નકર્તા :** ના, ના, અંદર પેલું થાય ને, કે આવો પ્રસંગ બન્યો, તો મહીં તારણ કાઢે કે હવે કોઈનું રાખવું નહીં. એટલે અજ્ઞાનીને તો એવું જ ને ? બીજા બહારના ને, જેને જ્ઞાન ના હોય કે આવી સમજણ ના હોય, એ તો એવા જ ભાવ કરે ને, કે હવે મૂકવા દેવું નથી.

**દાદાશ્રી :** એ આગ્રહો થાય ને, એ નુકસાન કરે પછી. બીજું કશું નહીં. બધું જગત વ્યવસ્થિત છે !

❖❖❖❖❖

## [૧૨.૩]
## અનૂબેઈલેબલ વૉરન્ટ

### જ્ઞાન પછી મળ્યું એલિફન્ટાની જેટીનું કામ

અમારા પર એક ક્રિમિનલ કેસ કરેલો એક જણે. તે એરેસ્ટ (ધરપકડ) કરવા આપણે ત્યાં આવ્યા'તા, ૧૯૫૯ની સાલમાં, જ્ઞાન થયા પછીના વર્ષે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન થયા પછી તરત એ આવ્યા ?

**દાદાશ્રી :** તરત તો નહીં પણ વરસ દહાડા પછી આવેલા. હવે આ બાબત શાથી બની તે કહું, કે અહીંયા એલિફન્ટા છે ને બેટ, તે એલિફન્ટાની ઈસ્ટ સાઈડની જેટી બાંધવાની હતી. તે જેટીનું કામ અમે લીધેલું. આ કાન્તિભાઈ અને અમે બેએ ભાગીદારીમાં. જેટી રાખેલી સાત લાખ રૂપિયામાં, નાઈન્ટીન ફિફ્ટી એઈટમાં. તે ૧૯૫૮માં આ જ્ઞાન થયું અને જેટી બેઉ સાથે. જ્ઞાન જેટીનો કોન્ટ્રાક્ટ રાખ્યા પછી થયેલું.

તે જેટીના કામમાં એક માણસ ત્યાં એલિફન્ટાનો રહેનારો, તે બહુ બનેલો-ઠનેલો, દારૂડિયો, માંસાહારી અને કચ્છી હતો. તે બેટનો રાજા જેવો ગણાય. તે બીજા કોઈને કામ લેવા દે નહીં. આ તો અમને ખબરેય નહીં કે આવી નાગાઈ છે આ લોકોની. અમે તો ટેન્ડર ભર્યું એટલે સાહેબે સેંક્શન (મંજૂર) કર્યું. હવે પેલાએ કામ રાખવાનું હતું, તેનું ના આવ્યું. તે એને આ કામ કરવું'તું. તે એણે ટેન્ડર ભર્યું હશે ને અમેય

ટેન્ડર ભર્યું. તેમાં અમારું લૉએસ્ટ આવ્યું, એટલે સાહેબે અમને આપ્યું. સાહેબે એને સમજાવ્યો, કે 'ભઈ, એ જેમનું આવ્યું હોય તે એમને અપાય, બીજાને કશું ના થાય.' તે પછી મોઢું મચકોડીને ઘેર ગયો હશે.

## પોતાને કામ ન મળતા સ્થાનિકે કરી દાદાગીરી

પેલાએ બધી તૈયારી કરી રાખેલી, પોતે એ ગામનો એટલે. કપચી-બપચી બધું, પથ્થર-બથ્થર ફોડીને બધું તૈયાર રાખેલું અને મોટો ઢગલો વાળેલો સાઈટ ઉપર. 'આપણા જ હાથમાં આવવાનું છે. અહીં કોઈ રાખે જ નહીં ને ! મારી હાજરીમાં મારા ગામમાં તો કોઈ રાખી શકે નહીં ને ! અને રાખે તો અહીં આવેલાને પાછો કાઢું', કહે છે. એવો ખુમારીવાળો હતો. 'દોડતો ભગાડું', કહે છે. એટલે એણે પથ્થરની કપચી ભાંગીને ત્યાં ને ત્યાં ભેગી કરેલી બધી. એને પોતાને કામ આવવાનું છે, એમ માનીને. અને કામ અમે રાખ્યું. એટલે અમે કામ શરૂ કરવાનું નક્કી કર્યું.

પછી અમને અને અમારા ભાગીદારને પેલા આવીને કહેવા માંડ્યા કે 'મારે એ કોન્ટ્રાક્ટ લેવાનો હતો પણ હવે તમે લીધો, એટલે આ કપચી તમારે લેવી પડશે. આ કામને માટે મેં તોડી'તી. આ કામ તો તમારે હોય જ નહીં. આ તો મેં છોડી દીધું, નહીં તો હું લઢીને લેત', કહે છે. તોયે મેં અને અમારા ભાગીદારે, બેઉએ સાંભળ્યા કર્યું. મેં કહ્યું, 'હારો, કંઈ મગજનો ચક્કર લાગે છે કે શું આ ?' પછી કહે છે, 'આ પથરા લઈ લો, આ કપચી.' ત્યારે મેં કહ્યું, 'મુંબઈના જે બજારભાવ હશે, તે આ મુંબઈથી અહીં લાવતા અમને જે ખર્ચ થશે, તેના કરતા બે-ચાર રૂપિયા વધારે આપીનેય પણ તમારી લઈશું. તમે આશાપૂર્વક ભાંગેલી માટે બે-ચાર રૂપિયા ભાવેય વધારે આપીશું.' આપણે જાણીએ કે આ ડિસ્કરેજ થયેલા માણસ છે. એટલે બજારથી લાવવા કરતા, અમને જે ખર્ચ આવે, મુંબઈથી અહીં મછવાઓમાં લાવીએ તેના કરતા તમારી પાસેથી ઑન ધી સાઈટ લઈ લઈશું. 'તમારો લાભ નથી લેવાનો, અમારે તમને લાભ આપવાનો છે, જે બજારભાવ હશે તેના કરતા બે-પાંચ રૂપિયા વધારે આપીને પણ તમને આ હેરાન ન થાય એવી રીતે કરી

દઈશું અમે', કહ્યું. ત્યારે કહે, 'ના, સો રૂપિયા ભાવ આપવો પડશે.' 'પડશે, પડશે' બોલવા માંડ્યા. 'પડશે'નો શો અર્થ થાય ?

**પ્રશ્નકર્તા :** આપવું જ પડશે એને.

**દાદાશ્રી :** 'સો રૂપિયા આપવા પડશે.'

## 'આપવા પડશે' શબ્દ બહુ ભારે લાગ્યા દાદાને

એટલે મેં કહ્યું, ''પણ 'પડશે' એનો શો અર્થ કહેવા માગો છો ? તમે લેવાની વિનંતી કરો છો કે 'પડશે' એમ કહો છો ?'' ત્યારે કહે, ''હું 'પડશે' એમ કહું છું.'' ત્યારે મેં કહ્યું, 'એ ભારે કહેવાય !'

એટલે 'આપવો પડશે' એ શબ્દે અમને બહુ વિચારમાં મૂકી દીધા કે 'આપવો પડશે' એ શબ્દ શું કહેવાય એને ? જો ભગવાન આવું કહેત તો ભગવાનના સામા થાત. અને આવું કહે તો એ ભગવાન નહીં, એવું અમે જાણીએ. ખુદ મહાવીર આવ્યા હોય ને જો આવું કહે, તો હું જાણું કે મહાવીર નહોય આ. એટલે પછી અમે કહ્યું, 'ભઈ, શું છે તે તમારે ?' ત્યારે કહે, 'તમારે અહીં આગળ ધંધો કરવો હોય તો ભાવ આપવો પડશે.' એટલે અમે કહ્યું, કે 'પડશે' એ શબ્દ ગુજરાતી બોલો છો કે કઈ ભાષામાં તમે શબ્દ બોલો છો ? 'આપવો પડશે' એમ બોલો છો, તે કઈ ભાષા બોલો છો તમે ? ભાષા પર કંઈ કંટ્રોલ-બંટ્રોલ રાખો છો કે એમ ને એમ જ બોલો છો ? સો રૂપિયા એક બરાસે આપવા જ પડશે, કહે છે. ત્યારે મેં કહ્યું, ''ભઈ, અમે હિસાબ કાઢ્યો'તો, કે ઓગણોસિત્તેર રૂપિયે પડે છે, તે અમે તમને ચુમોતેર-પંચોતેર રૂપિયા આપીશું. પણ તમે 'પડશે' શબ્દ બોલો છો, એ શબ્દ તો ઉપર આકાશમાંથી પડવાનો છે ? કંઈથી પડવાનો છે આ ?'' 'પડશે' કહે છે, મૂઓ ! અને મૂળ અમને આ શબ્દ ગમતો નથી, કહ્યું. 'પડશે' એવું ના બોલશો. 'આપજો' એમ કહેવું જોઈએ ને ? આ તો 'આપવો પડશે, તમે શું સમજો છો ?' કહે છે. 'તમારે જો વેચવું હોય તો વિનંતી કરો તો બે-પાંચ રૂપિયા ભાવ વત્તા-ઓછા કરીએ. પણ આ રસ્તો નહોય.' ત્યારે કહે, 'હું વિનંતી કરનારો નહોય.' એટલે ત્યાંથી ભેદ પડી ગયો.

## ચોખ્ખા માણસો ના ગાંઠે સળીને

એટલે અમારા બેની પાસે આવું બોલ્યો, એટલે અમે બેઉ ભાગીદાર એ તો ટાઈટ લોકો ! અને ધર્મના હોદ્દા ઉપર બેઠેલા પુરુષો ! ભગવાનનેય ગાંઠીએ નહીં એવા માણસો અમે ! ચોખ્ખા માણસોને સળી કરવા જાય, એટલે પછી શું થાય, સાહેબ ?

મેં કહ્યું, ''આ 'પડશે' શબ્દ કાઢી નાખો તો બહુ આનંદ રહેશે.'' ત્યારે કહે, 'ના, એ તો હું કાઢી ના નાખું, તમારે લેવો જ પડશે.' ત્યારે મેં કહ્યું, ''હવે લેવાના નથી. હવે એ લેવાયે નહીં. 'પડશે'નો કાયદો અહીં ચાલે એવો નથી, તમે બીજી જગાએ ચલાવી લેજો. હવે એ કપચી જ અમે તમારી લેવાના નથી.'' ત્યારે કહે, 'તમે કામ કરી રહ્યા !' મેં કહ્યું, ''આપને જે અનુકૂળ આવે તે કરજો. હવે અમારાથી કપચી નહીં લેવાય. 'પડશે'વાળી ના લેવાય અમારાથી. કંઈ રિકવેસ્ટ હોવી જોઈએ. રિકવેસ્ટ ના હોય તો સાધારણ વાતચીત હોવી જોઈએ. તમે તો 'પડશે'ની જ વાત કરો છો !''

એટલે પાછો નાગો માણસ ને દારૂ-બારૂ બધું, માંસાહાર... આજુબાજુનું જે સર્કલ છે ને એ ડિસ્ટ્રિક્ટનું, બધા ફોજદારો એને ત્યાં દારૂ પીવે ને માંસાહાર કરે. એટલે પેલા ફોજદારને છૂટકો જ નહીં. તે જ્યારે એ ડિસ્ટ્રિક્ટમાં જવું પડે, ત્યારે એને ત્યાં જવું જ પડે. એટલે ફોજદારોય એના દબાયેલા જ રહે ને બધા. પોલીસખાતું-બોલીસખાતું બધું. એટલે અમારું કંઈ ચાલે નહીં. પછી અમે સમજી ગયા કે આ બધું એક જ બાજુ છે. આપણું કરવા જઈએ તોય કશું વળે નહીં. હવે કોઈ મોટા ઑફિસરો દાદ ભરે, પણ ત્યારે, એ મોટા ઑફિસરે લખવાનું તો નાના ઑફિસરને જ ને ? એટલે અમારું કશું વળે નહીં.

## લેવડાવી મશિનરી જપ્તીમાં પણ છૂટી ગઈ

એટલે બીજે દહાડે એણે બધું જપ્તીમાં લઈ લીધું અમારું તો, મશિનરી બધી. આ જગ્યા અમારી છે ને અમારી જગ્યામાં આ બધી મશિનરીઓ મૂકી છે, કહે છે. અને જગ્યા સરકારી હતી. સરકારી

જગ્યાને મારી જગ્યા છે, એમ કરીને બધું જપ્તીમાં લઈ લીધું. સરકારનું દબાવી પાડેલું, નહોતો આપતો ને ! સરકાર હાંફી હાંફીને મરી ગઈ, તે હજુ નહોતો આપતો. તે પછી અમારે તો બધી મશિનરી બંધ થઈ ગઈ. એટલે અમારા ભાગીદાર આવ્યા અહીં આગળ, અને ચુડાસમા કરીને અહીં આગળ ડી.એસ.પી. હતો, એને કહે છે, કે 'સાહેબ, અંધારું થઈ ગયું છે ? આપ છો ને અહીં અંધારું છે કે અજવાળું છે ?' ત્યારે કહે, 'એમ કેમ બોલો છો ? તમે વિનય બહાર બોલો છો.' ત્યારે કહે, 'ના, વિનય બહાર નથી બોલતો આ.'

એટલે પછી ચુડાસમાને છે તે જોર ચડ્યું ને, તે બધું છૂટું કરી લેવડાવ્યું. જપ્તી ઉઠાવી લેવડાવી. એટલે મશિનરી ચાલુ થઈ ગઈ.

## ઢીલાઢસ કરવા કઢાવ્યું અન્‌બેઈલેબલ વૉરન્ટ

એટલે એ માણસે શું કર્યું, કે અમે જ્યાં પથ્થર કાઢતા હતા તેની જોડે એ પથ્થર કાઢતો હતો, કારણ કે ઘણી ખરી માલિકી એની હતી. હવે ખરેખર તો એણે ગવર્મેન્ટની માલિકી દબાવી પાડેલી, ને દબાવી પાડેલી એટલે ગવર્મેન્ટ કંઈ છોડે નહીં. પણ ગવર્મેન્ટને ભુલાવામાં નાખેલી અને કામ કર્યા કરે ને લાભ ઉઠાવે બધો.

એટલે બધા કારસ્તાનો ઊભા કર્યા અને બધું બહુ કર્યું. પછી એણે ચોરીની મોટી ફરિયાદ મૂકી. એણે નવો કીમિયો ખોળી કાઢ્યો, કે 'આ બે પટેલો અને એક ધર્મજના પટેલ, ને એમનો નોકર છે તે ચાર જણા થઈ અને મારું ચોરી કરી છે', કહે છે. શું કહે છે ? તે અમારા પચ્ચીસ રૂપિયાના પથરા આ લોકો ચોરી ગયા; બે શેઠિયા અને બે નોકરો. પચ્ચીસ રૂપિયાના પથરા ને તે આવડા મોટા મોટા ! ઊંચકાય નહીં એવા ! મારી જિંદગીમાં એક પથરો ઊંચકેલો નહીં મેં. અને પછી એને પોતાને લાગવગ ખરી ને, તે એણે વૉરન્ટ કઢાવ્યું. તે પાછું કેવું કઢાવેલું વૉરન્ટ ? અન્‌બેઈલેબલ. કેવું ?

**પ્રશ્નકર્તા :** અન્‌બેઈલેબલ.

**દાદાશ્રી :** અન્‌બેઈલેબલ એટલે સમજ્યા ?

**પ્રશ્નકર્તા :** જામીન ન થાય.

**દાદાશ્રી :** પણ એ લોકો શું ઉપચાર કરે ?

**પ્રશ્નકર્તા :** સીધા જેલમાં જ લઈ જાય.

**દાદાશ્રી :** ના, દોરડું બાંધીને લઈ જાય.

**પ્રશ્નકર્તા :** એમાં પણ અનૂબેઈલેબલ, તે આટલા માટે અનૂબેઈલેબલ કરે એ લોકો ?

**દાદાશ્રી :** હા, હા, બધું કરે. એ એમ કહે, કે માણસ નાસી જાય એવા લાગે છે, એટલે અનૂબેઈલેબલ. તે ચારેવ જણની ઉપર અનૂબેઈલેબલ. એટલે આ ઢીલાઢસ કરી નાખવા માટે એણે કર્યું આ બધું. એટલે અમારે બધા કર્મના ઉદય પ્રગટ થયા.

તે પછી પેલાએ પોલીસવાળાને કહ્યું, કે 'અમારે આ પટેલને ઠેકાણે પાડી દેવાના છે. એને આ ગુનો લાગુ કરી દ્યો, અને એમને હાથકડી કરીને બોલાવો. એમને ઠેકાણે પાડી દઉં હું. મારો શબ્દ માન્ય નહીં રાખ્યો, તે એમનું પાણી ઉતારી દઉં.' પણ પાણી ઉતારી દીધું એણે, હોં.

## અનૂબેઈલેબલ વૉરન્ટને માન્યું ધનભાગ્ય

તે ત્યારથી ત્રણ મહિના પછી હું વડોદરા આવેલો. અમારા ભાગીદાર છે તે એક બીજા કામ ઉપર રત્નાગિરિ ગયેલા અને બીજા બે નોકરોય રત્નાગિરિ ગયેલા. અને આ વૉરન્ટો કાઢ્યા, અનૂબેઈલેબલ. અનૂબેઈલેબલ, બેઈલ નહીં લેવાનો. જામીન નહીં લેવાનો. તે પહેલું વૉરન્ટ ત્યાં ના પહોંચ્યું અને અહીં વડોદરામાં પહોંચ્યું. તે પોલીસવાળા અહીં આવેલા. ત્યારે અમારા સંઘપતિ છે તે બેઠેલા અને બીજા એક-બે જણ બેઠેલા, ને અમારે સત્સંગની વાતો ચાલે. ૧૯૫૮-૧૯૫૯ની સાલ. પછી ફોજદારે અને એના હાથ નીચેના માણસે નક્કી કરેલું કે આપણે કન્ટ્રાક્ટરને ત્યાં જવું. એટલે કો'કને પૂછયું કે 'ભઈ, આ કન્ટ્રાક્ટર ક્યાં આગળ રહે છે ?' ત્યારે કહે, 'આ પોળમાં રહે છે અને માણસ સારા

છે, માટે પોલીસ ડ્રેસમાં જશો નહીં, એમને ત્યાં તમે. જે કંઈ કામ હોય, તમે કપડાં સાદા પહેરીને જજો, આ તો ખ્યાતનામ છે માણસ.' એટલે પછી સાદા કપડાં પહેરીને પોલીસ સબ ઈન્સ્પેક્ટર અને એની હાથ નીચેનો એક માણસ, બેઉ વૉરન્ટ લઈને આવ્યા. એટલે હું શું સમજ્યો કે આ સત્સંગી આવ્યા. મારે ત્યાં બીજું કોઈ આવે જ નહીં ને ! મારે ત્યાં કોઈ ઘરાકી જ નહીં ને ! બહારની ઘરાકી કોઈ નહીં, સત્સંગીઓ સિવાય.

એટલે મેં કહ્યું, 'આવો, પધારો.' અને સત્સંગ મેં ચાલુ રાખ્યો. ત્યાર પછી એ લોકોના મનમાં એમ લાગ્યું કે આ તો ભૂલ ખાધી આપણે. જો ડ્રેસ પહેરીને આવ્યા હોત તો આ ઉપાધિ ના થાત ! એટલે પછી થોડીવારે ફોજદારની હિંમત ખૂટી. એટલે પછી મને કહે છે, 'હું ફોજદાર છું.' મેં કહ્યું, 'અમારા ધનભાગ કહેવાય ! મારે ત્યાં ફોજદાર ક્યાંથી આવવાના તે ! મારા ધનભાગ બહુ પાંસરા તે આજ પધાર્યા આપ !' કારણ કે આપણે ત્યાં ક્યાંથી મહેમાન થવાના આ ફોજદાર ? આપણા કેવા પુણ્ય જાગે તો ફોજદાર મહેમાન થાય ! એવો કોઈ દહાડો થયેલો જ નહીં મહેમાન.

## મારી પુણ્યૈ જાગી કે વૉરન્ટનું ઈનામ મળ્યું

એટલે મને તો આ નવો મહેમાન લાગે ને, ન્યૂ ગેસ્ટ ! એના માટે ચા-નાસ્તો બધું કરવું જોઈએ ને ! એટલે પછી ફોજદાર કહે, 'તમારી ઉપર વૉરન્ટ છે.' મેં કહ્યું, 'એ તો બહુ મોટું ધનભાગ, મારી ઉપર વૉરન્ટ ક્યાંથી નીકળે ? કોઈ દહાડોય નીકળ્યું નથી એ. આજ પુણ્યૈ જાગી', કહ્યું. શું કહ્યું ? 'વૉરન્ટ મારી પર નીકળ્યું નથી કોઈ દહાડોય. મારે તો એવું ઈનામ જ નથી લાગ્યું કોઈ દહાડો. આવું ઈનામ તો, નવું જ ઈનામ ને ! કોઈ દહાડો આવું ઈનામ સાંભળેલું નહીં ને ! ચોપડીઓ મળેલી, બીજું મળેલું. ફર્સ્ટ ક્લાસ પાસ થયા હોય, ત્યારે ચોપડીઓ મળી હોય. શું ? વૉરન્ટ ! અને તે આવું, આ અમારે ત્યાં ! આવું ઈનામ ક્યાંથી લાવે ?' એટલે ફોજદારે જાણ્યું કે આ તો ચમકતા નહીં, આ કઈ જાતના લોક ! એટલે મેં કહ્યું, 'બેસો, વૉરન્ટ લઈને

આવ્યા હોય તો.' 'અલ્યા ભાઈ, ચા મૂકજે', કહ્યું. પછી એમને મેં કહ્યું, 'ચા-બા પીવો. હવે તમે જ્યારે વૉરન્ટ લઈને જ આવ્યા છો, તો ચા-બા પીઓ.' ત્યારે કહે, 'ના.' મેં કહ્યું, 'સાહેબ, ચા તો પીવી પડે, એવું ચાલે નહીં.' એટલે ચા પીધી એ લોકોએ. પછી કહે છે, 'આવું આપ ઊલટું અમને ચા પાવ છો, અમે વૉરન્ટ લઈને...' તે મેં કહ્યું, 'વૉરન્ટ લઈને આવ્યા તે મારે માટે બહુ મોટા ઉપકારી કહેવાવ. કારણ કોઈ લઈને નથી આવતો. કોઈ મારો સગોવહાલો ના લઈને આવ્યો. કોઈ સાળોય ના લઈ આવ્યો, મામોય લઈને ના આવ્યો, કાકોય લઈને ના આવ્યો. આ તમે લઈને આવ્યા છો. આવી ચીજ જ કોઈ દહાડો કોઈ લઈને નથી આવ્યું. આ નવી વેરાયટી, જોયેલી જ નહીં મેં તો આ ! એટલે આજ તો આનંદનો દિવસ', કહ્યું.

## જાતે કબીર બેઠા ત્યાં શું મળે ?

એટલે એ તો ભડકી ગયો ફોજદાર, કે મૂઆ આ કઈ જાતના ! મને કહે છે, ''અમને તો એટલો બધો ભય લાગી ગયો'તો કે ત્યાં મારામાર થઈ જશે, આ મોટા માણસ છે.'' મેં કહ્યું, 'પણ મોટો હું તમને દેખાઉ છું ? તમે જે ઈનામ આપવા આવ્યા છો, એ લેવા તૈયાર થયો છું ને !' લોકોએ કહ્યું હશે, કે 'સાહેબ મોટા કોન્ટ્રાક્ટર છે. તે કપડાં સાદા પહેરીને જજો, ખોટું દેખાય.' તે બિચારા સાદા પહેરીને આવ્યા. અને પાછું, મહીં કાળોબજારેય ખરો ને ! ભાવના કાળાબજારની. સાદો ડ્રેસ પહેરીને જઈએ, એટલે એ ફોજદાર અને પોલીસવાળાએ શું આશા રાખેલી, કે આ મોટા માણસ છે, એટલે આપણે બીજા જગ્યાએ પાંચ-પચાસ-સો મળે છે, તો અહીં પાંચસો મળશે. પણ હું તો આવું બોલ્યો, એટલે પાંચસો તો એના ગયા ! પાંચસો તો ગયા ને ? એટલે આશા તૂટી પડી. 'આ તો બધું ધર્મિષ્ઠ ખાતું લાગે છે, એટલે અહીં કશું મળે નહીં.

આ ઘેર શું મળે ? કબીર સાહેબ જાતે બેઠા હોય ત્યાં આગળ ? ઊલટું તારા છેડાના તૂટી જશે, તારે ઘરમાંથી કંઈ આપવા પડશે ! એને આશા તો હોય ને, બિચારાને ! કારણ કે મોંઘવારીમાં શું કરે માણસ

બિચારા ? પોલીસવાળાય શું કરે ? મોંઘવારી, ખૂટી પડે એટલે પેલી બઈ કચકચ કર્યા કરતી હોય. ત્યારે કહે, 'આજ શિકાર મળશે તો લેતો આવીશ.' એને શિકાર મળે તો લાવે ને ? પાનસોની આશા રાખેલી ફોજદારે, ને પોલીસવાળો કહે છે, અપનેકુ દસ-પંદર-પચ્ચીસ મિલેગા. એ પોલીસવાળા હતા, તે પછી ચા પાઈ એમને મેં.

## નિમિત્તને માન્યો નિર્દોષ

પછી મને વૉરન્ટ બતાવ્યું. મેં આમ જોયું. પછી કંકોતરી કોની, લખનાર કોણ તે વાંચવું પડે ને આપણે ? આ તો કંકોતરી લઈને આવ્યો છે બિચારો. તે મેં ઓળખ્યા.

એટલે હું સમજી ગયો, ઓહોહોહો... અમે નિર્ભય, અમારી ઉપર વૉરન્ટ કેવી રીતે કાઢી શકે ? અમારે, ગુનો જ નહીં જેનો ! અમારે ગુનો આવો કો'ક ફેરો થઈ જાય, કો'ક બનાવટ ઊભી કરે તો. સામો માણસ બનાવટ ઊભી કરે તો થાય અને તે એનો દોષ નથી, આપણા જ કર્મનો દોષ છે. કોનો છે ?

**પ્રશ્નકર્તા :** આપણા જ કર્મનો.

**દાદાશ્રી :** એ નિમિત્ત છે બિચારો.

## અનૂબેઈલેબલ વૉરન્ટને માન્યું ડબલ ધનભાગ્ય

એટલે કાગળ મને આપ્યો. મેં કહ્યું, 'કરેક્ટ વાત છે આ, વાત સાચી છે.' એટલે મેં કહ્યું, 'બેસો થોડીવાર, તમારે ઉતાવળ નથી ને ? હું આવું તમારી સાથે.' પછીય હું તો સત્સંગના મૂડમાં હતો, એટલે મારા મૂડ ઉપર કંઈ ચેન્જ ના જોયો. એટલે એમના મનમાં એમ થયું કે આમને ચેન્જ નથી થતો માટે એક પડીકી વધારે આપો. એટલે અહીં જરા ઠંડા થાય. એટલે પછી એ મૂડને બદલવા માટે મને કહ્યું, કે 'આ વૉરન્ટ છે પણ અનૂબેઈલેબલ છે.' ત્યારે મેં કહ્યું, 'આ તો અતિ ઉત્તમ ! હું તો મહાભાગ્યશાળી કહેવાઉ.' ત્યારે મારી જોડે બધા બેઠા'તા ને, એ બધાના મનમાં ધ્રાસકો પડી ગયો, કે આ દાદાનું શું થઈ જશે હવે ?

અને મને તો આનંદ થયો, મેં કહ્યું, 'ઓહોહો ! આપણે ભાગે અન્બેઈલેબલ ક્યાંથી આવ્યું ? આપણે ભાગ તો બેઈલેબલ હોય, તેને બદલે અન્બેઈલેબલ આપણે ભાગ, તો આપણે મહાપુણ્યશાળી કહેવાઈએ !' મેં કહ્યું, 'અન્બેઈલેબલ હોય તો એ ડબલ ધનભાગ્ય કહેવાય !'

## દોરડું બાંધીને લઈ જાઓ, પોળવાળાને આનંદ થશે

પછી મેં કહ્યું, 'દોરડું લાવ્યા છો ?' ત્યારે કહે, 'ના, નથી લાવ્યા.' ત્યારે મેં કહ્યું, 'દોરડું લાવો, મંગાવો, ના હોય તો ઘરમાંથી આપું.' મને અહીં બાંધીને લઈ જાવ તો મારા પાડોશીઓના મનમાં એમ થાય કે 'જુઓ, આ ઢોંગ કરતા હતા, જુઓ, હવે આ ખરેખરું', તે ખૂબ આનંદમાં આવી જાય લોકો, તો મને બહુ ગમશે. અમારી પોળવાળાને ઘડીવાર આનંદ થાય, અડધો કલાક-કલાક તો આનંદ થાય લોકો ને, કે બહુ દહાડા ભક્તિ કરતા'તા, તે જુઓ કેવા ચોર નીકળ્યા ! તે એક કલાક તો આ લોકોને આનંદ થાય, પછી ફરી બીજા કલાકમાં દેખ લેંગે. એક કલાક તો ખૂબ જ આનંદ વર્તે ને ! બીજા કલાકમાં નાદારી નીકળશે, પણ અત્યારે તો સાદાર થઈ જાય ને ! પાડોશીઓને કોઈ દહાડો આનંદ થયો નથી. રોજ તપ કર્યા કરે, 'આ મોટા જ્ઞાની થઈ બેઠા, લોકો દર્શન કરવા આવે છે ને !' એટલે મેં ફોજદારને કહ્યું, 'આ તમે બાંધો અહીં આગળ.' ત્યારે કહે, 'ના બંધાય. તમે અમારી સાથે ચાલો.' તે મેં કહ્યું, ''સાથે નહીં, બાંધો તો ઊલટું આ લોકોને આનંદ થશે કે ઓહોહો ! રોજ મોટી મોટી ડંફાસની વાતો કરતા'તા અને જો કેવા હવે પાંસરા થઈ ગયા !''

## કોઈ પણ રસ્તે મારા નિમિત્તે લોકોને આનંદ થાઓ

કોઈ પણ રસ્તે મારા નિમિત્તે આ લોકોને આનંદ વધે, તો મને આનંદ થશે. લોકોને એ નિમિત્તેય આનંદ થતો હોય તો આપણને વાંધો શું છે ? આપણને શું ખોટ છે એમાં ? પણ લોકો આનંદ ના કરાવડાવે. કારણ કે પોતાનો અહંકાર... લોકોના દુઃખ-સુખને માટે નથી, પોતાનો

અહંકાર ઘવાય છે. એટલે મોઢું ધોઈને નીકળે છે કે મારી કિંમત શું રહેશે ? ઓહોહો, મોટો કિંમતો (!) માછલાંની પેઠ તરફડે છે ને કિંમતો આંકવી છે ! માછલાં તરફડે એમ આ રાજા-રાણીઓ બધા એમ જ. તે આ મોટા પ્રધાન બધા માછલાંની પેઠ તરફડ્યા કરે છે. એ તો અહંકારથી જીવી રહ્યા છે. શેનાથી જીવી રહ્યા છે ?

**પ્રશ્નકર્તા :** અહંકારથી.

**દાદાશ્રી :** અહંકારથી. હું આ બધાનો મોટો પ્રધાન છું. બસ, આ આનાથી જીવી રહ્યા છે અને પુણ્યૈ જરા મદદ કરે. પુણ્યૈ મદદ કરે ને ? બાકી નર્યો તરફડાટ આખો દહાડોય. અને ભય, ભય ને ભય. ક્યારે આ ગાદી જતી રહેશે ? ખુરશી ક્યારે જતી રહેશે એ ભય માથે નિરંતર રહ્યા કરે. ખુરશીની રક્ષા હારુ જ બધા પ્રયત્નો હોય. ખુરશી જતી રહે ખરી કે ના જતી રહે, મોટો પ્રધાન હોય તેની ?

**પ્રશ્નકર્તા :** જાય ને !

**દાદાશ્રી :** હેં ? લોકો પાછળ ખોદી જ રહ્યા હોય, ખુરશી ક્યારે પડી જાય એવું ખોદી રહ્યા હોય. જ્યારથી ખુરશી મૂકેલી ને, ત્યારથી એની પાછળ પડ્યા હોય બધા લોકો.

## અંબાલાલ ગુનેગાર, મહીં ભગવાન નિર્ભય

મને પોલીસવાળા પકડવા આવ્યા ત્યારે મેં કહ્યું, ''તમે દોરડું બાંધો ને. મારી પોળના કે દહાડાથી આશા રાખી રહ્યા છે, કે આ દાદા મોટી ભગવાનની વાતો કરે છે, પણ આ જ્યારે ચોર થઈને પકડાશે ત્યારે અમારી પોળવાળાને આનંદ બહુ થશે. 'જો, મોટા ભગવાન થઈ બેઠા છે ! જુઓ આ આવ્યું ને, છેવટે ફૂટીને વાત !' એટલે આનંદ થશે કેટલાકને.'' કેટલાકને દુઃખ થાય અને કેટલાકને આનંદ થાય કે ન થાય ?

ફોજદાર પકડવા આવે ને અંબાલાલભાઈને પકડે છે, પણ હું તો અંબાલાલને અને ફોજદારને ઓળખું છું. આ અંબાલાલ ગુનેગાર છે,

અંદર બેઠેલા ભગવાન છે તે જરાય ફફડે નહીં. ફોજદારને કહું કે દોરડું બાંધ ને ! તો આ લોકોને જે બિલકુલ આનંદ નથી, તે મને દોરડે લીધેલો જુએ તોય તે લોકોને આનંદ આવે. બાકી લોકોને આનંદ જ ક્યાં છે ? જગત આખુંય પેટ્રોલની અગ્નિએ બળી રહ્યું છે.

લોકો તો રાહ જ જોઈ રહેલા, કે આવો ખેલ થવાનો છે. પણ પછી ફોજદાર કહે છે, કે 'આવું ઘર મેં જોયું જ નથી.' મેં ફોજદારને કહ્યું, કે 'આ અત્યારનું આ જન્મનું નથી, આ તો પૂર્વજન્મનું છે. તે નીકળવા માંડ્યું છે. તે ભલું થયું તમારું અને આ માણસ નિમિત્ત બન્યો, તેનો પણ બહુ ઉપકાર.' ફોજદાર કહે છે, કે 'આવો કોણ તમારો દુશ્મન છે, સાત લાખની કંપનીવાળા ?' 'ભાઈ, દુશ્મન નથી, આ તો મારો મિત્ર છે. મારા પૂર્વના ઋણાનુબંધમાંથી છોડાવે છે. તે એનો ઉપકાર માનું છું.' પછી ફોજદાર કહે છે, 'તમને અમારાથી બંધાય નહીં. દોરડું પણ લવાય નહીં, લાવ્યા હોય તો અમે તમને બાંધીએ નહીં.' એટલે પછી સાહેબ કહે છે, 'અમારી જોડે ચાલો.'

## ભલેને છપાય ભવાડો, મફતમાં આવશે પેપરમાં નામ

ભાણાભાઈ, તે રસિકભાઈ એ શું કહે ? મગનભાઈ શંકરભાઈના એ જમાઈ થાય. એ કહે છે, 'હું મગનભાઈ શંકરભાઈને કહેવડાવી દઉં, નહીં તો કાલે આ બધું પેપરમાં આવશે, આ ભવાડો.' ત્યારે મેં કહ્યું, 'મગનભાઈને ના કહેવડાવશો. એમ ને એમ ભવાડો આવતો નથી, પેપરમાં તો આપણે છપાવવું હોય તો રૂપિયા આપવા પડે છે, તો મારું નામ જો એમ ને એમ છપાય તો હું બહુ ધનભાગ માનું.' વગર પૈસે છપાય. એમ ને એમ, ફ્રી ઑફ કૉસ્ટ કરશે ને ! ફ્રી ઑફ કૉસ્ટ પેપરમાં નામ આવતું હોય તો શું ખોટું છે ? લોક પૈસા આપીને નામ છપાવે છે ! છાપવા હારુ પાંચ રૂપિયા આપીએ ત્યારે છાપે, તે આ મફત છાપશે. હવે આમને બહુ ચટપટી થાય કે અમારી આબરૂ જાય, અમારી આબરૂ જાય. મેં કહ્યું, 'પણ શેના માટે ડરો છો ?' ત્યારે કહે, 'બધા જાણી જશે ને ?' મેં કહ્યું, 'છોને જાણે, જણાવવા હારુ તો ઢંઢેરો છે આ.' આ ઢંઢેરો શેના હારુ છે ?

એમને પોતાના મનમાં કકળાટ થયા કરે, કે 'આવું ક્યાં થયું ને આ તો બધું ખોટું દેખાય ને મારી કિંમત શું રહે ને મારું આમ થઈ જાય ને તેમ થઈ જાય. તે આખા કૂવામાં પડે. બીજા નવા કૂવામાં, જૂના કૂવામાંથી નીકળ્યો નથી તે પહેલા બીજા નવા કૂવામાં પડે.' આપણે શું કહીએ છીએ ? 'શાંત થઈ જાવ.'

એ કહે છે, 'મગનભાઈ શંકરભાઈને હું ફોન કરું.' મેં કહ્યું, 'રહેવા દો ને ! શું કરવા બિચારાને કહો છો, ઘેર બેસી રહેવા દો. તમે જુઓ ને, શું થાય છે !' મેં 'ના' કહ્યું, ભલામણ કરવાની. મગનભાઈ શંકરભાઈની, કોઈનીય ભલામણ કરશો નહીં, મારે કોઈની હેલ્પની જરૂર નથી. મારે તો આ આવું તો ઈનામ કોઈ દહાડો મને મળ્યું જ નથી, કોઈ કાળે ! એટલે તમે જુઓ આ બધું શું થાય છે તે ! કોઈ દહાડો આવે નહીં ભાગે, એ આપણે ત્યાં આવ્યું છે. ભલે ને, ભવાડો છપાય. પણ વિચાર કરનારા વિચારશે કે નહીં વિચારે ? જેટલા ઓળખતા હશે એ તો વિચારશે ને ? નહીં ઓળખતા હોય તેમને ભવાડો લાગશે ઘડીવાર, પણ ઓળખતા હશે તે વિચારશે કે નહીં વિચારે ? ત્યારે કહે, 'ના, આ તો ખોટું દેખાય.' મેં કહ્યું, 'દેખાવા દ્યો, સાચા પુરુષને આ દુનિયામાં કોઈ ખોટો કરી શકે એમ નથી.' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** કોઈ ખોટું ના કરી શકે.

**દાદાશ્રી :** હા, કર્મના ઉદય હશે તે જરા ફજેતો કરાવશે. પછી પાછું હતું તેનું ઉઘાડું ઓપન થઈ જશે.

## ફોજદારે જ કરાવ્યા જામીન

એટલે મેં કહ્યું, 'જવા દો, કશો વાંધો નહીં.' ત્યારે કહે, 'ના કહેવડાવું ?' મેં કહ્યું, 'ના, કહેવડાવશો નહીં.' એટલે પછી એમણે એમ ને એમ રાખ્યું, અદબદ. એટલે રાવપુરા પોલીસ ગેટમાં (સ્ટેશનમાં) ગયા. તે એક મોટા ફોજદાર હતા ને, તે મને ઓળખે. આ સારા જેન્ટલમેન માણસ છે, એવી રીતે ઓળખે, બીજી રીતે નહીં. એટલે પછી પેલા ફોજદારને કહે છે, 'આમને શું કરવા તેડી લાવ્યો છું ?' ત્યારે

કહે, 'આ જ પેલા આસામી.' ત્યારે કહે, 'એવું બને નહીં.' ત્યારે કહે, 'ના, એ જ છે આ.' ત્યારે કહે, 'સારું, તો ભલે અનૂબેઈલેબલ હોય, પણ હું તને ઑર્ડર કરું છું કે બસ્સો રૂપિયાના જામીન લઈ લે. હું ગૅરન્ટી આપું છું, જામીન લઈ લે. આવું થતું હશે, પૂછયા-કર્યા વગર ? આ કોણ છે તેને ઓળખું છું ?' અને પેલાના નામના બસ્સો રૂપિયાના જામીન લઈ લીધા. બસ્સો રૂપિયાની જામીન અમારા મહીં એ ચાર જણ હતા, તેમાંથી એક જણ થઈ ગયો. એટલે આ કામ બધું પતી ગયું.

## અમારી તુમાખીનું ફળ છે આ

પણ પાછી શરત કરી, કહે છે, 'અંગૂઠો આપવા આવજો, અનૂબેઈલેબલ છે એટલે.' ત્યારે મેં કહ્યું, 'પાછું એ મંદિર કંઈ આગળ આવ્યું ? એ તો મેં જોયુંય નથી.' ત્યારે કહે, 'પેલો, લાલ કૉર્ટ, લાલ બંગલો છે ને ? તે લાલ કૉર્ટમાં આવવું પડશે, બપોરે આવજો.' ત્યારે મેં કહ્યું, 'એ ક્યાં આવ્યો ?' ત્યારે અમારી જોડે હતા એક ચંદુભાઈ કરીને, તે કહે છે, 'હું જોડે આવીશ. હું તમને તેડવા આવીશ અને આપણે જોડે જઈશું. ત્યાં એમની જે લાલ કૉર્ટમાં વિધિ હોય તે આપણે કરી દેવાની.' એટલે ફોજદારે કહ્યા પ્રમાણે, અમે બપોરે ત્રણ વાગે ગયા ત્યાં આગળ. એટલે તે લોકોએ ખબર આપેલી.

તે જ્યાં આગળ આ વિધિ કરવાની હતી, ત્યાં આગળ પેલો માણસ બારીવાળો મને કહે છે, 'ક્યાં છે આરોપી ? અહીં બોલાવી લાવો ને !' મેં કહ્યું, 'શેના આરોપી ?' ત્યારે કહે છે, 'આ કામમાં આરોપી છે તેને બોલાવી લાવો ને, એનો અંગૂઠો લેવાનો છે.' ત્યારે મેં કહ્યું, 'તે હું જ છું.' ત્યારે કહે, 'એ તમે ના હો. તે બીજું કોઈ હશે, એને બોલાવી લાવો.' મેં કહ્યું, 'પણ હું જ છું એ આરોપી !' તો કહે, 'એ બને નહીં આવું.' એમના મનમાં કે આ વળી હોતા હશે આવા ? આ ગુનેગાર હોતા હશે ? ગુનેગાર તો કેવો હોય ? એનું મોઢું જુદું દેખાય. મેં કહ્યું, 'હું જ છું.' ત્યારે કહે, 'આવી રીતે તમારે માથે ક્યાંથી આવ્યું ?' મેં કહ્યું, 'આવ્યું છે ને દેખાય છે ને ! બન્યું છે, એ હકીકત છે ને !' એટલે પછી એનેય બધું વિચિત્ર લાગ્યું આ. એને મોટું આશ્ચર્ય

થયું, કે 'આ કેવી રીતે બન્યું ?' મેં કહ્યું, 'એ ગુપ્ત રાખવા જેવું છે બધું.' કેવી રીતે બન્યું એ ગુપ્ત રાખવા જેવું છે. 'અમારી તુમાખીનું ફળ છે આ', કહ્યું. શું છે ?

**પ્રશ્નકર્તા :** તુમાખીનું ફળ છે.

## પાટીદારની નાતમાં લાગ્યો પહેલો નંબર અમારો

**દાદાશ્રી :** એટલે પછી કહે છે, 'સારું ત્યારે, મને તો તમારો અંગૂઠો લેતા શરમ લાગે છે.' મેં કહ્યું, ''ના, તમે એમ બિલકુલેય ના માનતા કે હું સહેજેય દિલગીર છું. મને તો એમ થયું કે કોળિયાની નાતમાં બાબરિયો એનો પહેલો નંબર લાવ્યો'તો, એવું અમારી પાટીદારની નાતમાં પહેલો નંબર લાગ્યો છે મારો !'' 'હેં... ! આવડો મોટો નંબર !' ક્ષત્રિયોમાં તે આવો રાજા તો કોઈ દહાડો થયો જ નથી ને ! આ ઈનામ હોય જ નહીં ને ! એના બાપ-દાદાને લાગ્યું હોય તો મને દેખાડ પુરાવો. કોઈ કહે, અમારે ત્યાં ઈનામ લાગ્યું'તું, તો એના બાપ-દાદાને લાગ્યું હોય તો પુરાવો દેખાડ.

**પ્રશ્નકર્તા** (બીજા પ્રશ્નકર્તાને) **:** બાબર દેવા કરીને મોટો બહારવટિયો થઈ ગયો અમારે ત્યાં. એટલે એની વાત કરે છે.

**દાદાશ્રી :** એ કોળિયાની નાતમાં થઈ ગયો, તેવું આ પાટીદારની નાતનો બહારવટિયો, બડા બહારવટિયા ! સબસે બડા ! પેલા પ્રિન્ટવાળાને તો તાવ ચઢી ગયો, હારું આ શી વાત ! અને આવું... 'ઈનામ બોલતા હૈ આપ ?' મેં કહ્યું, 'મુજે ઐસા ઈનામ તો કભી મિલા હી નહીં.'

પછી ફોજદાર ને પોલીસવાળાને ટિકિટ જોઈતી'તી, કશાક માટે. તો પછી ફોજદાર પેલા પોલીસવાળાને કહે છે, 'હું પૈસા આપું છું, તું એમની પાસે ના લેવા જઈશ.' હવે ત્યાં 'ટિકિટ લેવાનાય પૈસા હું આપું છું', કહે છે. પોલીસવાળો ફોજદારને કહે છે, 'સાહેબ, બહુ અસલ ખાનદાન માણસ છે, રાજેશ્રી જેવા માણસ છે. અમથો મને જવા દો.'

'અરે, ના જઈશ તું એમની પાસે. હું પૈસા આપી દઈશ.' ત્યારે કહે, 'સારું.' તે ત્યાં આવ્યો પોલીસવાળો, કહે છે, 'સાહેબ, ફોજદાર કહે છે, હું પૈસા આપી દઉ છું.' મેં કહ્યું, 'ના ભાઈ, એવું નહીં, ફોજદારના પૈસા નહીં. લે, આ બે-ત્રણ રૂપિયા આપું છું, તે જેટલી ટિકિટ થાય તે ટિકિટ લેજે અને બીજા પૈસાની ચા પીજે.' ફોજદારને હોતું હશે બિચારાને ?

## કંપની બ્લેક લિસ્ટેડ ન થાય તે અર્થે લડ્યા કેસ

એટલે આ અંગૂઠો આપ્યો, તે જિંદગીમાં કોઈ દહાડો ના બને એવું બન્યું. હવે બનેલું શા માટે આ, શું હેતુ માટે બનેલું ? કયા શબ્દે અમને આ અંગૂઠા પાડ્યા ? અવિનય, અવિનયનો શબ્દ, એ એક જ શબ્દથી અંગૂઠા પાડવા પડ્યા. એટલે પછી ત્યાં શું થયું ? આગળની વાત સાંભળવી હોય તો કહું, નહીં તો રહેવા દઉ.

**પ્રશ્નકર્તા :** જી, આપ કહો.

**દાદાશ્રી :** એટલે આ અહીં પેલું સામું ક્યું ગામ છે ?

**પ્રશ્નકર્તા :** ઉરણ.

**દાદાશ્રી :** હા, ઉરણ. તે ઉરણમાં કૉર્ટ છે. એટલે ત્યાંથી મેજિસ્ટ્રેટે કાઢેલું આ.

**પ્રશ્નકર્તા :** જી.

**દાદાશ્રી :** 'અનૂબેઈલેબલ વૉરન્ટ' ચારની ઉપર. અમે ત્યાં જ રહ્યા, તારીખને દિવસે. એટલે પહેલો તો વકીલ કરવો પડે આપણે.

**પ્રશ્નકર્તા :** જી, કરવો પડે.

**દાદાશ્રી :** એટલે વકીલેય થાણાનો હતો, તે કરી નાખ્યો.

**પ્રશ્નકર્તા :** જી.

**દાદાશ્રી :** પછી એ કેસ ચાલ્યો, સાત-આઠ મહિના સુધી. તે અમે, અમારા ભાગીદાર ને પેલા બે છોકરાંઓ, ચારેવ જણ ત્યાં જઈએ. કારણ

કે ફોજદારી એટલે બીજી બધી ધાંધલ ચાલે જ નહીં. રજાઓ લઈએ તો ચાલે નહીં, કે એની એ (મુદત) કરાવીએ એવું, એટલે પહેલે દિવસે એટેન્ડ (હાજર) થયા. તે વકીલને લીધા સિવાય અમે અંદર ગયા. સાહેબે અમને બોલાવ્યા અંદર, મેજિસ્ટ્રેટ સાહેબે, કે 'આ તમારે આ પચ્ચીસ રૂપિયાનો તમારી ઉપર ચોરીનો આરોપ છે. આ આરોપ કંઈ બહુ મોટો નથી, એટલે તમે છે તે અહીં કબૂલ કરી લો. તે હું તમને પચ્ચીસ રૂપિયા દંડ કરું અને તમને મુક્તિ આપું.' ત્યારે મને આ સરળ લાગ્યું.

મેં જાણ્યું, કે 'આ સાહેબ બહુ સારા માણસ છે. આપણે છૂટી જાવ, આ રોજ ખોટી દોડધામ કરવી પડે.' મેં કહ્યું, ઉકેલ આવતો હોય તો ભલે, હવે આ દોડધામ કરવી એના કરતા. એટલે મને મીઠી લાગી આ વાત. મેં કહ્યું, 'સારું ત્યારે, પચ્ચીસને બદલે સો રૂપિયા દંડ કરે તોય આપણે છૂટા થઈ જાવ ને અહીંથી, ભાંજગડ મટી જાય.' એટલે પછી બહાર વકીલ કહે છે, 'એવું ચાલે નહીં. તમારી કંપની છે તે બ્લેક લિસ્ટમાં મૂકાશે.' 'અરરર, આવું બધું છે ? તો તમને શું લાગે છે ?' કહ્યું. ત્યારે કહે, 'ના, આપણે કેસ લઢવાનો.' શું કહે છે ? 'કંપની બ્લેક લિસ્ટમાં જાય.' તે એવું તો આપણાથી થાય નહીં ને ! અમને બ્લેક લિસ્ટની પડેલી નહીં, પણ છતાં કુદરતી રીતે લોકોય એમ કહે ને, 'આવું કેમ કર્યું ? આવું ન થવું જોઈએ.' એટલે આપણે કહ્યું, 'ચાલવા દો.' એટલે મેજિસ્ટ્રેટ સાહેબને 'ના' કહ્યું અમે.

બ્લેક લિસ્ટ થઈ હોત તો બીજી કંપની કાઢત બળી ! પણ પેલાઓએ ના પાડી. 'ચાલવા દો ને કેસ, વાંધો શો છે ? તમે ગુનેગાર નથી તો તમને કોણ નામ દે ?' કહે છે. ત્યારે મેં કહ્યું, 'ચાલવા દ્યો ત્યારે કેસ.' કારણ 'વ્યવસ્થિત'ની બહાર કશું થવાનું જ નથી ને !

## અમે ચાર જ ઉજળિયાત આરોપી

પછી એ કેસ ચાલ્યો. તે અમારે જે જગ્યાએ બેસવાનું હતું ને આરોપીઓને... આરોપીની જગ્યા હોય ને બેસવાની ? તમે જોયેલીય નહીં હોય ! તમે તો અનુભવી તો નહીં, પણ જોયેલીય નથી અને મેં

તો અનુભવેલી છે ! તે અમારી જોડે પાડોશીમાં કોણ બેસનારા ? કપડું જ ના હોય એવા લોકો બધા ! અમે ચાર જ જણે કપડાં પહેરેલા હતા, બાકી બીજા બધા લંગોટીઓ મારેલા હતા. એમને અને અમારે એક જગ્યાએ બેસવાનું. એ અમારી કોમના થયા કે અમે એમની કોમના, પણ થયા ખરા કંઈક ! આ અમે ચાર જ જણ ઉજળિયાત, કારણ કે અમારા જેવા ત્યાં આવે નહીં ને, પૈસા આપીને છૂટી જાય બધા. ઉજળિયાત તો પૈસા આપીને છૂટી જાય ને ? અમે છૂટીએ નહીં. એટલે અમે ચાર જણ સરસ કપડાંવાળા ત્યાં બેઠા હોય. અને બીજા બધા તો કોઈને આટલું જ ધોતિયું, કોઈને આટલું એ, જોડા ના હોય, એ બધા આરોપીઓના ભેગા અમે ચાર. જાણે પાકિસ્તાનના પ્રમુખ ના હોઈએ ? રોફ એટલો બધો ! પેલા બિચારા આઘા થઈ જાય બધા ! અમે આવીએ ને, ત્યારે આરોપી બીજા ખસી જાય.

## ચોરો ભેગું બેસવામાં પણ આનંદ

પછી એ તો બહુ મોટું રામાયણ થયું'તું. તે કેસ આઠ મહિના સુધી ચાલ્યો. અમને તો શીખવાનું મળ્યું છે, એમાં કંઈ નુકસાન ગયું નથી. અમે તો શીખીએ. જ્યાં આગળ જઈએ ને, ત્યાં શીખવાનું મળે. અમને કંઈ નુકસાન થતું નથી. કારણ કે અમે ઉપાધિ માનીએ જ નહીં ને ! ઉપાધિને જ સમાધિ માનતા આવેલા.

ચોરોના ભેગું અમારે બેસવું પડે ને ! તે ત્યાંય પણ આનંદ આવતો'તો. અમારા ભાગીદારને તો જાણે કે લાગતો'તો આનંદ, મારે લીધે એમને આનંદ રહ્યા જ કરે.

## આ પટેલો જોડે ક્યાં ફસાયો ? ઉકેલ લાવો હવે

પછી કેસ તો પેલાની વિરુદ્ધમાં ચાલ્યો. પુરાવા ને એ બધું નહીં, હિસાબ નહીં. તે પછી ધીમે ધીમે કેસ એના વિરુદ્ધમાં ગયો. એટલે મેજિસ્ટ્રેટ સાહેબે પેલાને ખાસ ખબર આપી, પેલાને ફૂંક મારી, કે 'આ કેસ તારી વિરુદ્ધમાં જાય છે. માટે તું સમાધાન કરી લે એમની જોડે.' ત્યારે પેલો કહે છે, 'મારી જોડે તો એ સમાધાન ક્યારેય પણ નહીં કરે.

માટે તમે કરી આપો, સાહેબ.' ત્યારે કહે છે, ''ઉકેલ લાવી નાખ, 'બાપજી, બાપજી' કરીને પગે લાગીને ઉકેલ લાવ.'' પેલો કહે છે, ''મારાથી 'બાપજી' કરીને પગે નહીં લગાય પણ કંઈક તમે રસ્તો કરી આપો, સાહેબ. મારું મન એટલું બધું મજબૂત એવું નથી કે આટલી બધી શક્તિ મારામાં નથી. હું તો નિર્બળ થઈ ગયો છું. હું હેરાન થઈ ગયો. રાતે ઊંઘ નથી આવતી, આ આમની જોડે ક્યાં ફસાયો ? આ પટેલો જોડે. પટેલો જુદી ખોપરીના માણસો છે !'' એટલે એણે કહ્યું કે 'સાહેબ, નિકાલ કરી આપો, કોઈ પણ રસ્તે આનો.'

એટલે સાહેબ સલવાયા, કે 'આ ઉપાધિ ક્યાં આવી પાછી ?' પેલાના પક્ષમાં રહ્યા ને, એટલે સલવાયા. નહીં તો સાહેબને શું લેવાદેવા ?

**પ્રશ્નકર્તા :** હા, નહીં તો સાહેબને શું લેવાદેવા ?

## જ્ઞાની પુરુષની આબરૂ લીધાનો દાવો માંડવાનો છે

**દાદાશ્રી :** એટલે પછી સાહેબે શું કર્યું ? મને બોલાવડાવ્યો. પેલો જાણે, કે 'આ ભાઈ બહુ કૂણા છે એના ભાગીદાર કરતા.' અમારા ભાગીદાર તો બહુ વસમા હતા. તે પહેલા મને એકલો બોલાવ્યો. કારણ કે હું નમ્ર સ્વભાવનો ને, એટલે મને બોલાવ્યો. અમારા ભાગીદાર તો બહુ કડક. તે સાહેબ મને કહે છે, 'આ તમે સારા માણસ, સજ્જન થઈને આ બધું શું ? આ નિકાલ જ કરી નાખો ને, ઊંચું મૂકો ને કેસ.' ત્યારે મેં કહ્યું, 'કરી નાખો. તમને યોગ્ય લાગે તે કરો.' તે પછી અમારા ભાગીદારને બોલાવ્યા. મેં અમારા ભાગીદારને કહ્યું, 'આવું કહે છે.' ત્યારે કહે, 'એ તો હું જઉ છું.' એ જરા મૂળથી ખટપટિયા, તે એમના મોઢામાં થૂંકે એવા. તે ત્યાં આગળ જઈને કહે છે, 'સાહેબ, મારે આ કેસ તો ચલાવવાનો છે પૂરેપૂરો. આ નિકાલ કરવાનો કેસ નહોય.'

પછી સાહેબે અમારા ભાગીદારને કહ્યું, કે 'તમે આને ઊંચું મૂકી દો. આ તમારા જેવા સારા માણસને આ શોભે ? બિનગુનેગાર તરીકે તમનેય મુક્ત કરું છું ને એમનેય મુક્ત કરી દઉ છું.' ત્યારે અમારા ભાગીદાર ટાઈટ થઈને ઊભા રહ્યા. 'એવું નહીં થાય. આ કોને પકડી

લાવ્યા છો તમે ? આ મારી જોડે કોણ છે ? જ્ઞાની પુરુષ છે ! જેના દર્શનથી લોકોનું કલ્યાણ થઈ જાય, એમને માટે આ અનબેઈલેબલ વૉરન્ટ કઢાવ્યા. એ તો મારે આબરૂ લીધાનો દાવો કરવો પડશે. આ કેસમાં તો અમારી ને આ દાદાની છે તે આબરૂ બગાડી, તેના ત્રણ લાખનો દાવો એમનો અને બે લાખનો મારો દાવો છે. અને આ છોકરાંઓનો લાખ-લાખ રૂપિયાનો દાવો છે. આટલા દાવા માંડવાના છે, આબરૂ લીધા બદલના.' એટલે પેલાને ગભરામણ થઈ ગઈ. કારણ કે પેલાએ કહ્યું, કેસ વિરુદ્ધમાં જાય છે. પછી ત્રણ લાખમાંથી એ પચાસ હજારેય કરે કે ના કરે, બળ્યા ! આ અમારા ભાગીદારે રેચ આપ્યો એને. એટલે પેલો મેજિસ્ટ્રેટેય મનમાં એ થઈ ગયો કે મારો હારો ઉકેલ લાવવો જોઈએ આનો.

## જેલમાં જવા પણ તૈયાર

પછી પેલા મેજિસ્ટ્રેટે જાણ્યું કે આ કઠણ છે, પેલા પટેલને બોલાવો. તે મને બોલાવવા આવ્યા. મને કહે છે, 'આ તમારા ભાગીદાર આવું બોલે છે. શું કરશો તમે આને ? આ તો એનો નિવેડો લાવવો જોઈએ અને હું તમને ઊંચો મૂકી આપું કેસ.' ત્યારે મેં કહ્યું, 'અમારા ભાગીદાર શું કહે છે, એમને પૂછો એકવાર.' ત્યારે કહે, 'એ તો ના પાડે છે.' ત્યારે મેં કહ્યું, 'મારાથી કેમ થાય ? ભાગીદારીમાં પાર્ટનરશિપમાં કરેલું હોય તે એક મતે, તો મારાથી થાય જ નહીં ને.' ત્યારે કહે છે, 'આનું સારું પરિણામ નહીં આવે. કારણ કે હજુ તમને જેલમાં ઘાલવાની સત્તા છે મારા હાથમાં.'

એટલે સાહેબે પછી છેલ્લું હથિયાર વાપર્યું. સાહેબ શું કહે છે ? 'આ કેસ હજુ મેં કાઢી નાખ્યો નથી, આ કેસ મારી સત્તામાં છે.' એટલે જે બાજુનો મારે ચુકાદો આપવો હોય તે આપી શકું. એટલે અમારા ભાગીદારના મનમાં એમ થયું કે વળી આ શું કહે છે પાછું નવું ? ત્યારે કહે છે, 'સાહેબ, શું કરવાનું ?' ત્યારે કહે, 'છ મહિનાની જેલ કરી દઉં છું. પછી તમારે આગળ લડવું હોય તો લડજો.' ત્યારે કહે, 'હમણે જ આપો ને, સાહેબ, આ દાદા તૈયાર જ છે જેલમાં જવા માટે.

હમણે જ જેલ ઉઘાડો. બિલકુલ રેડી જ થઈને આવ્યા છીએ, ઘેર કહીને આવ્યા છીએ. આ અમારા ભાગીદાર કે દહાડાના કહે છે, કે આ બહાર ફર્યા કરતા અહીં કંઈ રૂમ મળે તો બહુ સારું, પોલીસવાળા વાસી આપે એવી કંઈ રૂમ મળી જાય તો બહુ સારું.' એટલે મેજિસ્ટ્રેટ ગભરાયો, કે 'આ જેલમાં જવા તૈયાર થાય છે, એવા માણસ તો દુનિયામાં મેં જોયા જ નથી ! હવે આ તો માથે પડ્યા.' એટલે દાણો દબાવી જોયો તો ખરો પણ એનું કશું વળ્યું નહીં. અમારા ભાગીદાર શું કહે છે ? 'હમણે જ સાહેબ ખુલ્લું કરી આપો, અમારા ભાગીદાર તૈયાર છે અને જોડે મને કહેતા હોય તો હું પણ જોડે જઉ.'

## ભગવાનનાય માથે પડેલા

એટલે પાછું મેજિસ્ટ્રેટને થયું, 'આ કઈ જાતના લોક, આ જેલમાં પેસવા તૈયાર થાય છે !' અલ્યા મૂઆ, માથે પડેલા, ચક્કર ! સરકારના હઉ માથે પડેલા, માથે પડેલાને શું કરે ? એવું છે, આ તો જ્ઞાન છે તે જ્ઞાન હોવું જોઈએ. અને નહીં તો આબરૂદારને તો મનમાં ને મનમાં, 'હવે લોક શું કહેશે, લોક શું કહેશે ?' અલ્યા મૂઆ, લોકને આનંદ થશે. લોકને આનંદનો દિવસ ના આવે ? કેટલો બધો આનંદનો દહાડો ! લોક આ ખોળતા હોય કે ક્યારે આમનું કંઈક નીકળે, નહીં ? એ લોકેય હસે ને પાછો હુંયે હસવા લાગું. કારણ કે લોક હસે ત્યારે હું શું કરવા રડું ?

એટલે સાહેબ ગભરાયો કે 'મારું હારું, આ નાગા લોકો ક્યાં માથે પડ્યા આ ?' કારણ કે એ કર્યા પછી અમે કંઈ છોડીએ કે ? અમારા ભાગીદાર કંઈ છોડે એવા નહોતા. મેજિસ્ટ્રેટના બાપનેય છોડે એવા નહોતા, ખોટું કરે તો ! સાચું કરતા હોય તો આપણાથી બોલાય જ નહીં, પણ સાવ ખોટું કરે તો છોડીએ નહીં.

## આપણી લાઈન તો નિવેડો લાવવામાં

તે સાહેબે જાણ્યું કે કોઈ રસ્તે આમની પાસે પહોંચી વળાય નહીં. સાહેબ વિનંતી કર કર કરે. કહે છે, 'હું વિનંતી કરું છું અને આમ ને તેમ.' વિનંતી કરી સાહેબે, કારણ કે પેલો બહુ ચોંટી પડેલો. પેલો આખો

દહાડો ઘેર ને ઘેર બેસે. 'આ પટેલો મને મારી નાખશે, મને છોડાવડાવો. આ બહુ મોટો ફસાયો છું', કહે છે. 'આ ખુમારીવાળા પટેલો છે, છોડશે નહીં, અને ક્ષત્રિય...'

ઑફિસર વર્ગ, પોલીસવાળો વર્ગ બધા એના તરફે જ બધું. પણ ન્યાય છે ને ! ન્યાય તો એક બાજુ જયા વગર રહે જ નહીં ને ! ચાલે જ નહીં ને ! પછી બહુ એ કર્યું ને, એટલે અમારા ભાગીદારને કહ્યું, 'આપણે ક્યાં એની પાસે દાવો માંડીએ, અને રૂપિયા લઈને તમે શું કરશો એ રૂપિયાને ? મેલોને છાલ હવે, મૂકી દો ને અહીંથી.' અને મેજિસ્ટ્રેટે કહ્યું, 'માનભેર, સંપૂર્ણ માન સહિત, તમે જીત્યા છો એવી રીતે. ફક્ત આગળ લડવાનું નહીં તમારે.'

પછી છે તે અમારા ભાગીદારને મેં કહ્યું, 'બે લાખ વખતે આપ્યા, તેથી તમને સંતોષ થશે ! પણ આ આપણી લાઈન છે ? આપણી લાઈન તો નિવેડો લાવવામાં. આપણે પ્રગતિ માંડીએ, નહીં તો આ તો અહીં જ ગૂંચાયા કરવું પડે. જો પ્રારબ્ધ આપણને યારી આપે છે, આનાથી છુટકારો થાય છે, તો છુટકારાનો દુરુપયોગ ના કરવો. બે લાખ લઈને આપણે શું કરવા છે ? બે લાખ આપે તેથી સંતોષ થશે ?' ત્યારે કહે, 'ના, આબરૂ કેમ લીધી ?' મેં કહ્યું, 'અરે, આવી આબરૂ તો અમારી બહુ લોકોએ લીધેલી છે અને પછી આપણે તેના તે જ છીએ. આબરૂ બહુ વખત ગઈ પણ આપણે તેના તે જ છીએ. આ નિકાલ કરી નાખો, આપણને આ ના શોભે. આપણે ક્યાં દાવા માંડવા જઈએ અને આ ભાંજગડ ક્યાં આગળ ?' ત્યારે કહે, 'ના, હવે ના છોડશો. આ ગુનેગારને ફરી ગુનાની ટેવ જશે નહીં. અને ટેવ વધી જશે એની. માર ખાવા દો એક ફેરો.'

## પહેલા રિહર્સલ થયેલું હતું તે જ આજે થાય

પછી મેં કહ્યું, 'ઊંચું મૂકી દો ને.' ત્યારે કહે, 'ના, ના, હવે તો એમને એ જ કરવાનું.' મેં કહ્યું, 'આ ઉપાધિ શું કરવા વહોરો છો ?' તો કહે, 'ના, એ તો એને શિખવાડવાનું છે.' મેં કહ્યું, 'એ ક્યાં સુધી શિખવાડવા રહીશું આપણે ? અને કેટલાક જણને શિખવાડીશું આપણે ?

આપણે જ શીખી લો ને, એના કરતા.' તે ના માન્યું. એ તો કહે, 'શિખવાડવાનું.' એ બહુ કડક હતા. એટલે પછી સાહેબે છે તે પછી પેલાને બહુ ઠપકાર્યો અને બહુ એ કર્યું. એટલે માફી માગવા આવ્યો. એટલે મેં અમારા ભાગીદારને કહ્યું, 'ઊંચું મૂકી દો ને, આપણે નથી રૂપિયા જોઈતા. આપણે એની પાસે કંઈ એવું જોઈતું નથી. જો માફી માગે છે, બિચારાને જવા દો ને ! લેટ-ગો કરો. ફરી ફરી આવવાનો નથી. આપણો પૂર્વભવનો હિસાબ હતો, તે આ ફેરો એ આજ જામ્યું. આ કોઈ પણ વસ્તુ જામે ક્યારે ? પૂર્વભવનો હિસાબ હોય તો, નવા હિસાબથી જામે નહીં. માટે હિસાબ ચોખ્ખો થયો આપણે. આપણો હિસાબ હતો એટલે પતી ગયો આની જોડે. આની જોડે પૂર્વનો હિસાબ હતો. આ કંઈ નવું થયું નથી. આ તો રિહર્સલ થયેલું હતું તે થાય છે.' શું ? જેનું રિહર્સલ કરેલું છે, તે જ આ થાય છે.

એટલે મૂળ અમારે અધ્યાત્મ તરફના ને, એટલે પાછા તરત માની જાય એ. એટલે પછી પેલા એમને 'હા' પાડીને છૂટી ગયા અમે. ટૂંકમાં, આ રીતે બનેલું બધું આવું. આવું બન્યા કરે કોઈ કોઈ વખત, પણ તેનો વાંધો નહીં આપણને.

## જ્ઞાન પછીય નીકળ્યો ભરેલો ખુમારીનો ચારિત્રમોહ

હવે અમે કંઈ ગુનો કર્યો કહેવાય ?

**પ્રશ્નકર્તા :** હેરાન થવાનું આવ્યું એટલું.

**દાદાશ્રી :** કશું હેરાન થવાનું નહોતું...

**પ્રશ્નકર્તા :** આવવા-જવાનું ને એ બધું.

**દાદાશ્રી :** ના, કશું હેરાન નહીં. ધંધા માટે નહોતા જતા ?

**પ્રશ્નકર્તા :** જતા'તા ને, હા, બરાબર છે. એ તો મનની વાત રાખી, બરાબર.

**દાદાશ્રી :** અને આય મનની જ વાત હતી ને ! પેલોય ફજેતો અને આય ફજેતો.

જ્ઞાન તો થયું પણ ચારિત્રમોહ રહ્યો ને, હજુ. એટલે જે ભરેલો માલ છે એ તો કંઈ જતો રહ્યો ?

**પ્રશ્નકર્તા :** એટલે એ તો બરાબર...

**દાદાશ્રી :** ૧૯૫૭માં જે નીકળતો'તો, તેનો તે જ ૧૯૫૮માં નીકળે. જ્ઞાન થયા પછીય. પણ આ ચારિત્રમોહ કહેવાય અને પેલો છે તે આખો મોહ કહેવાતો'તો. અને તેય કોઈ હિસાબમાં જ ના આવે ને ? મોટો પ્રધાન હોય કે ગમે તે હોય.

**પ્રશ્નકર્તા :** હા, કોઈ ના આવે, બરોબર છે. એ તો સાચી જ વાત છે ને, દાદાજી ?

**દાદાશ્રી :** પણ શબ્દો જે બોલ્યા તેવું ન હોવું જોઈએ. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** હા, જે આમ આમ કીધું...

**દાદાશ્રી :** સમભાવે નિકાલ થયેલો નહીં. અસલ તે અસલ સ્વભાવ પર પહોંચી ગયેલા. એટલે સુધી બોલવું પડ્યું કે 'ભગવાનને પણ પાછા કાઢું !' એ ખુમારી જુદી ને ! ત્યારે અમારી ખુમારી તો ખરી ને ! અને ખુમારીનું ફળ મળ્યું ને પણ !

**પ્રશ્નકર્તા :** પણ એ તમારી ક્યાં ખુમારી હતી, દાદા ? તમે તો પાંચ રૂપિયા વધારે કીધા.

**દાદાશ્રી :** પણ એવું બોલાય નહીં આપણાથી. વહેવારમાં પદ્ધતસર બોલવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** અહંકાર એ. હા, થોડી ખુમારી.

**દાદાશ્રી :** એ પાછલો ભરેલો ખુમારીવાળો માલ.

## રાગ-દ્વેષ નહીં પણ સમભાવે નિકાલ નહોતો થયો

પણ જો સમભાવે નિકાલ કર્યો હોત તો પતી જાત બધું. પણ આ નાટક થવાનું હોય એનું શું ? પણ પછી નામ દેવા નથી આવ્યો હં,

પછી ચકલુંય ફરકવા નથી આવ્યું. પછી એ કપચી લીધી નહીં તોય કશું બોલ્યો નથી. એ લીધી જ નહીં અમે. પછી એય ફફડી ગયો કે આ તો માથાના છે.

**પ્રશ્નકર્તા :** અને એ પણ સમજ્યો કે આ તો સજ્જન માણસો છે.

**દાદાશ્રી :** 'સજ્જન' શબ્દ તો એની ડિક્ષનરીમાં જ નહોતો.

**પ્રશ્નકર્તા :** ના, પણ તોય દાદાજી, ખબર પડે પછી કે આમણે...

**દાદાશ્રી :** ના, ખબર પડે તોય એને તો ગમતા જ નહોતા સજ્જન. એટલો બધો એ હતો.

**પ્રશ્નકર્તા :** પણ તોય દાદાજી, આપનો ચોક્કસ પ્રભાવ પડ્યો હશે. તમારો પ્રભાવ ના પડે એવું બને નહીં !

**દાદાશ્રી :** બીકનો જ પ્રભાવ પડેલો.

**પ્રશ્નકર્તા :** હા, એટલે પ્રભાવ પડ્યો પણ એમ.

**દાદાશ્રી :** બીકનો જ, કે મારી નાખશે આ તો બાકી.

**પ્રશ્નકર્તા :** ભારે છે, એવું સમજ્યો. શેરને માથે સવા શેર છે, એમ સમજ્યો.

**દાદાશ્રી :** આ કૉર્ટમાં આ પટેલો આવી રીતે આજે જ આવ્યા છે, આ તો મારી નાખશે મને. તે આમને કબજામાં ક્યાં લીધા ? વિચારવું'તું ને, કે આ પટેલો કેવા છે તે ?

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે.

**દાદાશ્રી :** આપણને મનમાં ગ્રજ (વેરભાવ) ના હોય. આપણે તો બિચારાને...

**પ્રશ્નકર્તા :** આપણે ડબલ ખોટ ક્યાં ખાવી ?

## કોઈથીય ન ભડકે, જ્ઞાન થયું ટેસ્ટેડ

**દાદાશ્રી :** અમારા ભાગીદાર ના છોડે. ભાગીદાર કહે છે, 'તમે લેટ-ગો ના કરશો.' મેં કહ્યું, 'લેટ-ગો કરો ને, છાનામાના. આપણો આ ધંધો નહીં.' ત્યારે કહે, 'મારા પરિણામ બદલાયા, ઊલટું જ્ઞાન વધારે જામ્યું, આ અહીં આવવા-જવાથી જ્ઞાન જામ્યું.' શું ?

**પ્રશ્નકર્તા :** જામી ગયું. તે પ્રસંગોપાત જ જામે ને, બરાબર છે. હા, પ્રસંગ જ જોઈએ.

**દાદાશ્રી :** ૧૯૫૮માં જ્ઞાન થયું અને ૧૯૫૯માં ટેસ્ટેડ થયા. એવું છે ને, સરકારેય આ લોખંડ અનૂટેસ્ટેડ નથી વાપરતા. સરકાર સ્ટીલ, લોખંડ-બોખંડ બધું ટેસ્ટેડ વાપરે છે. તે અમારે તો માલ બધો લોખંડનો વાપરીએ છીએ ને, તો ટેસ્ટિંગના સર્ટિફિકેટ લઈ જવા પડે, ટુકડા કઢાવીને. અનૂટેસ્ટેડ તો લોખંડેય નથી ચાલતું તો આ માણસ ક્યાં સુધી ચાલશે ? માણસ ટેસ્ટેડ ના જોઈએ ? અનૂટેસ્ટેડ ચાલતા હશે ?

અત્યારે મને કોઈ ગમે તેવો આવે, ભો નહીં ને ! પોલીસવાળો આવે, તો 'આવો, બેસો બા.'

એટલે તમેય આખા બ્રહ્માંડના રાજા થઈ જાવ, જેમ દાદા બ્રહ્માંડના રાજા છે !

**પ્રશ્નકર્તા :** એ હારું ગમે એવું છે પછી.

**દાદાશ્રી :** હં... આ પ્યાદાની મહીં ક્યાં સુધી પડી રહેવું, એ બધા પ્યાદા કહેવાય. પોલીસવાળો આવે, 'ચંદુભાઈ કોણ છે' એમ પૂછે ને, તે પહેલા તો ચંદુભાઈને આમ આમ થઈ જાય, કે પોલીસવાળો, પોલીસવાળો. મેર ચક્કર, એ નહોય વાઘ ! આમ શાનો ચમકે છે તે ? આ પ્યાદા કહેવાય. જે આમ આમ થઈ જાય ને, પોલીસ... અરે મૂઆ, પોલીસ માણસ જેવો માણસ દેખાય છે. એ બિચારો નોકર છે, એમાં તું શું કરવા ભડકું છું તે ? એ નોકર નહોય બિચારો ? દયા ખાવા જેવો.

## તૈયાર થઈ જાવ, ગમે તે પરિસ્થિતિ માટે

ગમ્યું કે અહીં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ શાથી પોલીસવાળાનું રામાયણ સંભળાવ્યું ? આ દુનિયા છે, વખતે તમારે એવું આવી પડે તો સમજાય.

એટલે બધી પરિસ્થિતિ માટે તૈયાર થાવ. ગમે તે પરિસ્થિતિ આવે. કારણ કે એ બધું વ્યવસ્થિત છે ને ! વ્યવસ્થિતની બહાર નથી ને, કશું ? હવે સમભાવે નિકાલ તો કરવો પડે ને ? તો શું જવાબ આપીએ એને, એ વૉરન્ટ લઈને આવ્યો હોય તો ? એ જાતે લઈને આવ્યો છે ? એનેય 'બાય ઑર્ડર', કો'કના ઑર્ડરથી.

**પ્રશ્નકર્તા :** એના હાથમાંય કંઈ નથી.

**દાદાશ્રી :** એનેય 'બાય ઑર્ડર.' અને પેલો ઑર્ડર કરનાર સાહેબના હાથમાંય કંઈ નથી. બધું કર્માધીન, આપણેય કર્માધીન.

## એક પરમાણુ હલવું ન જોઈએ, થાવ નિર્ભય-સ્થિર

**પ્રશ્નકર્તા :** આમાં તો દાદાજી, અંદરનું પરમાણુ ક્યાંય હલવું ન જોઈએ, એ જ વાત છે ને મુખ્ય ?

**દાદાશ્રી :** બસ એટલું જ, એક પરમાણુ હાલવું ના જોઈએ. એ જ વાત હોવી જોઈએ. જગત આખું ભડકીને પરસેવો હઉ થઈ જાય, વગર ઉનાળે ! શિયાળાને દહાડે પરસેવો થાય. શિયાળાને દહાડે થાય પરસેવો ?

**પ્રશ્નકર્તા :** થાય, થાય, દાદાજી. થાય એવો થાય કે વાત મૂકી દો, કપડાં બધા નીતરી જાય.

**દાદાશ્રી :** મારી-ઠોકીને કડક કરું છું ને, મારી જોડે બેસી રહેલા બધાને ? આમથી આમ અથાડું, આમથી આમ.... દુનિયામાં ભય રાખવા

જેવી ચીજ જ ક્યાં છે ? કોઈ પણ પ્રકારનો ભય ના રહેવો જોઈએ. ભય છે ત્યાં સુધી શું પામ્યા જ છે તે ? હવે તમને તો જ્ઞાન મળ્યા પછી ભય ઉત્પન્ન થાય તો તમારે એને જ્ઞાને કરીને ફેરવી નાખો એટલે નીકળી જાય. આત્માને ભય શો ? આત્માને કોઈ ચોરી જવાની વસ્તુ નહોય એ. એને કોઈ ગોળીબાર કરી શકે નહીં. એને કોઈ કશું કરી શકે નહીં. એને ભય ક્યાં રહ્યો ? ત્યારે કહે, 'લૂંટાઈ જવાનો ભો ?' તો પણ 'આ આને છે, ગજવાને છે ને ?' એના માલિક તમે થયા છો એમ ને ? એ જાણે કે ચિંતા-ઉપાધિ કરીએ તો પછી ના લૂંટે. તારા મોઢે ઉપાધિ જોઈને તો વહેલો લૂંટશે, મૂઆ. મારી મારીને દમ કાઢી નાખશે.

આપણે સ્થિર હોઈએ ને, તો દુનિયામાં કોઈ શક્તિ આપણું નામ દે એવી નથી ! આપણે સહેજ હાલ્યા તો બીજી બધી શક્તિ ખઈ જાય. આપણે હાલવાની જરૂર નથી.

❖❖❖❖❖

# [૧૩]
# સરકારની ખોટી કનડગત અને દંડ વખતે...

## [૧૩.૧]
## એક લાખ સાંઈઠ હજારનો દંડ

### દાવો માંડે જ નહીં, જતું કરે

**પ્રશ્નકર્તા :** આપને સરકાર સાથે કોઈ વખત ઘર્ષણમાં આવવું પડ્યું'તું ?

**દાદાશ્રી :** હા, આવેલા મહીં, તે ધંધામાં દાવો માંડવો પડેલો એ એક જ. બીજે બધે તો દાવો માંડવો પડે એમ હોય તોય જતું કરેલું. અમે તો દાવો માંડીએ જ નહીં બનતા સુધી. કારણ કે હું હંમેશાં એક રાખતો'તો, કે તમારે અને મારે કંઈ ભાંજગડ પડી, એટલે દસ હજાર તમારી પાસે રહે તો મને વાંધો નહીં, પણ તમારા પાંચ હજાર મારી પાસે આવે એ વાંધો. શાથી ? પછી તમે છે તે બોલાવો પેલા આર્બિટ્રેટરને. અને આર્બિટ્રેટર મારે ત્યાં આવે, 'ચોપડા જોવાના છે પેલા.' ત્યારે હું કહું, કે 'ભઈ, સાડા બાર તો થયા છે, કાલે આવજો.' તો એવું ચાલે નહીં ને આર્બિટ્રેટરને. ઉપકારી ગણાય. આર્બિટ્રેટરને બોલાવું એવું મારી જિંદગીમાં મેં કોઈ દહાડો કર્યું નથી. હું આર્બિટ્રેટરને બોલાવું નહીં. એ ડખો કોણ ઊભો કરે પાછો, આપણો વગર કામનો શેઠ ! એના કરતા ભાગીદાર સારો છે, એ દસ હજાર ખાઈ જાય તો વાંધો નહીં ! આર્બિટ્રેટર

પાછો શેઠ થાય. પાછી ચા મૂકવી પડે એમના હારુ, કટાઈમે. મેલ પૂળો, પાંચ હજાર બચાવવા માટે આમને બોલાવ્યા ? આ આને ? આબરૂ લેવા માટે ? ભાગીદારની પરવશતા સારી, આર્બિટ્રેટરની પરવશતા ખોટી.

છતાંય જિંદગીમાં એક આર્બિટ્રેટર મળ્યા'તા. તે ધંધામાં તો મળે જ ને, પાછા. નહીં ? છૂટકો છે ?

## સારું કામ કર્યું છતાંય થયો દંડ

**પ્રશ્નકર્તા :** દાદા, કેમ દાવો માંડવો પડેલો ?

**દાદાશ્રી :** એ તો અમારે ત્યાં એક ફેરો એવું બન્યું, કે અમે આ તારાપુરમાં એટૉમિક એનર્જી છે ને, તેની શરૂઆતમાં એનો રોડ અમે બાંધેલો, ફર્સ્ટ રોડ, ૧૯૬૧માં. તે બહુ સારું કામ કર્યું'તું, ત્યાંનું એટૉમિક એનર્જીનું. છ-સાત લાખ રૂપિયાનું કામ હતું. કનુભાઈને કામ આપવા માટે રાખેલું. અને કનુભાઈ કહે છે, 'તમે રહેશો તો જ હું કામ કરીશ, નહીં તો નહીં કરું.' એટલે હું રહ્યો ત્યાં આગળ. એ કામ છે તે એટલું બધું, તે આ કેન્દ્ર સરકારનું. તે દરેક માટીના લેયર છે તે એનાથી હાઈ લેવલના માટીના લેયર, તે બધા જ છે તે દસ ટનના રોલરથી ફેરવીને બધું કરવાનું. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** કોમ્પ્રેસ. હા, કન્સૉલિડેશન.

**દાદાશ્રી :** પાણી નાખીને, મહીં હોલ પાડે ને, તો પાણી જ ના જાય એવું કરી આપ્યું. તે કર્યું બધું, એટલે માટીકામ ને એ બધું કરતા કામ વધી ગયું. કામ વધી ગયું એટલે એનું એક્સટેન્શન આપતા ગયા અમને. તે બાર મહિનાનું કામ હતું, તે બીજા બાર મહિના થયા. એમણે એક્સટેન્શન આપ આપ કર્યું. એક્સટેન્શન આપ્યું એટલે છેલ્લા એક્સટેન્શનથી કામ પૂરું થયું એ.

તે તારાપુર એટૉમિકનું કામ કસી કસીને લીધેલું અને બધાએ સંપીને કામ કર્યું. ઠેઠ સુધીના ઑફિસરોએ 'સારું કામ કર્યું' એવા

અભિપ્રાય આપેલા. મેં કહેલું, કે 'તમારી ઈન્ડિયન ગવર્મેન્ટ છે તો આપવા-લેવાનું કંઈ છે ?' તો કહે, 'ના.' તો અમે કહ્યું, 'આપણે સોળ આની નહીં, સત્તર આની કામ કરો.' અમે નક્કી કરેલું કે એક ગુણી પણ ખોટો સિમેન્ટ વાપરવો નહીં, માલ ચોખ્ખે ચોખ્ખો વાપરવો.

પછી કામ પૂરું થયું ને, પછી એ લોકો એમાં ખોળાખોળ કરવા માંડ્યા અને એક લાખ સાંઈઠ હજારનો દંડ કર્યો. કારણ બતાવ્યું કે કામ મુદત કરતા મોડું કર્યું છે. એક વર્ષની મુદત લખેલી એમણે અને કામ વધાર્યું તેમ મુદત વધારે આપતા ગયા ને પછી શું કહ્યું, કે અમે મુદત તો આપી પણ તમે આ કામ મોડું કર્યું તેથી આટલો દંડ ભરવો પડશે. આવો તો ખોટો દંડ કોઈ ના કરે. પણ આમણે દંડ મૂક્યો, તે વખતે અમારા એક લાખ સાંઈઠ હજાર જેટલા પૈસા જમે પડેલા તે દંડમાં ભરાઈ ગયા, તેથી અમારે તો બધું સરભર થઈ ગયું.

## ક્ષત્રિય, ખુલ્લો વ્યવહાર તે ઑફિસરને ચઢી રીસ

હવે એ દંડ થવામાં અમારી થોડી ભૂલ હતી. અમારા ભાગીદાર છે તે ચીફ એન્જિનિયરને કડવું ઝેર જેવું લાગે, એવું કંઈક બોલેલા. કારણ કે ત્યાંનો ચીફ એન્જિનિયર બહુ કડક હતો અને પૈસા-બૈસાની જલદી પતાવટ નહોતા કરતા. તે આપણે કેટલાક વ્યાજે લાવીએ ? એટલે અમારા ભાગીદાર જરાક કડક બોલ્યા. ભાગીદારે એમને કહ્યું, 'સાહેબ, તમને બ્લડ પ્રેશર છે ?' આવો તો અમારો વ્યવહાર, ખુલ્લંખુલ્લું કહી દે, તેનું ફળ પેલો દંડ આવ્યો. એટલે દંડ કર્યો તે વ્યવહારથી કરેલો. અમારો વ્યવહાર મૂળથી વાંકો હતો. આવો અમારો વ્યવહાર કે પેલા એન્જિનિયરને કહેલું, 'સાહેબ, તમને બ્લડ પ્રેશર થયું છે કે', તે પછી સાહેબે દંડ ઠોકી દીધો. જેની પાસે કમાવા જવાનું ત્યાં અવિનય ના થાય. અમે પણ કામ પર એક એન્જિનિયર સાહેબને ખૂબ ટૈડકાવેલા અને આ તો કોન્ટ્રાક્ટનો ધંધો, ત્યાં તો ટૈડકાવો તો ચાલે નહીં. વ્યવહાર આવો આવ્યો તેથી અમે નક્કી કર્યું, ઑફિસરો જોડે શબ્દ ગળવો પણ અવળો શબ્દ ના નીકળવો જોઈએ.

અમારે ત્યાં તો હવે વિનય ને કાયદા કર્યા, નહીં તો સાહેબને

જ કાઢી મેલતા. તે ક્ષત્રિય ખાતું ને, પૈસો ભેગો થાય નહીં. વણિક થાય તો પૈસો ભેગો થાય.

અમારા ભાગીદાર કાન્તિભાઈ મૂળથી કડક બહુ. તે પેલો કેન્દ્ર સરકારનો ચીફ એન્જિનિયર આવ્યો ને, એની જોડે કંઈક કડકાઈથી બોલી ગયા. એટલે આ સેન્ટ્રલ ગવર્મેન્ટના જે એન્જિનિયરો હોય ને, માથાના ફરેલ. એટલે એણે મનમાં રાખ્યું, કે 'આ પટેલ મારી પર જોશથી બોલી ગયો છે. હવે તો ખેદાન-મેદાન કરું. આને સીધો કરી નાખવો પડશે.' તે હારા બહુ હેરાન કરતા'તા. હું ડાહ્યો હતો ને, તે જેમ તેમ કરીને પાર પાડ્યું. તોય એક ફેરો હુંય વઢી પડ્યો'તો, એન્જિનિયરના જોડે. એટલે જેમ તેમ કરીને આ કામ પાર પાડ્યું'તું. કારણ કે પૈસા લે નહીં એ લોકો. આપણે પૈસા આપીએ નહીં. જેમાં ને તેમાં તોફાન, તોફાન ને તોફાન ! ઠેઠ ઍસ્ફાલ્ટના* રોડ બનાવવાના ને એ બધું જ હતું, નાળા-બાળા.

## ઘાટમાં લેવા ચીફ એન્જિનિયરે કર્યો ખોટો દંડ

એટલે એણે ઘાટમાં લીધા પછી. એનાથી જે ના કરાય એવું એણે કર્યું. તે અમારા પર એક ચાર આનાય દંડ ના કરી શકાય, પણ એણે આ કંપની આખી ઉડાડી મારવા માટે પ્રયત્ન કર્યો. ચીફ એન્જિનિયરે મનમાં નક્કી જ કરેલું, કે 'હવે આખી કંપની જ ઉડાડી નાખવી.' એમને એમ કે આ કંપની ભીડવાળી છે, બેંકમાં કશું છે નહીં. ને અમારી ભીડમાં અમને દબાવે તો અમે દુનિયામાંયે કોઈની શ્રીમંતાઈ ના હોય તેવી બતાવીએ. તે પછી એક લાખને સાંઈઠ હજારનો દંડ કર્યો. કામ છ લાખનું અને એક લાખ ને સાંઈઠ હજારનો દંડ કર્યો એણે, એક વર્ષ મોડું થયું તે બદલ. એક વર્ષની મુદત હતી, તેને બદલે એક વર્ષ વધારે થયું. એમણે એટલી કામગીરી વધારે કરાવી. એક્સટેન્શન પણ પોતે આપ્યા. તેઓ એક્સટેન્શન આપતા જાય અને અમે કામ કરતા જતા'તા. એક વર્ષ વધારે થયું તેનું. અને તોય છે તે પછી એમણે એક લાખ સાંઈઠ હજારનો દંડ કર્યો'તો, ૧૯૬૧માં. અમારું બિલ બંધ રાખ્યું

*ઍસ્ફાલ્ટ - સડક પર પાથરવા માટે ડામર-રેતી

આપવાનું. હવે ૧૯૬૧માં તો પૈસા તે ઘડીએ મોંઘા હતા, અત્યારે ૧૯૮૧ જેવા નહોતા. અને તે અમુક એમના જ કારણોથી એમણે મુદત આપેલી હતી. મુદત આપેલી તોય દંડ કર્યો.

અને એક્સટેન્શન આપ્યા પછી કંઈ આપણી જવાબદારી રહે છે ?

**પ્રશ્નકર્તા :** જરાય નહીં.

**દાદાશ્રી :** હવે પછી એણે કાગળ લખીને મોકલ્યો, કે 'આ કામ આટલી મુદતનું હતું અને તમે મોડું કર્યું. માટે તમારો દંડ એક લાખ ને સાંઈઠ હજાર રૂપિયા કરવામાં આવે છે.' હવે અમારા પૈસા ડિપૉઝિટ સાથે એટલા જ બાકી, વધારે નહીં. ડિપૉઝિટના સાંઈઠ હજાર ને લાખ રૂપિયા...

**પ્રશ્નકર્તા :** બીજા.

**દાદાશ્રી :** એટલે એણે તો માંડવાળ જ કરાવડાવી મારા હારાએ ત્યારે તો. કશું આપણે તો જાણે લેવાનું ના હોય એવું, 'દંડ કરવામાં આવે છે.' એટલે લોચો તો પડે ને ? તે આટલું ગજું નહીં, અમારી કંપની એવી મોટી નહીં. અમારી કંપની તો જરા ઘસાઈ ગયેલી, ઘસાતી ઘસાતી એ થયેલી. તેથી અમે દોઢ લાખ ખમી શકીએ નહીં. તમને સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** હા, બરાબર.

## દંડના કાગળ વખતે જોવા મળી અદ્ભુત દશા

**દાદાશ્રી :** એટલે પછી ત્યાં કાગળ આવ્યો મુંબઈ, એટલે મુંબઈથી એના બાપુજી (કાન્તિભાઈ) કહે છે, 'જા, દાદાજીને દેખાડી આવ, વડોદરા.' એટલે પછી એનું કાગળિયું અમારા ભાગીદારે ત્યાં વડોદરા મોકલી આપ્યું. બનતા સુધી મોકલે નહીં મને, નાનુંસૂનું હોય તો. પાંચ-પચ્ચીસ હજાર કે એવું તેવું હોય તો. પણ આ મોટું હતું એટલે એ મૂંઝાયા. એટલે કાગળિયું મારે ત્યાં મોકલી આપ્યું. એટલે ભાગીદારના દીકરા દંડનો કાગળ લઈ વડોદરા આવ્યા અને પછી મને આ વાંચવા આપ્યું.

હવે હું તો આ જ્ઞાનવાળો માણસ. આ તો ૧૯૫૮માં જ્ઞાન થયેલું અને ૧૯૬૧માં આવું થયેલું. હું તો જ્ઞાની પુરુષ, તે વાંચીને પછી મેં કહ્યું, 'બરોબર છે આ.' એટલે મેં પછી કાગળ મૂક્યો ને પછી ચા પીવા માંડ્યો પાછો, કશું જાણે બન્યું જ ના હોય એવું. એટલે મારી સામે મારા મામાના દીકરા અને એમના એક ભાગીદાર બે જણ બેઠેલા. એ બેઉ કન્ટ્રાક્ટનો ધંધો કરે. તે બે બેઠેલા. એટલે પછી એને બાજુએ મૂકી અને પેલા લોકો જોડે વાતો કરવા માંડ્યો. એટલે પેલા બધા કહે છે, 'કંઈનો કાગળ હતો ?' મેં કહ્યું, 'આ તો મુંબઈથી આવ્યો છે.' ત્યારે કહે, 'પણ શું હકીકત છે ?' મેં કહ્યું, 'કશુંય નહીં, અમારે કોન્ટ્રાક્ટનું જે કામ રાખેલું છે ને, એ સાહેબે દંડ કર્યો છે.' ત્યારે કહે, 'કેટલો દંડ કર્યો છે ?' મેં કહ્યું, 'લ્યો વાંચો.' ત્યારે મારા મામાના દીકરા કહે છે, 'આ તો વાંચતાની સાથે જ મરી જવાય, આટલો બધો દંડ ?' એમને તાવ ચડી ગયો ! પછી એમના ભાગીદાર કહે છે, 'આ રાવજીભઈ તો એક કલાકેય જીવે, પણ હું તો એક મિનિટેય ના જીવું. તરત હાર્ટ ફેલ થઈ જાય મારું. તમને દાદાજી કશું નથી થતું ?' શું કહે છે ? પેલા એમના ભાગીદારે કહ્યું, કે 'હું અહીં ને અહીં ખલાસ થઈ જઉ.' પેલા કહે છે, 'મને તાવ ચડી ગયો.' 'અલ્યા, મારે ત્યાં થયું તેમાં તને શેનો તાવ ચડ્યો ?' કહ્યું. 'ના, પણ આવું અમને થાય તો અમારી શી દશા થાય ?' શી થાય ? હેં ?

**પ્રશ્નકર્તા :** ખરાબ દશા.

## કાગળથી અસરમુક્ત દાદા દાખલો આપી શિખવાડે

**દાદાશ્રી :** ત્યારે મને કહે છે, 'તમને કશું નથી થતું ?' મેં કહ્યું, 'જો હું તને સમજણ પાડું. વખતે તારી પેઠ હું કરું, એ શૂરવીરતા દેખાડું તારી પેઠ, કે અહીં મરી જઉ. એ શૂરવીરતા હોય, અને હું શૂરવીરતા દેખાડું, તો કાગળ જીવતો રહે કે મરી જાય ?' કાગળ જીવતો નહીં રહેવાનો ? શું કહો છો, બોલતા નથી ?

**પ્રશ્નકર્તા :** હા, કાગળ જીવતો રહે.

**દાદાશ્રી :** મેં કહ્યું, 'માનો કે તમે મરી ગયા, તે કાગળ કંઈ મરી ગયો ? જો કાગળ મરતો હોય, તો માણસ મરતા હોય તો વાંધો નહીં. કાગળ મરી ગયો ? બધું મારી નાખશે, કુટુંબને નાશ કરશે આ કાગળ. માટે જીવતા રહો. કાગળને મારું ત્યારે છોડું', એવું રાખો. 'કાગળિયું મર્યા પછી આપણે મરવું છે, કહીએ. નહીં તો આખી ગાદી ઉથલાવી દેશે આ કાગળિયું. આમાં કંઈ થવાનું નથી. અને થશે તો દેખ લેંગે, જીવતા દેખો', કહ્યું. અને આ તો મને કહે, 'કશું અસર નહીં ?' મેં કહ્યું, 'શેની અસર ? હમણે ખઈ-પીને મજા કરીને સૂઈ જઈશું આરામથી. કાગળિયા મારી નાખતા હોય એવું હોતું હશે ? તલવાર નથી મારી શકતી તો કાગળિયા મારી શકતા હશે ?' કાગળિયું મારે ? આ તો એક દાખલો શા માટે આપું ? કો'ક દહાડો કંઈ ફસાયા હોય તો કામ લાગે. કાગળિયું જીવતું રહે કે ના રહે ?

**પ્રશ્નકર્તા :** દાદા, કાગળિયાને ઘોળીને પી જઈએ હવે.

**દાદાશ્રી :** આ કાગળ મૂઓ જીવતો રહે અને હું મરું, એવી કોના ઘરની વાત ? હું તો આ પેલો કાગળ માર્યા પછી હું મરીશ ! શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** કાગળ જીવતો રહે તો ઊલટું સારું, એને સરકારને વધારે ફાવતું આવ્યું, કે ચાલો ડોસા ચાલ્યા ગયા બધા. હવે લૂંટી લો બધી મિલકત. આ બીજી એની મિલકત ઉપર જપ્તી લાવેને પાછા.

**પ્રશ્નકર્તા :** હા, હા, બધું કરે.

**દાદાશ્રી :** એટલે વખતે આપણે મરવું જ હોય તો હું શું કહું ? આ કાગળ મર્યા પછી તું મરજે, નહીં તો તારું કુટુંબ ખેદાનમેદાન થઈ જશે. કૉર્ટવાળા જપ્તી લાવશે. મરવાનો શોખ હોય તો મરજો, નહીં તો કોઈથી ડરવાની જરૂર નથી.

## આર્બિટ્રેટરે જાણ્યા ગજબના પુરુષ

એટલે અમે વાંધો ઉઠાવ્યો. જો કે અમે જાતે છે તે એની જોડે

લવાદી કરવાનું નક્કી કર્યું. એણે બહુ વાંધા ઉઠાવ્યા ને, એટલે અમે ધમકી આપી દાવાની. એટલે સરકારે લવાદી મૂકી. કારણ કે એ લવાદીવાળો જોઈએ એગ્રીમેન્ટમાં. લવાદી (મધ્યસ્થી) તે નાગપુર રેલ્વેનો ચીફ એન્જિનિયર હતો અને નાગર પાછો. નાગર પણ અપ ટૂ ડેટ માણસ ! ગવર્મેન્ટે એને મૂક્યો'તો, આર્બિટ્રેટર તરીકે.

પછી કેસ કૉર્ટમાં ગયો. હવે લવાદ પેલો સરકારનો નીમેલો. એક લવાદ ને સામે બીજા છ જણ બેસે. લવાદે અમારો સ્ટડી કર્યો, કે આ બન્ને બેઠા છે એ ગજબના પુરુષો લાગે છે ! અને આ બીજા તો કૂતરાની પેઠે ભસે છે.

તે હું અને કનુભાઈ બે બેસીએ અને પેલી બાજુ સામી પાર્ટી બેસી જાય. અને પછી આ નાગર બચ્ચો આમ કામ લે બધાની પાસે. અને અમારો પેલો એક વકીલ આવે. પછી કેસ તો છ-બાર મહિના સુધી ચાલ્યો'તો.

**પ્રશ્નકર્તા :** એમ ! ઓહો !

**દાદાશ્રી :** પછી એક ફેરો સાઈટ ઉપર હઉ જઈ આવ્યા. સાઈટ ઉપર એ જાતે આવ્યા ત્યાંથી, એટલે આર્બિટ્રેટર સમજી ગયો કે મારું હારું, સીધા લોકો છે આ. આ નંગોડ લોકોએ એમને આમાં ફસાવ્યા છે. એ સમજી ગયેલા પણ કહે નહીં, એ બોલે કે ? આર્બિટ્રેટરથી બોલાય નહીં ને કશું. મને પ્રાઈવેટલી પછી કહે, હું એકલો હોઉ ત્યારે. 'આખો કેસ સમજી ગયો છું. આ તમને બાંધીને માર્યા છે આ લોકોએ, ગવર્મેન્ટે. આ આંતરીને માર્યા છે, નહીં તમને ?' મેં કહ્યું, 'સાહેબ, તમે સમજી ગયા હવે. બીજું તો હવે અમારે વધારે કંઈ બોલવાનું નથી.'

એ આર્બિટ્રેટર એમની ચા ભેગી મારી ચા હઉ બનાવતા. પેલા બધાને મનમાં વહેમેય પડી ગયો કે આ આમને દાદા જોડે ફાવે છે. મેં કહ્યું, 'આ વહેમ પડી જશે.' તો કહે, 'છો ને, વહેમ પડે. મને કોણ ખોટું કહે એવો છે ?' નાગર બચ્ચો, હુશિયાર, બ્રેઈન ટોનિક ! ઓળખી જાય વાતને. 'આ તમારા સૂવાના ટાઈમે આવવું પડે છે, મને પોતાને

સમજાય પણ છૂટકો જ નથી', કહે છે. પણ મને એ બહુ ગમી ગયેલો માણસ એટલે મને ત્યાં આગળ આવવાનું મન થતું'તું. પેલા બધા ના હોય તો મને આવું ચોખ્ખું કહે ને ! 'તમને આ લોકોએ ચોગરદમ બાંધીને, આંતરીને માર્યા છે ને ?' મેં કહ્યું, 'સાહેબ, એવું જ કર્યું છે. જુઓ ને, આ જેલમાં ઘાલી દીધા છે.'

## દંડ જ ઉડાડી દીધો

તે જમાનામાં છ લાખનું કામ આખું અને એક લાખ સાંઈઠ હજારનો દંડ કરેલો. પણ આણે બધાય પૈસા આપી દેવડાવ્યા. પછી એણે એવું સરસ આપ્યું જજમેન્ટ...

**પ્રશ્નકર્તા :** એવૉર્ડ.*

**દાદાશ્રી :** દંડ-બંડ બધું ઉડાડી દેવડાવ્યું. અમારી ડિપૉઝિટની રકમો, બિલના પૈસા બધા દંડના પૈસામાં જતા રહેલા. એણે દંડ-બંડ ઉડાડી મેલ્યો. અને અમારું જે લેણું હતું, તે અપાવવા માટે એણે છે તે, એ આપ્યું. શું આપે છે એ ?

**પ્રશ્નકર્તા :** એવૉર્ડ આપ્યો.

**દાદાશ્રી :** એવૉર્ડ આપ્યો. હવે એ એવૉર્ડ આપ્યો, એટલે પેલા ચીફ એન્જિનિયરે એમના ગવર્મેન્ટમાં જે સોલિસિટર હતા ને, તેને સમજ પાડી, કે 'આ પાર્ટી જોડે આપણે લઢવાનું છે, એટલે કોઈ પણ રસ્તે આ એવૉર્ડ ઉડાડી દો.'

હવે ફેર શું થયો ? આ લખવામાં કંઈક એવું થઈ ગયું હશે, એનો એ લોકોએ દુરુપયોગ કર્યો. તે એમનો ગવર્મેન્ટનો જે એ હોય છે ને પેલો...

**પ્રશ્નકર્તા :** લીગલ એડવાઈઝર.

**દાદાશ્રી :** હા, કાયદાનો. એણે વાંધો ઉઠાવ્યો કે 'આ બરોબર નથી. આ આણે કંઈક અંદરખાનેથી લાંચ લીધી છે.' એટલે લાંચ લીધી

---
*એવૉર્ડ - આર્બિટ્રેટર દ્વારા અપાયેલ ચુકાદો

નહીં, પણ બીજો શબ્દ વાપર્યો. એને શું કહે છે ? પેલાએ કંઈક લાંચ લીધી હોય, કશું લીધું હોય, એવાને શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** કરપ્શન.

**દાદાશ્રી :** કરપ્શન નહીં, પેલું પર્સ્યૂ કે એવું કંઈક કહે છે. તે એણે આવું કર્યું છે, એમ કરીને ફરી કૉર્ટમાં મૂક્યું. એટલે આણે જેમ તેમ કરીને કૉર્ટમાં ઘાલીને આ અમને લોકોને ખાંડવા'તા, પણ અમારું ગાડું ચાલ્યું.

**પ્રશ્નકર્તા :** પર્વર્ટ થઈ ગયો, પર્વર્ટ.

**દાદાશ્રી :** હા, એ પર્વર્સ. એટલે પેલાએ એનો આરોપ ઘાલ્યો. એટલે પછી ગવર્મેન્ટે વાંધો ઉઠાવ્યો, કે 'અમે આપવા તૈયાર નથી.' એટલે અમેય લડ્યા. લડતા લડતા લડતા, આ ગવર્મેન્ટને પછી કૉર્ટ તરફથી એ કહ્યું, કે 'પહેલી એ લોકોને ડિપૉઝિટ આપી દો.' ડિપૉઝિટ આપી એટલે સાંઈઠ હજાર તો અમને મળી ગયા, હવે લાખ રૂપિયા જોઈએ. ત્યારે ભીડમાં હતા. આવવા-જવાના પૈસા જેટલા તો મળ્યા આટલા ! પેલા આવવા-જવાના પૈસા ના હોય તો શું કરીએ ?

**પ્રશ્નકર્તા :** ગજવાના જાય.

**દાદાશ્રી :** પછી આઠ વર્ષ સુધી કેસ ચાલ્યો.

## વ્યાજ માંગવાની કે લડવાની ઈચ્છા જ નહીં

એ પૈસા આવ્યાય ખરા બધા, પણ આઠ વર્ષે પૈસા આવ્યા. તે પહેલેથી એક કલમ નહીં લખાયેલી કે વ્યાજ સાથે માગીશું. અમે ભોળા માણસો, તે અમને તો દાવો કરતા જ આવડ્યો નહીં, કે વ્યાજ સાથે લઈશું એવું તેવું કંઈ.

**પ્રશ્નકર્તા :** હા, એ તો લખવું જ જોઈએ, વ્યાજનું.

**દાદાશ્રી :** આવડે નહીં, અમે ભોળા માણસો. તે દહાડે છેવટે લાખ મળ્યા. હવે ત્યાં શું કહેતા'તા, 'તમે પહેલેથી આવું લખ્યું હોત અહીં આગળ તો ગવર્મેન્ટને આપવા જ પડત.'

**પ્રશ્નકર્તા :** આપવા જ પડે.

**દાદાશ્રી :** પણ અમને માગતા આવડેલું નહીં. તે વ્યાજ માગ્યું હોત તો વ્યાજ સાથે આવત, પણ અમને માગતા આવડે નહીં ને ! તે કશું વ્યાજ-બ્યાજ કશુંય મળ્યું નહીં. પણ હવે એ તો વ્યાજ સાથે આવ્યું હોત તોય આની આ દશા અને ના આવ્યું હોત તોય આ એકનું એક જ હોય છે બધું !

વકીલ કહે છે, 'આ લખાવ્યું હોત તો મળત.' ત્યારે મેં કહ્યું, 'અમારા ભોળપણને આવી લાત લાગવી જ જોઈએ.' મૂળ આપણો હિસાબ નહીં હોય એટલે જ આવું થયું ને !

**પ્રશ્નકર્તા :** ક્લેમ વિથ ઈન્ટરેસ્ટ તો જોઈએ જ ને ! પણ એ તો વકીલ બતાવે ને, દાદાજી. વકીલની સલાહ લઈએ તો વકીલે તો કરવું જોઈએ ને, આવું બધું ?

**દાદાશ્રી :** વકીલે બધું કરેલું ને, પણ તે પહેલા આ બધી માગણી થયેલી.

**પ્રશ્નકર્તા :** કારણ કે એકવાર આવો ઝઘડો થાય, ત્યારે તમારે પાંચ લાખ રૂપિયાનો જ ક્લેમ કરવો પડે ગવર્મેન્ટ ઉપર.

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** કારણ કે તમારી પાસેથી એક્સ્ટ્રા વર્ક કરાવ્યું.

**દાદાશ્રી :** એ એવું તમને આવડે. આવું તો અમને કશું આવડે જ નહીં ! વકીલ હોત તો રૂપિયા આવત અમને વધારે.

**પ્રશ્નકર્તા :** ના, ના, પણ આ તો લિજિટિમેટ,* તમારો ટાઈમ વધારે ગયો.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** તમારે સુપરવાઈઝિંગ કૉસ્ટ વધી.

---

*લિજિટિમેટ - કાયદેસર પુરવાર કરવું

**દાદાશ્રી :** એ તો મને આવડે નહીં. એટલે પૈસા લેતા આવડ્યા નહીં. નહીં તો એક કરોડ રૂપિયા ખંખેરી લઈએ એવું અમારે ! પણ એવું આવડ્યું નહીં અને લડવાની ઈચ્છાય નહીં.

**પ્રશ્નકર્તા :** ના, લડવાનું નહીં. એ તો એ લડ્યા એટલે, આપણે અમથા ના લડીએ એ તો.

**દાદાશ્રી :** હા, બરોબર છે. પણ આવું આવડે તેને ને ! અમારું તો આટલું સાચું છે, એ નીકળી જાય તો બહુ થઈ ગયું !

**પ્રશ્નકર્તા :** હા, એ લઈ લેવાનું. પણ હવે સાચું મળે જ નહીં ને, સાચું મળતું જ નથી.

**દાદાશ્રી :** હા, તે જ કહું છું ને !

## હક્કનુંય લેતા ના આવડ્યું

એક ફેરો એક એક્ઝિક્યુટિવ એન્જિનિયરે એમ કહ્યું, કે આમાં લોખંડ વધારે નાખજો. કાયદાથી બહાર, એગ્રીમેન્ટથી બહાર અને અમે તમને પૈસા આપીશું. એટલે અમે વધારે નાખ્યું. એણે ડાયરીમાં નોંધ કરી. નોંધ થઈ એટલે અમે જાણ્યું કે આપશે. અત્યાર સુધી નથી આપ્યા, પંદર વર્ષ થયા.

**પ્રશ્નકર્તા :** કારણ, એ સેંક્શન આઈટમ નહીં. એમ કહે ને, કે આ તો અમારે સેંક્શન કરાવવું પડે. એંસી-પાંસઠે સેંક્શન કરાવવું પડે. એડિશનલ (વધારાનું) ખરું ને, એટલે સેંક્શન ના મળે તો થયું, પછી આપણે રોવાનું, એમનું કંઈ જાય નહીં.

**દાદાશ્રી :** ના, બીજું બધું સેંક્શન થયું અને આ ના કર્યું.

**પ્રશ્નકર્તા :** પણ એ કેમ ચાલે, આપણે નાખ્યું હોય તો ?

**દાદાશ્રી :** આ ના કર્યું. પછી અમે લખ્યું કે 'ભઈ, આ ખોટું જ છે.' જો કે એ બધું ગવર્મેન્ટેય જાણે છે. પણ આમાં એ શું કહેવડાવે છે ? આમાં અમુક માણસો માર્યા જાય, કહે છે. આ એગ્રીમેન્ટમાં ભૂલ થઈ

ગઈ છે આ લોકોની, અને તેનો તમે લાભ લીધા બરાબર થાય. ત્યારે મેં એમને કહ્યું કે 'આ બીજા કામમાં છે તે તમે ચોરસ ફૂટનો આ ભાવ લખ્યો છે. અમે સો ફૂટનો ભાવ આપ્યો છે અને તમે ચોરસ ફૂટ માગ્યું છે.'

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે.

**દાદાશ્રી :** તો એના પંદર હજાર રૂપિયા થાય છે આ. ત્યારે કહે, 'પણ આ કારકુન માર્યો જશે. એના બિચારાની આ ભૂલ છે.' મેં કહ્યું, 'લેટ-ગો કરો.' અને આ સાચું છે એના અમને તો કોઈ આપતું જ નથી. સાચો પૈસો જ નથી આપતા. છેવટે એક કામમાં તૂટી પડ્યું હોય. તૂટી પડ્યું એટલે શું ? કામ પૂરું થયા પછી અઢી લાખ રૂપિયાનું પેમેન્ટ તો કોઈ આપતું હશે ? અમારામાંથી કોઈ લેવા જાય નહીં. અમને કોઈ આપતુંય નથી. ત્યારે અલ્લાહ દે છે, બાકી કોઈ આપતું નથી.

## અણહક્કની લીંટ કંઈ ચોપડીએ ?

આમથી ના આવે ખોટ ત્યારે...

**પ્રશ્નકર્તા :** હા, તો બીજી કોરથી આવે એ તો.

**દાદાશ્રી :** ના, બર્માથી પડે પછી. મદ્રાસમાં ના પડે તો બર્માથી પડે. નહીં તો ગાડું આપણું ચાલે છે ને ? લેતા નથી આવડતું અમને. આવું કશુંય અમને ના આવડે. એ કહે છે, 'અત્યારે તમને આ કામમાં પચ્ચીસ લાખ રૂપિયા મળે એમ છે.' મેં કહ્યું, 'ના, હું કરું નહીં. આપણો અધિકાર પાંચ લાખનો જ છે આ, બીજું બધું અમે ના લઈએ.' એવું કહી દીધેલું મેં.

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** જૂઠા લઈને આપણે ક્યાં ઘાલીએ વળી પાછા ? એમની લીંટ આપણે કંઈ ચોપડીએ ? આપણે આપણી લીંટ ચોપડીએ.

**પ્રશ્નકર્તા :** એ તો એવું જ છે બધું.

**દાદાશ્રી :** પણ આ દોઢ ડહાપણ આવું થયેલું.

❖❖❖❖❖

## [૧૩.૨]
# ઈન્કમટેક્ષ પેયર છતાં ઝળકે જ્ઞાનદશા

### ઓળખાણ છતાંય ઑફિસરની કનડગત

એક ઈન્કમટેક્ષ ઑફિસર હતા ને, તેણે તો મારું તેલ કાઢી નાખ્યું'તું. આપણે ત્યાં ગાયકવાડી રાજમાં હતા પેલા, રતનલાલ. તે રાત-દહાડો બેસાડે જોડે. મેં તો જાણ્યું થોડો વિશ્વાસ આવે છે તેથી બેસાડે છે. અને પછી આકારણી થઈ ત્યારે કહે છે, 'હમણે ને હમણે ભરી જાઓ.' ત્યારે મેં કહ્યું, 'સાહેબ, હમણે ને હમણે રૂપિયા નથી. બેએક હપ્તા આપી દો ને !' 'કલેક્ટરને મોકલી આપું છું', કહે છે. મને થયું કે આ એમની છોડીની વાતો કરતા'તા મારી જોડે. આ મારી જોડે એમનો સારો સંબંધ રહે છે. એટલે આપણને લેટ-ગો કરશે, ભીડ છે તો. તો એ જપ્તીની વાત કરવા માંડ્યા. મેં કહ્યું, 'સાહેબ, હું આ ચાલ્યો, છેવટે દાગીના વેચીને ભરી જઈશ, પણ આવું નહીં સાંભળું.' જપ્તીની વાતો કરે ત્યારે ! એ કેમ ? એવા એ રતનલાલ હતા.

**પ્રશ્નકર્તા :** એ ચોખ્ખો માણસ હતો.

**દાદાશ્રી :** ચોખ્ખો માણસ પણ આવું ? એ હપ્તા માગવાનું તે સરકારે ના પાડી છે ?

**પ્રશ્નકર્તા :** એ જપ્તી ના લાવે, પણ એવું ના બોલે તો લોકો ભરે નહીં.

**દાદાશ્રી :** ના, પણ સરકારે ક્યારે એવું કહ્યું છે, 'હપ્તા ના આપશો એવું ?'

## ચાર હજારની કરી ખોટી આકારણી

**પ્રશ્નકર્તા :** દાદા, બીજા એક ઈન્કમટેક્ષ ઑફિસર સાથે પ્રસંગ બનેલો ને, જેમાં આપે એડજસ્ટમેન્ટ લીધું હતું, તેની વાત કરો ને.

**દાદાશ્રી :** એક વાર ૧૯૫૫-૫૬માં એવું કંઈક બન્યું હશે. તે પંદરેક હજાર જેવી રકમ મારે ખાતે જમે થયેલી, તે કોઈક આજુબાજુના સંજોગો સિવાયની. એટલે એક ઈન્કમટેક્ષવાળા ઑફિસરે વાંધો ઉઠાવ્યો. અને ચાર હજાર આકારણી કરી એની જુદી. એટલે આ હું તો કોઈ દહાડોય ઈન્કમટેક્ષ ઑફિસમાં ગયેલો જ નહીં. કોઈ દહાડો સહીએય કરી નથી. સહી તે ઘેર આવીને કરાવી જાય. બળ્યું, ઈન્કમટેક્ષ ઑફિસ મેં જોઈએય નથી. કારણ કે અમારા ભાગીદાર કર્યા કરે, એમના દીકરા કરે, બીજા બધા કર્યા કરે.

પણ એક ફેરો એ.એમ.પટેલના નામ પર પંદરેક હજાર રૂપિયાની એક રકમ હશે, તે કોઈ એક મકાન હતું વડોદરામાં, તે વેચી દીધેલું. અને એ રકમ મકાનના નામે નહીં લખેલી, એમ ને એમ જ લખેલી રકમ. અંબાલાલભઈ મૂળજીભાઈ ખાતે જમે. તે પેલા ઈન્કમટેક્ષવાળાએ પકડી કે 'આ છે તે રકમ, આમાં ઈન્કમટેક્ષ ભરો, આ માન્ય નથી અમને.' કહે છે. પછી આપણે પુરાવા આપીએ કે 'ભઈ, અમે આ મકાન વેચ્યું છે તે.' ત્યારે કહે, 'એ અમને માન્ય નથી. તમારે અહીં આમાં કોઈ જાતની વિગત નથી.' તે પછી એણે ચાર હજાર રૂપિયા ઠોક્યા.

## ઈન્કમટેક્ષ ઑફિસર કર્મને આધીન

એટલે અમારો જે ઈન્કમટેક્ષનો એક્સપર્ટ હતો, તે એને ને આને મિત્રાચારી પાછી. એણે કહ્યું, કે 'આ સાહેબ શું કરો છો ? આ કોની પર ચાર હજાર ઠોકી બેસાડો છો ? કોને તમે આકારણી કરો છો આ ?

કોને તમે ખોટા ઠરાવો છો ? આ કોણ માણસ છે ઓળખો છો, સાહેબ ?' ત્યારે પેલો કહે, 'કેમ શું છે ?' ત્યારે આ કહે છે, કે 'હું એમના દર્શન કરવા જઉં છું. દર્શન કરવા જેવા છે. તમારે દર્શન કરવા આવવું પડશે.' ત્યારે પેલો કહે, 'દર્શન કરવા હું આવીશ. પણ મારે આ તો કરવું જ પડે. મારી ફરજ ચૂકું નહીં.' આ તો ચાર હજાર તો આપવા પડશે.

પછી મને મળ્યો આ. કહે છે, ''ઈન્કમટેક્ષ ઑફિસર આવું બોલતા'તા. મેં એમને કહ્યું તોયે ગાંઠતા નથી.'' પછી મેં કહ્યું, 'એ કરે છે એ જ કરેક્ટ છે. તમે આવું કશું કહેશો નહીં એ ઑફિસરને. એ એની જાતે નથી કરતો, પરવશપણે કરે છે.' ઈન્કમટેક્ષના ઑફિસરને તમને કંઈ પણ કરવાનો અધિકાર છે ? ત્યારે કહે, 'દેખીતો અધિકાર છે.' એય કર્મના આધીન છે. તમારો હિસાબ હશે તો જ એ એનાથી કાઢી શકાય.

## 'ભોગવે એની ભૂલ' એ જ્ઞાન વર્તનમાં

એટલે મેં પેલા ઈન્કમટેક્ષવાળા અમારા વકીલને કહ્યું, 'ભરી દે ને અમથો. શું કરવા આમ હાય હાય કરે છે ? ભરી દેવાના.' કોઈ દહાડો આવું બનતું જ નથી ને ? જુઓ ને, એ કહે છે ને, કે હું ત્યાં દર્શન કરવા આવીશ. કર્મના ઉદયના આધીન એ બિચારો કરે છે. એમાં એનો શો ગુનો છે તે ? ગુનો જે ભોગવે એનો. આ તો હું ભોગવતોય નથી, મારું તો આપી દેવાનું કહી દઉં છું ને ! ભોગવે એનો ગુનો. 'ભોગવે એની ભૂલ' કહેનારો હું, તે હું ભૂલી જતો હોઈશ તે ઘડીએ ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તે મેં પેલાને કહ્યું, કે 'ભઈ, માથાકૂટ ના કરશો. ખોટી વાત છે, તોય પણ જવા દો. કોઈ ફેરો આગળ અમે ચોરી કરી હશે તેનો આવ્યો દંડ. આ પૂરું થાય છે. પણ એમનો દોષ નથી.'

## દંડ એ પાછલી ભૂલનું જ પરિણામ, બાકી બધા નિમિત્ત

મેં તો કહેલું, કે 'આ કંઈક પાછલું ભરવામાં ભૂલ થયેલી લાગે

છે, ઓછી રકમ ભરાઈ હશે. આવક ઓછી ભરાઈ છે, તેનો આ દંડ આવ્યો છે !' ભૂલનું જ પરિણામ છે બધું. કોઈ નવું કશું કરી શકે એમ છે નહીં. એ મેં મારી જાતથી બધા દરેક બાબતમાં અનુભવ લીધેલા છે.

એક-બે વખત ટિકિટો લેવાનો વારો નહીં આવેલો, એવા સંજોગો ઉત્પન્ન થયેલા. ગાડી અહીં આવી ગયેલી હોય, ટિકિટ લેવાનો વારો નહીં આવેલો, અને કોઈએ પકડેલા નહીં ને કોઈએ નામેય લીધેલું નહીં. તેથી કરીને વડોદરાની ટિકિટના અગિયાર દૂ બાવીસ બચ્યા હશે. તે દહાડે અગિયાર રૂપિયા ભાવ ટિકિટના હશે. તે એક ફેરો કંઈક એવું થયું તે પૈસા હડહડાટ લઈ લીધા એણે પેલા, ટિકિટ નહીં કાઢેલી તે. અને દસ રૂપિયા દંડ સાથે. એટલે આ હિસાબ જ થઈ જાય છે ! આમ સૂઈ જાવ કે આમ સૂઈ જાવ, ખાટલાની બહાર ન જવાય કે ઊંચે ચઢી ના જવાય ! આખી રાત ભલે સંકલ્પ કર્યા હોય મોટા મોટા બંગલા ને એ બાંધું, પણ હતો તેનો તે. સવારમાં જાગે ત્યારે ત્યાંનો ત્યાં જ. આમાં કંઈ ભલીવાર જ ના આવે. બહુ જાતના બંગલા મેં બાંધ્યા, ત્યાર પછી આ કહું છું. તોડીએય નાખ્યા પછી.

## ઑફિસરને ગાળો ભાંડીને ન ભરો નિમિત્તને બચકાં

એટલે મેં એમને ના કહેલું, ઈન્કમટેક્ષ એક્સપર્ટને. મેં કહ્યું, 'જવા દો ને તે ! આવા પ્રયત્ન કરવાની જરૂર નથી. આ હિસાબ છે એ તો. એનો ગુનો નથી બિચારાનો.' એનું શું ગજું, બિચારાનું ? એનું જો ગજું હોય તો એની નોકરી એને બદલવી હોય તોય બદલાય નહીં. તેય બૂમાબૂમ કરતો હોય, 'મારે બદલી કરાવવી છે, પણ ઠેકાણું નથી પડતું. બૈરી ત્યાં, હું અહીં !' જો એના હાથમાં બધી સત્તા હોય તો બધું કરી શકે. આ તો સત્તા વગરનો પ્રદેશ છે ! ત્યાં વગર કામના આરોપ આપીને અભિપ્રાય બાંધીએ, કે 'આ સાહેબ એટલો બધો ખરાબ છે, યૂઝલેસ ફેલો છે.' લે ! એવું બોલાય ખરું ?

એ પોતે એમ કહે છે, કે 'દર્શન કરવા આવીશ.' ના સમજ પડી ? એને કંઈ મારી પર કોઈ ગ્રજ (દ્વેષ) નથી.

એ શા આધારે કરે છે ? પોતાના આધારથી નથી કરતો, એની ઉપર કોઈ સત્તા ચડી બેઠેલી છે. શું છે ?

**પ્રશ્નકર્તા :** સત્તા. એને એ સત્તાથી 'આ બધા ખોટા છે', એવું મગજમાં ભૂત સવાર થઈ ગયું. એટલે સાચાય એને ખોટા દેખાય.

**દાદાશ્રી :** એ દેખાય ને, તે તો એક મશિનરી જ કહેવાય, મિકેનિકલ એડજસ્ટમેન્ટ્સ.

**પ્રશ્નકર્તા :** એવું થયેલું મગજ, કોઈ સાચા આવતા જ નથી.

**દાદાશ્રી :** ના, એ કમ્પ્યૂટર જ કહેવાય ને ! કમ્પ્યૂટરમાંથી જે માલ નીકળે એ બધો સાચો. એટલે એમનો દોષ આમાં હોતો નથી.

**પ્રશ્નકર્તા :** એમનું મગજ જ એવું થઈ ગયું હોય કે બધા ખોટા જ દેખાય.

**દાદાશ્રી :** હા, મગજ એવું જ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** અને સાચા હોય તોય ખોટા દેખાય.

**દાદાશ્રી :** નથી એ સાચા-ખોટા. એટલે આ બધી સત્તા જુદી છે વસ્તુ એ. હવે આ ઈન્કટેક્ષવાળાને ગાળો ભાંડે એ ગુનો છે. એ કોઈને ગાળો ભાંડવા જેવું છે નહીં. જો ગાળો ભાંડો છો, તો તમે નિમિત્તને બચકાં ભરો છો. આ મનુષ્યો બધા નિમિત્તને જ બચકાં ભર્યા કરે છે. ઈન્કમટેક્ષ ઑફિસર દંડ કરે તેમાં એનો શું ગુનો ? તું ગાળો ભાંડું છું, 'નાલાયક છે, સાલો આમ છે.' અલ્યા મૂઆ, એને શું કરવા બોલ બોલ કરે છે ? વ્યવસ્થિત એની પાસે કરાવડાવે છે. એ નિમિત્ત છે બિચારો. છતાંય સિફારસથી માને તો કરાવી જોવું. કારણ કે જેટલું વ્યવસ્થિત હોય એટલું થઈ શકે છે અને વ્યવસ્થિત ના હોય એટલું નહીં થઈ શકે. બાકી કર્તા નથી એ. કશું કરી શકે નહીં.

## ભય પામવા જેવું નહીં, પણ છંછેડાય નહીં

ઈન્કમટેક્ષ ઑફિસરને સંડાસ જવાની સ્વતંત્ર શક્તિ નહીં, એ

આપણને શું કરી શકે બિચારો ? અને આપણી ભૂલ હોય એટલું જ એ કરી શકે, બાકી બીજું શું કરી શકે ? એ શું પાવરવાળો છે ? પણ જોડે એમેય ના બોલવું કે તારામાં કંઈ પાવર નથી. નહીં તો એ પાવર વાપરશે, ઊંધો થઈનેય વાપરશે. એટલે આપણે એમ બોલવું, 'સાહેબ, આપ તો મોટા પાવરવાળા છો.' બાકી એ આપણા કાયદાની બહાર કશુંય કરી શકે એમ નથી. ભગવાન ન કરી શકે તો એ કોણ કરનારો ? પણ ભગવાનને આપણે કહીએ કે 'તમે કશું કરી શકો એમ નથી', તો એમને વાંધો નહીં આવે ને પેલો તો ઓવરડ્રાફ્ટ લઈનેય પણ કરશે. 'મારું જે થવાનું હોય તે થાય, પણ તને તો રાગે પાડી દઉં', કહે. માટે તમારે એમને છંછેડવા ન જોઈએ. કારણ કે એ એવી જગ્યા પર બેઠા છે, છંછેડશો તો પોતાનો અહંકાર વાપરશે. નહીં તો અહંકાર નહીં વાપરે ત્યાં સુધી કમ્પ્યૂટર જ જોઈ લો ને ! છંછેડો તે વખતે કમ્પ્યૂટર ના રહે. એટલે મેં કહેલું, કે 'ભઈ, છંછેડશો નહીં.' તમારે એમ ના કહેવું, કે 'તમારા હાથમાં શું સત્તા ?' એવું ના બોલાય. નહીં તો 'આવી જા' કહે, પછી જોઈ લે ! એમ કહેવાય, કે 'આપ તો સત્તાધીશ છો. આપ થાય એ કરી દો.' તો કમ્પ્યૂટર એની મેળે કામ કરશે. કારણ કે સત્તા કોઈના હાથમાં નથી, કે કોઈને મારી શકે. અને આપણો હિસાબ હશે, તે એના બાપનેય છૂટકો નથી. આપણું વ્યવસ્થિત શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** હિસાબ હશે તો એ...

**દાદાશ્રી :** હં, તો એના બાપનેય છૂટકો નથી.

ઈન્કમટેક્ષ ઑફિસરને એના હાથમાં સત્તા નથી કશુંય. એ જાણે કે 'હું આ કરું છું', પણ એ કશુંય પોતે નથી કરતો, એ તો ભમરડો છે. પણ આપણે કહેવું નહીં, 'ભમરડા છો.' 'સાહેબ, તમે જ કરનારા, બા.' નહીં તો ઊંધો અહંકાર કરે. એવું ના કહેવું જોઈએ. બાકી ભમરડો જ છે અંદરખાને. ભય પામવા જેવું નથી.

એ પોતે જ ભમરડો છે, એનું શું વળે ? એ બોલાવે તો અમારે ઑફિસમાં જવું પડે. ઊભા રાખે તો રહેવું પડે. જ્ઞાની પુરુષનું લક્ષણ

શું હોય ? સામો એનું ઊંધું કરતો હોય તો તે રક્ષણ મૂકે કે જેથી તે ભયંકર અધોગતિમાંથી બચે. અમારી પાસે તો કરુણાનો સાગર હોય !

આ તો અમે શું કરીએ ? સામો અમારું ખરાબ કરે તોય તે અમે કહીએ કે 'બહુ સારું કર્યું.' આ તો સામેવાળો પ્રકૃતિનો નચાવ્યો ભમરડો, તે એને તો શો દોષ દઈએ ?

## વ્યવસ્થિતના જ્ઞાને નિર્ભય

એ તો ભમરડો છે, ટી-ઓ-પી-એસ ટૉપ્સ છે. શું છે ?

**પ્રશ્નકર્તા :** ટી-ઓ-પી-એસ.

**દાદાશ્રી :** એની કશી શક્તિ નથી. જુઓ ને, એણે કહ્યું ને, 'દર્શન કરવા આવીશ, પણ હું એ (દંડ) કરવાનો તો ખરો જ.' ત્યારે હિસાબ તો એ.એમ.પટેલનો હશે તો જ કરશે ને, નહીં તો કોઈની તાકાત નથી ને ? પણ આપણે તાકાત-બાકાતની વાતમાં પડવું નહીં. 'વ્યવસ્થિત' માનીને આરામથી રહેવું. ઉપરથી ભગવાન આવીને કહી ગયા હોય, કે 'અમે તમને આમ કરી નાખીશું.' તો કહીએ, 'સારું, આપ મોટા માણસ છો.' એમ કહીને સૂઈ જવું આપણે, તે વ્યવસ્થિત. શું કરવાનું ?

**પ્રશ્નકર્તા :** પછી આપણે સૂઈ જવું.

**દાદાશ્રી :** હા, એમ તે કંઈ ડરે-કરે, એ વળી ભગવાન ડરે ! ભગવાનનો બાપ ડરે ! આપણે શા હારુ ડરીએ ? ભય પામવા જેવું આ જગત નથી, માટે નિર્ભય થઈને ફર્યા કરો.

આ અમે 'ભગવાનનો બાપ' બોલ્યા, તે અતિક્રમણ કર્યું, તે પાછું એનું પ્રતિક્રમણ થઈ ગયું તરત જ. અમારાથીય ના બોલાય આવું. 'ભગવાનનો બાપ' સુધી બોલાય ? પણ આ એકવાર તમારો ભય કાઢવા માટે બોલવું પડે. શેને માટે ?

**પ્રશ્નકર્તા :** ભય કાઢવા માટે.

**દાદાશ્રી :** હં. ભય રાખશો જ નહીં.

## ૧૯૪૨ સુધી ભડકતા પછી શોધખોળ કરી બન્યા નિર્ભય

ઈન્કમટેક્ષવાળાનો કાગળ આવે તો મહીં ફફડાટ થાય. અલ્યા મૂઆ, એક એનો કાગળ તને ફફડાટ કરાવે છે ?

**પ્રશ્નકર્તા :** એના પરિણામ ફફડાટ કરાવે છે. એના પરિણામના ખ્યાલથી ફફડાટ થાય છે.

**દાદાશ્રી :** પણ આપણે શું જાણીએ પરિણામને ? પરિણામ સમજતો હોય તો તો પહેલેથી કહે નહીં, કે હવે મરવાનો વખત થયો મારે.

**પ્રશ્નકર્તા :** પૈસા ભરવાના ના ગમે ને !

**દાદાશ્રી :** નહીં, આ તો કલ્પનાઓ ખાલી. કલ્પનાથી જ મરી જાય છે. ઈન્કમટેક્ષવાળાની વાત સંભળાય એવી કે 'સાહેબ કડક આવ્યા છે ને કાગળો લખવા માંડ્યા છે', ત્યારથી આપણને ભય ઉપજે. બીજાને કાગળ આવે ત્યારે આપણને ભય ઉપજે, મને આવશે કાગળ ! આ ભડકેલા ઘોડા ! મને પોતાને જ એમ લાગતું'તું કે આ ભડકેલા ઘોડા જેવી કેમ સ્થિતિ થઈ ગઈ છે ? ૧૯૪૦માં, ૧૯૪૨માં. મને પોતાનેય એમ થાય કે સ્થિરતા ઓછી થઈ. આ કાળની વિચિત્રતા, બહુ જાતજાતનું પેસેલું. કોઈની પાસે કશું આશા નહીં, કશું ભાંજગડ નહીં. પણ તોય ભડકેલા ઘોડા જેવી સ્થિતિ ! આમ થઈ જશે ને તેમ થઈ જશે. ઈન્કમટેક્ષવાળો આવશે ને ફલાણો આવશે. મૂઆ, શું કરવાનો છે આવીને તે ? આ ભીંત પડશે એટલે જો આ આંગળી વટાવાની હશે તો આંગળી વટાશે, આટલું વટાવાનું તો આટલું વટાશે ને આટલું વટાવાનું તે આટલું વટાશે. પછી ભીંતને ને એને લેવાદેવા છે ? આપણે જાણવાનું છે, 'શું, કેટલું વટાયું તે !' બીજું શું કરવાનું છે તે ? આટલું વટાશે તો આટલું જાણીશું આપણે. હિસાબ હશે તેટલું આ ભીંત વાટશે. નહીં તો ભીંતનું ગજું નથી. એમાં આ ઈન્કમટેક્ષ પડશે કે ફલાણું પડશે, આ સ્લેબ પડશે ? મૂઆ, તારો બાપોય કોઈ પડ્યો નથી.

મેં શોધખોળ કરી છે, કશુંય પડ્યું નથી. હું વગર કામનો

ભડકતો'તો. પછી મેં કહ્યું અંબાલાલદાદાને, પેલા ભગવાનને નહીં. મેં કહ્યું, 'કશું કોઈ દહાડો પડ્યું નથી, વગર કામના ભડક્યા શું કરવા કરો છો ? અત્યાર સુધી ભડક્યા છો, તેનું કશું પડ્યું છે ?' ત્યારે કહે, 'ના, કશુંય પડ્યું નથી.' 'ત્યારે વગર કામના શું કરવા ભડક્યા કરો છો ? નથી પડવાનું. તમે પોતે જ ભગવાન છો. વગર કામના હાય હાય હાય હાય ! આમ થશે કે તેમ થશે.' તે મેં કહ્યું, 'છોડીઓ-છોકરાંઓ નથી, શું કરવા આટલી હાય હાય કરો છો ? જો છોડી-છોકરાંઓ હોત તો તમારી શી દશા થાત ? નથી તોય આટલી હાય હાય ! અને નથી પૈસા જોઈતા, નથી ઘરો-બરો જોઈતા, નથી ગાડી-મોટરો જોઈતી કોઈ. ઈન્કમટેક્ષ પડશે તો શું થશે ? ફલાણું પડશે તો શું થશે ?' તે મૂઆ, પડશે તો આ ભીંત પડશે ને આ હાથ છે. બીજું શું પડવાનું છે તે ?

## આવા સંજોગોમાં વ્યવસ્થિતનો અર્થ પહેલેથી કરવો

એટલે હું તમને શું કહું છું કે 'વ્યવસ્થિત', તમે તમારે કામ કર્યે જાવ. એનું ફળ વ્યવસ્થિતમાં જે આવે તે. ભય ના રાખશો કે કાલે સવારે ઈન્કમટેક્ષનો ઑર્ડર આવ્યો કે તમારો ત્રીસ હજાર રૂપિયા દંડ કરવામાં આવે છે. એટલે વાંચી, હવે તે વખતે છે તે વ્યવસ્થિતનો આવી રીતે અર્થ કરવાનો, વાંચીને તરત ભય પમાડે એવી ચીજ છે, એટલે 'વ્યવસ્થિત' કરીને મૂકી દેવાનું એને. શું કરવાનું ? એ વ્યવસ્થિતનો આવી રીતે અર્થ કરવાનો, પહેલેથી. કેવો ?

**પ્રશ્નકર્તા :** એને શાંતિથી બાજુ પર મૂકી દેવું.

**દાદાશ્રી :** ભયવાળું કાગળ લાગે છે, તે 'વ્યવસ્થિત' કરીને મૂકી દેવાનું. થવાનું તે 'વ્યવસ્થિત.'

❖❖❖❖❖

# [૧૪]

# ચોરોના ગામમાં

## કામની શરૂઆતથી જ થવા માંડી ચોરીઓ

**પ્રશ્નકર્તા :** દાદા, પેલી તમારા કામમાં ચોરી થતી હતી તે પ્રસંગ કહો ને !

**દાદાશ્રી :** અમારે એક ગામમાં કામ ચાલતું. ત્યાં રોજ કામ પર ચોરીઓ થાય. તે પછી ગર્જના કરવી પડે. પેલું કયું ગામ હતું ?

**પ્રશ્નકર્તા :** બેલાપુર.

**દાદાશ્રી :** બેલાપુરમાં નોસિલવાળાની જેટી બાંધી હતી દરિયામાં. તે એ ગામમાં છે તે બધા, પેલું સોનું લાવે ને, એને શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** હા, સ્મગલિંગ કરે, દાણચોરી.

**દાદાશ્રી :** હા, દાણચોરી ! સ્મગલિંગ, કહે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે પછી અમે તો સાઈટ પર સામાન નાખવા માંડ્યો. તે બીજે દહાડેથી જ ચોરી, શરૂઆત થઈ ત્યાંથી જ ચોરી. તે આજે સોની, તે કાલે દોઢસોની, ને પરમ દહાડે બસ્સોની. છેવટે મશીનમાંથીય કાઢી લઈને પણ વેચી આવે બહાર જઈને. કાઢી જાય બસ્સોનું અને ત્યાં દસમાં વેચી ખાય.

હવે અમને તો ખબર નહીં કે આ ગામ કેવું હશે ! અમે તો ત્યાં ગયા, ત્યાં તો રોજ ચોરીઓ થવા માંડી. આખું ગામ જ ચોર બધું. મહીં ટોળું જ એ બધું. એ મૂઆ, ત્રીજે દહાડે હડતાલો પાડે ને મારું હારું જાતજાતનું. મેં કહ્યું, 'આ ક્યાં ફસાયા ?' બીજી કંપનીએ દસ લાખ માગ્યા હતા ને અમે છ લાખ માગ્યા હતા. તે અમે ઊલટું ફસાયા હતા. તે પછી રોજ ચોરીઓ થવા માંડી.

## સાચવવા માણસ રાખ્યો તે જ ચોરી કરાવે

એટલે પછી એના એ લોકો કહેવા આવ્યા, કે 'ભઈ, એક માણસ તમે રાખો.' મેં કહ્યું, 'આ માણસ રાખીશું, વધારે ચોરી થશે. પણ છતાંય રાખો એ લોકો કહે છે તો.' તે એમના એ સ્મગલરમાંથી પાછો એ રાખ્યો સાચવનારો. કારણ કે ક્યાંથી લાવીએ બીજાને ? બીજો બહારના ગામનો અમારો ભૈયો હતો ને, પઠાણ, તે એને કાઢી મેલ્યો સ્મગલરોએ ભેગા થઈને, કે 'જો આજે સાંજે મારી નાખીશું', કહે છે. તે પેલો પઠાણ કહે છે, 'સાહેબ, મારી નાખવાની વાત કરે છે, મારાથી અહીં ના રહેવાય.' મેં કહ્યું, 'ભઈ, તું જતો રહે, બા. આ ગામમાં અમે ફસાયા છીએ. તને ફસાયેલો તો રખાય નહીં. તેં તો કરાર નથી કર્યો. આ અમે તો નોસિલવાળા જોડે કરાર કર્યા છે. અમારે છૂટકો જ નથી, બા.' એટલે કંઈક સો રૂપિયા ઈનામ આપીને એને છૂટો કર્યો. આ તો મારી નાખે બિચારાને વગર કામના !

પછી એમને ને એમને રાખ્યા તોય રોજ ચોરીઓ આમ. જેને રાખ્યો તે જ ચોરી કરાવડાવતો'તો. ત્યારે કહે છે, 'બે રાખો. બીજો એક રાતનો હઉ રાખો.' ત્યારે મેં કહ્યું, 'બીજો રાખ.' તેય ચોરી કરાવતો'તો. હું એને સવારમાં કહુંય ખરો, કે 'સોમા, પગારેય ખરો ને આ માલેય કાઢવો ?' 'દાદા, એવું ના બોલશો. તમે જાતે ના બોલશો.' મેં કહ્યું, 'નહીં બોલું તારી આગળ !' કારણ એ એમ ના જાણે કે આ મૂરખ છે. મૂઆ, જાણીએ છીએ, આ જાણીને જવા દઈએ છીએ.

તે એક દહાડાનો રાખ્યો ને એક રાતનો રાખ્યો. તોય ચોરી પાછી વધી. પેલો જ કરાવડાવે ને ! મેં કહેલું, 'કશું બોલવા-કરવાનું નહીં

આપણે. આપણે કામ ચાલુ રાખવાનું, આ તો રોજ સોના દંડ છે, એવું નક્કી માની લેવાનું આપણે. મહિને ત્રણ હજાર રૂપિયાનો.' કારણ કે અહીં આ ગામમાં તો જીવતું ઘેર જવું મુશ્કેલ.

## 'ખાતર પાછળ દિવેલ' કરી ભજવ્યું પૂર્ણ નાટક

તે બાર મહિના રોજ ચોરીઓ થાય. તે મેં કહ્યું, 'આ બધું બરોબર છે. આ હિસાબ બધો ચૂકવી દેવાનો છે. ચોરીઓનો હિસાબ ચૂકવવા આવ્યા છીએ આ ગામમાં. તે બધો ચૂકવાઈ જાય, એટલે ઉકેલ આવી ગયો.' ચોર ચોરીઓ કરે ને અમારે સવારમાં જાણવાનું. જાણીને પછી ઠંડું પાડી દેવાનું. પછી એ સ્પેર પાર્ટ ચોરી ગયા હોય, તે પાછા બીજા મંગાવી લેવાના ને કામ ચાલુ કરવાનું. એટલું જ કામ અને સાત દહાડે પોલીસવાળાને ખબર આપવાની. તે સાત દહાડે પોલીસખાતાના પચાસ રૂપિયા મંજૂર કરવાના. તે ખાતર પાછળ દિવેલ ! ત્યારે કહે, 'કેમ એમ ?' ત્યારે કહે, 'ના, એય નાટક કરવું પડે. નાટક ના કરીએ તો ખોટું ઠરે.'

એટલે ખાતર પાછળ દિવેલ ખર્ચીને. શાથી પોલીસવાળાને ? અમથો દેખાવ કે આ પોલીસવાળાને બોલાવે છે. ફોજદારને કહી દીધેલું કે તમારે આવીને અમથા ખખડાવીને જતા રહેવાનું. ફોજદારે અમને ના જ કહેલું, કે 'એ ગામમાં અમારાથી કશું થાય નહીં.' મેં કહ્યું, 'ના, તમારે કશુંય કરવાનું નહીં, મારવાનું નહીં ને ઝૂડવાનુંય નહીં. તમારે એમ ત્યાં આગળ દેખાવ કરીને જતા રહેવાનું કે કોણ કોણ છે ? હવે તો અમારે તો પકડવા પડશે, એમ તેમ કહીને જતા રહેવાનું. એના પચાસ રૂપિયા આપી દઈશ.'

તે અમે ફોજદારને બોલાવ્યા, પણ ખાનગીમાં કહી રાખેલું કે માત્ર દમદાટી કરજો, કે બધાને પકડીને પૂરી દઈશ. અમારે કોઈનેય પકડવા નહોતા. પણ અમારી ગાડી જેમતેમ સેન્ટ્રલ સ્ટેશને પહોંચાડવાની હતી, ને તે છેલ્લે પહોંચી પણ ગઈ. અમારે તો હવે એ ગામ જોડે સંબંધ જ નહીં ને ! આ તો કામ નીકળે એટલું કામ, બાકી આ તો બધું ચોરાવાનું જ.

## વ્યવસ્થિતના જ્ઞાને ના હાલ્યું પેટનું પાણી

તે પાછો ફોજદાર આવે, એ કહે, 'શું શું ગયું ?' મેં કહ્યું, 'ગયું છે, અમુક સામાન-બામાન ગયો છે. તમે એકવાર છે તે આ લોકોને દબડાવો.' એ દબડાવી આવે. 'એય, આમ કરીશ, એય, હું આવું છું.' એમ કરીને પાછા સાત દહાડા જતા રહે. આપણે જાણીએ કે કાલથી ચાલુ થઈ જવાની છે ચોરીઓ. આપણે એ જ્ઞાનને જાણતા જ હોય. એ દબડાવે, એ ચોરી કરે, આપણે કરાવડાવીયે, બધું ચાલ્યા કરે. પણ વ્યવસ્થિતની બહાર કશું થઈ જવાનું નથી. તે બાર મહિના સુધી ચોરી થઈ. અમારે ત્યાં કોઈને પેટમાં પાણી હાલેલું નહીં. તે રોજ થયા કરે ને આપણે જાણ્યા કરવાનું, કે ભઈ, આટલી ચોરી થઈ આજ.

આપણે જાણીએ છીએ કે આ શાથી ચોરી કરે છે ? અને કેમ કરે છે ? આ 'કરે છે' કે 'થઈ રહી છે' એ બેમાં ફેર ખરો ?

**પ્રશ્નકર્તા :** બહુ મોટો ફેર.

**દાદાશ્રી :** શો ફેર ?

**પ્રશ્નકર્તા :** 'કરે છે' તેમાં તો એ કર્તાભાવ આવી જાય છે.

**દાદાશ્રી :** ના, નવેસરથી કરતો હોય ને, તો કરે છે કહેવાય. આ તો થઈ રહી છે, પહેલા જૂનું થઈ ગયેલું તે પ્રમાણે, ફિલમ પ્રમાણે થઈ રહ્યું છે. એટલે વ્યવસ્થિત છે ને ?

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત છે.

**દાદાશ્રી :** વ્યવસ્થિત નહીં ?

**પ્રશ્નકર્તા :** ચોક્કસ, દાદા.

**દાદાશ્રી :** આપણું જ્ઞાન બધું અવલંબનવાળું છે. સાચું અવલંબન તો બુદ્ધિથી પણ કરેક્ટ લાગે. ઊંઘમાં તો સૌ કોઈ ચોરવા દે કે નહીં ? ચોરવા જ દે ને ! તો જાગતા ચોરવા દે ને ! કારણ એ વ્યવસ્થિત છે.

જો અમને 'વ્યવસ્થિત'નું જ્ઞાન ના હોત તો અમે ના ચોરવા દેત. પણ આ 'વ્યવસ્થિત'નું જ્ઞાન, તે કિંચિત્‌માત્ર પેટનું પાણી હાલે નહીં.

## વ્યવસ્થિત પર અતૂટ ભરોસો નાનપણથી

**પ્રશ્નકર્તા :** દાદા, એક વાત ખરી, કે તમારી સાથેના સમાગમમાં એક વસ્તુ અત્યાર સુધી દેખાય છે કે તમને વ્યવસ્થિત પર એટલો બધો આમ ભરોસો છે કે રૂંવાડુંય ફરકે નહીં.

**દાદાશ્રી :** અરે, મને તો પેટમાં પાણીય હાલતું નહોતું. કારણ કે મારું જતું રહે તોય પૈસાની મને વૅલ્યૂ જ નહીં ને ! હું તો 'રહ્યું એ સાચું', એવું માનવાવાળો. એટલે વ્યવસ્થિતનુંય ત્યારે મને જાણે ભાન હોય ને, નાનપણથી એવું રહેતું'તું.

તે રોજ ચોરીઓ થાય તે અમે જોઈએ અને જાણીએ કે અમારું પોતાનું નથી તે જ ઉપાડી જાય છે ! આ તો જે ચોરી જવું હોય તે ચોરી જા. આત્મા ચોરી જવાનો છે ? અને છેવટે આત્મા જ જોઈએ છે ને ! આત્મા સિવાય બધું વોસરાવી દેવાનું છે. ને વહેલું ગયું તો જલદી ઉકેલ આવે. ને લોકને તો 'એ બધું જશે, ખાલી થઈ જશે.' મૂઆ ! ભરાયેલું શું હતું તે ખાલી થઈ જશે !

## ચોર થાકે પણ આપણે થાકવું નહીં

એટલે એ કામ પૂરું થતા સુધી એ લોકોએ ચોરીઓ કરી, પણ અમને પેટમાં પાણી નથી હાલ્યું. તારે જેટલી કરવી હોય એટલી કર ને ! હલે એ જુદો !

**પ્રશ્નકર્તા :** બે લાખ ખોવાના હોય તો હાલે કે ના હાલે તમારા ભાગીદારને ? તમને ના હાલે કદાચ. પણ બે લાખ જવાના હોય તો એમની લે-મેલ થઈ જાય.

**દાદાશ્રી :** ના, પાંચ લાખ જવાના હોય તોય ના હાલે ને !

**પ્રશ્નકર્તા :** તમારા ભાગીદારને ના હાલે ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** એ હૂંફને લઈને છે એ તો. વડને લીધે પેલી વેલ ના સૂકાય.

**દાદાશ્રી :** પણ તે દહાડે તો કશું થતું નહોતું.

**પ્રશ્નકર્તા :** તમે હો એટલે ચિંતા થતી હોય તોય બંધ થઈ જાય ને !

**દાદાશ્રી :** ના, કશું થયું જ નથી. જવાબદારી નહીં ને કોઈ જાતની. અમારા કોઈ ભાગીદારના પેટમાં પાણી નથી હાલ્યું. મેં કહ્યું હતું, કે 'રોજ ચોરીઓ થવાની છે, એવું આપણે નક્કી કરીને, સમજીને જ આગળ ચાલો.' કારણ કે સાચવનારા જ ચોરીઓ કરાવડાવે. હવે એ ગામ જ એવું હતું. એટલે મેં કહ્યું, 'ભઈ, આ ગામમાં હવે આવ્યા, અને આ જો ચોરીઓથી કંટાળી જઈશું તો આપણે હારી જઈશું. માટે ચોર થાકે, આપણે થાકીએ નહીં એવું કરવું. છો રોજ ચોરી કરે, આપણે અકળાવાનું નહીં.'

## સામાના મન પણ સુધર્યા ને છેવટે પૂજ્ય ગણ્યા

પણ રોજેય ચોરીઓ સહન કરી, મહીં દુર્ધ્યાન થયા સિવાય. અને પછી છેવટે ગામે શું કર્યું ? પછી એમણે માન આપ્યું. પાછું એમણે એમના ગામમાં સ્કૂલ બાંધી'તી ને, તે મારા હાથે ફાઉન્ડેશન નખાવ્યું. લે, બધી ચોરીઓ કરી ને ફાઉન્ડેશન મારા હાથે નખાવ્યું ! 'દાદાના હાથે અમારા સ્કૂલના ફાઉન્ડેશન કરાવડાવો', કહે છે. પછી પગે લાગવા આવ્યા બધા, પૂજા કરવા માંડ્યા બધા. હજીય આવે છે પગે લાગવા, એ સ્મગલરો પણ. આપણાથી એમને ત્યાં જવાય નહીં એવા આ સ્મગલરો. અને બધુંય કરે. પણ અમને તો માનભેર વળાવ્યા છેવટે બધાએ. છેવટે પૂજ્ય ગણ્યા. કારણ કે આપણે વઢવાડ કે ઝઘડો-બઘડો કશો નહીં કરેલો ને ! અને અમારું કામ પૂરું થયું ત્યારે આખા ગામે અમને હારતોરા પહેરાવી વિદાય આપી. અમારા મન બગડેલા નહીં તેથી એમનાયે મન સુધરી ગયા. તે આજ તેઓ જ અમારા ફોટાને જે' જે' કરે છે.

❖❖❖❖❖

# [૧૫]
# ધંધામાં કાળાબજાર અને ચોરી

## [૧૫.૧]
## કાળાબજારનું નાણું - ખપ્યું એલેપ્પી પેઢીમાં

### કર્યા મોટા ધંધાઓ ને લોકોએ છેતર્યા બહુ

**પ્રશ્નકર્તા :** દાદા, એલેપ્પીમાં તમે ધંધો કરેલો, એની વાત કરો ને !

**દાદાશ્રી :** હા, તે અમારો બિઝનેસ હતો. 'વેસ્ટર્ન ઈન્ડિયા ટ્રેડિંગ કૉર્પોરેશન' કંપની કાઢેલી અમે. સૂંઠ-મરી બધું મોટું જબરજસ્ત કામ ! સંભારવાનું રહી ગયું, રૂપિયા લઈ ગયું. કાળાબજારના આવ્યા'તા એ બધું લઈ ગયું ને સંભારણા રહી, યાદ કરવાની રહી. નહીં ? વધારાના રૂપિયા કમાયેલા એ બધા જતા રહ્યા. મોટી પેઢી કાઢેલી જબરજસ્ત ! તે અહીં ચાલે બિઝનેસ, ત્યાંય બિઝનેસ ચાલે. અહીં છે તે સ્ટીલ ટ્રેડિંગ...

**પ્રશ્નકર્તા :** કૉર્પોરેશન, હા.

**દાદાશ્રી :** સ્ટીલ ફેબ્રિકેશનનું હતું. મોટા મોટા બિઝનેસ, ફેબ્રિકેશનના બહુ મોટા કામ કરેલા. આખુંય કારખાનું જ હતું ને આપણે ત્યાં.

**પ્રશ્નકર્તા :** અને રોડના ને P.W.D.ના પણ કામો કર્યા, દાદાજી ? ગવર્મેન્ટના કામો પણ કોન્ટ્રાક્ટર તરીકે ?

**દાદાશ્રી :** એય બહુ કરેલા. મોટા મોટા રોડના ને એ બધાના. પણ આય ફેબ્રિકેશન બહુ કર્યા. એમાં બે-ત્રણ લાખ રૂપિયાની લૉસ (ખોટ) આવી એટલે પછી બંધ કરી દીધેલું. ખાનગીમાં, પ્રાઈવેટ (ઊંધા-ચત્તા) કરેલા હોય ને ! અને જ્યાં જુઓ ત્યાં ઝઘડા. ઝઘડા સિવાય બીજી વાત નહીં. આપણાથી કોઈનું ઘલાય નહીં ને લોકો આપણું ઘાલી જાય. કંઈક હશે ત્યારે લોક ઘાલી ગયા હશે ને, કોઈ મફત ઓછા ઘાલી જાય એવા છે ! માલેય એવો ને, જૂઠો માલ !

## બધેથી થાકીને છેવટે ખોળ્યું પોતાનું સુખ

અમારી સ્ટીલ કન્સ્ટ્રક્શનની બહુ મોટી કંપની હતી. ૧૯૪૯માં ઘણા બધા પૈસા દબાઈ ગયા ને, એટલે બંધ કરી દીધેલી. એટલે બધા ધંધા કરી ચૂકેલા. અને નટ-બૉલ્ટ બધું બનાવી ચૂકેલા, કશું બાકી નહીં રાખેલું. મોટા મોટા સ્ટીલ કન્સ્ટ્રક્શનો કર્યા, બધું બહુ તોફાન કર્યું. કશું હાથમાં રહ્યું નહીં.

**પ્રશ્નકર્તા :** હા, એટલે નૉલેજ (જ્ઞાન) છે બધું.

**દાદાશ્રી :** હા, તે બધા ઉંદર મારીને આ બિલાડી ઉપર બેઠેલી છે ! ('સો ઉંદર મારીને બિલાડી હજ કરવા નીકળી') બધામાં સુખ ના જોયું એટલે પોતાનું સુખ ખોળી કાઢ્યું પછી.

**પ્રશ્નકર્તા :** હવે તો આપ એ સુખ વહેંચો છો ને બધાને !

**દાદાશ્રી :** હા, પણ 'જે સુખ હું પામ્યો એ બીજા લોક પામો' એ જ મારી ભાવના છે જગતમાં ! કારણ કે બધા ધંધા કર્યા પણ માર જ ખાધેલો છે. માર ખવડાવ્યો નથી લોકોને. આખી જિંદગી માર ખા ખા જ કર્યો છે લોકોનો. લોકોએ જે માર માર્યો તેને માટે સામું રિએક્શન નથી કર્યું.

**પ્રશ્નકર્તા :** એ આપના પુસ્તકો વાંચીએ છીએ ત્યારે એ જ ખ્યાલ આવે છે.

**દાદાશ્રી :** આ બધુંય... અહીંથી એલેપ્પી સુધી બિઝનેસ હતો.

ત્રાવણકોર સ્ટેટમાં, એલેપ્પીમાં સૂંઠ-મરીનું મોટું જબરજસ્ત કૉર્પોરેશન હતું. બધુંય કરી ચૂક્યા પણ છેવટે થાક્યા બધાથી.

**પ્રશ્નકર્તા :** બહુ મહેનત કરી હશે ત્યારે ?

**દાદાશ્રી :** હા, બહુ મહેનત, ખૂબ મહેનત કરેલી. લોકોએ નવડાય નવડાય (છેતર-છેતર) કરેલા. અને ન્યાય-અન્યાય, આ અમારું જ ફળ આપેલું. લોક શું કહે ? 'પેલા લોકોએ તમને નવડાયા ?' મેં કહ્યું, 'નવડાયા પણ પાણી અમારું જ હતું !'

## વિટકો એન્જિનિયરિંગ નામની કંપની

એટલે માર બહુ ખાધેલા. કાળાબજાર કર્યા ને બધું કર્યું અને માર-ઉપાધિઓ થઈ ઊલટી.

**પ્રશ્નકર્તા :** દાદા, ત્યારે કાળાબજાર હતા નહીં.

**દાદાશ્રી :** અરે, હતા ! કાળાબજાર થયા'તા. ૧૯૪૨માં વડોદરામાં અમે કારખાનું કાઢેલું. વિટકો એન્જિનિયરિંગ કંપની, તે આપણે કપાસ ઉખાડવાના ચીપિયા આવતા'તા ને, એવું બધું. બહુ મોટું કારખાનું હતું.

**પ્રશ્નકર્તા :** હા, વિટકો કંપની, દાદા. પ્રતાપનગરમાં.

**દાદાશ્રી :** એ અમારી માલિકીની. હું ને સી. પટેલ બે, વિટકો એન્જિનિયરિંગના માલિક અમે.

**પ્રશ્નકર્તા :** ફેક્ટરી બેસી ગઈ તમારી ?

**દાદાશ્રી :** એની મહીં બેને મતભેદ પડ્યો એટલે બંધ કરી દીધું. ત્યાંથી કાઢી જ નખાવ્યું અને પછી અહીં બૉમ્બે લાવ્યો, વિટકો કંપની આખી. એ વિટકો એન્જિનિયરિંગના માલિક જ અમે. મારા ભાગીદાર અને અમે બે જણા થઈ અને કાઢેલું. તે પાછું મારાથી તો કામ તો થાય નહીં, આપણે તો રાજેશ્રી માણસ, એટલે પાછો વર્કિંગ પાર્ટનર તરીકે એક ત્રીજો ભાગીદાર મૂકેલો.

## કાળની અસરમાં ચાલુ થયો કાળોબજાર

લોખંડનું કારખાનું હતું, એટલે એનું ફેબ્રિકેશન કામ હતું. ત્યારે ફેબ્રિકેશન વર્ક બધા લેતા'તા. મોટા મોટા કારખાના હતા, એટલે લોખંડ તો પુષ્કળ જોઈએ એમાં, ઘણું જોઈએ. પણ તે દહાડે લોખંડ કેટલું ? કે ત્રણસો રૂપિયે ભાવ. અને સ્ક્રેપમાં (ભંગારમાં) સવા બસ્સોએ લાવીએ. તે સ્ક્રેપમાંય સારો માલ નીકળે બધો. અમારે ફેબ્રિકેશનમાં સ્ક્રેપનો માલ જોઈએ ને બધો ? ત્યારે ત્રણસો રૂપિયાનો ભાવ, અત્યારે તો પાંચ હજાર રૂપિયા ભાવ છે.

**પ્રશ્નકર્તા :** પાંચ હજારથી પંદર હજાર, જેવો માલ.

**દાદાશ્રી :** અરે, અમે આ ૧૯૬૮ની સાલ સુધી હજાર રૂપિયામાં લાવતા'તા. અમારે જયગડની જેટી બાંધવાની હતી ને, તે ૧૯૬૮ની સાલમાં અહીંથી લઈ જતા'તા હજાર રૂપિયે. અને આટલા વર્ષમાં તો પાંચ હજાર થઈ ગયા !

**પ્રશ્નકર્તા :** એ વખતના ત્રણસો રૂપિયા એટલે એ પણ ઘણા ને ?

**દાદાશ્રી :** ત્રણસો, પણ અમારે બજારમાં વેચાય તો નવસો આવતા'તા.

**પ્રશ્નકર્તા :** એમ કેમ, દાદા ?

**દાદાશ્રી :** કાળોબજાર !

**પ્રશ્નકર્તા :** કાળોબજાર એ વખતે થતો'તો ?

**દાદાશ્રી :** કાળોબજાર એટલે એવો કંઈ હતો નહીં તે દહાડે. પણ કાળોબજાર કોને કહેવામાં આવે છે ? જો ગવર્મેન્ટ છે તે તમને કંટ્રોલ ભાવે આપે છે, તે પંદર રૂપિયા હંડરવેટના* છે અને તમે લો છો ચાલીસ.

**પ્રશ્નકર્તા :** બરાબર, ગવર્મેન્ટનો માલ કંટ્રોલના ભાવે મળે.

*હંડરવેટ - ટનનો વીસમો ભાગ

**દાદાશ્રી :** ગવર્મેન્ટનો માલ નહીં, ગવર્મેન્ટ માલ અપાવતી'તી, આ કારખાનામાં પોતાનું મટિરિયલ્સ બનાવવા માટે.

**પ્રશ્નકર્તા :** હા, એ તમે બહાર વેચો તો વધારે પૈસા મળે.

**દાદાશ્રી :** તે આ વેચીએ એટલે કાળોબજાર થાય.

**પ્રશ્નકર્તા :** હા, એ બરોબર છે. એ કાળોબજાર ખરો.

**દાદાશ્રી :** ઈચ્છા નહીં હોવા છતાં કાળોબજાર પેસી ગયેલો. આ વિચિત્ર કાળમાં ઘડીમાં ધંધા આવે ને કાળાબજારે ચડી જવાય. બધો સંગ તો કંઈ અસર કર્યા વગર રહે જ નહીં ને ! અમારેય કાળાબજાર ચાલ્યા જ કરતા'તા ને, ધંધા મોટા એટલે.

**પ્રશ્નકર્તા :** દાદા, પણ આત્મામાં જાગૃતિ હતી ને, તમારી ?

**દાદાશ્રી :** જાગૃતિ બધી ખરી પણ કાળાબજારની અસરો બધી થયા કરે ને ! સંગ બધો ખરો ને, આનો આ જ.

## સિદ્ધાંતવાદી તે પહેલા તો નહોતો થવા દીધો કાળોબજાર

**પ્રશ્નકર્તા :** પણ દાદા, તમે એ કાળાબજારના સંગમાં કેવી રીતે ફસાયા, એ કહો ને !

**દાદાશ્રી :** એ તો લોખંડનું કારખાનું અને પેલા ચીપિયા બનાવતા હતા, આ છે તે કપાસની કરાંઠીઓ* ખેંચવાના અને એવું તેવું બધું, બીજા હથિયારો બધા, એગ્રિકલ્ચર ઈન્સ્ટ્રુમેન્ટ્સ. અમે એના કોન્ટ્રાક્ટ લીધેલા. તે સરકાર સસ્તા ભાવનું લોખંડ બધું સપ્લાય કરે ને, તે વધારાનું લોખંડ આવે. તે દહાડે અગિયાર રૂપિયે હંડરવેટ. એટલે બસ્સોને વીસ રૂપિયે ટન. અને બહાર તેત્રીસ રૂપિયા ભાવ ચાલે. અહીં અમારા ભાગીદારના કન્ટ્રાક્ટના ધંધામાં સરકાર પાઈપ દોઢ આને ફૂટ આપે અને બહાર એક રૂપિયો ભાવ ચાલે.

હવે સરકાર મારી ઓળખાણથી બધું લોખંડ આપે જબરજસ્ત. તે

*કરાંઠીઓ - કપાસ, તુવેર વગેરેની સૂકી ડાંખળી

લોખંડ પછી શું કરવું, અહીં બધું વપરાય નહીં. હવે આપણે પૈસામાં ગૂંચાઈ જઈએ. પેલો માલ પુષ્કળ પડી રહ્યો, એટલે પૈસા છૂટા કરવા માટે આપણે કંઈક કરવું જ પડે ને ? એને થોડું વેચવું તો પડે જ ને ? તે પછી આ કાળોબજાર કરાય નહીં. ત્યારે આ મૂળ ભાવે અપાય નહીં. હવે અહીંયા બધી ફસામણ !

એટલે પેલા બધા કહે, કે 'શું કરીશું ? વેચી દો ને આપણે. ભાવ સારો આવશે.' ચાર ગણા ભાવ આવે.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** પછી મેં કહ્યું, 'ભઈ, કાળોબજાર કેમ થાય, સરકાર આપણને ઓછા ભાવે આપે છે.' ત્યારે કહે, 'પાછું આપશો તો ફરી નહીં આપે, આપણે જરૂર હશે તોય નહીં આપે.'

**પ્રશ્નકર્તા :** અચ્છા. બરાબર.

**દાદાશ્રી :** તે બધા વિકલ્પ કરી જોયા. તે પછી સિદ્ધાંતવાદી એટલે, 'અમારે કંઈ કાળોબજાર નથી કરવો', કહ્યું. એટલે અમે વેચતા નહોતા. અમારા પ્રિન્સિપલમાં રહેલા, તે કાળોબજાર બાર મહિના સુધી ના કર્યો.

## ઈચ્છા નહીં છતાંયે થયો કાળોબજાર

કાળોબજાર નહીં કરવાની ઈચ્છા. દાનત ચોર નહીં જરાય આવી. પણ કંઈક બુદ્ધિએ માર ખવડાવી દીધો. શી રીતે માર ખવડાવ્યો ? પેલું લોખંડ તો ભેગું થવા માંડ્યું. અને પૈસા આપણી પાસે રકમ જરા વ્યાજે લાવવી પડી. તે મને એક જણે અક્કલ દેખાડી. એક-બે હતા ને, તે દલાલો મારા ઓળખાણવાળા હતા. તે કહે, 'સાહેબ, આટલો બધો માલ છે, અમને આપતા હોય તો શું ખોટું ?' મેં કહ્યું, 'ભઈ, કાળોબજાર અમારાથી ના થાય.' તે મને કહે છે, 'આટલા બધા લાગણીવાળા માણસ થઈ અને તમે જાતે ધંધો ના કરો પણ અમને તો કરાવડાવો, બળ્યું. અમે તો દુઃખી, અમારું દુઃખ તો મટે. સાહેબ, તમે ભાવ ના લ્યો ને કાળોબજાર ના કરો તેનો વાંધો નહીં, પણ અમારા જેવા ગરીબનું રાગે

પડે ને ! મારા જેવાનું પેટિયું ચાલે એવું તો કંઈ કરી આપો.' ત્યારે મેં જાણ્યું, આનું બિચારાનું કામ થતું હોય તો થવા દો. એટલે આ મને લાગણી આવી, દયા થઈ. હવે એ હું ભૂલ ખઈ ગયો ત્યાં આગળ.

'એટલે કાળાબજારના ભાવ ભલે તેત્રીસ રૂપિયા છે, એ તમે ના લેશો પણ મારા જેવાનું પેટિયું નીકળે એવું તો કંઈ કરી આપો.' ત્યારે મેં કહ્યું, 'પણ તે તને વેચવું પડે ને ?' 'હા, ઓછું લઈને આપો એટલે અમારે પેટિયું નીકળે', કહે. ત્યારે મેં કહ્યું, 'તમને શું ભાવે આપીએ ?' ત્યારે કહે, 'બજારમાં તેત્રીસ રૂપિયા ભાવ ચાલતો હોય તો અમને ઓછા રૂપિયે આપો. એટલે કાળોબજાર કહેવાય નહીં એને.' એટલે મને પેલું સમજણ ના પડી કે આ શું ભૂલ થાય છે આપણી. મેં કહ્યું, 'એમનું દુઃખ મટતું હોય તો ભલે.' તે મેં કહ્યું, 'શું ભાવે અમારાથી વેચાય ?' ત્યારે કહે છે, 'તેત્રીસ ભાવ ચાલે છે અત્યારે હંડરવેટના, તે પાંચ અમારી પાસેથી ઓછા લો.' તો મેં કહ્યું, 'ના, પાંચ નહીં, સાત ઓછા.' પણ મેં શું જાણ્યું, કે એમના મનને સંતોષ થયો એટલે આપણે કાળોબજાર ના કહેવાય.

પછી એની પાસેથી લેનારા માણસને મેં પૂછયું ને, ત્યારે કહે છે, 'પાંત્રીસ રૂપિયા લે છે. તમને તો તેત્રીસે કીધું ને, ત્યાં બજારમાં તેત્રીસ ચાલે ને એણે પાંત્રીસ લીધા મારી પાસેથી.' 'અલ્યા, છવ્વીસમાં આપું છું ને આ પાંત્રીસ લે છે ?' એટલે મેં જાણ્યું, આ તો ઊલટા બકરા વધેરવા માંડ્યા. તે કાળોબજાર કરવો નહોતો ને શિખવાડ્યો પેલાએ. હું જાણું કે આ બિચારો કમાઈને ખાય, રોટલા રળી ખાય. પણ પછી તો મેં હિસાબ કાઢેલો કે તે દલાલે પાંત્રીસમાં વેચ્યું. એટલે મેં કહ્યું, 'આ તો ઊલટું ઘરાકને આપણે મુશ્કેલીમાં મૂક્યા. એને સીધું તેત્રીસમાં આપ્યું હોત તો એ કાળોબજાર સારો કહેવાત. આ તો કાળોબજારનો બાપ કર્યો !' હવે તે દહાડે મનમાં એમ થઈ ગયેલું કે આ એના મનને સંતોષ થયો. હવે પેલો આમ કરીને ફસાવી ગયો, કે તમે તો અમારું ઘર ઠેલવ્યું (ઠેલવું - ટેકો દેવો) આ ! હવે પાંચને બદલે સાત રૂપિયા ઓછાએ કોણ આપે એ ઘડીએ, હંડરવેટે ? તે મેં માથે આરોપ ના આવે એટલા હારુ બે વધારે ઓછા કરી આપ્યા. એ રાજી રહે એટલા હારુ.

## લાગણી રાખવા ગયા ને ચાલુ થઈ ગયો કાળોબજાર

પછી ખબર પડી આ તો, કે હારા, દલાલિયા બનાવી ગયા. મારા મનમાં લાગણી થઈ કે એનું ઘર ચાલે તો સારું. પણ એ તો મોટો કસાઈ બેસાડ્યો. આવું બધું કંઈ સમજણ નહીં ને ! તે પછી માર ખાધા. તે છેતરી ગયો આવી રીતે. આ તો દલાલો થાપટ મારી જાય, કે 'સાહેબ, મારું ઘર ચાલે, તમારે લીધે પેટિયું ચાલે' કહે. એટલે આપણે જાણીએ કે ઓહોહો ! આપણે લીધે જ ચાલે છે આ દુનિયા ! આપણા અજવાળાથી જ આ ચાલ્યું છે ને બધું, એવું લાગે ! લોક આપણને ઊંચે બેસાડી દે ને !

**પ્રશ્નકર્તા :** ખરી વાત છે.

**દાદાશ્રી :** અને બધી રીતે માણસ ઝંપલાવે નહીં એવું બને જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** નહીં બને.

**દાદાશ્રી :** જ્યાં સુધી જ્ઞાન ના હોય.

**પ્રશ્નકર્તા :** ત્યાં સુધી બરોબર છે.

**દાદાશ્રી :** એટલે પછી મને સમજાયું કે આ તો છેવટે કાળું જ કર્યું. ઊલટું પેલા લોકોને, મૂળ ઘરાકને તો પાંત્રીસ રૂપિયે મળે છે. એટલે ઊલટું આ દલાલને આપ્યું, એના કરતા ઘરાકને સીધું આપ્યું હોત તો સારું થાત. આ તો ઊલટું ડબલ ચોર ! લોકોની પાસે વધારે લૂંટાવડાવ્યું. એના કરતા આપણે સીધું આપો હવે. એમ કરતું કરતું સ્લિપ થતું થતું કાળોબજાર થઈ ગયો, પેલાની ઉપર લાગણી રાખવા જતા. નહીં તો મનમાં એવું, કે કાળોબજાર કરવો જ નથી. પણ પેલા બિચારાને કમાવડાવા જતા હું કાળાબજારમાં પેસી ગયો. આ શીખી ગયા પછી. નાણું આવતું થયું. અગિયારના તેત્રીસ, અગિયારના તેત્રીસ ! એટલે આ બધું સમજાયું પછી પાછળથી.

ઈચ્છા નહીં આવું ભેગું કરવાની, લોકોએ શિખવાડ્યો કાળોબજાર. આ અમને મતિ પહોંચેલી નહીં તે વખતે. હું જાણું કે આ દલાલને

બિચારાને ખર્ચ નીકળશે, પણ એને ખર્ચ નીકળવાની પાછળ એ આમ પબ્લિકને શું થયું ? એ હું અગિયારના તેત્રીસ લેતો હતો, એ બધો કાળોબજાર. એવા કેટલાક લોકોને લાઈસન્સ હોય છે, બીજું હોય છે, ત્રીજું હોય છે, એ બધાના દુરુપયોગ, એ બધા કાળોબજાર કહેવાય.

## કાળું નાણું રોમે રોમે કૈડવા માંડ્યું

૧૯૪૨થી ૧૯૪૬ સુધી કાળોબજાર કર્યો. તે મારી પાસે કાળું નાણું બેએક લાખ રૂપિયા આવ્યું હતું તે વખતે, તે અમારા ભાગીદાર ને મારા નામ પર. એટલે મને તો વિચારમાંય નહીં આવું કાળાબજાર કરવું કે આવું કોઈને દુઃખ દેવું કે આવું કોઈ પૈસા ભેગા કરવા, એવી ભાવના નહીં. છતાં આવી ગયું, તે પછી જોઈ લો, પરિણામ એના. સારા મા-બાપનો છોકરો હોય ને ચોરી કરી લાવે તો એને ઊંઘ કેટલા દહાડા આવે ?

**પ્રશ્નકર્તા :** ન આવે.

**દાદાશ્રી :** ખૂંચ્યા કરે ને ? એ તો મને રોમે રોમે કૈડવા માંડ્યું. એટલે મેં અમારા ભાગીદારને કહ્યું, 'આ તમારી પાસે ને મારી પાસે આ (કાળાબજારની) મૂડી છે, એ જતી રહે વહેલામાં વહેલી તકે, આ નાણું ઠેકાણે પડી જાય તો નિરાંત થાય.' ત્યારે કહે, 'આવું કેમ બોલો છો ?' ત્યારે મેં કહ્યું, 'ના, ત્યારે પાછું રાખીને શું કરવું છે ? એ જાય તો સારું અહીંથી, કાળું નાણું.' એકના ચાર, ફ્રી ઑફ કૉસ્ટ, મહેનત નહીં, મજૂરીય નહીં. પરસેવો પડ્યો હોય તેય રહેતું નથી.

## કોઈ વિરલો જ બાધા રાખે કે નાણું જલદી જાય

**પ્રશ્નકર્તા :** આ બ્લેક માર્કેટનો પૈસો વગર મહેનતનો કેવી રીતના થયો ? એમાં મહેનત તો કરી હશે ને ?

**દાદાશ્રી :** બ્લેક માર્કેટ એટલે પૈસો કઈ રીતનો છે, તે આપણે જોવું પડે, બીજું કશું નહીં. ઈન્કમટેક્ષ બચાવવા માટે જ કર્યો હોય, તે રસ્તો જુદો છે ને બીજી રીતે લીધા હોય તે જુદું છે.

**પ્રશ્નકર્તા :** પણ આજે પૈસા આ રીતે જ ભેગા થાય છે ને ? સાચી મહેનતના પૈસા કેટલા ?

**દાદાશ્રી :** હા, પણ તેથી તે આ ઊલટી ઉપાધિ થાય છે. એટલે મેં નક્કી કરેલું, 'હે ભગવાન, આ નાણું અહીંથી જાવ હવે !' જ્યારે હતું ત્યારે નક્કી કરેલું. પછી રોમે રોમે કૈડવા માંડ્યું, રાતેય કૈડે. કેટલાક ફેરે મને ઊંઘેય નથી આવી. આની બાધા રાખેલી કે આ જાય તો સારું, વહેલા જાય તો સારું. મારે ઘેર શાંતિ હતી તેને બદલે આ ઉપાધિ આવી પાછી ! મારે બાર મહિને પાંચસો-સાતસો રૂપિયા વધે, હજાર વધે, એટલો મારો કોન્ટ્રાક્ટનો ધંધો ચાલ્યા કરે અને ખર્ચ નીકળે. સારી રીતે જાહોજલાલીથી ખર્ચ નીકળે, પછી બીજું શું જોઈએ આપણને ? તેને બદલે આ તોફાન ક્યાં આવી પેઠું ? સુંવાળા માણસ, તે રાત-દહાડો ઊંઘ ના આવે.

તે આવા કર્મ કરેલા નહીં અને કરતા થઈ ગયા. કારણ લમણે લખેલા, તે છૂટકો ના થયો. પણ મને આ પૈસા દુઃખદાયી લાગેલા ઠેઠ સુધી, આખી જિંદગી સુધી. મૂળ બહુ દુઃખ થયા કરે કે આ ખોટું નાણું આવી રહ્યું છે. નથી જોઈતું એ નાણું આવી રહ્યું છે.

## કાળાબજારનું ધન નાખ્યું એલેપ્પીમાં

અને એક બાજુ લોકો કહે કે 'બીજા ધંધા કરો, આમ કરો, લોકોને ઠેકાણે પાડો.' એટલે પછી આમ ત્રાવણકોર સ્ટેટમાં એલેપ્પીમાં મોટી ઑફિસો કાઢી'તી. તે આપણે ત્યાં ત્રાવણકોર સ્ટેટ છે, સાંભળ્યું છે ? કેરાલા કહે છે તે. કેરાલા, છેલ્લામાં છેલ્લું, કન્યાકુમારી પાસે.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તે ત્યાં આગળથી અલપઈ સૂંઠ આવે છે આપણે ત્યાં. તે એલેપ્પી મોટું શહેર છે, દરિયા કિનારા ઉપર, બંદર છે. તે ત્યાંના સૂંઠ-મરીનો મોટો બિઝનેસ હતો અમારો. મોટી જબરજસ્ત ઑફિસ કાઢી'તી.

**પ્રશ્નકર્તા :** સૂંઠ-મરી સિવાય બીજું શું શું હતું ?

**દાદાશ્રી :** સૂંઠ, મરી, લવિંગ, જાયફળ, જાવંતરી, બધુંય.

એટલે ત્યાં જવું-આવવું પડે ને અહીં બૉમ્બેમાં કોન્ટ્રાક્ટનો બિઝનેસ અને કારખાનું હતું લોખંડનું. એટલે બત્રીસથી લગભગ પાંત્રીસની ઉંમરમાં ત્યારે જતી વખતે હું દેશમાંથી નીકળું, તે મદ્રાસ થઈને ફરીને ના જઉ હું, પણ ઉટાકામંડ ઉપર પહેલો જઈ અને ત્યાં હિલ સ્ટેશન પર ચાર દહાડા રહું અને પછી છે તે ત્યાં જઉ ઑફિસ પર. તે ત્યાં અલપઈમાં કચ્છી ખરા ને, તે બધા ઓળખે મને, પણ હું તો જતો નહોતો બહુ. ત્યાં તો આપણને પોસાય નહીં. આ તો આપણે તો ધર્મિષ્ઠ માણસ, પૈસાની જરૂર નથી જેને. ગજવામાંય પૈસા ના જોઈએ. જેને મુંબઈ શહેરમાં કોઈ વસ્તુ ખેંચે નહીં. મુંબઈ શહેરની વસ્તુ મફત વેચાય તોય ખેંચે નહીં, એ પુરુષને મુંબઈ શહેર શું કરવાનું હતું !

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** આખું મફત વેચાતું હોય તોય જેને ખેંચે નહીં. વસ્તુ ખેંચે ત્યારે... જેને પુદ્‌ગલની ખેંચ જ નથી.

**પ્રશ્નકર્તા :** હા, દાદા, આ એલેપ્પી કઈ સાલમાં કર્યું'તું ?

**દાદાશ્રી :** ૧૯૪૩-૧૯૪૪થી ૧૯૫૧ સુધી લગભગ, એલેપ્પીમાં ત્યાં પેઢી કાઢેલી. હેય... ત્યાં મોટા ટાઈપરાઈટર બધું, ધમધોકાર ચાલે. તે દહાડે અમે લોંગ કોટ પહેરીએ આમ, શેઠ આવ્યા ! અને શેઠ આમ ચોરીઓ કરે અંદરખાને ! ચોરી કરીને આ નાણું ભેગું કરેલું.

નામ તો મોટું કાઢેલું. 'વેસ્ટર્ન ઈન્ડિયા ટ્રેડિંગ કૉર્પોરેશન' એ મરીની જબરજસ્ત પેઢી કાઢેલી. અને તેમાં પત્રામલ શેઠના હાથે ઓપનિંગ કરેલું ત્યાં. પત્રામલ શેઠ એ કચ્છી, બહુ કરોડાધિપતિ હતો, કોટ્યાધિપતિ હતો. તે દહાડે એલેપ્પીમાં મોટો જબરદસ્ત શેઠિયો ગણાતો. અને ચાર-પાંચ વર્ષ પછી હું ફરી ત્યાં ગયો, ત્યારે મેં અમારા ભાગીદારને કહ્યું, 'આ પેલા શેઠ ક્યાં છે ?' 'એ તો ખલાસ થઈ ગયા !' કહે છે. મેં કહ્યું, 'હેંડો, આપણે મળીએ.' એટલે ત્યાં મળવા ગયા ત્યારે એ એમને ત્યાં જ સર્વિસ કરતા હતા. એમણે જે મકાનો લીધેલા વેચાતા,

એને ત્યાં જ સર્વિસ કરતા હતા. પણ સર્વિસવાળાય સરસ, એ પણ એમના ગજા પ્રમાણે પૈસા સારા આપે. એમના ખર્ચા નીકળે એવું એમને આપતા હતા. પણ શેઠને ત્યાં રાખેલા. આવું બધું થાય છે !

તે મરીનો મોટો બિઝનેસ ચાલ્યો ત્યાં આગળ. તે કાળાબજારનું ધન ભેગું થયું ને, તે ત્યાં ઑફિસમાં નાખ્યું પછી.

## પેલું નાણું ગયું તે થઈ નિરાંત !

તે બળ્યું ત્યાં આગળ પછી ખોટો ગઈ. આઠ વર્ષ એ પેઢી ચાલી. મેં કહ્યું, 'નિરાંત થઈ ગઈ, આ નાણું ગયું તે આપણે ફાવ્યા, કમાયા !' એટલે એ નાણું ગયું એલેપ્પીના બજારમાં હડહડાટ. ઊટી ઉપર જઈ અને પછી ત્યાં એલેપ્પી જઈ અને પછી દરિયામાં પેસી ગયું, હડહડાટ. અમારા ભાગીદાર કહે છે, 'હેંડ્યું, હેંડ્યું, હેંડ્યું.' મેં કહ્યું, 'તમે ના જશો !' એટલે પછી પાછા એ રિપેર કરવા ગયા, અમારા ભાગીદાર. કહે છે, 'હવે રાગે પાડી દઉં ફરી ત્યાં જઈને.' એટલે થોડો બિઝનેસ વધાર્યો, આમ કર્યું ને તેમ કર્યું. ત્યારે મેં એમને કહેલું, મેં કહ્યું, 'આપણું કામ નહીં, આપણે ક્ષત્રિયો છીએ અને આ કચ્છી લોકો વણિકો છે.' અને ત્યાં આગળ એમની પાસે પેલા શેરબજારના કાર્ડ હોય.

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** શેના બજારના ? પેલા સટ્ટા બજારના.

**પ્રશ્નકર્તા :** હા, મેમ્બરશિપ કાર્ડ.

**દાદાશ્રી :** મેમ્બરશિપ કાર્ડ, તેમાં મરીનો સટ્ટો જબરજસ્ત ચાલ્યા કરે. એમાં આપણું કાર્ડ તો રાખવું જ પડે, ધંધો લીધો એટલે. મરીયા બધા રાખીએ, તો કાર્ડ તો રાખવું જ પડે ને ! કાલે સવારે ભાવ બેસી જાય તો એ સોદો વેચી રાખવો જોઈએ, એ તો બધું કરવું પડે ને ? ના કરવું પડે ? શેરબજારમાં એ તો હોય જ ને, પેલું સટ્ટામાં ? કારણ કે સૂંઠ-મરી ને જાયફળ ને એ બધું ખરું ને, તે સટ્ટો જ કરવો પડે ને ? લિયા-દિયા કરવા પડે ને ? તે એક મહિનામાં ત્રણ નાદારીઓ

શેઠિયાઓએ નોંધાવી. અને અમારા તો રૂપિયા ત્રીસ હજાર મહિનામાં ગયા, આ ત્રણમાં. તે દર મહિને છે તે બે પડ્યા હોય કચ્છી કે બે ગુજરાતી પડ્યા હોય, કોઈ એક મારવાડી પડ્યો હોય, પણ મેં અમારા ભાગીદારને કહ્યું, 'આપણે ક્ષત્રિય, આપણાથી પડાય નહીં અને આ લોકોના ટોળામાં રહેવાનું, બે પોસાય નહીં.' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** ટોળામાં રહેવાનું પોસાય નહીં.

**દાદાશ્રી :** આપણે તો મિલકત જાય તોય આ કામ આપણાથી ના થાય. આ લોકો કરે, એમને કાયમની પ્રેક્ટિસ છે. આપણને પ્રેક્ટિસ પડેલી નથી. પ્રેક્ટિસ હોવી જોઈએ કે ના હોવી જોઈએ ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** એની પ્રેક્ટિસ નહીં.

## વાણિયાના ટોળામાં એકલા જ પટેલ

અને પાછી અમારી પાર્ટી નાની, અમારા ભાગીદાર ને અમારી. અને વાત થાય ત્યારે મોટી, મિલમાલિક જેવી ! એ ડોળ પુષ્કળ, પાર વગરનો ડોળ ! મોટી જબરજસ્ત પેઢી ખરી ! દોઢ-બે લાખનું રોકાણ આખું. લોક તો કહે કે 'ચાલીસ લાખ રોકાયેલા છે.' તે મગનભાઈ શંકરભાઈએ એવું કહ્યું, કે 'મને તમારી જોડે પેઢી કાઢવી છે.' મેં કહ્યું, 'આ આપણે ફસાયા, તે પાછું એમની જોડે ક્યાં કાઢવાનું ?' એ કોણ કાઢી શકે, કે જેને દર મહિને નામ બદલવાનું હોય ને, તે કાઢી શકે. કારણ કે દર મહિને બે પાર્ટી તૂટતી હોય, તે આપણા દસ-વીસ હજાર જતા જ હોય. હવે ત્યાં એ લોકો, કે જે પાર્ટી તૂટતી હોય તેમનો છે તે એ મેળો. હવે એમાં અમે ચરોતરના પાટીદાર પેઠા. ધંધો કોના હાથમાં ? ત્યારે કહે, 'વાણિયા લોકોના.' એમની વચ્ચે અમે એકલા પટેલ.

## આપણી જ્ઞાતિ જુદી, નાદારી ના કઢાય

આ ધંધો ખૂબ લાંબો, ઠોકાઠોક કરી કમાયો તો કમાયો, નહિતર

પછી પડી ગયો તો પાર્ટી બેસી જાય. પણ બેસી જાય તે પાછા આ બધા પાર્ટીવાળા ઊભો કરે એને. એ સિસ્ટમ ગોઠવેલી, બધા ભેગા થઈને એને ઊભો કરે. થોડા થોડા પૈસા લઈ અને પતાવી દે ચાર આનીમાં કે છ આનીમાં. પાછો એને ઊભો કરે પાછું ધીરીને. કારણ કે ફરી બકરા તો જોઈએ ને ?

એટલે પછી અમે ભાગીદારને કહ્યું, 'આ દર મહિને એક પાર્ટી બેસી જાય તો આપણે ભાગ શું રહે ? તો કયા મહિનામાં આપણે બેસી જવાનું ? વારાફરથી તારો અને તારા પછી મારો.' એ વાણિયા કરે, અમારે તો શું કામ ? અમારે ત્યાં તો ઘેર તરત જ ખબર આવી જાય કે નાદારી કાઢી આ લોકોએ. પાટિયું બદલ્યું. એટલે મેં અમારા ભાગીદારને કહ્યું, 'આ લોકોને નાદારી કાઢવામાં હરકત નહીં. એમના બધા શેઠિયાઓ પાછા ઊભો કરી દે પેલાને, અને આપણા લોકોની નાદારી થઈ એટલે ગામમાં પહોંચી જાય, કે નાદારી થઈ હવે પટેલની.' તે આબરૂ અમારી ધૂળધાણી જ થઈ જાય એટલે અમારાથી નાદારી ના કઢાય. એ કઢાય જ નહીં અમારાથી.

એટલે અમારા ભાગીદારને કહ્યું, 'બંધ કરી દો, આપણું કામ નહીં.' આપણાથી એવું કરાય નહીં અને લોકો આ કરી જાય. એટલે એક બાજુનો માર ખવાય નહીં. વાણિયા એ તો બધા સંપેલા જ હોય. અને એમને એમના સગાંવહાલાંને ત્યાં ખબર આપીએ ને મુંબઈ, કે 'આવું થઈ ગયું એટલે પાર્ટી બેસી ગઈ, પાછી ઊભી કરી.' 'સારું થયું, ઊભી કરવી જ જોઈએ', કહેશે. અને આપણે ત્યાં તો ઊભી કરતા પહેલા જ વાત ઊડી જાય. પરપોટો જ ફૂટી જાય આખો. છોડીનું વિવાહનું પૂછવા જઈએ તો ના પાડે. કહે, પાર્ટી બેસી ગઈ છે. આવું એ અમારી જ્ઞાતિ જુદી. એ ધંધો બંધ કરી દેવાનું કહ્યું. પછી બંધ કરી દીધો. હવે એથી એ ધંધો ખોટો છે, એવું અમારાથી ના કહેવાય. આ તો મારા વિચારથી, મારા દૃષ્ટિબિંદુથી આવો છે. ભયજનક હું ખોળતો નહોતો. ભયજનક હોય ત્યાંથી છેટે ઊભો રહું. સગવડ હોય તો સોદો આખોય કરી લઉ રોકડથી લઈને, અને લેવા-દેવા બધું રોકડેથી.

## નાદાર ભાવ થાય તો અનંત અવતાર બગડે

એટલે આ બહુ પૈસા ગયા હતા. પછી મેં બંધ કરી દીધું. મેં અમારા ભાગીદારને કહ્યું, 'આ જવાનું હોય એટલું જવા દો પણ આપણે આપણા દેશમાં હેંડો પાછા. આ ના પોસાય. અહીં અનસેફ છે આ.' એ શી રીતે, શહેરમાં આપણે નાદારી ના થાય. આપણે ખાલી થઈ જઈએ એવી નાદારી નોંધાવાતી હોય તો આ શેઠિયા ઊભા કરી દે પાછા. શેઠિયા કહેય ખરા, 'કશો વાંધો નહીં, અમે બધા ઊભા કરી દઈએ.' મદદ આપીને પણ ઊભો કરી દે. અરે ભઈ, અમારું કામ નહીં. તમે ઊભા કરો તોય અમારું કામ નહીં. અમારે તો એક ફેરો નાદારી થઈ એટલે અમારા લોક ખોળતા જ હોય કે ક્યાં આગળ આ નાદાર થયા છે ? એકવાર નાદાર થાય એટલે અમારી ત્રણ-ત્રણ પેઢી સુધી અમારા છોકરાં ઉપર અસર પડી જાય છે. પૈઠણ-બૈઠણ કશું આપે નહીં. શું કહે ? 'આ તો નાદાર લોકો !' ચાલે નહીં, આવી નાદારી કાઢે નહીં અમારા પટેલોમાં. બધું વેચી-સાટીને આપી દે, પણ આ ના થાય. કોઈનું દબાવવા-બબાવવાનું નહીં. અમને આવડે જ નહીં ને, દબાવવાનું. હવે કરતા હશે મહીં કો'ક અક્કલવાળા. કારણ કે ભઈબંધો, મિત્રો બધા ભેગા થાય ને ! પણ આવડત તો નહીં. મિત્રો બધા શિખડાવે બધું. નાદારી તો તમારામાંયે અમુક અમુક કોમ એ નથી માન્ય કરતી. આ તો અમુક જ સટોડિયા લોકો છે. બાકી, નાદારી શોભતી હશે ? એ તો કંઈ શોભવા જેવી વસ્તુ છે ? અને તે પાછી લોકોના પૈસા દાબીને નાદારી કાઢે છે. કેવી ?

**પ્રશ્નકર્તા :** દાબીને કાઢે. એવા ઘણા લોકો છે.

**દાદાશ્રી :** હવે એક બાજુ ભગવાન શું કહે છે, કે 'નાદાર ભાવ થયો એ અનંત અવતાર તારા બગડ્યા.'

**પ્રશ્નકર્તા :** નાદાર ભાવ થયો એટલે ?

**દાદાશ્રી :** હા, નાદાર ભાવ કરાય જ નહીં. એમ જ કહેવું જોઈએ, 'પઈએ પઈ તમારું ચૂકવીશ.'

## ખોટ જવાની છે જાણવા છતાં મોકલ્યા પૈસા

પછી મેં અમારા ભાગીદારને કહ્યું, 'રહેવા દો ને, શું કરવા આશા રાખો છો ? હવે મરેલ મડદાને જીવતું શું કરવા કરો છો ? આ પૈસા જાય તેની ચિંતા નથી પણ આમાંથી છૂટવાની તૈયારી કરો, કારણ કે કાળાબજારનું નાણું.' તે પછી અમારા ભાગીદાર કહે છે, 'હવે વધારે નહીં, છેલ્લી વાર આ કાગળ લખું છું કે ચૌદેક હજાર રૂપિયા મોકલો. તે હમણે સારો તાલ બેસે એવો છે. કંપનીએ ભલે બહુ ખોટ ખાધી છે પણ થોડું ઉજ્જવળ થાય એવું લાગે છે. હવે ફરી રિપેર થાય એવું છે ને જરા આ ફેરે નફો મળે એવું છે.' તે ૧૯૪૫માં કાગળ આવેલો, 'હવે એ ચૌદ હજારથી આપણો એકદમ ધંધો વધી જાય એવું લાગે છે. ફરી કંઈ ધંધો ચાલુ થાય એવો છે. તે તમાકુનો લાગ ખાય એવો છે, તે તમાકુ મંગાવી જોઈએ', કહે છે.

એમને ગળા સુધી ખાતરી કે આ તો નાણું ત્રણ ગણું થવાનું જ છે હવે, આટલું બધું જતું રહ્યું તોય. હું જાણું કે આવવાનું નથી કશું ચાર આનાય ! એમના મનને સંતોષ કે હેંડો, આપણે કરી જોઈએ. તે મેં ચૌદ હજાર મોકલ્યા. છેલ્લી મૂડી મારી પાસે હતી, તે ભેગી કરી, તે એમાંથી મોકલ્યા, વડોદરાથી. મેં એમને કાગળ લખ્યો કે 'આ ચૌદ હજાર હું તમને મોકલું છું. આ જતા રહે તોય એની ચિંતા કરશો નહીં, તમે વહેલામાં વહેલી તકે શાંતિપૂર્વક ઘેર પાછા આવજો. જતા રહે તેની ઉપાધિ ના કરશો.' ગયું તો છો ને ગયું, એનો વાંધો નહીં. નહીં તો છાતીએ લાગે પાછું. મેલો ને પૈડ, આપણે હતા તે આવ્યા છે. ફરી હશે તો આવશે. જો છાતીએ આવે તો જતું રહે બધું. શું રહે ? ભઈ જતા રહ્યા પછી આવે ?

**પ્રશ્નકર્તા :** ના આવે.

## 'ખોટ જાય તોય વહેલા પાછા આવજો, કમાઈ લઈશું'

**દાદાશ્રી :** અને તે દહાડે જ્ઞાન થયેલું નહીં. એટલે ઉપાધિ તો ખરી ને, મનમાં થયા કરે ને ! ચિંતા થાય, ઉપાધિ થાય. એટલે પછી

અમારા ભાગીદારને ત્યાં લખ્યું કે 'પૈસા જતા રહે તો વાંધો રાખશો નહીં, પણ તમે વહેલી તકે, વહેલા પાછા આવો. વખતે આ જાય, તમારા ધાર્યા પ્રમાણે ન પડે અને જાય તો એની ઉપાધિમાં પડશો નહીં, પણ પાછા આવો આપણે વહેલી તકે.' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** નિશ્ચિંત ઘેર આવજો.

**દાદાશ્રી :** પૈસા આવવાના નથી, એવું લખીને મેં મોકલ્યા. મેં કહ્યું, 'આ પાછા આવે તેમ નથી. તમે કહો છો, કે નફો મળવાનો છે ને હું કહું છું, કે આ ચૌદ હજાર પાછા આવવાના નથી. પણ જો ના આવે તો ગભરાયા સિવાય ઘેર આવજો નિરાંતે.' એવો કાગળ લખીને મોકલ્યો'તો.

એટલે એમના મનમાં એમ થયું કે ''આવું કેમ લખ્યું હશે ? સારા કામમાં તો ઊલટું એમણે સારું લખવું જોઈએ. આ 'જવાના' આવું પહેલેથી બોલે છે અપશુકનનું.'' મેં કહ્યું, 'ખેદ ના કરશો, એટલા હારુ લખું છું. એ જાય એટલે આપણને નિરાંતે છુટકારો થાય ને, ખોટા ધનથી છૂટ્યા. હવે સાચું રડો, કંઈક.'

પછી એ ધંધામાં અવળું પડવા માંડ્યું ને, એટલે વાત સાચી લાગી એમને. તે કરવા ગયા ને, તે એય જતા રહ્યા એટલે ફરી મેં કાગળ લખ્યો, મેં કહ્યું, ''પાછા આવો જલદી. પહેલા આપણે હતા, પૈસા તો પછી આવ્યા'તા. જતા રહ્યા તો જવા દો એને. રિસાય તો રિસાવા દો. એની મેળે આવશે એ, પહેલાય આવ્યા'તા એ. આપણે તો તેના તે જ છીએ. આપણે છીએ તો ફરી પાછા કમાઈશું. નહીં તો આપણી પર એટેક થાય શી દશા થાય ?'' અને હાર્ટ એટેક તો ૧૯૪૬ની સાલથી જ ચાલુ થઈ ગયેલા. આ એટેક વધ્યા ક્યારથી ? ૧૯૩૯માં આ હિટલરે વલોણું વલોવ્યું વર્લ્ડનું ત્યારથી એટેકની શરૂઆત થઈ ગઈ.

## નફો કે ખોટ, બન્નેમાં નિભાવી ગજબની ભાગીદારી

એટલે પછી પૈસા પાછા ના આવ્યા એટલે પછી એ તો બહુ હતાશ થઈ ગયા કે ''મારા હારુ એમણે કાગળ લખ્યો'તો, મારા

ભાગીદારે જાતે કે, 'હવે પાછા ના આવે તો ચિંતા કરશો નહીં.' એટલે મારી જ જોખમદારીને, આ તો.'' એટલે પછી મને એમનો કાગળ આવ્યો કે ''હું ધારતો'તો, એ મારું ધારેલું અવળું પડ્યું અને આ ચૌદ હજાર પણ ગયા. એટલે આ પૈસા મારે ખાતે, સ્વતંત્ર ખાતે ઉધારજો. તમે 'ના' કહ્યું છતાં મેં કર્યું એટલે.'' મેં કહ્યું, ''આવું હોતું હશે ? મેં તમને કાગળ લખ્યો'તો ને, આપણે સાજાસમા પાછા આવજો, પછી આપણે અહીં કમાઈ લઈશું.'' નહીં તો પછી ત્યાં શું થાય ? મહીં પ્રેશર વધી જાય કે ના વધી જાય ? હેં ? મને કહે, 'મારે ખાતે ઉધારો.' મેં કહ્યું, ના ઉધારાય, આવું ના બોલતા કોઈ બીજા ભાગીદાર પાસે. મારી પાસે તો એમ જ બોલો કે 'આપણું ગયું.' અને હુંય કહેવા લાગીશ કે 'આપણું ગયું.' ત્યારે કહે, ''પણ તમે કહ્યું'તું પહેલેથી અને મેં આ કર્યું.'' મેં કહ્યું, ''ના, એ કહ્યું'તું તે આપણે કહ્યું'તું ને આપણે સાંભળ્યું ને આપણું ગયું. માટે આવું ના બોલાય. તમારું છે એ અમારું જ છે. ભલે ગયા, પણ તમને સાજાસમા દેખું છું તે બહુ થઈ ગયું મારે. તમારે ને મારે જુદાઈ નથી. તમે તો અમારું અંગ કહેવાવ, આપણે એક અંગ. તમારે માટે ક્યાં ઉધારવાનું હોય ?'' એ ખાનદાન માણસ કહે કે 'મારે ખાતે ઉધારી દો.'

## 'નફો થાત તો હું લેત ને ?' કહી ઉપકારી ભાવથી કર્યા મુક્ત

મેં કહ્યું, 'આવું કોઈ ભાગીદારને કહેશો નહીં.' મારે ખાતે કહે, તો એ લોકો તો લખી દેવા તૈયાર જ હોય. 'તમારો દોષ નથી', કહ્યું. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** મેં તો લખ્યું જ છે ને કે ભઈ, આ જવાના છે. ત્યારે કહે, ''તમે ના કહ્યું'તું કે કરશો નહીં અને નહિતર જશે, તો પછી હવે જોખમદારી મારી ને ?'' મેં કહ્યું, 'ના, તમારી નહીં. બીજા કોઈ ભાગીદારને આવું ના બોલશો. મારી પાસે બોલ્યા તેનો વાંધો નથી. મને કહો તો મારે એવું કશું કરવાનું નથી. મારે તો તમે બીજા લાખ

ખોઈને આવો તોય હું તમારા ભાગીદારમાંથી મટીશ નહીં. તમે જે કરીને આવો તેમાં હું ભાગીદાર. અને નફો આવત તો હું લેત પાછો.' ના લેત ? ના કહ્યા પછી એ નફો આવ્યો હોત, તો ના લેત હું ?

**પ્રશ્નકર્તા :** હા, લેત, દાદા.

**દાદાશ્રી :** તે પછી ન્યાય તરત ના સમજણ પડે આપણને ? મેં કહ્યું, 'ભઈ, આ નફો આવ્યો હોત તો હું લેત જોડે. અને ખોટ આવી તો તમારે ખાતે ઉધારી દઉં, એવો હું ગાંડો નથી.' માટે મેં કહ્યું, 'તમે જે કરીને આવો તે.' તે પછી એમના મનમાં બહુ દુઃખ થયું, કે 'મેં આટલા બધા પૈસા ગુમાવ્યા.' મેં કહ્યું, 'એ ચૌદ હજારમાં શું બગડવાનું હતું તે ? આપણે તો જીવતા છીએ. આપણે જીવતા છીએ તો ફરી દુનિયા ઊભી કરી નાખીશું. ગયા પછી દુનિયા નથી ઊભી થાય એવી. આપણે જીવતા છીએ એટલે આવી ગયું બધું.'

## રૂપિયા જવાના ને આપણે રહેવાના

ધંધામાં જરાક ખોટ જાય કે માણસ દુઃખી દુઃખી થઈ જાય. મારી પાર્ટનરશિપનો જ દાખલો આપું કે 'આ જાણીજોઈને અમે રૂપિયા જવા દીધા ?' ત્યારે કહે, 'હા, જાણીજોઈને જવા દીધા.' લાખ-લાખ જાય તોય મેં એમ નથી કહ્યું, કે 'આ તમે કેમ આમ કર્યું ?' કારણ કે એ જવાના છે ને આપણે રહેવાના છીએ. પછી ભાંજગડ શું રાખીએ ? કષાય કરીએ તો એ એના કરતા કિંમતી છે. તો 'કિંમતી' ખોવું કે 'ના કિંમતી' ખોવું ?

સહેજ દુઃખ થવા દેવું એના કરતા બે લાખ જતા રહે એ સારું. અમે કષાય ના થવા દઈએ. આજ સાંજે તમને લાખ રૂપિયા આપ્યા, ભાગીદારી કરી અને કાલે એક જગ્યાએ તમે છેતરાઈને આવ્યા પાછા, લાખેય ગયા તોય તમને અક્ષરેય કહેવાનું નહીં. એમાં શું કહેવાનું તે ? એ તો જતા રહ્યા. અને આપણે છીએ ને ! આપણે ના હોઈએ ત્યારે મોક્ષ કોનો થાય ? જીવતા હઈશું તો મોક્ષ થશે. બાકી આ તો ધૂળધાણી છે જ એ.

## એકાવનથી કાળું નાણું પેસવા નથી દીધું

એટલે આવી રીતે બધું એ નાણું ગયું, તે આ રોમે રોમે મંકોડા હોય એવી રીતે કૈડતું'તું. ના ઊંઘ આવે, એ પૈસો શી રીતે સહન થાય ? પૈસા પેસી ગયા પછી નીકળ્યા પણ કૈડ્યા. એવી આ કૈડ લાગી ને, અનુભવ થઈ ગયો કે ફરી હવે કોઈ દહાડો આવું ના કરવું, તે ૧૯૫૧થી બંધ કરી દીધું બધું.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, અત્યારે તો બધું આ જ વાતાવરણ ચાલી રહ્યું છે.

**દાદાશ્રી :** હા, પણ એ તો શું થાય હવે ? એવિડન્સ એવા હોય તે શું કરે ? એટલે આ બધું ચાલ્યા કરે ભાંગફોડો બધી, ખોટું નાણું. પગે લાગવા જેવું ! મારે તો આ થોડામાં પણ હતું સારું ને આ ક્યાં ફસાઈ બેઠો ? મેં કહ્યું, 'હવે આપણે આવું નાણું ના જોઈએ કશું ! આપણે નિરાંતે આનંદ જોઈએ.' એ ફસાઈ ગયા પછી. અમારા ભાગીદારને જરાક લોભ વધારે, 'આ લઉ કે તે લઉ.' મેં કહ્યું, 'કેળ લેવા ગયા ને લૂમ લેવા ગયા તો કેળેય ગઈ ને લૂમેય ગઈ !' લૂમ તો ના મળી પણ કેળ હઉ જતી રહી. એ કમાયાય બહુ અને જતાય રહ્યા બધા. તે સારું થયું ને, નિકાલ થઈ ગયો. આપણે જીવતા રહ્યા ને !

## કાળું નાણું ગયું ત્યારે થઈ નિરાંત

એટલે એ પૈસાનું પાણી અમારા ભાગીદાર અને અમારા બેઉનું ત્યાં થઈ ગયું. નિકાલ, નિવેડો આવી ગયો. હડહડાટ નાણું જતું રહ્યું. ત્યારે મેં કહ્યું, 'નિરાંત થઈ. ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ.' એ ગયા ત્યારે સુખી થયા, નહિતર સુખી ના થવાત.

પછી ધંધો તો ચાલુ, ધંધો હોય તે પૈસા તો આયા-જાયા કરે. પણ જે મૂડી ભેગી થઈ'તી ને મોટી, હડહડાટ જતી રહી. તે નિરાંત થઈ ગઈ. બહુ સારું થયું. જૂઠું નાણું શી રીતે રહે તે ? મૂઆ, સાચું નથી રહેતું, તો જૂઠું શી રીતે રહે ?

**પ્રશ્નકર્તા :** એ તો બરોબર છે.

**દાદાશ્રી :** પાછું ના ફરે એ માલ ખોટો આપણો ! રૂપિયાનો સ્વભાવ ગોળ. અહીંથી ચરવા મોકલ્યો અને પાછા આપણે ઘેર ના આવે એટલે જાણી લેવું કે આપણા હવે આ નહોય ! આ ગાયો કો'ક વાળી ગયું, તે આપણો નથી. એવું છે ને, મહેનત કરી છે પણ પરસેવો નથી પાડ્યો. મહેનત કરી છે, માનસિક મહેનત પણ પરસેવો તો જોયોય નથી મેં. અને કશુંય આઘુંપાછું ના કર્યું હોય, ચઢાવ્યું ને ઉતાર્યું, લૉડિંગ કર્યું અને અન્લૉડ કર્યું, એટલું જ. સરકારી ક્વોટાના પૈસા, એ તે કંઈ ટકતા હશે ? ના ટક્યા, હડહડાટ ઊડી ગયા. એય... આ પેઢી ખઈ ગઈ !

## પછી ધર્મ સારો પરિણામ પામ્યો

પણ મને તો પૈસાય કૈડવા લાગતા'તા.

**પ્રશ્નકર્તા :** આ દુનિયામાં તમને એકલાને જ કડવા લાગે પૈસા.

**દાદાશ્રી :** ના, એટલે કડવા નહીં. એટલે એની આવી ઉપાધિ લાગે, અહીં મૂકવાની ઉપાધિ લાગે. કારણ કે પૈસાનો વિચાર જ અમને ના આવે. સ્ત્રીનો વિચાર આવે નહીં બિલકુલ. એ વિચાર જ સ્ટૉપ થઈ ગયેલા. પછી બોજારૂપ લાગે ને, બધું ?

**પ્રશ્નકર્તા :** દાદાને કૈડતું હશે પણ કાન્તિભાઈને ઓછું કૈડતું'તું ? તમારા ભાગીદારને કંઈ કૈડતું'તું ?

**દાદાશ્રી :** એમની જરા પેલી ગાંઠ ખરી ને, એટલે ના કૈડે. પણ ધર્મિષ્ઠ બહુ, આમ વિચારો બહુ સારા.

એ કાળાબજારનું નાણું ગયું ત્યારથી જ મને શાંતિ થઈ ગઈ, નહીં તો શાંતિ નહોતી થતી બિલકુલેય. અશાંતિ બહુ, ભયંકર અશાંતિ. અને રોમે રોમે કૈડતું'તું. રાત્રે ઊંઘેય ના આવે, ચેનેય પડે નહીં. એટલે પછી નક્કી કર્યું કે હવે કોઈ દહાડો આવું કશું લેવું નહીં. ખૂબ નાહ્યા,

ફરી આ પૈસો ભેગો ના કરીએ આવો, કહ્યું. તે પણ જતી રહી એ લક્ષ્મી, ચાલવા માંડી. પુણ્યશાળી લોકો અમે ! પાંચ-સાત વર્ષમાં જતા રહ્યા.

જે નાણું યૂઝલેસ નાણું, એ રાખેલું કામનું શું વળી ? રાતે ઊંઘ ના આવવા દે. એના કરતા જતું રહે તો ભાંજગડ જ નહીં ને ! ખીચડી ને શાક ખવાય, ચાલે કે ના ચાલે ? આપણે પટેલો, આપણને વાંધો ખરો, ખીચડી ને શાક ખઈએ તો ? પણ પેલું પોસાય આપણને ?

**પ્રશ્નકર્તા :** નહીં.

**દાદાશ્રી :** આપણે તો ઊલટું ગરમ લોહીના, સહન થાય નહીં આપણાથી તો. આપણું કામ જ નહીં એ. એટલે આ બધું જતું રહેલું ને, ત્યાર પછી આ નિકાલ થયો. ત્યાર પછી છે તે ધર્મ સારો પરિણામ પામ્યો !

## કાળું નાણું એ રેલના પાણી જેવું, છેવટે કાદવ રહે

પણ ગયું બધું. અને નહીં તોય પૈસા ખોટા હતા, તે જતા રહ્યા હડહડાટ. ખોટું નાણું ! સારું થયું, ખોટું નાણું ઊભું ના રહ્યું. મને તો સાચુંય ગમતું નહોતું. નાણાને શું કરવું ? કંઈ જોડે લઈ જવાનું છે ? વગર વાંકની પીડા એ બધી ! દરિયો ઊંચો ચઢે ત્યારે મુંબઈમાં દસ ફૂટ ચઢે ને ખંભાતમાં બાવીસ ફૂટ ચઢે. તે ખુશ થવા જેવું નહીં, બાવીસ ફૂટ ઊતરેય પાછું.

**પ્રશ્નકર્તા :** હા, ઊતરે જ તે.

**દાદાશ્રી :** અહીં તો દસ જ ફૂટ ઊતરે. એટલે ખુશ થવા જેવું નથી બધું. ચઢ-ઊતર, ચઢ-ઊતર સરખી, ઈક્વલ ને ઑપોઝિટ હોય. કેવું હોય ?

**પ્રશ્નકર્તા :** ઑપોઝિટ હોય.

**દાદાશ્રી :** સારા રસ્તે વપરાયું એટલું આપણું, બીજું બધું પારકું.

આ કાળું નાણું કેવું કહેવાય એ સમજાવું. આ રેલનું પાણી આપણા ઘરમાં પેસી જાય તો આપણને ખુશી થાય કે ઘેર બેઠા પાણી આવ્યું. એટલે નહાવા-ધોવાની મજા થઈ ગઈ હમણે. ઘેર બેઠા પાણી, કૂવેથી લાવવાનુંય બંધ થઈ ગયું ! રેલનું પાણી મફતમાં પેસી ગયું એટલે રહેવાનું મેડે ને નીચે આવીને વાસણો ધોઈ નાખવાના બધા. પણ આ તો પાણી ચાર દહાડા ટકી ને કાદવ મૂકીને જશે ! છેવટે શું મૂકે ?

**પ્રશ્નકર્તા :** કાદવ મૂકી જાય.

**દાદાશ્રી :** ઘરમાં બધો નર્યો કાદવ આટલો આટલો ચોંટી જાય. એટલે પછી ધોવા માટે નવું પાણી લાવવું પડશે ને આપણું તેલ નીકળશે. માટે ચેતી જાઓ.

**પ્રશ્નકર્તા :** હા, એ ખરી વાત છે, દાદા.

## ધીમે ધીમે પદ્ધતસરનું આવે તે રેલનું પાણી નહીં

**દાદાશ્રી :** એટલે ખોટા રસ્તાની લક્ષ્મી છે મૂઆ, એટલું સમજી જજે. એ પછી ધોઈ ધોઈને તારો દમ નીકળી જાય. એ પાણીના પૈસા, રાખી મેલવા ના પડે આપણે પછી ? એ ધોવાના ?

**પ્રશ્નકર્તા :** ધોવું પડે. અમારે કતારગામ બે વાર રેલ આવી'તી, તાપી નદીમાંથી. એટલે એમ જ કરવું પડ્યું'તું, પાણી ઘૂસી ગયેલું છ-છ ઈંચ ઘરમાં. તો કાદવ થયેલો ને પછી પાછું સાફ કરવું પડેલું.

**દાદાશ્રી :** કાદવ કાઢવા માટેય પાણી બહારથી લાવવું પડે આપણે. તે આ રેલનું પાણી લોકોને પેસી ગયું છે ઘરે. કારણ કે એક બંગલો હતો, લાખનો હતો તે ત્રીસ લાખ રૂપિયા ઉપજ્યા. અલ્યા મૂઆ, ત્યારે તારી મહેનત શું આમાં ? આ તો રેલનું પાણી પેસી ગયું ઘરમાં, તો પછી તો માટી કાઢતા તારું તેલ નીકળશે. એ એને ખ્યાલ ના રહે ને ?

**પ્રશ્નકર્તા :** પણ એ જ એનો જવાબ છે ? તે સિવાય બીજો કાંઈ જવાબ જ નથી ?

**દાદાશ્રી :** શું ?

**પ્રશ્નકર્તા :** કે આ પાણી ભરાઈ જાય ઘરમાં... પણ આ લક્ષ્મી આ રીતે આવે એનો અર્થ એમ જ થાય ?

**દાદાશ્રી :** આ રેલનું પાણી કહેવાય. પેલું ધીમે ધીમે આવે ને પૈસા, એ રેલનું પાણી ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** ધીમે ધીમે આવ્યા તે રેલ ના કહેવાય ?

**દાદાશ્રી :** ના, ના, એ આપણા વેપારની, પદ્ધતસરની આવે ને, એને રેલનું પાણી ના કહેવાય. એય ટકતા નથી જાણે. તે એમાંય જેવું નીતિનું પ્રમાણ એ પ્રમાણે ટકે.

## અનીતિનું નાણું અગિયાર વર્ષે ખાલીખમ

નાણું પોતે જ ચંચળ સ્વભાવનું છે. એટલે નીતિનાય ટકતા નથી, પણ એ અમુક કાળ વધારે ટકે એટલું જ. પચાસ-સો વર્ષ પણ ટકે એ, અને અનીતિનું ધન તો અગિયારમે વર્ષે હોય નહીં. દસ વર્ષ પૂરા થઈ જાય એટલે અગિયારમે વર્ષે એ હોય નહીં.

**પ્રશ્નકર્તા :** અને કાદવ મૂકતો જાય તે જુદું.

**દાદાશ્રી :** કાદવ મૂકતો જાય એ જુદું. અગિયારમે વર્ષે પોતાની જે હોય ને મૂડી, તે હઉ લઈને જાય.

હંમેશાં પૈસાનું કામ એવું છે કે આવશે ને જશે ! તમારે મહીં સારી જગ્યાએ નાખવા હોય તો નાખી દેજો, નહીં તો જતા રહેવાના ચોક્કસ !

કારણ કે રોકડા પૈસા અગિયાર વર્ષથી વધારે રહે નહીં. પછી મકાન રહે. સોનું અમુક વર્ષ સુધી રહે. પણ રોકડા તો અમુક જ વર્ષ રહે. રોકડાનું નામ જંગમ અને સોનું સ્થાવર-જંગમ અને આ સ્થાવર. એટલે મુદતો બધી જુદી જુદી હોય. અને રોકડા તો અગિયાર વર્ષે ખલાસ જ થઈ જાય !

## સારા રસ્તે ન ગઈ તો ગટરમાં જતી જ રહેવાની

હાય પૈસો, હાય પૈસો, હાય પૈસો ! પણ પૈસો રહેતો નહોતો તોય. અને ધર્માદાય કરતા નથી. જો પૈસો ધર્માદા કર્યો હોય તો તો આપણે જાણીએ કે જમે થયેલો છે. આ તો બધો ગટરમાં જતો રહે છે. સારા રસ્તે પૈસો જતો જ નથી ને ? જાયેય નહીં. ખોટા રસ્તાનો પૈસો એ શી રીતે જાય ?

અમારા ભાગીદારને મેં કહ્યું, 'અત્યાર સુધી લક્ષ્મી બહુ કમાયા આપણે, તે લક્ષ્મી ક્યાં ગઈ ? ભલે ગઈ, પણ કયે ખાતે ગઈ ? ધર્મને કાંટે કેટલી ગઈ, એ તપાસ કરી આપો મને જરા.' ત્યારે કહે છે, 'ધર્મમાં તો અપાયા નથી આપણાથી લાંબા. કોઈ સાલ હજાર-બે હજાર આપ્યા હોય, બાકી કંઈ અપાયા નથી.' ત્યારે મેં કહ્યું, 'ક્યાં ગઈ ? બધું ધન ગટરમાં ગયું. આપણે કમાઈએ છીએ ઘણું પણ આ મુંબઈની ગટરોમાં ચાલ્યું જાય છે ! અને ધર્મમાં એકુંય પૈસો વપરાતો નથી.' ત્યાર પછી મેં નક્કી કરેલું કે 'ધન છે તે આ બાજુ વહેણ ચાલુ રાખો.' તે પછી અગાસ શ્રીમદ્ આશ્રમમાં હાઉસ બાંધ્યું.

અમારા ભાગીદાર કહે છે, 'હવે સારે માર્ગે જવા દો.' ત્યારથી વળી લક્ષ્મી આવે છે. ૧૯૬૩ની સાલથી સારા માર્ગનું અલગ કાઢ્યું છે. તે હમણે છ વરસથી તો ટાઢું પડી ગયેલું છે, એટલે શું કાઢે ? નહીં તો અત્યાર સુધી કાઢ કાઢ જ કરતો'તો. 'હમણે ટાઢું પડી ગયું છે.' 'ત્યારે રહેવા દો', મેં કહ્યું. તોય મશિનરી અઢી લાખની આપી દીધી ને ! હોય તો આપી દઈએ બધું. ના હોય તો ક્યાંથી લાવે ? 'ઐસે કહાં કી મિયાં કે પાંવ મેં જૂતિયા ?' જૂતિયા હોય તો આપે ને ! નહીં તો હોય એ આપી દેવું. આમ રાજેશ્રી બધા. મેં કહ્યું, 'આ થોડી મશિનરી આપણે આપીશું એમને ?' મને કહે, 'તમારા હાથમાં સત્તા એ, મને પૂછો છો ?' મેં કહ્યું, 'આ બધી આપી દઉ કે ? હજુ બહુ છે, પડી છે મહીં.'

## લક્ષ્મી વાળો સારા રસ્તે

આ કીડીઓ આખો દહાડો દાણા ખોળ્યા જ કરતી હોય. બહારગામ

જવું હોય તો સવારના ચાર વાગે આપણે ચા પીતા હોઈએ, તે મળસ્કે ચાર વાગે આ આવીને પછી ખાંડનો દાણો લઈને હેંડતી થઈ જાય. અરે બેન ! અત્યારે શું કરવા ઊઠી છું વહેલી ? તારે કેટલી છોડીઓ પૈણાવવાની છે તે મૂઈ, તું દોડાદોડ કરું છું ? તે ત્યાં આગળ જઈ અને મૂકી આવે પાછી, તે આટલું બધું હોય મહીં. એના દરમાં આટલું બધું હોય. હવે એ શું કરે ? ભેગું કર કર કરવાનો લોભ, અનાદિકાળના લોભવાળી આ કીડીઓ કહેવાય. કીડીઓ બહુ લોભી કહેવાય. એ ભેગું કર કર કરે ને, પછી બે-ત્રણ ઉંદરડા પેસી જાય, તે ખલાસ કરી નાખે એક દહાડો. એવી રીતે આ મારું ધન કેટલું જતું રહ્યું, કેવી રીતે જતું રહ્યું તે હું જોતો હતો. અને અપાયું નહીં ત્યાં આગળ, મંદિરમાં બહુ. સંતોષકારક તો થયું નહીં. રૂપિયે બે આનીય ના થયું.

નાણું અહીં નહીં પેસે તો બીજે પેસી જશે, પણ સારી જગ્યાએ પેસાડી દેજો. નહીં તો પછી બીજી જગ્યાએ તો પેસી જ જવાના છે. નાણાનો સ્વભાવ જ એવો !

## બેઉ પુણ્યમાં ભિન્નતા

**પ્રશ્નકર્તા :** આ બે નંબરના રૂપિયા દેરાસરો-મંદિરો બંધાવવામાં વાપરે, તો એનાથી આ પુણ્ય મળે કે ના મળે ?

**દાદાશ્રી :** મળે જ ને !

**પ્રશ્નકર્તા :** બે નંબરના પૈસાથી ?

**દાદાશ્રી :** પુણ્ય પણ બે નંબરનું !

**પ્રશ્નકર્તા :** એ કેવું, દાદા ? એક નંબરનું પુણ્ય કેવું હોય અને બે નંબરનું પુણ્યૈ કેવું હોય ?

**દાદાશ્રી :** એક નંબરનું પુણ્ય છે તે સંતોષ થાય, ચા પીવે એમાં. પેલું ચા પીવે ને, તે આપણે એમ થાય કે દહાડો નીકળ્યો, પણ સંતોષ ના થાય એનો. 'ચા પીધી ?' તો, 'હા, પીધી.' એનો સંતોષ ના થાય એને. અને પેલું તો ચાનો ટેસ્ટ આવે અને સંતોષ થાય.

## અહંકારના બેફામપણામાં થયું બધું ધૂળધાણી

મારી પાસે રૂપિયા તો બધા બહુ આવ્યા ને ગયા. બધા લાખો રૂપિયા આવ્યા ને, ઠેઠ ત્રાવણકોર સ્ટેટ સુધી ઑફિસો હતી, એલેપ્પીમાં બધી. તે ધૂળધાણી થયું ને સારે રસ્તે થોડાક જ ગયા. એટલે મેં જોઈ લીધું કે આ તો બહુ મોટી ભૂલ, બ્લન્ડર્સ કરી છે આ.

**પ્રશ્નકર્તા :** પણ એ દાદા, રસ્તો મળવો સહેલો નહીં ને, એ રસ્તો.

**દાદાશ્રી :** કોઈ ઉપર દેખાડનાર જ ના મળે ને આનો ! અને અહંકારના બેફામમાં ને બેફામમાં. આમ કર્યું ને તેમ કર્યું ને ધૂળધાણી કરી નાખ્યું, એ જોયું મેં. આ બધું જોયું ધૂળધાણી થતા. બેતાલીસની સાલમાં લાખો રૂપિયા હતા. અને તે ઘડીએ મોટી મોટી અમારી ઑફિસો બધી મરીની ને સૂંઠની ને જાયફળની. શું થાય પણ ?

## એકાવન પછી સૂઝ પડી, તે સારા રસ્તે વાળ્યું વહેણ

એટલે સારે રસ્તે નહીં જાય તો અવળે રસ્તે જશે. સારે રસ્તે થોડા ગયા, બાકી ગયેલું નહીં. પેલા ખરાબ રસ્તે વધારે ગયા. અમારા સારે રસ્તે બહુ ગયા નથી. હવે જાય ત્યારે, હજુ હવે જશે. જો રાગે પડે તો કંપનીમાંથી સાત-આઠ લાખ રૂપિયા જશે આમાં. એવું નક્કી કર્યું છે. બાકી નથી અત્યારે. સારા રસ્તે પહેલા ખર્ચેલા પણ તે કેવું ? બાર મહિને બે-પાંચ હજાર રૂપિયા આમ. તે આવવા-જવાના ભાડા-નાડાના બધા. દાદા આવ-જાય કરે એ સમયે. અહીં છે તો બસો કરીએ મહીં કોઈ કોઈ વખતે, તે બસોના પૈસા આપી દઈએ. અહીંથી જાત્રાએ જઈએ તેના, બસોના. સારે રસ્તે ગયેલું નહીં નાણું, ગટરમાં ગયું. મનમાં એ જ પસ્તાવો રહી ગયો ને, એ બધાને. મારે તો વાંધો નહીં. ત્યારે મેં કહ્યું, 'જશે હજુ બધું સારે રસ્તે.'

**પ્રશ્નકર્તા :** બરાબર, દાદાજી.

**દાદાશ્રી :** તે વખતે બળી દાનતેય સારી નહીં, તે અપાયું નહીં

અમારાથી. અને લાખો રૂપિયા ધૂળધાણીમાં જતા રહ્યા. આ પછી સૂઝ પડી. ૧૯૫૧ પછી સૂઝ પડી, ત્યાં સુધી સૂઝ જ નહીં પડેલી.

**પ્રશ્નકર્તા :** દાદાજી, આ હકીકત બધાને લાગુ પડે છે.

**દાદાશ્રી :** પડે ને, પણ આ હું સાચું રડું અને લોકો રડે નહીં એટલું જ !

**પ્રશ્નકર્તા :** અહીંયા અમે બધા છીએ તો, જો સારું કમાતા હશે તો ચાલીસથી સાંઠ હજાર વરસના કમાય. પણ કોઈનું ભાગ્યે બચ્યું હશે, દાદા.

**દાદાશ્રી :** ના, ના વધે. એટલે આ જેટલું સારી જગ્યાએ અપાયું ને, એટલું જ આપણું.

**પ્રશ્નકર્તા :** હા, નહીં તો એટલું ગયું, સાચી વાત છે.

**દાદાશ્રી :** એટલે આ આખી જિંદગી છેતરાયો છું હું. આખી જિંદગી છેતરાયો અને કાળોબજાર જેટલો કર્યો એટલું મારું છે તે એલેપ્પીમાં બધું ઊડી ગયું.

કેટલો સામાન, કેટલી મશિનરી, બધું ધૂળધાણી થઈને જતું રહ્યું ત્યાં.

**પ્રશ્નકર્તા :** ત્યાં મૂકીને આવવું પડ્યું ?

**દાદાશ્રી :** ફૂઉ... ઊડી ગયું ! જો કે તોય રૂપિયા રહેવાના નહોતા ને ઘણા રૂપિયા કમાયા પણ તોય રહ્યા નહીં. અને એ રાખીને કરવાના શું ? કંઈ જોડે લઈ જવાય છે ? જોડે લઈ જવાય નહીં, નહીં ? થોડા બાંધી જાય, નહીં ? આ તો ઝાંખરા છે ખોટા, મનની મમતા છે એક જાતની. એટલે બને એટલું સારું કાર્ય કરી જોવું !

❖❖❖❖❖

# [૧૫.૨]
# સિમેન્ટ ને લોખંડની ચોરીઓ

## એકાવનમાં ચોરીઓ બંધ ને અઠ્ઠાવનમાં જ્ઞાન

**પ્રશ્નકર્તા :** આ કોન્ટ્રાક્ટનો આપનો જે ધંધો હતો જ્ઞાન થયા પહેલા, એ પછી ધંધો તો ચાલુ રહ્યો તમારો, પણ પહેલા જે અગડંબગડં હતું બધું, તો જ્ઞાન પછી એ કૉન્શિયસનેસમાં કંઈ ફેરફાર થયો ? એ ધંધામાં આપની અંદરની સૂઝ, આપની પરિસ્થિતિ એમાં કંઈ ફેરફાર થયો ?

**દાદાશ્રી :** ફેરફાર સારો થયેલો, ધંધો વધી ગયેલો.

**પ્રશ્નકર્તા :** મારું કહેવું એમ છે કે જ્ઞાન થયા પહેલા આ કોન્ટ્રાક્ટનો ધંધો કરીએ, તો થોડું કંઈક આમતેમ ગરબડ કરવી પડે, ઊંધું-છતું કરવું પડે. અને જ્ઞાન થયા પછી આવું કંઈ ઊંધું-છતું કરવાનું થાય, ત્યારે તમને મહીં અંદર છે તો કૉન્શિયસ બાઈટ કરે ?

**દાદાશ્રી :** ના, જ્ઞાન થતા પહેલા સાત વરસ પહેલા બંધ કરી દીધેલું. ૧૯૫૧માં બંધ કરી દીધેલું અને ૧૯૫૮માં જ્ઞાન થયું. હું પાત્રેય નહોતો લાગતો. મને આવડું મોટું થશે એવી મને પાત્રતાય નહોતી લાગતી. કન્ટ્રાક્ટનો નાગો ધંધો, સિમેન્ટની ચોરીઓ કરે, શી રીતે પાત્ર થાય એવું ? પણ આ કુદરતી રીતે થઈ ગયું. ૧૯૫૧માં ચોરીઓ બંધ કરી સિમેન્ટ-બિમેન્ટની બધી. તે પહેલા તો આખો સિમેન્ટ જ કાઢી

લઈએ. લોખંડ-બોખંડ બધું કાઢી લેતા. ચોર જ આ તો, એમ જ કહો ને ! પેલા ચોરને બધા લોક કહે કે 'ચોર છે.' આપણને આપણું મન કહે કે 'ચોર છે.' બધું જગત ચોરીઓ જ કરી રહ્યું છે. નરી ચોરી જ કરેલી છે. જો ચોરી ના કરે તો પોતે પરમાત્મા છે ! આ ઊંધે રસ્તે ચાલ્યા તેનો તો આ માર પડે છે.

## જાતે પકડે તો પકડાય એવી ચોરીઓ કરેલી

ધંધામાં આખી જિંદગી ચોરીઓ જ કરેલી. હવે અમારી ચોરીઓ તો પોલીસવાળો પકડે એવી ના હોય. એ કોઈ પકડે એવી ના હોય. અમે જાતે પકડીએ તો પકડાય એ, એવી અમારી ચોરીઓ. એટલે સિમેન્ટ કાઢી લઈએ પેલા સરકારના કામમાંથી, ઓછું નાખીએ પ્રમાણમાં. સરકારે સોળ આની કહી હોય તો અમે નાખીએ ચૌદ આની જ, અગર બાર આની. તે એમાં પેલો સાહેબ દેખે, કહે છે, 'એમાંથી એક મને આપવી પડશે.' 'સારું, તને આપી દઈએ.' સોદાબાજી ! આવી ચોરીઓ કરેલી. એટલે બીજા છે તે દસ આની સિમેન્ટ નાખતા હતા, તો હું બહુ નોબલ હોઉ તો બાર આની નાખતો'તો. પણ ચાર આની તો કાઢી જ લેતો હતો ને ? ચોરી કરતા, ધોળે દહાડે. તમે કરેલી ?

**પ્રશ્નકર્તા :** ધંધામાં મેંય કરેલી !

**દાદાશ્રી :** ધોળે દહાડે કરેલી ? તમે રાત્રે કરતા હશો ! અમે તો સાહેબ બેઠો હોય ને સિમેન્ટ કાઢી લઈએ આ બાજુથી. સરકારી સિમેન્ટ આટલો નાખવો જોઈએ અમારે કાયદો અને ધંધો કોન્ટ્રાક્ટનો, તે શેની ચોરી કરે ? સિમેન્ટની કરે, લોખંડની કરે.

## તારણ કાઢ્યું, સાચો ધર્મ હોય તો કેવું હોય ?

તો આટલો બધો ધર્મ કરવા છતાંય, કૃપાળુદેવના પુસ્તકોનું અધ્યયન કર્યા કરતા હતા તોય ચોરીઓ ના ગઈ. એટલે મને સમજાયું કે ધર્મ કંઈ બીજી જગ્યાએ જ છે, આમાં ધર્મ નથી. આ તો અવલંબન છે એક જાતનું. ધર્મ બીજો જ હોવો જોઈએ, આવો ના હોય. ચોરીઓ-

બોરીઓ બધુંય રહે ? પછી અહંકારે કરીને અમે ચોરી બંધ કરી, ૧૯૫૧માં. ત્યારથી અમારી ઢબ આ તરફ વળી, બાકી ચોરીઓ કરી કરીને દમ નીકળી ગયો. તમે તો ચોરીઓ નહીં કરેલી, નહીં ? શું કહો છો ?

**પ્રશ્નકર્તા :** હા, કરેલી, દાદા.

**દાદાશ્રી :** તમે હઉ ? આવડા મોટા શાહુકાર માણસ ! અમારા કોન્ટ્રાક્ટના ધંધામાં સિમેન્ટની ચોરીઓ, એ ચોરી ના કહેવાય ? કહેવાય કે ના કહેવાય ? પાછો સાહેબ પોતે જ કહે, 'દસ કાઢી લો, તેમાંથી ત્રણ મને આપવાની !' અલ્યા મૂઆ, સરકારનો માલ દસ, તેમાંથી ત્રણ ભાગ એણે પડાવ્યો, ચોરના ભઈ ઘંટીચોરે ! આ ચોર અને આ ઘંટીચોર, ત્રણ કોથળીવાળો ઘંટીચોર ! તોય દહાડો, શુક્કરવાર વળ્યો નહોતો.

## જીવન નિર્વાહના ભયને લીધે ચોરી

એટલે આ સ્થિતિમાં હતા. ઘેર કંઈ ઝાઝા રૂપિયા-બુપિયા લાંબું કશુંય હતું નહીં. ખાલી ઉપરનો ડોળ ને દેખાવ ! એમાં આ ઉપાધિ-ચિંતા પાર વગરની ! તેમાં ધંધો નાનપણથી કોન્ટ્રાક્ટનો મળેલો. તે આ સરકારનો ઓછો સિમેન્ટ નાખીએ આમતેમ કરીને, ત્યારે આ ચોરીઓનો ધંધો શીખેલા. એટલે જીવન પાછલું બહુ 'રેકૉર્ડ' કરવા જેવું નહીં. સિમેન્ટ ઓછો નાખીએ, આમ ગજવામાંથી નહોતા કાઢી લેતા.

**પ્રશ્નકર્તા :** એટલા માટે જ કદાચ અંગ્રેજીમાં કહ્યું હશે, કે 'Saints have their past.' એટલે સંતો છે એને ભૂતકાળ હોય છે. ભૂતકાળમાંથી કો'ક સારી વસ્તુ ઊગી હોય ત્યારે સંત બને છે. સંત એ હંમેશાં કંઈ પહેલેથી જ જન્મતા નથી.

**દાદાશ્રી :** હા, પહેલેથી જન્મતા નથી, બરોબર છે. ભૂતકાળના ધક્કાથી છે બધું.

એટલે આવું બધું બનેલું. એટલે બહુ ઉખેડવા જેવું નહીં. મેં

કોઈના ગજવામાંથી કાઢ્યું નથી કે કોઈનું લીધું નથી, બીજી ચોરી કરી નથી પણ આ સિમેન્ટ કાઢી લઈએ, સળિયા કાઢી લઈએ સરકારના. એ તો ચોરીઓ જ છે ને !

**પ્રશ્નકર્તા :** પણ આવું ના કરે તો પેટ ક્યાંથી ભરે ?

**દાદાશ્રી :** અમનેય એવો ભય લાગતો હતો પહેલા. આ કળિયુગમાં અમેય જન્મેલા ને ! તે ૧૯૫૧ સુધી તો એવો ભય રહ્યો હતો પણ પછી ભય છોડી દીધો.

## ઊંધા જ્ઞાને લીધું ખોટું અવલંબન

૧૯૫૧ની સાલમાં મને દેખાયું કે આ સિમેન્ટ કાઢી લેવું એ શું ગુનો છે ? ભલે સરકારનો સિમેન્ટ છે, એ ઑફિસરો આપણને કહે છે, કે 'તમે કાઢી લો, પૈસા વહેંચી લેવાના.' પણ ચોરી તો ખરી જ ને ? ચોરી નહીં ? ધણી એમ કહે છે, કે 'કાઢી લો', પણ એ ધણી નથી, એ નોકર છે. ધણી તો ગવર્મેન્ટ છે ને ગવર્મેન્ટેય ધણી નથી, પબ્લિક ધણી છે આ. કારણ રાજ પબ્લિકનું છે.

પહેલા હું એમ સમજતો'તો કે આ ચોરી ના કહેવાય. સરકારની ચોરીઓમાં ચોર કોણ ? એનો કોણ માલિક છે ? કોઈ એક માલિક નથી, બધા માલિક છે. જવાહરેય નથી માલિક ને ગાંધીએય નથી ને કોઈ નથી. આ તો બધી પોલી છે વાત. અને પાછો શિખવાડતો લોકોને આ ચોરી કરવાનું ! લોકો કહે, 'આ સરકારનું કાઢી લેવાય ?' ત્યારે મેં કહ્યું, 'ભઈ જો, સરકાર એટલે કોણ ? કોઈ એનો એ માણસ, વ્યક્તિગત નથી એ વસ્તુ. એટલે આકાશ. તે આકાશમાં તીર મારીએ તો કોની હિંસા થાય ?' આવું કહીને મોટું અવલંબન લીધેલું !

**પ્રશ્નકર્તા :** આ તો વકીલાત છે, કે આપણે એક વખત આ કરવું છે એટલે દલીલ શોધી.

**દાદાશ્રી :** વકીલાત જ બધી. તે દહાડે વકીલ પહેલેથી સારા મળી ગયેલા મને. તે આ ચોરીઓ કરાવડાવી.

## મહીંના ભડકાટથી સમજાણી ભૂલ

પછી મને સમજાયું, 'આ તો હું મારી જાતની ચોરી કરી રહ્યો છું. એમની નથી કરી રહ્યો. મારી જાતને છેતરી રહ્યો છું.' કારણ કે સાહેબ આવે ને, તો મહીં ભડકાટ થયા કરે. અરે મૂઆ, સાહેબ આવે તો તને શું કરવા ભડકાટ થાય ? આપણે ચોરી કરીએ છીએ એવું આપણને ખબર છે. એ ખબર ના રહેવી જોઈએ. પોતાનું ભાન છે ને !

૧૯૫૧ પહેલા જે ચોરીઓ કરેલી, એના માટે હૂ ઈઝ રિસ્પૉન્સિબલ (કોણ જવાબદાર છે) ? ચોરી કરી નહીં, પાછી શિખવાડેલી હઉ ! તમારા જેવા આવે, કે 'મારે મહીં આમ કશું કમાવાય એવો રસ્તો નથી, કંઈક રસ્તો દેખાડો ને !' તો હું કહું કે 'આટલી સિમેન્ટની થેલીઓ કાઢી લેજે, ધીમે રહીને.' અક્કલવાળો એટલો બધો તે બીજાને રસ્તો દેખાડી આપે, કાઢી આપે. બોલો હવે, આવા ધંધા કર્યા ! શું બાકી રાખ્યું હશે ? અક્કલના ઓથમીર. આ માન આપ્યું ને, તે બધું આપી દે.

## ડિસ્ઑનેસ્ટીને લીધે નથી આવતી બરકત

**પ્રશ્નકર્તા :** દાદા, 'સરકારની ચોરી એ ચોરી નહીં', આ શેઠ લોકોની ફિલૉસોફી છે. આ શેઠ લોકોના તત્ત્વજ્ઞાન પ્રમાણે 'સરકારની ચોરી એ ચોરી નહીં.'

**દાદાશ્રી :** સરકારની ચોરી એટલે પોતાના ભાગીદારને દગો દેવા બરોબર. એ વન ફિફ્થ પાર્ટનર છે આપણો.

**પ્રશ્નકર્તા :** પણ નવ્વાણું ટકા વેપારી લોકો ચોર હોય, એમાં એક ટકો શાહુકાર શું કરે ?

**દાદાશ્રી :** ના, પણ નવ્વાણું ટકા તો છે જ ને !

**પ્રશ્નકર્તા :** હા, તો હું એ જ કહું છું ને, તો તેમાં એક ટકાવાળો શું કરે ? એને ધંધામાંથી બહાર નીકળી જવું પડે.

**દાદાશ્રી :** કશું થાય નહીં. ધંધામાંથી કશું બહાર નીકળતા નથી. હંમેશાં જે ચોખ્ખો માણસ હોય, ઑનેસ્ટ... એની પાછળ રક્ષણ હોય. 'ડિસ્ઑનેસ્ટી ઈઝ ધી બેસ્ટ ફૂલિશનેસ.'

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે 'ડિસ્ઑનેસ્ટી ઈઝ ધ બેસ્ટ ફૂલિશનેસ.' તો સામો આપણી જોડે ડિસ્ઑનેસ્ટી કરતો જ હોય, તો પછી આપણે એની સામે ડિસ્ઑનેસ્ટી નહીં કરવાની ?

**દાદાશ્રી :** એ સામાની ફૂલિશનેસ છે. એ ફૂલિશ થાય એટલે આપણેય ફૂલ (મૂર્ખ) થવું ?

**પ્રશ્નકર્તા :** પણ આપણને નુકસાન થાય તેનું શું ? આપણને નુકસાન થાય ને ?

**દાદાશ્રી :** આ શહેરનું નામ ટોરેન્ટો ખરું ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ આખા ટોરેન્ટો શહેરમાં પૂછી આવો, કોને નુકસાન થયું નથી ? કોઈ ધરાઈ ગયું લક્ષ્મીથી ? ત્યારે બધાય કહે, 'ના'. કારણ કે લોકો શું કહે છે ? 'ઘણું કમાયો, પણ ખુદાની બરકત ના આવી', કહે. 'બરકત નથી', એ તમે સાંભળેલું કે લોકો બોલે છે એવું ? 'બરકત આવતી નથી' એવું ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ત્યારે બરકત આ ડિસ્ઑનેસ્ટીને લીધે નથી આવતી. ફૂલિશનેસને લીધે નથી આવતી.

## બાંધકામમાં સિમેન્ટ તે બ્લડ, સળિયા તે સ્કેલેટન

**પ્રશ્નકર્તા :** દાદા, તમારે આ ચોરીની શરૂઆત કેવી રીતે થઈ હતી ?

**દાદાશ્રી :** લોકોનું જોઈને શીખ્યા ઊંધે રસ્તે. સારો ધંધો કોન્ટ્રાક્ટનો,

ખાનદાનવાળો ધંધો. તે મહીં અડધા લોકો બીજા હલકી નાતના પેસી ગયા ને, તે હરીફાઈમાં પડવું પડ્યું. અને હરીફાઈમાં એટલે ચોર ચોરી કરે તો જ એનો દહાડો પૂરો થાય. એટલે સિમેન્ટ ઓછો નાખીએ. શું ઓછો નાખીએ ?

**પ્રશ્નકર્તા :** સિમેન્ટ ઓછો નાખે.

**દાદાશ્રી :** આ જેમ મનુષ્યને ખોરાક ખવડાવે છે ને, તેમાં બીજું જે ચરબીવાળો ખોરાક બધો, તે આમ ફેરફાર કરી નાખે છે ને ? હેરફેર કરે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, હેરફેર કરી નાખે છે. એના જેવું આમાં.

**દાદાશ્રી :** એવી રીતે આમાંય છે તે મહીં સિમેન્ટ કાઢી લઈએ ને, પછી મકાન મજબૂત કેટલું થાય ? એ સિમેન્ટ બ્લડ કહેવાય અને સળિયા કાઢી લેવા, એ સ્કેલેટન છે. એટલે સળિયા ને સિમેન્ટ, એ બે કાઢવાનું બંધ. આફત બંધ કરી દીધી. નાઈન્ટીન ફિફ્ટી વનથી (૧૯૫૧થી) બંધ. ત્યાર પછી શાંતિ થઈ ! મને મહીં બહુ ડંખ્યા કરે કે બળ્યું આ મકાનમાંથી સિમેન્ટ કાઢી લેવો એ માણસમાંથી બ્લડ અને માંસ કાઢી લીધા બરોબર છે. સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આમાંથી સિમેન્ટ કાઢી લઈએ ને, તો પછી ભીંતોને તોડવી હોય તો વાર ના લાગે. ઈંટો આખી નીકળે, કાઢે તો. એ સિમેન્ટ એટલે આ શરીરમાંથી લોહી ખેંચી લેવું એના જેવી વસ્તુ છે. આ શરીરમાંથી કોઈ બ્લડ કાઢી લે, શું રહે બિચારાનું ? તે સિમેન્ટ મકાનનું બ્લડ છે અને લોખંડ એ સ્કેલેટન છે બધા, હાડકાં છે. એ જ કાઢી લે, તો બોલો એ મકાનો પછી કેવા રહે તે !

એટલે પછી મેં કન્ટ્રાક્ટરોને ભેગા કરીને કહ્યું, કે ભઈ, સિમેન્ટ એ બ્લડ છે આ મકાનનું, અને આ લોખંડ એ સ્કેલેટન છે, માટે કોઈ કાઢશો નહીં. તે ત્યારથી એ લોક પાંસરા થવા માંડ્યા. હા, દસ ટકા

ભાવ વધારે ભરો, વાંધો શો છે ? અમલદારો ક્યાં એમ કહે છે કે તમે ઓછે ભાવે આપો. એવું નથી, એ અમલદારોએ એવું કશું કહ્યું નથી. કન્ટ્રાક્ટરો જ વાંકા છે.

એ એક્ઝિક્યુટિવ એન્જિનિયર કોન્ટ્રાક્ટરને કહે, 'તુમ ઈતના લો રેટ ક્યું ભરતા હૈ ? સિમેન્ટ કુછ ડાલતા હૈ કિ નહીં ડાલતા ?' બહુ રેટ લો ભરે ને, ત્યાર પછી શું પૂછે પેલો ? 'કુછ ડાલતા હૈ કિ નહીં ડાલતા હૈ ?' એક્ઝિક્યુટિવ એન્જિનિયર જાતે આવું બોલે, તો તમે ડાલો કે ના ડાલો ? અમેય નહોતા નાખતા બળ્યું, હુંય કોન્ટ્રાક્ટર હતો.

## ગૂંચવાડો જેટલો કર્યો, તે જ જોડે આવવાનું

બહુ ચોરીઓ કરી. નરી સિમેન્ટ જ ચોર ચોર કરી. લોહી ચૂસ્યું સરકારનું અને મનમાં શું માન્યું ? સરકારની ચોરી એ કંઈ વ્યક્તિગત છે ? એવું મનમાં માનીને એમ જાણ્યું કે આ ચોરી ના કહેવાય. અલ્યા મૂઆ, પણ આ મકાનનું શું થાય ? મકાનમાંથી લોહી (સિમેન્ટ) કાઢી લીધું અને પડી જાય ત્યારે શું થાય ? કેટલા માણસ મરી જાય ?

**પ્રશ્નકર્તા :** દબાઈ જાય.

**દાદાશ્રી :** અને આપણી દાનત ચોર છે, એ તો ના સમજીએ ? દાનત ચોર થઈ, એ જ ચોર કહેવાય. એ ૧૯૫૧માં બંધ કરાવડાવેલું. નહીં તો દસ-બાર ટકા માલ કાઢી લેવાનો, ચોરીને. દાનત જ ચોર. આપણા કરતા કોળિયા સારા, કે એ ઉઘાડી ચોરી કરે. આ તો સરકારમાં પકડાય નહીં, આ શાહ કહેવાય. કહેવાય શાહ અને ચોરી મોટી. એટલે આપણને રુચે નહીં આ, ગમે નહીં. તે આ શું જોડે લઈ જવાનું ? કશું જોડે લઈ જવાનું છે ? ગૂંચવાડો જેટલો કર્યો હશે તે જ જોડે લઈ જશે.

આ કોળિયા છે તે મકાનો કોચીને (કાણું પાડીને) ધાડ પાડે અને આપણે આ જાતની ચોરી કરીએ, એમાં ફેર શું છે ? વૉટ્સ ડિફરન્સ ? એટલે પછી બંધ કરી દીધેલું બધું.

## ખરો ચોર કોણ ?

આવી ચોરીઓ કરવાથી આપણે ઘેર કશું રહે નહીં ને ! આ કઈ જાતના ચોર આપણે તો ! આપણે કંઈ કોળી કે હલકી જાતિના લોક નથી, આપણે ક્ષત્રિય જાતિના લોક છીએ. પટેલ છીએ, તો આપણે ત્યાં ચોરી તો હોય જ નહીં. આ ઉઘાડી ચોરી નથી કરતા પણ આય ચોરી જ કહેવાય ને, બધી ? આ લોકો ધંધામાં નરી ચોરીઓ જ કરે છે ને, બળી ! આ શાહુકારી ચોરી કહેવાય અને આ ચોર લોકોની પેલી પકડાઈ જવાય એવી ચોરી કહેવાય. પોલીસવાળા પકડે એ. આમાં પોલીસવાળા ના પકડે. અહીં શાહુકારી ચોરી જોયેલી તમે બધી ? તે આખી જિંદગી અમે આજ કર્યું'તું. તેનું ડખળાઈ ગયું'તું.

આ બહારવટિયા સારા હોય મહીં, કે એને પકડે સરકાર. આ તો પકડાય નહીં. દુનિયામાં શાહુકાર કહેવાય અને આવી ભયંકર ચોરીઓ. અને દુનિયામાં ચોર કોને કહે છે ? આમ કો'કને ત્યાંથી લઈ જઉ ખાનગી રીતે, એને ચોર કહે છે. આ અંદરની ચોરીઓને ચોર કહેતા નથી ને, લોકો ? અમે કોને ચોર કહીએ છીએ ? અંદરથી આમ લઈ લે છે, એ તો જરૂરિયાતવાળા લે છે, પણ આ બિનજરૂરિયાતવાળા ચોરીઓ કરે છે, તેને જ પકડવા જેવા છે. લઈ લે છે, એ તો જરૂરિયાતવાળો બિચારો. એટલે આવી મુશ્કેલીઓ બધી !

## છેવટે ચોરીનું સરવૈયું કાઢ્યું તો આવ્યો વૈરાગ

આપણને ના શોભે. મન-વચન-કાયાથી ચોરી શોભે નહીં આપણને. અને ચોરીનો માલ રહેતો તો છે નહીં. મને આ ક્યારે વૈરાગ આવ્યો ? જ્યારે ૧૯૫૧માં અમારા ભાગીદારને મેં કહ્યું, 'આખી જિંદગી ચોરીઓ કરી, આપણે ૧૯૨૮ની સાલથી આ ધંધો કરીએ છીએ ને આ ૧૯૫૧ની સાલ આવી, આજે બેંકમાં કેટલું નાણું છે, એ મને કહો. બહુ ચોરીઓ કરી તે બેંકમાં હમણે કેટલી રકમ છે ?' ત્યારે કહે, 'કેમ ? બહુ જરૂર છે પૈસાની ?' મેં કહ્યું, 'મારે જાણવું છે. મને મહીંથી વિચાર આવ્યો કે આ તપાસ તો કરો, આ હારું સરવૈયું તો કાઢો, કે આ બેંકમાં

કેટલા રૂપિયા છે ? લાખ-બે લાખ પડ્યા છે ?' 'બેંકમાં તો વધારે નથી, દસ હજાર રૂપિયા જ છે', કહે છે. મેં કહ્યું, 'આ સિમેન્ટ-બિમેન્ટ વેચી ખાધો એ બધા પૈસા કંઈ ગયા ?' તે કહે, 'બધું આમાં ને આમાં, જે ગણો તે આ.' તે મેં કહ્યું, 'પણ આપણી પાસે કશું રહ્યું નહીં ? મૂઓ નફો ના રહ્યો, પણ તે ચોરીઓય ના રહી ?' ચોરીઓના પૈસા ના રહેવા જોઈએ ? ત્યારે મેં કહ્યું, આ તો 'ચોરની મા કોઠીમાં મોઢું ઘાલીને રડે' એવું થયું આ તો. જ્યારે મહીં બેંકમાં જોઈએ તો ખાલી ને ખાલી ! એ જે ચોરીનો માલ, એ બધો તો જતો રહે. એના કરતા કંઈક સાચી ભાવનાનો માલ હોય, થોડોક હોય તોય બહુ સારું !

**પ્રશ્નકર્તા :** પણ તે વખતમાં કંઈ, ચોરીમાં કંઈ મળતું જ નહોતું.

**દાદાશ્રી :** ના, પણ ચોરી કરી તેનો ગુનો તો રહ્યો ને ! મળે નહીં ભલે, પણ ચોરી કરી તેનો ગુનો રહ્યો ને ! બે લાખની ચોરી કરી તોય બેંકમાં દસ હજાર ! મેં જાણ્યું કે રકમ વધતી જતી હશે. ત્યારે કહે, 'ના, આમાં કશું રહ્યું નથી.' આપણે પાઈપોની ચોરીઓ કરી, સિમેન્ટની ચોરીઓ કરી, એ બધું કર્યું એનું ફળ બધા પૈસા પાણીમાં ગયા. મેં કહ્યું, 'આ બધા પૈસા કંઈ ગયા તે ?' 'એ પૈસો, તમે જુઓ ને, હિસાબ કહે છે, કશી બરકત નથી આવતી એમાં.' મેં કહ્યું, 'બરકત જોઈએ છે તમારે ? તો હવે ચોરી બંધ કરી દો, બા ! આ ચોરીનો માલ રહેતો નથી. આ ખોટું ચાલ્યા, આપણે ઊંધે ચાલ્યા. આ શો ધંધો માંડ્યો ? આપણે મોક્ષે જવું છે ને આ શું માંડ્યું ?' મને પોતાને ભયંકર લાગ્યું કે અરેરેરે ! આ ખાનદાન માણસને ત્યાં જન્મ્યા તોય ચોરી !

## પછી નક્કી કર્યું કે ભૂખે મરીશું પણ ચોરી બંધ

મેં કહ્યું, 'આપણે આ ચોરી કરવાનું બંધ કરી દો. તમને ના પોસાય તો મારે હવે સ્વતંત્ર કરવું છે, મારે જુદું થવું છે. હવે ચોરી નહીં કરવાની. ચોરી કોઈ ચીજની નહીં.' ત્યારે કહે, 'બંધ કરીશું તો શી રીતે આ બધાની હરીફમાં ઊભું રહેવાશે ?' મેં કહ્યું, 'તો મને છૂટો કરી નાખો. આપણે બે છૂટા થઈ જઈએ.' ત્યારે કહે, 'ના, તમને છોડું

નહીં. એ હું હઉ એવું કરીશ, મારેય અધોગતિમાં નથી જવું. અને તમારી ભાગીદારી વગર મારે ચાલે નહીં.' તો મેં કહ્યું, 'ચોરી કરવાની નહીં.' તો કહે, 'હા, બંધ કરી દઈએ.' એમને ચાલે એવું નહોતું, એટલે મને કહે છે, 'સારું બંધ કરી દઈશું.' તે ત્યારથી સાચું કાઢ્યું ૧૯૫૧ની સાલથી, ત્યારે પાંસરું રાગે પડ્યું. ત્યારથી નક્કી કરેલું કે ભૂખ્યા મરી જઈશું પણ આ ના હોય. અને મને બહુ ફાવતું નહીં. આ સરકારમાં સિમેન્ટ-બિમેન્ટ કાઢી લીધો ને, તે ઘડીએય મને મહીં ગભરામણ થાય. બળ્યું, આવો આ આપણે ધંધો આવ્યો ? ના ફાવે, બળ્યું. અને તે રહ્યુંય નહીં નાણું. એટલે અમે બંધ કરી દીધું એકાવનમાં.

## શરૂઆતમાં પડી અડચણ પણ અંતે પડ્યો રોફ

એટલે પછી ત્યારથી એમને જળ લેવડાવ્યું, કે ભઈ, આજથી આ સિમેન્ટ કાઢવો નહીં, સળિયા કાઢવાના નહીં. પછી ચાલ્યું તે ખરેખરું ચાલ્યું. પહેલા વરસ-બે વરસ ભાંજગડ પડી, અને પછી તો લોકોનામાં છાપ પડી ગઈ, કે આ કંપની, બીજું કંઈ જોવા જેવું જ નહીં. આપણે કહીએ કે 'સિમેન્ટ ઓછો વાપરો', તોય નહીં, કાયદેસર જ વાપરે. તે ઠેઠ ચીફ એન્જિનિયર સુધી છાપ પડી ગઈ ને, તે કોઈ સારા કામ કરવા હોય તો અમને સોંપે ઊલટા. જો ઊલટું રોફ પડ્યો ! પહેલું બે-ત્રણ વરસ જરા અડચણ આવી, પણ રોફ પડ્યો પછી. અને કર્મોમાંથી છૂટ્યા, નહીં તો આ ચોરીઓ કરી કરીને હાથમાં કશું રહેત નહીં અને 'ભીખની હાંલ્લી શીકે ચડે નહીં.' કંઈ સુધી આ ધંધા-બંધા ? શેના હારુ ? પાછું જો સો વરસનું એક્સટેન્શન આપતા હોય તો બીજું-ત્રીજું એવું કંઈક કરીએ. આ તો પાછું જવાનું, અને તે પાછા ચાર નાળિયેર સાથે સૂતા સૂતા જવાનું, આરામ કરતા કરતા. આ લોકો એટલા સારા છે કે ઊભા ઊભા નથી લઈ જતા, બેસાડીને નથી લઈ જતા, એકલા સુવાડીને લઈ જાય છે, ચાર નાળિયેર સાથે ! તે નાળિયરેય છે તે મેં એક ફેરો વેપારીને પૂછ્યું, 'આ નાળિયેર બધા મહીં જૂના થઈ જાય તેને શું કરો છો ?' ત્યારે કહે, 'તેનાય ઘરાક હોય છે.' મેં કહ્યું, 'એનો કોણ ઘરાક થાય ?' ત્યારે કહે, ''આ માણસ મરી જાય ને, ત્યારે છોકરાં શું કહે ?

'પાણી ના હોય એવું આપજો. અમને સસ્તું આપો', કહે.'' મેં કહ્યું, 'આવું ? બાપની પાછળ આવું નાળિયેર લે છે ?' તો કહે, 'હા. એટલે અમારે બધું વપરાઈ જવાનું.' હા, પણ પુણ્યશાળી દેશ છે આ તો ! હરેક ચીજ વપરાઈ જાય. જો ભઈ, સૂકા નાળિયેરથી ગયા સૂતા સૂતા અને અહીં પાપો બાંધી ગયા. અને આવતા ભવમાં ભટક ભટક કરવું પડશે. આપણે વિચાર તો થોડો-ઘણો ના કરવો પડે ? હેં ? શેના હારુ ? કોના હારુ કાળાબજાર કર્યા ?

**પ્રશ્નકર્તા :** હા, બરોબર છે.

## ચોરીઓ બંધ કર્યા પછી વર્તી શાતા વેદનીય

**દાદાશ્રી :** અમે આ ચોરીઓ બંધ કરી, ત્યાર પછી વિચારો જરા સારા આવ્યા, ફેરફાર થયો. નહીં તો પુસ્તકો વાંચ્યા, પણ કશું દહાડો વળ્યો નહીં. તે પછી ચોરીઓ ગયા પછી સારું રહ્યું, ઠંડકવાળું ! અને ૧૯૫૧માં ચોરી બંધ કરી ત્યારે ૧૯૫૮માં આ જ્ઞાન પ્રગટ થયું. નહીં તો રખડી મરત.

ખોટું બંધ કરી દીધું પછી તો ધંધો જ એવો આવે છે કે કામ જ બહુ કરવું ના પડે. ઓછી મહેનતે પૈસા બહુ કમાયો, ત્યાર પછી એ એવું ઉત્પન્ન થયું. કારણ કે કાયદો એવો છે કે તારે રૂપિયા તો આટલા જ, મૂઆ. અને જો વધારે લઈશ ને, તો એ લીકેજવાળું, એનું તારી પાસે હશે તેમાંથી નીકળી જશે, પણ તારે ભોગવટો નહીં ઉત્પન્ન થાય. ભગવાને શું કહ્યું છે, શાસ્ત્રમાં કોઈ જગ્યાએ લક્ષ્મી વિશે લખ્યું છે ? શાથી ? ત્યારે લક્ષ્મી વગર ચાલે છે કંઈ ? ત્યારે કહે, લક્ષ્મી વગર ચાલતું નથી. પણ શાસ્ત્રમાં કેમ વાત ના લખી ? ત્યારે કહે, શાસ્ત્રમાં તો વેદનીય લખી. શું લખ્યું ? વેદનીય, કે ભઈને શાતા વેદનીય છે કે અશાતા વેદનીય છે ? એટલું જ પૂછવામાં આવે છે. ત્યારે મારે ૧૯૫૧ પછી શાતા વેદનીય વર્તતી હતી. કારણ કે જ્યાં સુધી નૈતિક ધોરણ ના હોય ત્યાં સુધી શાતા વેદનીય ના હોય. તમારા નૈતિક ધોરણ માટે હું દબાણ ના કરી શકું.

## નીતિથી લક્ષ્મીજીની મહેર, આબરૂ વધી અને નિર્ભય

અમે પછી બંધ કરી દીધેલું. પછી સિમેન્ટની એક થેલી ઓછી નાખવી નહીં, સળિયો ઓછો નાખવો નહીં. નહીં તો કોન્ટ્રાક્ટરો બધા સિમેન્ટ ઓછો જ નાખવાના, લોખંડ ઓછું નાખવાના. ગવર્મેન્ટેય જાણે કે આ કંપની ચોખ્ખું કામ કરે છે, પછી કોઈ કામ જ જોવા ના આવે. અને સારું કામ કરવાનું હોય તો અમને સોંપવા આવે, ઘેર બેઠા. એટલે પછી ગાડું સારું ચાલ્યું પછી. આબરૂય વધી, ગવર્મેન્ટમાં ક્રેડિટેય વધી. અમારી કંપનીની આબરૂ બહુ વધેલી. આબરૂ વધી જાય ને, પછી બહુ ધન આવશે. કોઈ નામ જ ના લે ને ! કોઈ સિમેન્ટ જોવા જ ના આવે ને ! અને એ આવું કહેય ખરા કે 'આ કંપની ખરી છે. ચોરીઓ-બોરીઓ કરે નહીં.' અને ભય નહીં ને, આપણને. અને નહીં તો પેલું ભય લાગ્યા કરે, 'હમણે સાહેબ આવી જશે, સાહેબ આવી જશે.'

**પ્રશ્નકર્તા :** કોઈ જોવાય ઊભો નથી રહેતો.

**દાદાશ્રી :** હા, જોવાય ઊભો ના રહે. તે આખા ઈજનેર ખાતામાં ખાતરી કે આ દાદાએ કામ લીધું છે, એમાં ચોરી નહીં કોઈ જાતની. પછી સારું મળ્યું ઊલટું. અને લોક કહે કે ચોરીઓથી મળે છે.

પછી કાળોબજારેય બંધ કર્યો અને ચોરીય બંધ કરી. પછી સાચી રીતે જીવન જીવ્યા, ૧૯૫૧ પછી. તે આજે લક્ષ્મીજી મહેર કરે છે. નીતિના રોડ ઉપર, નીતિના ફાઉન્ડેશન ઉપર બાંધેલા મિનારા કંઈ પડી જતા હશે ?

પહેલા અમારે બે-ત્રણ વર્ષ સુધી અડચણ આવી, પછી તો એની મેળે જ કામ એવું આવે ને, પછી તો આપણી ક્રેડિટ વધી જાય ને બધી. પેલો વળગાડ વળગે. પછી અમારે કામ માટે કોઈ દહાડો ટેન્ડર ભરવા જવું નથી પડતું. ઘેર બેઠા આમ ખબર આપે. તરત જ આ બધા સાહેબો ખબર આપી જાય, ઘેર આવીને કહી જાય. કારણ કે એમની મુશ્કેલીમાં ઊભા રહીએ ને અમે, એટલે એમને મનમાં પોતા જેવું લાગે ને ! એટલે અમારે બીજું કશું કામ જ નથી કરવું પડતું.

નહિતર સત્સંગ શી રીતે ચાલે ? આ મોટો ધંધો, દસ-દસ, બાર-બાર લાખ રૂપિયાનો ધંધો ચાલતો હોય. પણ જરા વિચારેય નહીં, કામનો વિચારેય નહીં.

## ફૂલ નહીં તો ફૂલની પાંખડી

તે અત્યારેય ધંધો ચાલે છે, હું જો કે મહીં હાથ ઘાલતો નથી. પણ અત્યારેય ભાગીદારીમાં ધંધો ચાલ્યા કરે છે. અમારે કાયદો એ કે ઈન્કમટેક્ષવાળાનેય જેટલું આપણે કર્યું છે, એ દેખાડી દેવાનું. છતાંય ધંધો કોન્ટ્રાક્ટરનો, એટલે સિમેન્ટની ચોરી નહીં કરવાની, લોખંડ ને એ એવું કશું કરવાનું નહીં. તોય પેસી જાય મહીં પાણી.

**પ્રશ્નકર્તા :** દાદાજી, કેમ પેસે, એ તો સમજાવો જરાક. એ ચોરી ન કરવાનું નક્કી કર્યું, કે આપણે ચોરી કરવી નથી, પછી ક્યાંથી પેસે ?

**દાદાશ્રી :** શાથી પેસી જાય, કે લાખ રૂપિયાનું બિલ સાહેબે અટકાવ્યું હોય અને એક બાજુ છે તે લોકો પચાસ હજાર માગવા આવ્યા હોય, તે પેલો સાહેબ અટકાવે શા હારુ ? 'અમને કશું ફૂલ નહીં તો ફૂલની પાંખડી તો આપો', કહેશે.

**પ્રશ્નકર્તા :** પ્રમાણ, પ્રમાણ, પ્રમાણ. નક્કી થઈ ગયું એ હવે.

**દાદાશ્રી :** ના, ના, પણ એમ નહીં, આપણે સિમેન્ટ ના નાખ્યો માટે એનો શો દોષ ? બિચારા એ નોકરી કરે છે. એને ખૂટતું હોય, એમાં એનો શો દોષ બિચારાનો ? એ આશા રાખે ને, બિચારા. જેવો વ્યવહાર ચાલતો હોય ને, એ વ્યવહારમાં રહેવું પડે. વ્યવહાર તો સાચવવો જ પડે ને ? અત્યારે જેવો સાહેબ હોય એવો આપણે વ્યવહાર ના સાચવવો પડે ? પણ એવું એમાં ઊંડું ઊતરવા જેવું નહીં.

## છતાંય કરવો પડતો હતો પરાણે ભ્રષ્ટાચાર

અમે ચોખ્ખું કામ કરીએ એટલે પૈસા આપવાની કંઈ જરૂર નહીં. છતાંય બિલ આંતરીને ઊભા રહે. હમણે રૂપિયા આપીએ તો બે કલાકમાં કાઢી આપે, નહીં તો મહિના-મહિના સુધી ઠેકાણું પડે નહીં. હવે એક

બાજુ આ લાખ રૂપિયા ત્યાં અટક્યા હોય, ને આપણે ત્યાં માગતાવાળા હોય તે આવે કે ના આવે ?

**પ્રશ્નકર્તા :** આવે જ.

**દાદાશ્રી :** તે માગતાવાળા કહે, 'તમે મારા પૈસા જલદી આપી દો.' હવે આપણે એક બાજુ આમ માગતાવાળા ઉતાવળ કરે છે, એક બાજુ સાહેબ આપતા નથી. એટલે હું અમારા ભાગીદારને શું કહું, કે 'ભઈ, પાંચસો-હજાર આપ, પણ એ રૂપિયા લઈ આવ ત્યાંથી. પથ્થર નીચેથી હાથ કાઢી લઈએ આપણે.' એટલે પરાણે કરવો પડે અમારે, ભ્રષ્ટાચાર. આ પરાણે કહેવાય ને, કરવું પડે તે ?

**પ્રશ્નકર્તા :** હા, હા, પરાણે કહેવાય.

**દાદાશ્રી :** એવું ઘણા લોકોને પરાણે કરવો પડે છે. રૂપિયા ના આવે તો શું કરીએ ? વ્યવહાર તો ચલાવવો જ પડે ને ?

**પ્રશ્નકર્તા :** જી.

**દાદાશ્રી :** એટલે પછી મેં ભાગીદારને કહેલું, 'ભઈ, એને બસ્સો-ત્રણસો રૂપિયા આપવા, એ આપણું બિલ જલદી કાઢી આપે. એને સંતોષ થાય. નહીં તો ભસ ભસ કર્યા કરે. મૂઓ, ગાળો દે દે કર્યા કરે, આ કંપની ખરાબ મળી મને. મારા અપશુકન થયા, તેથી આ કંપની મારે ત્યાં આવી.' એવું બોલે, મૂઓ. એટલે કહેલું કે બસ્સો-ત્રણસો આપવા. આપણે ચોરી નથી કરવી એ વાત જુદી છે, પણ એને આપવા.

**પ્રશ્નકર્તા :** એને આપો.

**દાદાશ્રી :** હં... કારણ કે એ આશા રાખે ને બિચારા, આ મોંઘવારીમાં શી રીતે પૂરું થાય એમનુંય ? એનું પૂરું ના થાય. અમે બધું જાણીએ. પાછા અમને કહેય ખરા, 'તમને ઘસારો બહુ પડ્યો છે ને મારો, તમને દસેક હજાર હું લખી આપું ?' મેં કહ્યું, 'ના બા, અમને લખી ના આપીશ. અમારે સરકારના પૈસા નથી જોઈતા. બિચારી સરકારને ખોટ જાય, અને સરકાર તે તું નથી, હું નથી, આપણું રૂપક

છે આ તો.' કોની ચોરી કરીએ છીએ આ ? પોતે પોતાનું માંસ ખઈએ છે, મૂઆ ! પોતે પોતાનું માંસ ખાય, એના જેવી સરકારની ચોરી, બે સરખી જ છે. પણ હવે ખબર નથી એટલે લોક પીંખી ખાય છે ! આ તો આપણું જ રૂપક છે બધું.

## સૂડી વચ્ચે સોપારી થઈને પણ લીધું એડજસ્ટમેન્ટ

એ ઑફિસરો બધાય કહે કે સારામાં સારો માલ, કશો ઓછો-વધતો રાખતા નથી, કંપની બહુ સારી છે. પણ જ્યારે લાખનું બિલ હોય ને, તો પેલો ઑફિસર કાઢે નહીં. હવે અમારે ત્યાં પેલા માગતાવાળા ધક્કા ખાતા હોય. તે અમે કહીએ, 'કાલે આવજો ભઈ. કાલે અમારું બિલ આવે એવું છે, તે તમને પંદર હજાર છે તે આપી દઈશું.' હવે પેલો છે તે આ કાઢે નહીં. એટલે આ સૂડી વચ્ચે સોપારી થાય. એટલે સોપારીને કપાયે જ છૂટકો ને ? કંઈ જાય તે ? સોપારી જાય કંઈ તે ? એટલે મને અમારા ભાગીદાર કહે છે, 'શું કરીશું ? આ તો લાંચ આપવી પડે.' મેં કહ્યું, 'હા, આપી આવો અને રૂપિયા લઈ આવો. તે રૂપિયા આવી જાય તો પછી પેલાને અપાય ને ! આપણે સત્યવાદી થયા, ત્યારે પેલો કંઈ લાંચ ના લે ? લાંચ લેનારો માણસ શું કહે ? 'તમે સત્યવાદી થાવ, મારે શું કરવા સત્યવાદી થવાની જરૂર છે ? મારે ઘેર છોકરાં છે, મારે તો બંગલો બાંધવો છે.' 'સારું ભઈ, તુંય બાંધજે, બા !'

બધે સત્ય જુદા જુદા હોય. ધંધામાં એક હોય તો બીજે જુદું હોય. એક જ મુશ્કેલી ઊભી થઈ છે. વેપારમાં જે સત્ય છે એ કાળને આધીન છે. સત્યુગમાં કળિયુગના પ્રકારનું સત્ય ન હતું. આજનું સત્ય એ કળિયુગનું સત્ય છે. કળિયુગનું સત્ય એટલે કપટ સાથેનું સત્ય અને પેલું સત્યુગનું સત્ય એટલે કપટ રહિતનું સત્ય. એટલે કાળને આધીન, સંજોગવશાત્ છે. સંજોગવશાત્ આ બધું વેપારમાં કરવું પડે છે.

કેટલાક કાયદા કાયમના હોય છે ને કેટલાક ટેમ્પરરી કાયદા હોય છે. ટેમ્પરરીને લોક કાયમનું કરી નાખે છે ને મહામુશ્કેલી ઊભી થાય છે. ટેમ્પરરી તો એડજસ્ટેબલ, 'વેર ઈટ એડજસ્ટ' તો એ પ્રમાણે, 'વેર

ઈટ નોટ એડજસ્ટ' તો એ પ્રમાણે. નિકાલ કરીને કામ આગળ કાઢી લેવાનું. એ કંઈ બેસી રહેવાય આખી રાત ?

## વ્યવહાર એડજસ્ટ કરતા ના આવડ્યો એનો ગુનો

આપણે ચોખ્ખો વેપાર કરવો હોય. તે શેઠિયાઓનો મેનેજર હોય ને, તે કહે, 'દસ હજાર રૂપિયા આપો તો ચેક કાઢીશ.' હવે આપણા ચોખ્ખા વેપારમાં તો કેટલોક નફો હોય ? પણ આપણે પાંચ લાખ રૂપિયામાં બે લાખ આપણા ઘરના હોય ને ત્રણ લાખ લોકોના હોય, તો એ લોકો ધક્કા ખાય તે એ સારું કહેવાય ? એટલે આપણે પેલાને કહીએ, 'ભઈ, મને નફો રહ્યો નથી.' એમતેમ સમજાવીને, અને પાંચ હજારમાં નિકાલ કરીને આપણે ચેક લઈ લેવો. હવે ત્યાં 'મારાથી આવી લાંચ કેમ અપાય ?' ત્યારે કોણ, તારો બાપ આપશે, મૂઆ ? પેલો માગનારો તે ગાળો દેશે આવડી આવડી. જરા સમજી લો, વખત આવ્યો તે પ્રમાણે. લાંચનો ગુનો નથી, જે ટાઈમે જે વ્યવહાર આવ્યો તે વ્યવહાર તને એડજસ્ટ કરતા ના આવડ્યો એનો ગુનો છે. હવે અહીં કેટલાક પૂંછડું પકડી રાખે.

**પ્રશ્નકર્તા :** હું લાંચ નહીં આપું, દસ હજાર નહીં આપું, એમ પૂંછડું પકડી રાખે.

**દાદાશ્રી :** આ એડજસ્ટ થાય ત્યાં સુધી પકડી રાખવું. જ્યાં સુધી આપણને ગાળો ના દે અને આપણી પાસે બેંકમાં હોય, પણ એ બેંકની ઉપર જતું હોય ને પેલા ગાળો દેતા હોય તો શું કરવું ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે, બિલકુલ બરાબર છે.

**દાદાશ્રી :** હું તો અમારા વેપારમાં કહી દેતો કે 'ભાઈ, આપી આવ રૂપિયા. આપણે ભલે ચોરી નથી કરતા, ગમે તે નથી કરતા, પણ રૂપિયા આપી આવ. નહીં તો આ લોકોને ધક્કા ખવડાવવા આપણા સારા માણસનું કામ નહીં આ.' એને હું ગુનો નથી કહેતો. પેલાએ માલ આપ્યો છે ને એને પૈસા નથી ટાઈમસર આપતા, એને ગુનો કહીએ છીએ.

## લાગે ગાંડું પણ પ્રેક્ટિકલ શિખવાડે દાદા

બહારવટિયો રસ્તામાં પૈસા માગે તો આપી દેવા કે નહીં ? કે સત્યની ખાતર નહીં આપવાના ?

**પ્રશ્નકર્તા :** આપી દેવા પડે.

**દાદાશ્રી :** કેમ ત્યાં આપી દો છો અને અહીં નથી આપતા ? આ બહારવટિયા સેકન્ડ (બીજા) પ્રકારના છે. તમને નથી લાગતું આ સેકન્ડ પ્રકારના બહારવટિયા છે ?

**પ્રશ્નકર્તા :** પેલા પિસ્તોલ બતાવીને લે છે ને !

**દાદાશ્રી :** આ નવી બીજી પિસ્તોલ બતાવે છે. આયે ભડક તો ઘાલે છે ને કે મહિના સુધી નહીં આપું ! તો એની ગાળો ખાતા સુધી આપણે પછી આબરૂ બગાડવી, એના કરતા ગાળો દેતા પહેલા 'પથ્થર નીચેથી હાથ કાઢી લો' એમ કહ્યું છે ભગવાને. પથ્થર નીચેથી સાચવીને હાથ કાઢજો, નહીં તો પથ્થરના બાપનું કશું જવાનું નથી, તમારો હાથ તૂટી જશે. કેમ લાગે છે તમને ?

**પ્રશ્નકર્તા :** બિલકુલ બરાબર.

**દાદાશ્રી :** હવે આવું ગાંડું કોણ શિખવાડે ? કોઈ શિખવાડે ? બધા સત્‌ના પૂંછડા પકડે. અલ્યા, નહોય સત્ય. આ તો વિનાશી સત્ય છે, સાપેક્ષ સત્ય છે. હા, સત્ય એટલે કોઈને હિંસા થતી હોય, કોઈને દુઃખ થતું હોય, કો'ક માર્યો જતો હોય, એવું ના થવું જોઈએ. આ બાજુ માગતાવાળાએ બિચારા ગળે આવી ગયેલા છે અને આ બાજુ પેલો ગળે આવી ગયો છે, 'તમે નહીં આપો તો હું...' શેઠને કહેવાની આપણામાં હિંમત નથી, નહીં તો શેઠને કહી દે. ત્યારે કહે, 'ના, શેઠને કહું તો મારો ધંધો ના ચાલવા દે.' ત્યારે મૂઆ, આમેય લાલચુ, આમેય લાલચુ, ત્યારે આપી દે ને, અહીંથી. મેલ પૂળો અહીંથી. તમને શું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** આવી રીતે ન્યાય કરવામાં કોઈ હરકત ખરી ?

ભગવાનેય ગુનેગાર ના ગણે. બહારવટિયા મળે તો પૈસા આપી દેવા એ ગુનો છે ? મારા રૂપિયા હું આપી દઉં એ કંઈ સત્ય છે ? ત્યારે કેમ આપી દો છો ?

**પ્રશ્નકર્તા :** બીકના માર્યા.

**દાદાશ્રી :** ત્યારે એ બીજું, આ સેકન્ડ પ્રકારના બહારવટિયા ! આ સુધરેલા બહારવટિયા, પેલા સુધર્યા વગરના બહારવટિયા ! પેલા અન્‌સિવિલાઈઝ્‌ડ બહારવટિયા, આ સિવિલાઈઝ્‌ડ બહારવટિયા ! સિવિલાઈઝ્‌ડ બહારવટિયા નહીં જોયા હોય ? સિવિલાઈઝ્‌ડ બહારવટિયાના લાગમાંય આવેલા નહીં ?

**પ્રશ્નકર્તા :** નહીં જોયેલા.

**દાદાશ્રી :** અમે સિવિલાઈઝ્‌ડ બહારવટિયા બહુ જોયેલા.

**પ્રશ્નકર્તા :** સેલ્સટેક્ષ-ઈન્કમટેક્ષમાં જોયા છે.

## જવાબદારી લઈ બતાવે, ક્યાં ઓછી ખોટ છે તે

**દાદાશ્રી :** પણ આ મારી વાત સમજવા જેવી છે, જો સમજે તો. અને આવું કોઈ શિખવાડે નહીં, મારા જેવું. મોટા માણસોય આવું ના શિખવાડે તમને. 'નહીં, આપવાનું નહીં. ત્યાં ઉપવાસ કર', કહેશે. 'અરે સાહેબ, હું તો મરી જઉં. તમે કરી શકો.' એ બધું...

એટલે અનુભવની વાતો છે આ બધી, કે જેટલો ગુનો આમાં છે, એથી વધારે ગુનો પેલા માગતાવાળાને ધક્કા ખવડાય ખવડાય કરે છે તેમાં છે. તો સૂડી વચ્ચે સોપારી આવે ત્યારે શું કરવું આપણે ? કપાઈ જ જાય ને ? સૂડી વચ્ચે સોપારી આવેલી રહે કે ? માટે કશી આવીતેવી ગણતરી ના ગણવી. 'અમારા દાદાએ શિખવાડ્યું છે', કહી દેજો મોઢા પર. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** જવાબદારી દાદાની બધી, દાદાની જવાબદારીએ.

**દાદાશ્રી :** હા, જવાબદારી મારી, પણ મારા કહ્યા પ્રમાણે હોય

તો. તમે પેલી ખોટ વધારે ખાશો, આ ઓછી ખોટ છે, એવું હું તમને કહું છું. ખોટ તો અવશ્ય છે. તમે લાંચ આપો એ ખોટ તો છે જ. પણ પેલી ખોટ, તે સો રૂપિયા જતી હોય તો આ પંદરમાં પતે છે. તે પંચ્યાસી તો બચ્યા. એવું આપણે હોવું જોઈએ. અને 'ગધે કા પૂછ પકડા સો પકડા', તે આટલી લાતો ખાધી, ઊલટાની ખોટ કરી.

## જમાના પ્રમાણે એડજસ્ટ થઈ લાવે ઉકેલ

એટલે એ લાંચ-બાંચ તો એ સારા કાળમાં, અત્યારે તો જેમ તેમ કરીને એડજસ્ટ એવરીવ્હેર, એડજસ્ટ એવરીવ્હેર ને એડજસ્ટ એવરીવ્હેર ! કામ કાઢીને આગળ વધો, બેસી ના રહેશો.

અમારે ત્યાં કોન્ટ્રાક્ટના ધંધામાં છે તે મહેન્દ્રભાઈ કહે, કે 'દાદા, આ બે લાખનું બિલ આવતું નથી.' અને અમારે ત્યાં પાછા માલ આપનારા લોકો ધક્કા ખાતા હોય, તે મને કહે છે, 'આ બિલ આપતો નથી.' મેં કહ્યું, 'કેમ ?' ત્યારે કહે, 'એને કંઈ આશા છે એટલે આપતો જ નથી.' આ અમારે તો ચોખ્ખું કામ, અમે તો ૧૯૫૧થી હંડ્રેડ પરસેન્ટ સિમેન્ટ, હંડ્રેડ પરસેન્ટ લોખંડ, બધું ક્લિયરન્સ. કોઈ બૂમ જ ના પાડે એવું રાખેલું. છતાંય પણ એ તો કંઈ આ છોડે ? ધક્કા ખવડાવે ને ? મેં કહ્યું, 'ભઈ જા, એને હજાર આપી આવ અને લઈ આવ ને, બે લાખનો ચેક.' આપણે કંઈ સુધી પેલા લોકોને ધક્કા ખવડાવીએ બિચારાને ? આ ગાડીને આંતરે તો પેલી અટકે અને પેલી ગાડી તો પેલી... એટલે બધી ગાડીઓ જવા દેવી. બધાને લીલા વાવટા, જાવ અહીંથી ! એડજસ્ટ એવરીવ્હેર. એવી રીતે જમાના પ્રમાણે બધું કરવું પડે, સમય પ્રમાણે બધું કરવું પડે.

## દુરુપયોગ માટે નથી આપતા છૂટ

એટલે અમેય લાંચો આપતા'તા. અમે ધંધો કરીએ તો ન આપીએ બળ્યું ?

**પ્રશ્નકર્તા :** એ કરવું એ સાચું કે ખોટું ? એ કરવું જોઈએ કે ન કરવું જોઈએ ?

**દાદાશ્રી :** ત્યાં આપણે એડજસ્ટ થવું જોઈએ. તમે એનો દુરુપયોગ કરવા માટે પૈસા આપો, એ હાર્ટેય આપણને કહી આપે કે આનો દુરુપયોગ કરી રહ્યા છે કે નહીં. આ તો આપણે વ્યવહાર સુમેળ કરવા માટે. સમજમાં આવ્યું કે નહીં ? વ્યવહારનો સુમેળ તો કરવો જ જોઈએ ને ?

**પ્રશ્નકર્તા :** હા, ત્યાં વ્યવહારિક થવું પડે.

**દાદાશ્રી :** જેવો વખત... જમાના પ્રમાણે વ્યવહારિક થવું પડે.

આપણે લેવું નહીં, આપવાની તો આપણે ગરજ હોય તો શું કરીએ તે ?

## ગમે તે પાણીએ મગ ચઢાવો પણ છૂટી જાવ

**પ્રશ્નકર્તા :** આપનાર વધારે ગુનેગાર, લેનાર કરતા.

**દાદાશ્રી :** એ તો પકડાય ત્યારે ને ?

**પ્રશ્નકર્તા :** લાંચ આપવી એ કુદરતના હિસાબમાં ગુનો નહીં ?

**દાદાશ્રી :** બળ્યા, એવા ગુના ગણે ક્યારે પાર આવે ? એવું છે ને, પોતે કશું ખોટું ના કરવું. પોતાના સિદ્ધાંત પોતાને ઘેર વાપરીએ. કોઈનાય ઘરનો સિદ્ધાંત આપણે લેવાય નહીં.

**પ્રશ્નકર્તા :** પણ આપનારો વધારે ગુનેગાર, લેનારા કરતા. એને તમે બગાડ્યો, શું કરવા આપવા ગયા ?

**દાદાશ્રી :** ના, પણ શું થાય તે ગરજના માર્યા, જવા દો ને... કંઈ જાય તે ? ડિલિવરી કરાવવાની હોય ને હોસ્પિટલમાં જગ્યા ના મળતી હોય ત્યારે ગમે તેમ કરીને પેલાને રસ્તો કરે કે ના કરે ? કંઈ ઘેર કરાવાય છે ડિલિવરી ? એટલે રસ્તો તો કાઢવો પડે ને ?

**પ્રશ્નકર્તા :** જે પાણીએ મગ ચડે એ પાણીએ ચડાવો.

**દાદાશ્રી :** મગ ચડાવો છેવટે, ગમે તે રસ્તે. કાં તો આજવાનું પાણી અથવા ગમે તે પાણીએ, જે પાણીએ ચઢે તે પાણીએ ચઢાવી દેવાનું, એવું

આપણે કહેવા માગીએ છીએ. આનો પાર નહીં આવે અને હજુ તો આ લપસતો કાળ છે. હજુ તો આવું જુએ છે, પણ હજુ આગળ તો કળિયુગ નવી નવી જાતનો દેખાવાનો છે. આનો પાર નથી આવવાનો. માટે ચેતી જાવ, સમજી જાવ, ટૂંકમાં જ. કામ કાઢી લેવાનું જ્યાં ને ત્યાં. આ તો ભયંકર કાળ છે ! આવો કોઈ કાળે કાળ આવ્યો નથી. માટે અમે તમને સમજણ પાડીએ ને, જે રસ્તે અમે છૂટ્યા તે રસ્તો તમને દેખાડી દઈએ.

## ધંધામાં કાળાબજાર પણ ઘરે તો પેસવા જ નથી દીધું

અમારે ૧૯૫૧ પછી તો બહુ ધ્યાન રાખ્યું કે સિમેન્ટ સરકારનો ચોરવો નહીં. કશું ખોટું-અવળું ના વપરાય. છતાંય એ પહેલા અમારે કેટલીયે વખત ખોટે માર્ગે પેસી ગયેલું. આ તો ના ઈચ્છા છતાં એ પેસી જાય. છતાં અમે ઘેર જરાયે અણહક્કનું અવળું એ બધું પેસવા નથી દીધું. અમારી પોતાની ચોખ્ખી કમાણી જ ઘેર પેસવા દીધી છે. આ તો ભાન નથી, તે અણસમજણથી સરકારના સિમેન્ટની અવળી-હવળી ચોરી કરે છે. આ તો આ બાજુ પુણ્યૈથી કમાય પણ બીજો કચરો માલ ના ઈચ્છા હોય તોય પેસી જાય. તે પછી ટેક્ષવાળા ખેંચી જાય.

એટલે આવું છે ! કંઈ દાદાના નામથી ધંધો કરજો. દાદાએ કહ્યું છે ને દાદાની આજ્ઞા છે કે ચોરી ના કરવી. ચોરી કરેલું મારીને ફસાઈ જશો તે મિલકતેય જશે. અને ધનનો સ્વભાવ કેવો છે એ કહી દઉ તમને ? આ ગમે તેનું ધન અગિયાર વર્ષે નાશ પામે. કેવું ? અગિયારમે વર્ષે તો નાશ પામવું જ જોઈએ. એટલે અત્યારે (૧૯૭૪માં) છે તે તમારી પાસે ૧૯૬૩નું ધન હોય નહીં. ૧૯૬૪-૧૯૬૫-૧૯૬૬નું હોય, એ ધન ખરું. ૧૯૬૩નું હોય નહીં. એટલે એક દસકો ના ચાલે તો શી દશા થાય ? ભઈ, ખાલી થઈ જાય. માટે ધીરજ રાખજો. ઓછું ખાજો, ઓછા કપડાં પહેરજો. સાહેબને કહેજો કે 'સાહેબ, મહીં સિમેન્ટ પૂરો નાખીએ તો શી રીતે આપીએ ?' પણ કંઈ ચોરીઓ બંધ કરી દ્યો હવે આ. તમને મારી વાત સારી લાગે છે ?

**પ્રશ્નકર્તા :** જરૂર. એટલે જ અમે મૂકી દીધો ધંધો એ. કંટાળી ગયા એનાથી. છેલ્લી ક્વૉલિટીનો સમજીને જ મૂકી દીધો.

**દાદાશ્રી :** તમારું કામ નહીં આ. નાગો ધંધો આ તો ! અમે નાગાઈ કેટલી બધી ચલાવી લઈએ છીએ ! અમે કહી દીધું છે કે નાગાને એ નાગાઈ કરતો હોય તો પહેલા હું ખખડાવું, પછી રાગે પાડીને પછી પચાસ-સો આપીને ઊંચો મૂકી દેવાનો કેસ. વળી ખોળમાં શું તેલ કાઢવાનું હતું, મૂઆ ? આપણે કંઈ પૈસા ભેગા કરવા આવ્યા છીએ ? આપણે મોક્ષે જવું છે. આપણો તો હેતુ જુદો છે.

## હક્કનું હશે તો દાદાની ગૅરન્ટી

એટલે તમારી દાનત ક્યારેય ના બગાડશો ને અણહક્કનું ક્યારેય ના લેશો. અણહક્કનો પૈસો ના પડાવી લેવાય. આ મુંબઈ શહેરમાં લોકો ભેળસેળ કરતા નથી ને ?

**પ્રશ્નકર્તા :** વેપારીઓ કરે તો છે.

**દાદાશ્રી :** તે કોઈ ઓળખાણવાળો હોય તેને ચેતવજે કે 'આ ભેળસેળ કરો છો, તે છે તે તમારે બે પગને બદલે ચાર પગ જોઈતા હોય ને પાછું પૂંછડું વધારાનું ઈનામમાં જોઈતું હોય તો કરો. અને ના જોઈતું હોય તોય તમારી મરજી. ના જોઈએ તો છોડી દો આ બધું તમે. અમારા દાદાએ કહ્યું છે. ભૂખે નહીં મરી જાઓ, એની દાદા ગૅરન્ટી આપે છે', કહીએ. શું કહીએ ?

**પ્રશ્નકર્તા :** ગૅરન્ટી !

**દાદાશ્રી :** ભૂખે નહીં મરો, એની ગૅરન્ટી આપીએ છીએ. અમે બૉન્ડ હઉ લખી આપીએ. કંઈક સમજવું તો જોઈએ ને ? આપણે કયા દેશના છીએ ?

**પ્રશ્નકર્તા :** ભારત દેશના.

**દાદાશ્રી :** ભારત દેશના આપણે. તે આપણી 'ક્વૉલિટી' કઈ છે ? આર્યપ્રજા ! અને બહારની કઈ કહેવાય ?

**પ્રશ્નકર્તા :** અનાર્ય.

**દાદાશ્રી :** આપણે અહીં કોઈ કોઈ માણસ એવા થઈ જાય છે, તો તેમને શું કહે છે ? અનાડી. આર્યપ્રજા એટલે આર્ય આચાર, આર્ય વિચાર ને આર્ય ઉચ્ચાર.

તને મારી વાત ગમે છે કે કંટાળો આવે છે ?

**પ્રશ્નકર્તા :** ગમે છે એટલે તો બેઠો છું.

## ખોટું બંધ ન થાય તો ભાવ સુધારો ને પસ્તાવો લો

**પ્રશ્નકર્તા :** વેપારમાં આ બધી ચોરીઓ કરવી પડે, ચોપડાઓમાં આ બધા ગોલમાલ કરવા પડે, ઈન્કમટેક્ષ બચાવવા માટે ઓછું લખીએ, કાઢી નાખીએ, આમતેમ કરીએ પણ મહીં આમ થતું હોય કે આ ન કરવું જોઈએ, તે છતાંય થાય છે અને પછી મન પાછું એમ લાવે કે ભાઈ, એમાં આપણી માલિકિયત ક્યાં છે ? જશે તોય જવા દો અને રહેશે તો રહેવા દો. આ પછી એડજસ્ટમેન્ટ લે છે એમાં. તો ત્યાં શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** આત્માની શક્તિ ઓછી કહેવાય ને ! આત્માની સત્તા પૂરેપૂરી ક્યારે કે આ ન હોય ત્યારે. તે લાભ ના મળે જેટલો જોઈએ એટલો, પરમાત્મ સત્તાનો લાભ.

**પ્રશ્નકર્તા :** તો ત્યાં આપણે એ બધું તદ્દન બંધ જ કરી દેવું જોઈએ, જે કંઈ પણ હોય એ કમ્પ્લીટલી ?

**દાદાશ્રી :** બંધ કરવું હોય તો થાય નહીં ને ! કેવી રીતે કરે ? બંધ કરવાની તમારા હાથમાં કોઈ સત્તા છે ?

**પ્રશ્નકર્તા :** નથી.

**દાદાશ્રી :** તો પછી શી રીતથી ?

**પ્રશ્નકર્તા :** તો એને માટે ખાલી ભાવ જ કરી શકાય ને ? એને માટે ખાલી ભાવ જ કરી શકાય કે 'ભાઈ, આ આપણે ન હો, આ આપણને ન હો.'

**દાદાશ્રી :** આનો ભાવ કરે ને પેલા માટે પસ્તાવો લેવો, બે જોડે

જોડે. બંધ તો બહુ પુણ્યશાળી માણસ હોય ને, તેને કિનારો આવી ગયેલો હોય તો કરી દે. એક બાજુ એનો કિનારો આવવાનો ને એનું બોલવું, બે સાથે થાય.

## જૂની ફિલમ ન બદલે પણ નવી સુધારો

આ તો જે છપાઈ ગયો એ છપાઈ ગયો પણ એના ઉપરથી આવતો ભવ ન બગડે એની સાવચેતી રાખવી એનું નામ પુરુષાર્થ. હવે તે તમે કેટલી સાવચેતી રાખી, એ કહો.

**પ્રશ્નકર્તા :** એવી સાવચેતી રાખવા માટે ભેળસેળ બંધ કરી.

**દાદાશ્રી :** બંધ કર્યું તો થાય નહીં, બા. તમે માથા ફોડીને મરશો ને એ પછી ઘેર પેલી વહુ વઢશે, 'તમે શું જોઈને બંધ કરો છો ? સૌ લોક કરે છે.'

**પ્રશ્નકર્તા :** એ તો કહું છું, કે આ સંસારમાં એવું ચાલતું નથી. એટલે ફરીથી ચાલુ કરવું પડ્યું.

**દાદાશ્રી :** હા, તે જ કહું છું ને, કે બંધ કરીનેય ફરી ચાલુ કરવું પડે, એમાં ચાલે નહીં. જેટલો લમણે લખેલો હિસાબ છે, ખોટા કર્મ લખી લાવ્યા, તે ખોટા કર્મ ભોગવવા જ પડશે. પણ હવે નવેસરથી સાવચેતી રાખો કે આગલું બગડે નહીં, બળ્યું ! ગયેલું તો બગડ્યું, ગયા અવતારનું તો. હવે આગળનું બગડે નહીં, એની સાવચેતી રાખી છે ?

**પ્રશ્નકર્તા :** ફરી બંધ કરવાનું, એમ ? આ ભેળસેળ બંધ કરવાની વાત આપ કહો છો ?

**દાદાશ્રી :** ના, ભેળસેળ બંધ ના થાય. એ તો છપાઈ ગયેલું, ફિલમ પડી ગયેલી, એમાં કશું થાય નહીં.

## ટેક્ષની ચોરી એ પબ્લિકની ચોરી

**પ્રશ્નકર્તા :** દાદા, મેં ઈન્કમટેક્ષની ચોરી કરી છે, બાકી કોઈ ચોરી નથી કરી.

**દાદાશ્રી :** ઈન્કમટેક્ષનીય ચોરી કરવી એ ગુનો છે. કારણ કે એ ટેક્ષ આ ગવર્મેન્ટને જાય છે. તેને લીધે આ તમારું સચવાય છે. કુદરત શું કહે છે, કે તું ચોરીઓ કરીશ, ત્યારે હું ચોરી કરીશ. નહીં તો તારા નવ હજાર તને મળવાના છે મહીં બાર મહિને, તે નવ મળશે. તે નવના નવ જ આવવાના છે. એક-બે વર્ષ જરા મુશ્કેલી પડે, ન્યાયી બનતા. પણ પછી પેઢી ફર્સ્ટ ક્લાસ ચાલ્યા કરે. તું કરજે ને મારા નામ પર, દાદા કહે છે એમ.

અમે તો ક્યારેય ઈન્કમટેક્ષની ચોરી ના કરીએ. છતાં મને કોઈક વખત વિચાર આવે કે આમ કરીએ તો ઓછો ટેક્ષ ભરવો પડે ! એટલે આવો વિચાર તે પણ ખોટું જ છે. આવો વિચાર સરખોય ના આવવો જોઈએ. મેં અમારા ભાગીદારને કહ્યું છે, કે 'સાથે લઈ જવાનું હોય તેટલું જ કહેજે, બીજું બધું તો અહીંયા જ પડી રહેવાનું છે.'

**પ્રશ્નકર્તા :** દાદા, ટેક્ષની ચોરી એ કાળું કહેવાય ?

**દાદાશ્રી :** પબ્લિકનો ખોટો લાભ ઉઠાવ્યો, એ કાળું નાણું કહેવાય. બીજા તો ઘણા રસ્તા હોય છે. સરકારને ઓછી રકમ દેખાડે, એ બધું ઑનનું નાણું કહેવાય. આપણા લોકો બધાય શબ્દ કાળામાં જ ઘાલી દે છે.

## પ્રતિક્રમણ કર્યે ખુલે આત્માનો અવાજ

**પ્રશ્નકર્તા :** ઈન્કમટેક્ષ ભરે-ના ભરે એમાં શું ફરક પડે ? કાયદા તો માણસોએ બનાવ્યા છે ને ?

**દાદાશ્રી :** એવું છે ને, જૂઠ ને સચ ભગવાનને ત્યાં નથી. આપણે ત્યાં બનાવ્યું છે, તે આપણે જૂઠું બોલીએ તો પેલાને દુઃખ થાય એ જ પાપ.

**પ્રશ્નકર્તા :** બરોબર છે, એ જ પાપ. પણ મારો પ્રશ્ન શું છે દાદા, કે આ તો ગવર્મેન્ટ ચલાવે, એક જણ નથી ચલાવતું. આખી ગવર્મેન્ટ ચલાવે, કેટલા લોકો ચલાવે ટેક્ષ ડિપાર્ટમેન્ટ. હવે આપણે જૂઠું બોલીએ ને સાચું બોલીએ એમાં દુઃખ કોને થવાનું છે, એ તો નોકર છે સરકારી ?

**દાદાશ્રી :** ના, પણ આ તમે જે અત્યારે કહો છો ને, એવી

સમજણ મારી હું પચ્ચીસ વર્ષનો હતો ત્યારે હતી. એટલે હું લોકોને શું કહેતો'તો ? આ સરકારમાં સિમેન્ટ નાખો છો. થોડું થોડું કાઢી લેવાનું રાખવાનું આપણે, સોળ ગુણો નાખવી એની બદલે બાર ગુણો નાખો તો ચાલે. એટલે લોકોને હું આવું શિખવાડતો'તો અને પછી પાપ શું ? ત્યારે કહે, 'ભઈ, આ સરકારનું છે, એમાં કોણ, કોઈ કોઈના બાપની દિવાળી નથી આ. એટલે આકાશ...' અને પાછું બહાનું શું દેખાડતો'તો, 'આકાશમાં તીર મારીએ તો હિંસા ખરી ?' ત્યારે કહે, 'ના.' તો મેં કહ્યું, 'આ હિંસા નથી આમાં.' આ બધું ઊંધું શિખવાડ્યું'તું મેં.

આપણે બધાએ નક્કી કર્યું, કે ભઈ, આ રીતે પૈસા ભેગા કરો અને આ રીતે બધું તંત્ર ચલાવો, પછી આ રસ્તે દેશનું રક્ષણ કરો બધું. એટલે એ માળખામાં આપણે જુદું જ કર્યું. બધા આવું કરે તો શું થાય ? ત્યારે પરિણામ ખબર પડે ને ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે, પણ હું એમ કહું છું કે બધા ખોટું કરે તો પછી આપણે એક એમાં સાચું કરીએ તો શું મતલબ ?

**દાદાશ્રી :** ના, પણ જેટલું કરે એટલું એને ભોગવવું પડે. આપણો આત્મા જ કહેતો હોય ને, કે આ ખોટું કર્યું છે !

**પ્રશ્નકર્તા :** ખોટું કર્યું છે એ બરોબર છે, પણ આત્મા ન કહેતો હોય તો શું ?

**દાદાશ્રી :** આત્મા તો તમે જડ જેવો જડ બનાવો તો એવો બની જાય.

**પ્રશ્નકર્તા :** ના, ના, હું એટલા માટે પૂછું છું કે ઘણા લોકો બેફિકરથી કરે છે.

**દાદાશ્રી :** બેફિકરથી હોય તો પણ એને ઓળંગીએ ને, એટલે ફરી બોલતો બંધ થઈ જાય. અવાજ આવતો બંધ થઈ જાય. એટલે બંધ થયેલો હોય તેને શું કહીએ, કે 'પહેલા થોડા દહાડા પ્રતિક્રમણ કર. એટલે ઉઘાડો-ખુલ્લો થશે પાછો. આવું બંધ કરવા માટે જે કાર્ય કર્યું તે એના વિરુદ્ધ કાર્ય કર.'

## મહાત્માઓ માટે ગુના ધોવા પ્રતિક્રમણનો રસ્તો

**પ્રશ્નકર્તા :** દાદા, આત્મા તો કહે છે કે ખોટું છે, પણ હજુ અમારું ચાલુ જ છે.

**દાદાશ્રી :** એ તમારે લેવાનું નહીં. તમે તો દાદાની પાસે જ્ઞાન લીધું એટલે તમારે ડિસ્ચાર્જ રહ્યું, એટલે તમારે લેવા-દેવા નહીં. તમારે તો ફક્ત એમ કહેવું, કે 'આ જોયું ને, તમારો માલ નીકળે છે તે ? પસ્તાવો કરો.' તમારે હવે તમારું ક્યાં રહ્યું હવે ? તમારે તો ચંદુભાઈને કહેવું, કે 'આવું જો તમે કરો છો ને, પસ્તાવો કરજો જરા.' વાંધો છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એ તો બધાને એવું નીકળે, કારણ કે માલ જ આવો ભરેલો ને ! મને પૂછ્યા વગર માલ ભરેલો ને ? મને પૂછીને ભર્યો હોત તો આવું ના કરત.

**પ્રશ્નકર્તા :** હા, બરોબર છે. પણ દાદા, અત્યારે ટેક્સો એટલા બધા છે કે ચોરી કર્યા વગર મોટા મોટા ધંધાનું સમતોલન થાય નહીં. બધા લાંચ માંગે તો એના માટે ચોરી તો કરવી જ પડે ને ?

**દાદાશ્રી :** ચોરી કરો પણ તમને પસ્તાવો થાય છે કે નહીં ? પસ્તાવો થાય તોય એ હળવું થઈ જાય.

**પ્રશ્નકર્તા :** તો પછી આ સંજોગોમાં શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** આપણે જાણીએ કે આ ખોટું થાય છે, ત્યાં આપણે હાર્ટિલી પસ્તાવો કરવો. એની બળતરા થવી જોઈએ તો જ છૂટાય. અત્યારે કંઈ કાળાબજારનો માલ લાવ્યા, તે પછી કાળાબજારમાં વેચવો પડે જ. તો ચંદુભાઈને કહેવાનું, કે 'પ્રતિક્રમણ કરો.' હા, પહેલા પ્રતિક્રમણ કરતા ન હતા, તેથી કર્મના તળાવડાં બધા ભર્યા. હવે આ પ્રતિક્રમણ કર્યું, એટલે ચોખ્ખું કરી નાખવું. લોભ કોના નિમિત્તે થાય છે ? લોખંડ કાળાબજારમાં વેચ્યું તો આપણે ચંદુભાઈને કહેવું, ''ચંદુભાઈ, વેચો તેનો

વાંધો નહીં, એ 'વ્યવસ્થિત'ના આધીન છે, પણ હવે તેનું પ્રતિક્રમણ કરી લો.'' અને કહીએ કે 'ફરી આવું ના થાય.'

## પસ્તાવો થાય ત્યારથી આપણે છૂટ્યા

આ ચોરી કરીને તે કંઈ ભગવાનને ફળ આપવા નહીં આવવું પડે. અને તે પશુયોનિ માટે તૈયારી, તે રિઝર્વેશન તૈયાર છે ત્યાં જવાનું. એ ભેળસેળ કરો કે અણહક્કનું પડાવી લો, અણહક્કનું ભોગવો, ચોરીઓ કરો, લુચ્ચાઈ કરો, બધું આ ત્યાં આગળ જવાનું છે તે રિઝર્વેશન છે. ચાર પગ ને એક પૂંછડું ! તે છોડશે નહીં, માટે હજુ ચેતજો. હજુ હું તમને વિનંતી કરું છું, ચેતજો બધા. હજુ અમારો શબ્દ સાંભળજો, ચેતજો.

અણહક્કનું લેવાય નહીં. લીધું હોય તો પસ્તાવો કરવો અત્યાર સુધીનો. પસ્તાવાથી બધું જતું રહે. પણ જ્યારથી જાણ્યું અને પસ્તાવો ચાલુ થાય ત્યારથી આપણે છૂટ્યા. પણ પસ્તાવો જ ના થાય એને દુકાન ચાલુ જ રહે.

## ખૂબ પ્રતિક્રમણ કર્યાં પછી જ્ઞાન થયું પ્રગટ

અમે એ બધા પ્રતિક્રમણ કર્યા ત્યાર પછી આ જ્ઞાન પ્રગટ થયું, નહીં તો ના થાય. લોખંડ કાઢી લીધું, ફલાણું કાઢી લીધું, અણસમજણમાં શું ના કરે માણસ ? અણસમજણમાં શું કરે ? એ એમ જ જાણે કે આ મારું હિત કરી રહ્યો છું. અલ્યા મૂઆ, હિત તું કરી રહ્યો છું કે કોણ કરે છે, તેનું ભાન નથી. અને પોતે માની બેઠો છે. 'હું પૈણ્યો' કહે છે. અલ્યા મૂઆ, તું શું પૈણવાનો હતો તે ? ઝાડા થઈ ગયા તો દોડધામ કરે છે ! 'આ કેમ દોડો છો ?' તો કહે, 'મને સંડાસ થઈ ગયો છે.' સંડાસ થઈ ગયો છે. તે દોડે કેમ છે ત્યારે ? અને આ પૈણવાવાળા આવ્યા મોટા !

**પ્રશ્નકર્તા :** દાદા, આ આપનું સાંભળીને મને બધું યાદ આવતું જાય છે કે મેં ઘણું ચોરીનું ભેગું કર્યું છે.

**દાદાશ્રી :** ના, એમ નહીં. ભેગું કર્યું છે તો યાદ આવે તો પ્રતિક્રમણ કરજો. એમાં વાંધો શો ? અને ભય ના હોય તો મને લખીને આપજો, તે હું ધોઈ આપીશ તમને.

## આખાય હિન્દુસ્તાનમાં એકેય ન જડે શાહુકાર

**પ્રશ્નકર્તા :** આ તો મેનેજર રહ્યા ને, એટલે કોઈ આ આપી જાય, કોઈ આ આપી જાય, એટલે સંઘર્યું હોય એમ.

**દાદાશ્રી :** આ બધા કોણે ચોરીઓ નહીં કરી એ ખોળી લાવો. આખા હિન્દુસ્તાનમાં કોઈ સાધુ કે આચાર્યે, કોઈએ ચોરી ના કરી હોય એવો એક માણસ ખોળી લાવો. આ ચોરીઓથી જ જીવી રહ્યો છે. થોડું સમજવું પડશે કે નહીં સમજવું પડે ? મેં હઉ કર્યા'તા જૂઠા. અને હતા તેય ચાર-પાંચ લાખ રૂપિયા આ ધર્માદામાં આપી દીધા. બે લાખ આપ્યા અને બીજા આપી દઈશ. બીજું શું કરવાનું ? ભૂલ થઈ એ થઈ. ક્યા કરે ફિર ? અમારે પણ કોન્ટ્રાક્ટનો ધંધો હતો ને, ઠેકેદારીનો, તે સિમેન્ટ ચોરી લેતા'તા. ઓછો નાખતા હતા સરકારનો. એ ચોરીઓનું બહુ દુઃખ થયું, મનમાં બહુ પસ્તાવા થયા.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, ધંધામાં કૉમ્પિટિશન છે.

**દાદાશ્રી :** કૉમ્પિટિશન છે છતાંય નફો એટલો જ છે. આ તો તમે કૉમ્પિટિશન કહીને નફોય ચોરી કરીને મેળવો છો.

**પ્રશ્નકર્તા :** તો ચોરીની કોઈ જરૂર નથી.

**દાદાશ્રી :** હંઅ. આ મેંય ચોરીઓ કરતા કરતા ઓગણીસોને એકાવનમાં બંધ કરી'તી. હું તો જન્મથી જ્ઞાની પુરુષ જેવો હતો, તો પણ આ ચોરીઓમાં ફસાયો ને ! પછી પસ્તાવા કરી કરીને દમ નીકળી ગયો, ૧૯૫૧થી અત્યાર સુધી. ત્રીસ-પાંત્રીસ વર્ષ પસ્તાવા કર્યા.

## પસ્તાયા, ધર્માદા કર્યા ને ખુલ્લી કરી હરેક ચોરી

મારી મમતા ગયા પછી મેં તપાસ કરી કે મારાપણું કર્યું તે સાચી જગ્યાએ કર્યું હતું કે ખોટી જગ્યાએ ? તે અડધો માલ ચોરીનો હતો ! અડધો માલ વળી આપણી કમાણીના પૈસાનો લાવેલો, અડધો ચોરીનો લાવેલો. તે મનમાં ઊલટા પસ્તાવા કરવા પડ્યા કે બળ્યું, આય ધંધો

માંડ્યો ! નહીં લેવાદેવા ને ચોરીનો માલ લાવ્યા ! ચોરીનો માલ લાવે ખરા ઊંચી નાતોવાળા, હેં ?

**પ્રશ્નકર્તા :** નહીં લાવે.

**દાદાશ્રી :** અમારે કોન્ટ્રાક્ટનો ધંધો ને, તે સિમેન્ટ ચોરી લઈએ. સરકારે વીસ થેલી વાપરવાની કહી હોય, તો અમે સોળ વાપરીએ. તેમાં ચાર બચે, તે બે પેલા સાહેબને આપીએ ને બે અમે લઈએ ! ચોરી કહેવાય કે બહારવટિયું કહેવાય આ ?

**પ્રશ્નકર્તા :** બેમાંથી જે કહેવું હોય તે.

**દાદાશ્રી :** પછી એક મકાનમાં બીડના (કાચું ભરતરનું લોખંડ) બ્રેકેટ હતા. તે સરકારે મકાન રિપેર કરવા માંડ્યું. તે બીડના બ્રેકેટની સરકારને જરૂર નહોતી. એટલે હું ઘેર લાવ્યો ત્રીસેક બ્રેકેટ અને મનમાં ખુશ થયો કે આપણે મકાન કરાવીશું, તે દહાડે આ બ્રેકેટ મૂકી દઈશું. હજુ તો મકાનનો પાયોય નહીં ખોદ્યો ને તે કશુંય હતું નહીં. તે હજુય એ બ્રેકેટ પડ્યા છે ત્યાં ને ત્યાં જ. જો ચોરીનો માલ ! અને બીજી ચોરી તો પાર વગરનો સિમેન્ટ કાઢી લીધો સરકારનો. આ જેમ કન્ટ્રાક્ટરો કાઢી લે છે ને, એ રીતે. તે આવું આ કંઈ ઓછું કર્યું, કરવામાં કાંઈ બાકી રાખ્યું, હેં ?

તમે કરેલું નહીં આવું કશું ?

**પ્રશ્નકર્તા :** નહીં, જી. થઈ જતું હોય તો ખબર નથી, બાકી જાણીજોઈને તો નથી કરતા.

**દાદાશ્રી :** પોતાને સમજણ નહીં પડવાથી એવું માને, પણ આખી જિંદગી ચોરી જ કરી છે. પેલા સ્થૂળ ચોરી કરે અને આ પકડાય નહીં એવી. પોલીસવાળો પકડે નહીં આને. સરકારેય પકડે નહીં.

**પ્રશ્નકર્તા :** પકડાય નહીં અને બધાની સેફ્ટી રહે, એવી ચોરી કરે.

**દાદાશ્રી :** હા, એવી આ ચોરીઓ બધી, વિચારપૂર્વકની ચોરી. કોઈ કાયદામાં જ ના આવે એવી ચોરીઓ અમે કરેલી, શાહુકારી ચોરી. પેલા

બિચારા એક બારણું તોડી જાય એટલું જ, પણ સરકારમાં પકડાઈ જાય અને આ મહેલના મહેલ ગબડાવે તેને કશું નહોય. કારણ કે કાયદેસરની ચોરી ને ! પેલાને પોલીસ પકડે ને આપણને પોલીસ પકડી ના શકે. ચોરી કરી છે એમ જાણે તોય પોલીસ ના પકડી શકે. સરકાર ભાવ થોડોક કાપી લે. અલ્યા મૂઆ, ચોરી કરે તોય ભાવ કપાવો છો ? આની પર ફોજદારી નહીં ? ત્યારે કહે, 'ના.' કારણ કે એને જોઈતા હોય ને, બે ટકા.

## જ્ઞાનીનું જોઈએ તો હિંમત આવે ખુલ્લું કરવામાં

આ બધી સમજવાની જરૂર ખરી કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, દાદાજી.

**દાદાશ્રી :** એકેય શાસ્ત્રમાં લખેલું હોય આવું ? આ તો અમારી ચોરી કહીએ ત્યારે તો બધા ખુલ્લા થાય. જ્યારે જ્ઞાની પુરુષ ચોરી કહે ને, ત્યારે હિંમત આવે બળી ! ના આવે ? હિંમત આવી થોડી ?

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** અમે તો બધું કહી દઈએ. જ્યારે જે વખત આવે ને, એ વખતે બધું કહી દઈએ અમે. કારણ કે અમારે બીજી કશી લેવાદેવા જ રહી નથી ને ! અમારે એમની જોડે કોઈ જાતની લેવાદેવા રહી નથી હવે. અમે એમનો હિસાબ ચૂકવી દેવા માગીએ છીએ બધો, એ.એમ.પટેલનો. જે હોય તે, પણ માણસ સારા, એકંદરે સારા. એની જોડે રહેવામાં વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** એકંદરે સારા.

**દાદાશ્રી :** મને એક જણે પૂછયું, 'એ.એમ.પટેલ કેટલાક સારા ?' મેં કહ્યું, 'આફ્ટર ઑલ, હી ઈઝ અ ગુડ મેન.' આફ્ટર ઑલ, એટલે આ બધી ચીજો હોવા છતાંય, એવા માણસ મળવા મુશ્કેલ છે.

**નીરુમા :** 'ફર્સ્ટ ઑફ ઑલ', દાદા. ફર્સ્ટ ઑફ ઑલ ગુડ મેન.

**દાદાશ્રી :** 'આફ્ટર ઑલ, હી ઈઝ અ ગુડ મેન', કહ્યું.

❖❖❖❖❖

# [૧૫.૩]
# ચોરીનો બાંકડો

## જાગૃતિ નહીં હોવાથી ન ઓળખાય પોતાની ચોરી

ડાહ્યાભાઈએ કોઈ દહાડો ચોરી-બોરી કરેલી ?

**પ્રશ્નકર્તા :** ના, ના.

**દાદાશ્રી :** કોઈ દહાડો નહીં ? કોઈ કહે જ નહીં ને ? જાણતા જ નથી એ બિચારા ! બધી જ ચોરીઓ કરેલી આ. આ લોકો તો કેમ ચોરી નથી કરતા, તે જાણો છો ? આ સંડાસ જવાના લોટા જો તાંબાના હોય ને, તોય લઈ જાય પાડોશીઓ. પણ આ ગેટ છે ને, ઠેર ઠેર ગેટ મૂક્યા છે ને, એ ગેટને લઈને...

**પ્રશ્નકર્તા :** એ પોલીસ ગેટને લીધે સચવાય છે.

**દાદાશ્રી :** નહીં તો આ તો લૂંટાઈ જાય બધું ! ત્યાં સુધી હલ્લો કર્યો છે લોકોએ ! ડાહ્યાભાઈ કહે ને, 'મેં તો ચોરી નથી કરી', પણ એ શી રીતે કહે ? ખ્યાલ જ ના હોય ને, શેને ચોરી કહેવાય એ ? મને તો બધું દેખાય ને, તરત જ. આ ચોરી ને આ સાચું.

**પ્રશ્નકર્તા :** નહીં દાદા, ચોરી થઈ જાય પણ ખબર જ નથી પડી કે આ ચોરી થઈ છે એમ. આ ચોરી થઈ છે, એવો ખ્યાલ જ નથી આવ્યો એટલે.

**દાદાશ્રી :** ના આવે, આવે શી રીતે ?

## ટ્રાન્સપરન્ટ દાદા સિવાય કોણ ખુલ્લું કરે ?

અમેય કન્ટ્રાક્ટના ધંધામાં ચોરીઓ કરી, લુચ્ચાઈઓ કરી, બધું જ કર્યું. શું નહીં કર્યું હોય ?

**પ્રશ્નકર્તા :** તમે ?

**દાદાશ્રી :** હા, હા.

**પ્રશ્નકર્તા :** ના, ના, ના.

**દાદાશ્રી :** સાચી વાત કહું છું. તમે મારા ઘેરે બાંકડો દેખો ને, હું જે બાંકડા ઉપર બેસું છું ને, તે લોકોને કહું, કે 'ભઈ, આ બાંકડોય ચોરી લાવ્યો છું. આ ચોરીનો માલ જુઓ, આ મને હજુયે પ્રત્યક્ષ છે.' એની ઉપર બેસું ત્યારે સારું નીકળે છે, એવું આ બધા કહે છે.

એટલે મારા ઘેર આવે ને, ત્યાં મામાની પોળમાં, તે ઘડીએ બધા ઉપદેશ સાંભળવા બેઠા હોય ને, તેમને કહું કે 'ભઈ, આ બાંકડો છે ને તે હું ચોરીને લાવેલો છું.' 'આ શું બોલો છો ? આવું ના બોલાય.' મેં કહ્યું, 'ભઈ, હું સાચું કહું છું.' ત્યારે મને કહે છે, 'આવું કેમ બોલાય ? ના બોલશો, દાદા. આ તમે શું બોલો છો ?' પણ ત્યારે હું ના બોલું તો કોણ બોલશે ? બોલે એવો તેડી લાવજો હિન્દુસ્તાનમાં, કે મેં ચોરીઓ કરી હતી. કોણ બોલે ? કહે છે, 'તમે ના બોલશો, ના બોલશો.' કોણ બોલે પછી ? 'તમે આવું કરો ?' 'અલ્યા ભઈ, કર્યું ત્યારે તો હું કહું છું તને, એમ ને એમ મારે કહેવાનો શું ફાયદો ? જે હકીકત બની છે તે હું તમને કહું છું.'

બધા કહે છે, 'એવું હોય નહીં, દાદા આવું શું કરવા કહો છો બધું ? અમને ખરાબ લાગે છે આ.' મેં કહ્યું, 'તમને ખરાબ લાગે, પણ હું ચોરીનો લાવેલો, ચોરી કરેલો જ છે ને આ બાંકડો ? હું જાણું ને, તમે કંઈ જાણો છો ?' મને કહે છે, 'અમે માનીએ નહીં.' મેં કહ્યું, 'તમને મનાવવા માટે નથી કહેતો, આ તો તમને એકરાર કરતા શિખવાડું છું.'

## ઘાટ કરતા ઘડામણ મોંઘું પડ્યું ને ફૂલિશ બન્યા

ત્યારે કહે, 'શી રીતે ? કોને ત્યાંથી ચોરી લાવ્યા ?' મેં કહ્યું, એવું નહીં, શી રીતે ચોરી કરી તે તમને સમજાવું હું, કેવી રીતે બન્યું, ચોરી કેવી રીતે કહેવાય ! અમારો કોન્ટ્રાક્ટનો ધંધો, તે ખેતીવાડી ખાતાના સાહેબ હતા ને, તે કહે છે, કે 'આ મલબારી પીઢિયા છે તે કાઢી નાખીને ત્યાં સરકારની ઈચ્છા છે સ્લેબ કરવાની. અને આ પીઢિયાઓ બધા છે તે મલબારી સાગના છે અને રંગેલા છે, એટલે સાગ બહુ સરસ છે. તો આ પીઢિયા છે તે બે મને મોકલી આપજો ને બે તમે લઈ જજો.' એટલે મને ગમ્યું, કે 'હારું આ સાહેબે... સારું થયું તે, સ્લેબના પૈસા તો આપશે અને ઉપરથી આ.' બેઉની પાર્ટનરશિપ. ચોરી મારે કરવાની, હાફ પાર્ટ એમનો. કરાવનાર એ. આ ચોરીનો કરાવનાર કોણ આમાં ? એ સાહેબ. એણે કહ્યું ને, કે 'ભઈ, આ પીઢિયા બે તમે લઈ જજો ને બે મને આપજો.' નહીં તો અમારી કાંઈ લેવાની દાનત ના થાય, પણ એમણે કહ્યું અને મને તો બહુ હારું લાગ્યું. છાતીએ આમ ટાઢક વળી ગઈ. તે દહાડે મલબારી માલ આવતો બંધ થઈ ગયેલો.

એટલે ચોરી, ધાડ પાડી મેં અને બે એમને આપી આવ્યો ને બે મેં રાખ્યા. પાછું છૂપું લાવેલા, નહીં તો સરકાર પકડે. પેલા સાહેબનેય છૂપું મોકલાવ્યું. અને પાછા પીઢિયા બે બાજુ રંગેલા, ફર્સ્ટ ક્લાસ રંગ કરેલો. એટલે મહીં વિત્ત (તાકાત) જતું ના રહેલું હોય. પછી મેં સુથારને કહ્યું, 'બાંકડો બનાવી આપજો.' ત્યારે કહે, 'આ તો અમારો વહેરી વહેરીને દમ નીકળી જાય, હાથની કરવતીથી.' મેં કહ્યું, 'હવે વધારે ખર્ચ થશે પણ તું બાંકડો બનાય ને !' ત્યારે પહેલા રંગને છોલવા પડ્યા ને વહેરવા પડ્યા ને એની ત્રણ દોઢની કરવી પડે, આ સાત ને ત્રણનું એ.

**પ્રશ્નકર્તા :** સાત બાય ત્રણ.

**દાદાશ્રી :** હા, એટલે એ જમાનામાં એ બાંકડો બનાવવાનો બેતાલીસ રૂપિયા ખર્ચ આવ્યો મારે. જો હું એ વેચાતો લઈ આવ્યો હોત એના જેવો તો સાડત્રીસ રૂપિયામાં મળત. ઊલટા જો પાંચ વધારે ગયા,

ચોરીનો માલ, અને મારે રોજ દર્શન કરવાના આમ. એટલે મેં કહ્યું, 'આ તો ફજેતો થયો. ચોરી કરી, ચોરીનો પેલાને ભાગ આપ્યો, ચોરી રહી અને આપણે હતા તેના તે.' એટલે આવી ને આવી બધી ચોરીઓ કરી. મનમાં એમ માની બેસે કે આ સસ્તું થઈ ગયું, કમાઈ ગયા.

જો ફૂલિશનેસ કરી ! આખી જિંદગી કોન્ટ્રાક્ટ કર્યો, પણ આ ના આવડ્યું. ચોરી કરવા ગયા ને, એટલે અંધા થયા. એના કરતા બે પીઢિયા વેચી દીધા હોત ને, તો દસ-પંદર હાથમાં આવત. આ તો આમ વહેરી વહેરીને સુથારે જ બધો ખર્ચો કર્યો. તેનો એ બાંકડો બનાવ્યો અને ફૂલિશ બન્યા અમે. એટલે મેં કહ્યું કે 'ભાઈ, આ ચોરી કરેલો માલ છે.' ઊલટું મને અત્યારે મનમાં એમ થાય છે કે, આવા ધંધા મેં કર્યા છે !

## બીજાને શિખવાડવા માટે ખુલ્લી કરી પોતાની ચોરીઓ

ચોરી કરી અને ગુનેગાર બન્યો. મેં કહ્યું, 'આ આવો ગુનો ? હવે ફરી કોઈ દહાડો ગુનો કરવો નથી.' પછી આ કહી દીધું લોકોને, 'જો આ રીતે ચોરી કરીને બનાવ્યો.' 'એવું ના બોલશો, આવું ના બોલાય તમારાથી. તમે જ્ઞાની પુરુષ.' હવે પેલો મને સમજણ પાડે છે કે 'એવું ના બોલાય.' હું નથી સમજતો એ, 'ના બોલાય' એવું ? મારી સમજણની બહાર હતું તેથી બોલ્યો ? અલ્યા, હું તો તને શિખવાડવા હારુ બોલું છું, કે જ્યારે હું આ એકરાર કરું છું, તો તમે એકરાર કરતા શીખો.

**પ્રશ્નકર્તા :** દૃષ્ટાંત આપો છો આપ.

**દાદાશ્રી :** હા, તમને હું એકરાર કરું છું. મને શરમ નથી લાગતી, તો તમને તમારા દોષ એકરાર કરતા કેમ શરમ લાગે છે ? એ તમને શિખવાડું છું. હું તો અમારું ઉઘાડું કહું પણ તું શીખ, મૂઆ. એવું કંઈ કર્યું હોય તો બોલ ઉઘાડું. હું શા હારુ બોલું ? એ તમારું મન ખુલ્લું કરવા હારુ બોલું. શા હારુ બોલું ?

**પ્રશ્નકર્તા :** ખુલ્લું કરવા માટે.

**દાદાશ્રી :** હું આમ બોલું એટલે તમને હિંમત આવે કે ના આવે ?

તમને એમ તો હિંમત આવે ને, કે 'દાદા બોલે છે ને, ત્યારે હવે મનેય મારી ચોરીઓ કહી દેવામાં શું વાંધો છે ?' થોડી હિંમત આવે કે ના આવે ?

**પ્રશ્નકર્તા :** હા, આવે, આવે છે.

## ઓપન ટૂ સ્કાય, નો સિક્રેસી

**દાદાશ્રી :** તમને આવશે આજે હિંમત ? સાંભળ્યું હોય ને, તો થોડી હિંમત આવે. નહીં તો સાંભળ્યું જ ના હોય તો ? સૌ કોઈએ દબાય દબાય કર્યું છે અને આ દાદાએ તો 'ઓપન ટૂ સ્કાય' રાખ્યું છે. એક મિનિટ પણ કશી સિક્રેસી નથી ! વર્લ્ડમાં એક જ પુરુષ હોય કે જેને સિક્રેસી ના હોય ! બાકી સિક્રેસીવાળા લોક. સિક્રેસી હોય કે ના હોય ?

**પ્રશ્નકર્તા :** હા જી. પણ દાદા, તમે તો એ સ્ટેજે છો તો ઉઘાડું કરી શકો, અમે શી રીતે કરી શકીએ ?

**દાદાશ્રી :** બળ્યું, હું કહું એટલે હિંમત તો આવે કે ના આવે ? તમને હિંમત આવે એટલા હારુ બોલું છું. મારે કંઈ આબરૂ જવાની નથી. મારી આબરૂ તો ગયેલી જ છે, પણ તારી આબરૂ જાય એવું ખોળી કાઢ કંઈ. મારી ગયેલી, એટલે ગયા પછી ભો રહ્યો નહીં ને ?

**પ્રશ્નકર્તા :** પછી ભો ના રહ્યો.

**દાદાશ્રી :** પછી સાચું રડાય કે ના રડાય ?

**પ્રશ્નકર્તા :** રડાય.

**દાદાશ્રી :** હું તને શિખવાડવા સારુ બોલું છું, કે તું આ કહેજે અને બોલજે. કોઈ દહાડો આવું કંઈ કરી લાવ્યો હોય ને, તો બહાર કહી દે, ઉઘાડું કરી દે, તો હલકો થઈ જઈશ, નહીં તો નહીં થઉ. આવું બોલી બોલીને હું હલકો થયો છું.

'આ ચોરી લાવ્યો' એમ કહ્યું એટલે મારે અહીં હલકું થઈ ગયું ને, હેં ?

**પ્રશ્નકર્તા :** હા.

## ખુલ્લું કરવાથી બંધાય મન, વશમાં રહે, કરી અનોખી શોધખોળ

**દાદાશ્રી :** અને આ મારું ખુલ્લું કરું છું, એટલે તમને હિંમત આવે, કે 'દાદા જેવા જો આવું ખુલ્લું કરી નાખે છે, તો આપણે કેમ ના કરવું જોઈએ ?' આ ખુલ્લું કરવાથી તમારું મન બંધાઈ જાય. મારું મન તો એટલું બધું બંધાઈ ગયેલું પહેલા, કારણ કે જ્યાં ને ત્યાં ખુલ્લું કરી નાખું ને, એટલે મારું મન કહે છે, 'આ ભોળા માણસની પાસે હવે કશું કરવું નથી આપણે !' મેં શોધખોળ કરી, મેં કહ્યું, 'આ રસ્તો બહુ સરસ છે.' તે મન કહે, 'આ ભોળા માણસ પાસેથી આપણે કશું ઊંધું કરવું નથી. આ તો ખુલ્લું કરી દે છે, જ્યાં ને ત્યાં. આ તો કહી દેશે, પછી આપણે કરવું શું ?' એવું થાય. એ મન ચૂપ થઈ જાય એની મેળે. તમને સમજાયું, હું શું કહેવા માગું છું તે ?

**પ્રશ્નકર્તા :** પણ ચૂપ થઈ જાય એટલે પછી શું થાય ?

**દાદાશ્રી :** આપણે ગુપ્ત કરીએ છીએ ને, એટલે એની ચાલબાજી ચાલુ રાખે છે. ખુલ્લી કરો ને, તો ચાલબાજી બંધ કરી દેશે.

જો ખુલ્લું કરો ને બધું, તો તમારે વશ થઈ જશે. 'ચોરી કરીને આવ્યો છું ભાઈ, હવે શું થાય તે ?' કહીએ. એટલે મન જાણે કે 'આ આમની જોડે ના રહેવાય. આપણે બીજી જગ્યાએ હેંડો.' ઘર બદલી નાખે પછી એ. રસ્તો સારો છે ને ? બહુ સરસ રસ્તો !

## મનની પોલ ખુલ્લી કરી દેવાથી તે ઠેકાણે રહે

કપટને ખુલ્લું કરી નાખીએ એટલે મન બંધાઈ જાય. એટલે ઉઘાડું કરવાથી મનને વશ કરાય છે. આ મોટું ગજબનું વાક્ય છે !

**પ્રશ્નકર્તા :** બહુ સરસ છે. એક્સેપ્ટ કરી લેવું જોઈએ એમ કે જે કંઈ ખોટું કર્યું હોય તે.

**દાદાશ્રી :** હું બધું એક્સેપ્ટ કરી દેતો'તો. જે ભૂલ થાય ને, તે કો'કને કહી દઉં. દેવું થઈ ગયું હોય ને, તોય કહી દઉં, 'દેવું વધી ગયું છે મારે તો. તારે ધીરવું હોય તો ધીરજે ને ના ધીરવું હોય તો ના ધીરીશ.'

**પ્રશ્નકર્તા :** સાચેસાચું કહી દેવું જોઈએ.

**દાદાશ્રી :** હા, એ પોલ બહાર પાડી દેવાની. મનમાં મહીં ગૂંચારા નહીં વાળવાના. મન તો શું કરે ? એને જો પોષ પોષ કરીએ ને, તો મન તો ઊંધે રસ્તે લઈ જાય. અને છતાંય હું તો કહી દઉં કે 'આયે ચોરી કરેલી છે', એટલે મન મહીં કૂદાકૂદ કરી મેલે કે 'મારું ઉઘાડું કરી દો છો ?' ત્યારે મૂઆ, 'તારું ઉઘાડું ના કરે, તો શું તારી જોડે સોબત કરે ? તારી જોડે સોબત કરીને તો આ દશા મારી થઈ છે !' ઉઘાડું કરેલુ સારું ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે તું બોલજે, તો તારું મન ઠેકાણે આવે. મારું ઠેકાણે આવ્યું તેથી તો આ હું બોલી શકું છું.' ક્યારે બોલાય માણસથી ? એટલે તમે તમારું ચોરીનું એક્સેપ્ટ કરી દેજો, તો મન તમારું નિર્મળ થઈ જશે.

**પ્રશ્નકર્તા :** એ વાત તદ્દન સાચી છે !

## અલૌકિક આબરૂ પાર વગરની

**દાદાશ્રી :** જેટલી મેં ચોરીઓ કરી છે, એ બધી ઉઘાડી પાડી છે. કેવી ?

**પ્રશ્નકર્તા :** બધી ઉઘાડી પાડી છે, જે કરી તે.

**દાદાશ્રી :** હા, અમે તો તટસ્થ દૃષ્ટિથી જોઈએ. અને લોકોની પાસે ખુલ્લું કહી દઈએ અમે, જેટલી અમારી ભૂલ હોય એ બધી ખુલ્લી કહી દઈએ. અને હું કહેતો'તોય ખરો કે 'ભઈ, ખુલ્લી નબળાઈ છે.' મેં તો મારી બધી નબળાઈ જાહેર કરી દીધેલી. ખરેખર એક્ઝેક્ટ જે બનેલું હોય એવું જ અમે બોલીએ. પાછું જૂઠું ના બોલીએ, બનાવટ કરવાની નહીં. મન-વચન-કાયાથી તદ્દન સાચું, ખુલ્લંખુલ્લું. જે બની ગયું, એ ખુલ્લું જ. એટલે મારું મન છે તે બીજું નવું ખરાબ કરતા તો અટકી જ જાય. કારણ કે 'આ કહી દે છે. ભોળા માણસ છે ને,

કહી દેશે', કહે છે. મનેય (મન પણ) એવું જાણે કે આ ભોળા છે. ઓપન જ કહી દઉં. કારણ કે આબરૂ કોની જવાની ? છે જ ક્યાં આબરૂ ? આબરૂ નથી તેથી તો કપડાં પહેરીને આબરૂ રાખવા ફરે છે. અને કપડુંય જો ફાટી ગયેલું હોય ને, તો આમ સિવડાવી દે છે. અલ્યા મૂઆ, આબરૂ જવા દે ને ! ત્યારે કહે, 'ના, સિવડાવી નાખો ને, આબરૂ બંધ રહે.' સીવેલામાં આબરૂ રહે છે એને. આબરૂ તો, નાગો ફરે તોય આબરૂ જાય નહીં. એની સુગંધી આવતી હોય આબરૂદારની ! આ ગંધ આવે ને, એને શું કરવાનું ? એ આબરૂ એવી કેવી કે જાય ?

આ તો અમારું તમને કહીએ, તેથી તમારા બારા ખૂલે. અમારી તો આબરૂ ગયેલી જ હોય, તે ક્યાં આબરૂ ઢાંકવા જઈએ ? અમારે તો લૌકિક આબરૂ ગયેલી હોય પણ અલૌકિક આબરૂ પાર વગરની હોય !

## ગુપ્ત તે પડદો ભગવાન સાથેનો

તે આવી ચોરીઓ ઘણી કરેલી, પણ બધા એકરાર કરી નાખું હું. પછી મન ભડક્યા કરે મારાથી. કંઈક અવળું-હવળું કરવું હોય ને, તો ભડક્યા કરે. મારી પર શંકાની નજરે જ જોયા કરે, 'કંઈ કહી દેશે તો, કહી દેશે તો ? એટલે અહીં કશું કરવું જ નથી.' કહે, 'બા ! આ તો કહી દેશે.' મનને મારી પર બહુ શંકા પડે, 'આ તો કહી દેશે, ઓપન કરી દેશે.' અને આબરૂ તો મનની જાય. મનને બહુ બીક. 'આ ના કહે તો બહુ સારું, ના કહે તો બહુ સારું.' પણ હું કહી દઉં બધું. એટલે મન મહીં ઝલાઈ ગયું કે 'આ ભોળા માણસ છે. આપણે તો હવે કશું કરવું જ નથી.' મન શું કહેવા માંડ્યું ? મન ચોરી કરતા ડરે કે ના ડરે પછી ?

**પ્રશ્નકર્તા :** જરૂર ડરે, ડરે જ.

**દાદાશ્રી :** એટલે બધું જ કહી દીધું પછી. 'આય ચોરીનું છે, આય ચોરીનું, આય ચોરીનું.' એટલે મન ઝલાઈ ગયું પછી. પછી ચોરી કરે

જ નહીં. આપણે કહીએ તોય ના કરે. લે, કર ને કર. એની આબરૂ જાય, હડહડાટ જાય. અને હું તો આબરૂ તોડવા જ માગું છું તારી. 'આવી જા તું. તું છું ને હું છું.' 'હું વીતરાગી વેલ છું.' મારી વેલ જ વીતરાગી છે. એ જતું રહ્યું. અને પછી આ આને કાઢ્યા. મહીં ભૂતા બેસી રહેલા, ગુપ્ત. કોનાથી ગુપ્ત ? મૂઆ, શાનો ગુપ્ત રાખે છે તે ? આ તેથી તો મહીં 'આડી ત્રાટી કપટ કી, તાંસે દિસત નાહિ.'

'મૈં જાનું હરિ દૂર હય, હરિ બસે હૃદય માંહિ.
આડી ત્રાટી કપટ કી, તાંસે દિસત નાહિ.'

- કબીરજી

પડદો નાખ્યો પાછો ઉપરથી, અને પાછો ડામર મારે. જોઈ ના જાય ભગવાન ! શું આબરૂના કાંકરા કર્યા ! અને જો ઉપાધિ ને ચિંતા, આમાં તો જીવાતું હશે આવું તે ? મારાથી જીવાયું નહીં ત્યારે તો આ મેં શોધખોળ કરી. એની પાછળ પડ્યો. બાકી કશું દુઃખ નહોતું.

## એકરાર કરવામાં શૂરા રહો

એટલે આપણે ગમે તે ટાઈમે, જ્યાં આબરૂ જાય ત્યાં ફક્ત આબરૂ નહીં, નાકકટ્ટી થાય તોય એકરાર કરી દેવો. એકરાર કરવામાં શૂરા રહેવું જોઈએ. હંમેશાં મન વશ કરવું હોય તો એકરારથી થાય. દરેક બાબતમાં પોતાની નબળાઈ એકરાર કરો ને, તો મન વશ થઈ જાય. નહીં તો મન વશ થાય નહીં. પછી મન બેફામ થઈ જાય. મન કહેશે, 'ફાવતું ઘર છે આ.'

હંમેશાં કોઈ પણ ચોરી થઈ હોય ને, તો તમે કો'કને કહો ને, એટલે તમારું મન શું કહે ? 'ચંદુભાઈ ભોળા માણસ છે તે આપણે અહીં રહેવું નથી, આપણે બીજી જગ્યાએ હેંડો.' શું કહે ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે, સાચી વાત છે.

**દાદાશ્રી :** જે કોઈ પણ, ખુલ્લું કરી નાખે ને, એટલે મન ત્યાં

આગળ સમજી જાય કે આ ઘર ભોળું છે, આપણે અહીં રહેવા જેવું નથી. અને જે ગુપ્ત રાખે ત્યાં જ એ મુકામ કરે. ડૉક્ટર સાહેબ આપનો શો મત છે ? અમારો તો એ છે.

**પ્રશ્નકર્તા :** બરોબર છે, કનફેશન ઈઝ બેસ્ટ (એકરાર એ ઉત્તમ છે), દાદા.

**દાદાશ્રી :** એટલે વસ્તુસ્થિતિમાં આ ઉપાય છે.

## ઓપન ટૂ સ્કાય એ છેલ્લું ડેવલપમેન્ટ

ગુપ્ત જે છે ને, ખાનગી... સિક્રેસી, એ જેટલી ઓછી થાય એ કરવી. જ્યારે ત્યારે સિક્રેસી ઓપન ટૂ સ્કાય કરવી પડશે, એટલું લક્ષમાં રાખવું. તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** જ્યારે ત્યારે ઓપન ટૂ સ્કાય કરવી જ પડશે ને ? તો પહેલેથી થોડું થોડું અમલમાં મૂકતા જઈએ. મારે કંઈ એમ ને એમ નથી આવી. ધીમે, ધીમે, ધીમે, સ્ટેપ બાય સ્ટેપ. એમ ને એમ તો આવે જ નહીં ને ! આ તો સહેલી વસ્તુ નથી ને ! આખો પુદ્‌ગલમાં જ રગદોળાયેલો ને ! અને ત્યાં કમળરૂપે શી રીતે હોઈ શકે ? ત્યારે કહે, 'જ્ઞાન થયા પછી કમળરૂપે થાય.' અને ત્યાર પછી જ પાણી જરા ચોંટેલું હોય તે ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** મેક્યાવેલી કરીને પશ્ચિમનો એક મોટો લેખક છે, તત્ત્વજ્ઞાન ઉપર. એ એમ કહે છે, ખાનગી વાત કોઈને કરવી જ નહીં.

**દાદાશ્રી :** એ તો ખરું કહે છે. બિચારા ખાનગીથી તો ઊલટો પકડાવી દે લોકો. ખાનગી વાત કોઈ કરતા જ નથી ને ! આપણા લોકો અક્કલવાળા છે. આ એને કહેવું નહોતું પડે એવું ! એ છે તે આવું બૂમો પાડે છે, એ તો એના દેશને માટે જરૂર. આપણા દેશમાં તો કહે એવાય નથી. આપણે નાનું છોકરું હોય તોય ના કહે.

**પ્રશ્નકર્તા :** બીજી બાજુ ભગવાન કહે છે કે દુશ્મનને પણ ખાનગી વાત કરી દેવી. કશું ખાનગી રાખવું જ નહીં.

**દાદાશ્રી :** એ ડેવલપમેન્ટ છે. છેલ્લું ડેવલપમેન્ટ થયા પછી આપણે જે ખાનગી બધું ખુલ્લું કરીએ ને... ખુલ્લું કરવું એ છેલ્લું ડેવલપમેન્ટ છે. ત્યાં સુધી કયું ડેવલપમેન્ટ છે ? 'ખાનગી નહીં કરવું' એ ડેવલપમેન્ટ છે. આવડું આઠ વર્ષનું છોકરું હોય ને, તેય છે તે ચાર આના દબાવી દીધા હોય, પછી છોને એના ગજવામાં મૂકી રાખે ને આપણને કહે જ નહીં. બહુ પાકો હોય ! એ પેલાને બોલવું જ ના પડે. એ તો એના દેશને માટે બોલવું પડે. આ દેશને માટે બોલવું પડે ?

## મારી બધી ચોરી ધોઈ નાખી, તમે તમારી તપાસ કરજો

તે પેલા બધા મહાત્માઓને સમજ પાડી, કે 'આ હું જ ચોરેલા માલ ઉપર બેસું છું. માટે તમારી ચોરીઓનું તપાસ કરજો', કહ્યું. મેં તો મારી તપાસ કરીને બધી ધોઈ નાખી છે. કારણ કે હું તો મારી તપાસ કરીને, તમારા મોઢે આલોચના કરી દઉ છું ને બધી ધોઈ નાખી છે, કે ''ભાઈ, આની આની ચોરી કરી'તી.'' કારણ કે મને છૂપાવવું ગમતું જ નહીં, જે હોય એ ચોખ્ખું કહી દેવું. તે મેં કહ્યું, 'ભઈ, આ ચોરી કરેલો માલ.' અને બીજી કંઈ ચોરી નથી કરેલી, લાંબી. પહેલા ચોરીઓ બહુ કરેલી સિમેન્ટની, સરકારમાંથી સિમેન્ટ કાઢી લઈએ. તો એ બધી ચોરીઓ ના કહેવાય, બળી ? તમને કહીએ ત્યારે મનમાં એમ થાય કે અરેરેરે આવું ! પણ એ તો બધું ધોઈ નાખ્યું. બહુ વખત ધોઈ નાખ્યું. કંઈ કરવામાં બાકી રાખ્યું નથી. પણ આ બધું ધોયું ને, તે ધોયા પછી ઊજળું થયું. અમને ધોતા આવડે.

**પ્રશ્નકર્તા :** હા, એ જ મુખ્ય વાત છે.

**દાદાશ્રી :** તમારું હઉ વૉશિંગ કરી (ધોઈ) આપું ને ! અને તે વૉશિંગ મશીન, ધોતા આવડે.

એક ફેરો કશુંક ખોટું થયું હોય, આપણે ચોરી કરી હોય, તે સ્થૂળ ચોરી નથી કરતા આપણે, જેને પોલીસવાળા પકડે એવી ચોરી નથી

કરતા, પણ પોલીસવાળા ન પકડે એવી ચોરીઓ તો હજારો મણ થઈ રહી છે, આ ઊંચી નાતમાં. પોલીસવાળા ના પકડે એવી બુદ્ધિથી ચોરીઓ, બુદ્ધિ ને મનની. તે ચોરી આપણે કહી દેવી કે આ મેં ચોરી કરી છે. એટલે અત્યાર સુધી એ કરેલા કાર્યો જોઈ, સંભારીને, યાદ કરીને પ્રતિક્રમણ કરજો. ખોટું થયેલું હોય ને ? જ્ઞાનીઓથી થયેલું છે, તો બીજા લોકોનું તો શું ગજું આ કાળમાં ?

## સાચી આલોચના નથી કરી તેથી મોક્ષ અટક્યો છે

અમે બાંકડાના તે વખતે પ્રતિક્રમણ કરેલા તેવું તમે આગળનું જોઈને પ્રતિક્રમણ કરજો, તો ચોખ્ખું થશે. શા માટે બાંકડાનું કહ્યું કે સામાને પ્રતિક્રમણ શિખવાડવા. અને ખુલ્લું કરો તો હલકા થવાશે ને ગપોટ્યું તો ગયો, લેયર પર લેયર ચઢે. એટલે ખોટું થાય તો બે જણને કહી દેવું એટલે મન ઝલાઈ જાય ને મન સીધું રહે. નહીં તો લેયર પર લેયર ચઢતા જાય.

એટલે હવે અમે આલોચના-પ્રતિક્રમણ કરીએ છીએ ને, એવું પ્રતિક્રમણ કર્યા કરજો બધા, નહીં તો એ જ મોક્ષમાં રોકે છે. શું રોકે છે ? સાચી આલોચના નથી કરી માણસે, એ જ મોક્ષમાં જતા રોકે છે. ગુના થાય તેનો વાંધો નથી, આલોચના ન કરવાનો વાંધો છે, દોષ છે.

એટલે મારી પાસે આપણા મહાત્માઓ, સ્ત્રીઓ-પુરુષો એવી સાચી આલોચના કરે છે, કે વર્લ્ડમાં ક્યારેય નહીં બન્યું હોય ! સ્ત્રીઓ એમની છેલ્લામાં છેલ્લી ઢબનીય આલોચના કરે છે. શા શા ગુના કર્યા એ બધા વિગતવાર. તો એમનું કલ્યાણ થઈ ગયું ! આલોચના થાય તો કલ્યાણ થઈ જાય ને ?

**પ્રશ્નકર્તા :** હા, થઈ જાય.

❖❖❖❖❖

# [૧૬]
# ઉઘરાણી

## [૧૬.૧]
## ઉઘરાણી ન કરવા પાછળની સમજણ

### 'સામાને દુઃખ થશે તો' એ વિચારથી માગી જ ન શકે

**પ્રશ્નકર્તા :** ધંધામાં માણસો છેતરપિંડી કરે અને અપ્રમાણિકતા કરે એવા અનુભવ તમને થતા ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** તમને કંઈ ખોટું કરવાનું મન થયેલું ?

**દાદાશ્રી :** નહીં. એવું છે ને, મારી જોડે લોકો જૂઠ-કપટ એ બધું કંઈ ખાસ કરતા નહીં. કારણ કે હું એમાં પડતો નહીં, લક્ષ્મી આપવા-લેવામાં.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** એમાં હું પડતો નહીં. હું તો સલાહ જ આપતો ધંધાની. અને લક્ષ્મી તો જે મેં આપી છે ને એ ફરી પાછી હું લેવા ગયો નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, પણ તમે કેમ પૈસા પાછા લેવા જતા નહોતા અને ઉઘરાણી કરતા નહોતા ?

**દાદાશ્રી :** કારણ કે હું માગતો હોઉં તમારી પાસે તો મને એમ થાય, કે આજે બસ્સો ડૉલર લેવા છે એની પાસેથી પાછા, પણ એની પાસે ના હોય તો એને દુઃખ થશે ને ? એટલે મારાથી બોલાય જ નહીં, તમને દુઃખ થાય એટલા હારુ. સમજાયું તમને ?

**પ્રશ્નકર્તા :** હા, સમજ પડી, દાદા.

**દાદાશ્રી :** મારા મનમાં વિચાર આવે કે અત્યારે માગીએ તો એમની પાસે ના હોય તો એમને ચિંતા થાય ને ? એટલે ના માગું. એમને મુશ્કેલી હોય તો શું થાય ? એટલે તે આધારે હું લેવા ના જઉં. એની મેળે આપે છે કે નહીં એ જોઉં. એટલે બધું આવું, આટલે સુધી મર્સી પેસી ગયેલી, દયા.

પૈસા ના હોય ત્યારે માણસ શું કરે ? મારી પાસે નહોતા, વચ્ચે પાંચ-સાત વર્ષ અડચણ પડતી'તી. તે મેં જોયું ને, મારી જાતને જોઈ હશે ને, મારી દશા ! પાંચ-સાત વર્ષ ભીડ પડેલી ! ભીડ એટલે સમજ્યા તમે ?

**પ્રશ્નકર્તા :** અમે ભોગવેલી એટલે સમજીએ જ ને !

**દાદાશ્રી :** અમને પણ ભીડ પડેલી.

## મારા પૈસા પાછા માગતા ના આવડે તે હું

હવે મારી ભીડ કેવી હોય, તે જાણો છો તમે ? આમને ત્યાં દસ હજાર રૂપિયા મૂક્યા હોય અને મારે બે હજાર રૂપિયાની અડચણ પડતી હોય એવી ભીડ. કેવી ભીડ ? ત્યારે કહે, 'શા હારુ ? દસ હજાર મૂક્યા છે ને તમે.' તે મારા મનમાં એમ થાય, વખતે એમની પાસે નહીં હોય ને પાછું દુઃખ થશે, એના કરતા રહેવા દો ને હમણે. એટલે માગતાયે નથી આવડતું મને તો. આ દુનિયામાં માગતા ના આવડે એવો તો હું. મારા પૈસા પાછા લેતા ના આવડે તે હું. એ પ્રકૃતિ જ એવી ! પાંચ હજાર રૂપિયા તમને આપ્યા હોય, પછી મારે સો જોઈતા હોય, પણ તમારી પાસે માગતા મને ના આવડે.

**પ્રશ્નકર્તા :** જી, બરાબર.

**દાદાશ્રી :** જો તમે કંઈ બોલો નહીં તો મારે ઉછીના ખોળી લાવવા પડે. ઉછીના એટલે કોના ? આપણે ઘરમાં ને ઘરમાં કંઈ લઈ-મૂકીએ એવું. 'ઘરમાં છે કે આપણે ? લાવો.' બહારેય માગતા આવડે નહીં. પણ તે કોઈને આપ્યા હોય તેની પાસેય માગતા ના આવડે ને ! એ પાછા લેવાનું મને મહીં મન જ ના થાય ને ! અત્યારે એની પાસે ના હોય ને હું માગું અને મારું વચન એવું છે ને, કે સામા માણસને સહન થઈ શકે નહીં.

## આ જ સ્વભાવે ભગવાન બનાવ્યા

મારો સ્વભાવ તો કેવો, તે જાણો છો તમે ? અમારી ભાગીદારીમાં મારે હુકમ કરતાની સાથે જ જે જોઈએ એ મળે. છતાંય મહીં કો'ક દહાડો બીડી વગર રહેલો હોઈશ. કારણ બીડી તો રોકડા લઈને જઉ ત્યારે ને, હું તો ઉધાર લઉ નહીં કોઈની પાસે. કોઈની પાસે માગું નહીં. એટલે સિસ્ટમ એવી, કે મેં કહીં રાખ્યું હોય, તે મારા ગજવામાં મૂકી જાય પચ્ચીસ-પચાસ, વધારે નહીં મૂકવાના.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** મારાથી સચવાય નહીં. હવે એ થઈ રહે તે દહાડે પાછું મારે તો બીડી વગર મહીં કોઈ દહાડો રહી જાય. હવે પાર્ટી મોટી અમારી ! તે ઘડીએ ૧૯૬૨માં પચ્ચીસ લાખ રૂપિયાની પાર્ટી ગણાય છતાંય બીડી વગર રહ્યો. ને કંપની 'એ.એમ.પટેલ'ના નામની, છતાંય માગ્યું નથી. માગવાની ટેવ નહીં ને ! એ હોય, હમણાં આવીને ગયો હોય, તોય બીડી આજ ના લાવ્યો હોય તો પણ કહું નહીં. આ તો કંઈક બોલતા શીખ્યો હોય ને, તો આ અહંકાર ગયા પછી. તો પણ અમારે ત્યાં અમારી ભાગીદારીમાં નથી બોલતો હજુ. માગવાની ટેવ જ નહીં. મેં તમને ધીર્યા હોય ને, તેય માગ્યા નથી મેં કોઈ દહાડો. એય અહંકાર કહો કે જે કહો તે, મહીં માલ ભરેલો આવો હતો.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ અહંકારને કારણે જ આપ જ્ઞાની પુરુષ બન્યા ને ?

**દાદાશ્રી :** ના, એટલે પણ જેના પાસે લેવાના છે, તેની પાસેથીય મગાય નહીં. કારણ કે એને દુઃખ થશે તો ? એટલે દુઃખ નહીં કરવાની ઈચ્છા બધી. કોઈનેય સહેજ પણ દુઃખ ન થાય, એ ઈચ્છા ! દુઃખ થાય એવી રીતે કોઈ દહાડો માગ્યા જ નથી. બોલો આવો સ્વભાવ ! તે એ સ્વભાવે ભગવાન બનાવ્યા ! પોતાના પૈસાય માગતા નથી આવડતું, ત્યારે આ પદ પ્રાપ્ત થાય ને ! આ પદ ક્યારે પ્રાપ્ત થાય ? કેટલો સંયમ હોય ત્યારે આ પદ પ્રાપ્ત થાય, નહીં તો લોક ડાઘ પાડી દે.

## 'આ હાથ માંગવા માટે નથી, આપવા માટે છે' એવી ખુમારી

હું કો'કની પાસે માગું તો નહીં, માગ્યાય નથી પણ એક ફેર પૈસા ન હતા, તે માગવા પડેલા. મને પૈસા માગવા એટલે મહા ઉપાધિ લાગે. હીરાબા પાસે માગવા હોય તોય ત્રણ દહાડા લાગે મને ! મને જ્ઞાન થયું તે પહેલા એક ફેરો દુઃખ જેવું લાગ્યું મનમાં. દુઃખ તો થતું આમ, કે કંઈક આડાઅવળી આમ ડખળામણ થાય, કોઈ જોડે અથડામણ થાય તો દુઃખ થાય. પણ ખાસ જેને દુઃખ કહેવામાં આવે એવું લાગ્યું એક દહાડો. હવે તેમાં મોટું કારણ કોઈ નહોતું. મને એમ લાગ્યું કે આ માણસને ત્યાં જઈશું એટલે આપણે છે તે બાર મહિનાનો સામાન ભરીએ છીએ, તો એને ત્યાંથી ભરી લઈશું. તે દહાડે પૈસા નહોતા. એટલે પેલાને મેં કહ્યું, 'પૈસા દસેક દહાડા પછી આપીશું.' ત્યારે કહે, 'ના કાકા, હું તો એવો વેપાર નથી કરતો.' મેં કહ્યું, 'બહુ સારું, બા.' હવે પૈસા મારા બીજી જગ્યાએ થાપણ હતી, ત્યાં લેતા ના આવડે મને. થાપણ માગતા મને નથી આવડતી. બોલો, હવે એની શી દશા થાય ? થાપણ પડેલી હોય પણ થાપણ કેવી રીતે માગવી, એ આવડે નહીં. મારા ઘરમાં જ હીરાબાને રૂપિયા આપ્યા હોય અને પાછા લેવા હોય તો મને મુશ્કેલ થઈ પડે. આમને આપ્યા હોય તો મુશ્કેલ થઈ પડે મારે.

**પ્રશ્નકર્તા :** એમને આપ્યા હોય તો મુશ્કેલી પડે ?

**દાદાશ્રી :** હા, લેવાય નહીં. પછી 'પાંચ લાવો' એમ કહેવું એ ના આવડે. એ તો વટનો કટકો ! જિંદગીમાં હાથ ધરવાનો નહીં. હાથ

ધરવાનો વખત આવ્યો ને, ત્યારે મેં કહ્યું, 'ભઈ, આ હાથ ધરવા માટે નથી મળ્યા, આપવા માટે મળ્યો છે. જો કંઈ હશે તો આપીશ પણ ધરીશ તો નહીં.' હાથ તો ધરવો જ પડે ને ? તો આ હાથ ધર્યો નથી ભાઈ. ખુમારી !

## અહંકાર ગયા પછી શિખવાડ્યું, તે હવે બધુંય મંગાય

અને અત્યારે અહંકાર નામેય નથી. અત્યારે તમે કહો, 'આની પાસે પાનના પૈસા માગો' તો હું કહું, 'લાવ ભાઈ, પાનના પૈસા આપો.' તે દહાડે ના થાય. તે દહાડે તો વટ, કટ ને ખુમારી !

હવે પાછું માગતા નથી આવડતું એવુંય નથી. અત્યારે આ ઘેર-ઘેર જઈને રોટલી લઈ આવવાની હોય તો લઈ આવું, કે 'બેન, રોટલી આપ ને, બા !' એય આવડે છે, પણ આમ રૂપિયા ના મંગાય. દૈ જાણે શું ભૂત પેસી ગયું ગયા અવતારનું ! અને પહેલેથી નક્કી કરી દીધેલું કે આ હાથ લેવા માટેનો નથી, આપવા માટેનો છે. આમ કરતા તો શેઠ આવડતું જ નથી. આમ આવડે બધુંય (દાદા એક્શન કરે છે). અને આમ આવડેલું તે બધાને કંઈ ફળીભૂત થયુંય નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, પહેલો વટ હતો તે માગી નહોતા શકતા, પછી હવે માગી શકો છો, તો એના માટે અંદર આપે શું ગોઠવણી કરી કે આ પરિણામ આવ્યું !

**દાદાશ્રી :** એ તો કહેવું પડે કે 'શું અંબાલાલભઈ, હજુ આ તમારો કેટલો અહંકાર છે, ભરેલો અહંકાર, તે હજુય પાછલી રીત જતી નથી. માગતા શીખો.'

## સામાનું મન હલી જાય માટે માગતા ન હતા

**પ્રશ્નકર્તા :** એટલે પેલી નાનપણની વાતો આપની જે આપ બોલતા હો છો ને, એમાંય કહો છો, કે અમે જમણા હાથને કહી દીધેલું કે તારે માગવાનું નહીં કોઈ પાસે. એટલે એ કહી દેવાનો પ્રયોગ પહેલેથી ચાલતો આવ્યો છે.

**દાદાશ્રી :** હા, હા. હવે મૂઆ, મગાતું હશે આ બે હાથના ભિખારા લોકો પાસે ? એના મન ભિખારા. પાંચ કરોડનો આસામી હોય ને આપણે એની પાસેથી પાંચ હજાર લીધા હોય ને, તો એને કો'ક કહે, 'અલ્યા, પાર્ટી તૂટે એવી છે.' ત્યાંથી એને મહીં ગભરામણ કે મારા પાંચ હજાર જશે. અલ્યા મૂઆ, મેલ ને ! આવું કરવા હારુ મેં લીધા'તા ? તારું મન હલાવવા હારુ લીધા'તા ? મેર મૂઆ, ભિખારો છું કે શું ? પાંચ કરોડ છે તોય ! તોય મનમાં સહેજ થાય એને. એટલે મેં કહ્યું, 'આ લોકોના હાથનું લેવાય નહીં.'

હું તો લઉ નહીં આ, અને આપું તો હું સંભારુંય નહીં. પછી એનું જે થવાનું હોય તે. પછી નિસાસા નહીં નાખવાના. પેલો તો નિસાસા નાખે પાછો, બીજી જગ્યાએ જઈને કહે, ''આ દાદાને મેં પાંચ હજાર આપ્યા'તા, એ કંપની તૂટવાની થઈ.'' અરે ! મેર મૂઆ, આ ફજેત કરે છે પાછો ઉપરથી ? આપ્યા શું કરવા તે ? ઉપરથી પાછો ફજેત કરે. ફજેત કરે કે ના કરે ?

**પ્રશ્નકર્તા :** હા, કરે ને !

**દાદાશ્રી :** એના કરતા મેઈનમાંથી જ લઈ લે ને, આ બ્રાન્ચમાંથી શું લેવાનું છે ? મેઈન કરન્ટમાંથી લે, સીધો જ કરન્ટ.

**પ્રશ્નકર્તા :** મેઈન કરન્ટ કોને કીધો ?

**દાદાશ્રી :** લે પાછો, મેઈન કરન્ટ પૂછે છે ! તે સાંભળેલું એવું અમે બોલેલા તે ? આ હાથને કહી દીધેલું ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ હાથ માગવા સારુ આપ્યા છે આપણને ? શા હારુ આપ્યા છે ? હવે જો કે એય અહંકાર નીકળી ગયો. એ તો અહંકાર હતો, હોં કે. 'હું, હું, હું...' એ 'હું'ને અમે ઓળખી ગયા. એ બી પોલા નીકળ્યા. ફુગ્ગો નીકળ્યો પછી. પણ ત્યાં સુધી વટ પડેલો. ના માગે એટલે વટ ના પડે લોકોમાં ? કહેવું પડે, હાથ ધરે એવો માણસ નથી. તું ગમે

એટલો પૈસાવાળો હોય તો અંજાય નહીં ને, હાથ ધરે એ અંજાય. હાથ જેને ધરવો હોય એ અંજાય. હાથ ન ધરે એ અંજાય જ નહીં ને !

## માગવું ને મરવું સરખું લાગે

મારી થાપણ તમારે ત્યાં મૂકેલી હોય પચાસ હજાર, તો પાછી માગવી એ મને આ હાથ નીચે રાખ્યા બરોબર લાગે અને તમે આપી જાવ ત્યારે લઉ. ત્યાં સુધી એ લઉ નહીં. પાછા માગવું મુશ્કેલ પડી જાય, એટલે આ નહીં. અને કોઈ દહાડો યાચના કરવી પડી જ નથી, અને પાસે રાખી મેલવુંય પડ્યું નથી.

ખરો અહંકારી તો રાજ આપે તોય ના લે ! હું કહેતો'તો ને, આ હાથ લેવા માટે નથી. અને જો આ હાથ ધરે તો તમે કેટલું બધું કમાઈ જાવ ?

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે.

**દાદાશ્રી :** એવા લોકો મહીં કેટલાક હોય છે ને ? ખાનદાન પ્રજા છે, આ કંઈ ગરીબો નહોય.

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** કેટલો વિચાર કર્યા પછી મગાય.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** માગવાની ટેવ પડી ગઈ હોય તેને આપણે ઓળખી લેવો, કે આને ટેવ જ પડી છે. બાકી નહીં તો માગવું ને મરવું બેઉ સરખું લાગે. સગા ભાઈ પાસે ના મગાય !

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** એટલે મેં તો 'આ હાથ યાચના કરવા માટે નથી, આપવા માટે છે', એવો નાનપણથી નિયમ લીધેલો. એટલે માગ્યું નથી કોઈની પાસે. મારી જિંદગીમાંયે માગ્યા નથી. પાછા આપે તો જ લેવાના.

## ફ્રેન્ડ સર્કલને પૈસા આપેલા, તે પાછા આવ્યા નહીં

એટલે મારે ત્યાં જેને પૈસા આપ્યા હતા, તે પછી પાછા આવ્યા નથી.

**પ્રશ્નકર્તા :** એકાદ દાખલો આપો, કોને કેવી રીતે આપ્યા'તા.

**દાદાશ્રી :** એ તો ફ્રેન્ડ સર્કલને વડોદરામાં આપેલા. ૧૯૩૯થી તે ૧૯૪૨ સુધીમાં. મારી પાસે લક્ષ્મી આવી તે મેં આપી. ત્યારે રૂપિયો જરા મોંઘા ભાવનો, આ અત્યારે છે એવો સસ્તો નહીં. તે જેને જેને આપ્યા ને, પાછા આવે નહીં. મારી રીતે પાછું નથી આવતું, તમારી રીતે પાછું આવે. તમે જઈને ઉઘરાણી કરી આવ્યા હોય ને, તો ધીમે ધીમે પણ પાછું આવે. પણ મને તો ઉઘરાણી કરતા આવડે નહીં. હું તમારે ત્યાં ઉઘરાણીએ આવ્યો હોઉ અને તમે કહો, કે 'આજે તો મારે છે તે આ છોકરાને ત્રણસો રૂપિયા ભરવાના છે, તે જ નથી ને ! હું તો મુશ્કેલીમાં મૂકાયો છું.' ત્યારે હું કહું, કે 'લ્યો, ત્યારે ત્રણસો !' આવો મારો સ્વભાવ ! એટલે પછી હું જાણું કે આપણને આ લોકોની જોડે પોસાય નહીં.

પછી એ જ મિત્ર સર્કલ હતું, તે મિત્રમાં મજા બધી કરી, વાતોચીતો કરી બધી. પછી છે તે રૂપિયાની આ લે-મેલ થઈને, એટલે એમને રૂપિયા આપ્યા પછી કોઈ પાછો ઘેર આપવા આવ્યો નહીં, ૧૯૪૨ની સાલમાં. પહેલા તો મહીં આપીએ પછી કોઈ ના આપે બસ્સો-પાનસો, તો ઠીક છે. પણ આ તો બધા મિત્રોને મારી પાસે હતું તે મેં હેલ્પ કરી. તે કોઈ પાછું આપવા આવ્યો નહીં.

## બોધકળા જડી, ઉઘરાણી કરીશું તો પાછા લેવા આવશે

તોય મેં ૧૯૪૨થી ૧૯૪૪ સુધી આપ આપ કર્યા. પછી મેં ૧૯૪૫માં નક્કી કર્યું, કે 'હવે આપણે તો આ મોક્ષ તરફ જવું છે. આ લોકોની જોડે મેળ ક્યાં સુધી પડશે આપણે ? માટે આપણે આ પૈસા ઉઘરાણી કરીએ તો પાછા આવે, તો ફરી લેવા આવશે, માટે વ્યવહાર ચાલુ રહેશે. એના કરતા ઉઘરાણી કરવાની બંધ કરી દો તો વ્યવહાર

બંધ થઈ જાય.' પાંચ હજાર આપીને પાછા દસ લેવા આવે. એના કરતા પાંચ હજાર એની પાસે રહે, તો એના મનમાં એમ થાય કે 'ભેગા ના થાય તો સારું, ભેગા ના થાય તો સારું.' તે મને કો'ક આ રસ્તે દેખે ને, તો પેલી બાજુ ફરીને જતો રહે. હુંયે સમજી જઉ.

ત્યારે મેં કહ્યું, 'લેવા આવતો બંધ કરવો હોય તો આ રસ્તો સરસ છે. આપણે અહીંથી જ બંધ કરી દો, આ તાળા મારી દો. ઉઘરાણી કરીએ તો પેલો આવે ને ફરી ?' અને એ લોકોએ શું જાણ્યું ? 'નથી ઉઘરાણી કરતા, હેંડો ને, ફાવ્યા આપણે', કહે છે. એટલે પછી મોઢું દેખાડવાનું જ બંધ કરી દીધું. અને મારે જોઈતું'તું ને, એ બધું બંધ થઈ ગયું. એટલે 'ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ.' એટલે આ કળા જડી તે ઘડીએ.

## માન અર્થે પેઠેલા, સૂઝથી છૂટી ગયા

ઉઘરાણી ના કરીને પૈસા જતા કર્યા. શા માટે ઉઘરાણી ના કરી ? હું જાણું કે 'આ લોકો તો મૂઆ, મને આ આત્માનું તો કરવા જ નહીં દે. આ જીવાત અમને મોક્ષે નહીં જવા દે. તે પછી આ જીવાતને રૂપિયા આપ આપ કરવા ને પછી ઉઘરાણી જ ના કરવી. એટલે આવતા જ બંધ થઈ જાય.' એની મેળે જ બધા બંધ થઈ ગયા. એક-બે જણ આપવા આવ્યા ને, ત્યારે મેં કહ્યું, 'હમણે છો ને રહ્યા, કશો વાંધો નહીં. શું ઉતાવળ છે ?' તે એય પછી ના આવ્યા ! એટલે હું છૂટ્યો. મારે આ બધાને છોડવા હતા ને એ બધાએ છોડ્યો મને ! હું તો મુક્ત થઈ ગયો. નિરાંત થઈ ગઈ !

**પ્રશ્નકર્તા :** દાદા, આ તો બહુ અદ્‌ભુત વાત કહેવાય છોડવા માટેની !

**દાદાશ્રી :** હવે એ ટોળામાં શા માટે પેઠો'તો ? ત્યારે કહે, 'માન ખાવા માટે. માનનો મહીં મોહ રહેલો, માન ખાવાનો, એ ખાવા મહીં પેઠેલો.' પણ હવે શી રીતે નીકળવું, એટલે મને રસ્તો જડી ગયો. જ્યારે જ્યારે મારા મનમાં નક્કી થાય, કે હવે શી રીતે નીકળવું, તે ઘડીએ

મને દર્શનમાં દેખાય, સૂઝ પડી જાય. એટલે મેં નક્કી કર્યું કે 'આ લોકોને આપ્યા છે ને, ત્યાં ઉઘરાણી જ કરવી નથી. ઉઘરાણી કરીએ તો પાછા આપણી પાસે લેવા આવે ને ?' એ એમની મેળે જ દબાવીને બેસી જાય, તો ફરી આપણે ત્યાં મોઢું દેખાડે નહીં, પૈસા સંબંધી લેવા આવે નહીં. આ લોકોને ટેવ પડી ગયેલી, એ લોકો જાણી ગયેલા મારી નબળાઈ. અને નબળાઈ જાણે તેથી જ આપણે દાટો મારવો પડે ને !

## શોધી અજબ કળા, વેર બંધાયા વગર છૂટવાની

પણ એ પચ્ચીસ-ત્રીસ હજાર રૂપિયા, વધારે નહોતા. તે દહાડે તો બહુ કિંમત પચ્ચીસ-ત્રીસ હજારની ! પણ ગયા ત્યારથી હું સુખી થઈ ગયો. એ આવતા જ નહીં, એટલે પછી આપવાનું જ બંધ. એટલે આપીએ પછી ફરી એ આપે નહીં એટલે બંધ થઈ ગયું એનું ખાતું. એટલે ફરી માગવાનું નહીં. એ એમ ને એમ આપી ગયેલા, તે વાત જુદી છે બાકી માગવાનું નહીં. માગું તો ફરી ફરી આવે એ. એના કરતા આપણે વ્યવહાર ટૂંકો રાખવો. વળી તે આપણે ઘેર આવે, ફરી પાછો ટચ રહે. એના કરતા ટચ જ ઊડી જાય એ શું ખોટું ?

**પ્રશ્નકર્તા :** ફરી માગતો ના આવે.

**દાદાશ્રી :** અને વેર બાંધે નહીં. ટચ ઊડી જાય, વેર બાંધે નહીં ને પાછો મનમાં એમ જાણે કે એમના આપણી પાસે છે ને !

**પ્રશ્નકર્તા :** એમના આપણી પાસે છે.

**દાદાશ્રી :** હા, એટલે હજાર એમના આપણી પાસે છે ને, કહેશે. એટલે વેર બાંધે નહીં, એમાં કશું થાય નહીં ને !

## કુસંગથી છૂટવા કરી શોધખોળ

અમારા મિત્રો બધા પ્રખ્યાત, અમારી ટોળી, સાધનવાળા. પછી છે તે એમનાથી છૂટવું શી રીતે એવી શોધખોળનો રસ્તો ખોળું. બંધાયા તે બંધાયા પણ હવે છૂટવું શી રીતે ? તરછોડીને છોડાય નહીં. પછી શોધખોળ કરી, કે જે આપણી પાસે છે, તે આપણે અપાય એટલા પૈસા

કોઈ ઉછીના ખોળતો હોય તો આપવા. મારો પાછા માગવાનો સ્વભાવ નહીં. એ આપી જાય ત્યાં સુધી રાહ જોયા કરવાની. એટલે એ તો કંઈ માગ્યા વગર આપી ના ગયા. એટલે મેં જાણ્યું, કે 'હાશ, આપણે હવે એની જોડે બંધ થઈ ગયું બારું.' પાછા આપી જાય તો ફરી આપવા પડે ને ? તે બારણાં બંધ કરેલા આવી રીતથી. પૈસા તો ફરી આવી મળશે, આ કુસંગ છૂટશે નહીં. કુસંગ એટલે ધર્મમાં ના માનતા હોય, આત્માની બાબતોમાં, એ બધા કુસંગો જ કહેવાય ને ! એટલે આવી રીતે ચેતી ચેતીને ચાલેલા. ગમી તમને વાત ? ચેતીને ચાલવાની ?

## મિત્રોને આપેલા પ્રૉમિસ એની મેળે છૂટી ગયા

અમારા ભાગીદાર કહે છે, 'એમની પાસે ઉઘરાણી કરવામાં શું વાંધો છે ?' મેં કહ્યું, 'જો ઉઘરાણી કરીશું ને, તો આપશે રૂપિયા. પણ પાંચ હજાર આપનારો પાછો દસ હજાર લઈ જશે. તે ઘડીએ આપણે શું કરીશું ? માટે ઉઘરાવવા નથી. જો આપશે તો ઠીક છે, નહીં તો ફરી આપણે એ લેવા જઈશું પાછા તો પાછો ફરી કો'ક દહાડો આવીને દસ હજાર લેશે. એના કરતા પાંચ હજારમાં પતી ગયું આપણે.'

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** એટલે આપણે ત્યાં આવતો જ ખો ભૂલી જાય.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** છોડી દીધેલું બધું. ચૂકતે થઈ ગયું બધું. કોઈનું બાકી ના રહેવું જોઈએ. અમે એક હીરાબાને પ્રૉમિસ કર્યું'તું. પંદરમે વર્ષે પ્રૉમિસ ! પછી બીજું મિત્રોને પ્રૉમિસ કરેલા હતા, તે મિત્રો આપોઆપ છૂટી ગયા એની મેળે. આપણે પ્રૉમિસ તોડવું ના પડ્યું. એની મેળે જ છૂટી ગયા. કારણ કે પાંચ હજાર તમે લઈ ગયા હોય, તે હું ઉઘરાણી કરું, તો તમે ટુકડે ટુકડે આપો વખતે. અને ઉઘરાણી ના કરું તો ?

**પ્રશ્નકર્તા :** તો છૂટી ગયા.

**દાદાશ્રી :** ના, તો આપે જ નહીં ને ! મોઢું જ ના દેખાડે ને !

હું આ રસ્તે જતો હોય, તો પેલો પેલા રસ્તેથી ચાલ્યો જાય. જો પાંચ હજારમાં અનંત અવતારની ઓળખાણ છૂટી જતી હોય તો ભલે પાંચ હજાર જાય, નવું વેર બંધાતું ના હોય તો ભલે જાય. વેર તો બાંધે નહીં ને, રૂપિયા આપણે આપ્યા છે એટલે. એટલે આવી રીતે ચોપડે ઉઘરાણી જ નહીં. ઉઘરાણી કરે ત્યારે ફરી આવે ને !

## કુસંગના પ્રૉમિસ છૂટ્યા ને સત્સંગના પ્રૉમિસ આવ્યા

**પ્રશ્નકર્તા :** આ અમને બધાને પ્રૉમિસ આપેલું છે, મોક્ષે લઈ જવાનું.

**દાદાશ્રી :** એ તો બધું પ્રૉમિસ છે જ ને ! એ બધા પેલા પ્રૉમિસ છૂટ્યા ને આ પ્રૉમિસ આવ્યા.

**પ્રશ્નકર્તા :** આ પ્રૉમિસમાં વધારે જોખમદારી અમારી લીધી છે આપે.

**દાદાશ્રી :** ના, જોખમદારી તો એવું છે ને, કે અમને જોખમદારી લેવાનો અધિકાર છે. પોતાને અધિકાર હોય એટલો જ હાથ ઘાલે ને !

પણ બધું છૂટી ગયું મારે. બધા પેલા પ્રૉમિસ એની મેળે જ છૂટી ગયા. રકમો જ રહી ગઈ એમની એમ. ચુનીભાઈને ત્યાં રહી ગઈ, બધી જગ્યાએ રહી ગઈ. માગીએ તો આપે, વળી પાછો ડબલ લઈ જાય, એના કરતા મેલો ને પૈડ !

**પ્રશ્નકર્તા :** એટલે આટલી રકમે એનો સંગ છૂટ્યો.

**દાદાશ્રી :** હા, એટલે હું લેવા ના જઉં ને, એટલે આપણે છૂટ્યા એનાથી. એમનો ભો નહીં, ભડકાટ નહીં, કશું માગવાના નહીં આપણી પાસે. એટલે રૂપિયા રહ્યા અને એ ભઈબંધો આવતા બંધ થયા નિરાંતે. કુસંગ તૂટ્યો, નહીં તો તૂટે નહીં ને !

એટલે રૂપિયા પર પ્રેમ કરવા જેવો નથી. જ્યાંથી ત્યાંથી છૂટો આ કુસંગથી. કુસંગ છે બધોય. જે આપણને મોક્ષે જતા અંતરાય કરે એ બધોય કુસંગ.

## હીરાબાને સોંપી દીધી લગામ

નિવેડો એવો સરસ આવી ગયો કે કોઈ આવતું જ બંધ થઈ ગયું. કેટલાક માણસો આપવાય આવ્યા પાછા. આપવા આવ્યા તેમને કહી દીધું કે 'હવે હીરાબા મને આપવા દેતા નથી. તમારે પાછા આપવા હોય તો આપો ને ના આપવા હોય તો ના આપો, તેનો મને વાંધો નથી. હવે હીરાબા મને ચાવી આપતા નથી. હવે તો મેં વ્યવહાર આ હીરાબાને સોંપી દીધો છે. મેં મારા હાથમાં કશું રાખ્યું નથી.' એટલે એવું કશું કહી દીધું આપણે, એટલે ભાંજગડ જ મટી ગઈ ને !

આ ફસામણમાં કંઈ પેસીએ આપણે ? કારણ કે એના મનની વાત આપણને શું સમજ પડે ? એટલે આપણે ચોખ્ખું કહી દઈએ કે 'ભઈ, અમારે આ સ્થિતિ છે.'

હીરાબા એટલું કહે, કે 'તમે બહુ ભોળા છો, તમે તો જેને ને તેને આપી દો છો. તમારી પાસેથી ચાવીઓ લઈ લેવા જેવી છે.' મેં કહ્યું, 'હું આપી દઈશ તમને !' તે જ્યારે ત્યારે આપી દીધી, પછી ચાવી આપીને પાછી લીધી નથી. અત્યારે કબાટ-બબાટ આપણા તાબામાં કશું ના મળે ! કારણ કે બધું આપ આપ કરીએ એટલે પછી રહે નહીં ને કશું એમાં ! અને કોઈ સાચુંય રડે અને કોઈ ખોટુંય રડે ને પાછા. ખોટું રડે એવું લોકોને આવતું હશે ને ? બનાવટેય કરતા હશે ને મહીં ?

**પ્રશ્નકર્તા :** હા, કરે.

**દાદાશ્રી :** બધી જાતના લોક આવે. એટલે કો'ક આવે ને, તે સાચો દુઃખી છે કે ખોટો દુઃખી છે, એ જોયા સિવાય, એ બોલે, એવું કરે, એટલે તરત આપી જ દેતો'તો હું. એ એમનો અનુભવ હતો. એટલે પછી મેં ચાવી એમને આપી દીધી. ભઈ, આ મારાથી ભૂલો થયા જ કરે છે. અને સામાને ખોટું એન્કરેજમેન્ટ મળે છે. એટલે પછી મેં એમને સોંપી દીધું કે 'આ લ્યો, આ તમને સોંપી દઉ છું. આ મારા હાથમાં તો નહીં રહે રૂપિયા.' કોઈ ઢીલા દેખું ને, તરત આપી દઉ. એટલે

રૂપિયાનો વીસ વર્ષથી વહીવટ જ નહીં, હાથમાં નહીં. ભાગીદારને ઓછા જતા હશે, મારે તો બધા બહુ જતા રહે.

**પ્રશ્નકર્તા :** ખરી વાત.

**દાદાશ્રી :** અને જતા રહે એટલે ખોટા જતા નથી. આપણે પહેલાનો હિસાબ છે એટલા જ જવાના, બીજા કંઈ જવાના નથી. એમાંય કંઈ ખોટું નથી. મારો હિસાબ બધો ચૂકતે થઈ ગયેલો છે. મેં તો કોઈ દહાડો હાથમાં લગામ જ ઝાલી નથી. મેં તો પહેલેથી છોડી દીધી'તી. આ પીડા શું કરવા કરું હું ? કેટલા આવ્યા ને કેટલા ગયા ?

અમારા ભાગીદારને કહી દીધેલું, કે ત્યાં ઘેર ખર્ચા માટે રૂપિયા મોકલી દેવા તમારે. હું લઈ જાઉ નહીં ને લાવુંય નહીં. અને રૂપિયો મારા હાથમાં રહેતોય નથી. લ્યો, પચાસ હજાર મને આપો જોઈએ, બે-ત્રણ દહાડામાં નહીં હોય મારી પાસે. રહે નહીં તેને શું કરવા ? રાખીએ તો કામેય શું ? અને ઓટીમાં ઘાલવા ફરીએ, એમાં શું દહાડો વળે ? પાછું થોડીવાર પછી નીકળી જાય. ઓટીમાં ઘાલેલા ક્યારે રહે કે ફરી કાઢે નહીં ત્યારે. ગમે એવો કોઈ માણસ પીગળાવે તોય પીગળે નહીં, ત્યારે એ ઓટીમાં રહે. નહીં તો પીગળાવે ને પીગળી જાય તો ? ઓટી છૂટી જાય. એટલે હીરાબા તો મને હાથ જ ઘાલવા ના દે. મને કહે, 'તમે તો ભોળા બા, તમે તો જેને તેને...' ત્યારે મેં કહ્યું, 'લ્યો, આ ચાવી તમારી !' આ પીડા આપણને આવડે નહીં ને શું કરવું છે ઝાલીને ? મને તો આ આવડે, બીજું કશું આવડે નહીં.

## દયાળુ માણસની ધોલ પોલી હોય

અમારા ભાગીદાર મને ઠપકો આપતા'તા ૧૯૪૨ની સાલમાં, તે મુંબઈ ધંધો કરવા એમની જોડે આવ્યો ત્યારે. આવ્યો ૧૯૪૬માં પણ ૧૯૪૨માં મને એમ ઠપકો આપતા'તા, કે 'આ તમારા ઢીલાપણાને લીધે લોકો પૈસા દબાવી ગયા તમારા.' મારો સ્વભાવ જુદી જાતનો, એટલે કહે, 'તમારા નરમ સ્વભાવથી આ બધા બહારવટિયા થાય છે

ઊલટા, આ અવળા ચાલે છે બધા. એટલે પછી તમારું તો ખાઈ જશે પણ બીજાનું હઉ ખાતા શીખશે.'

તે પછી મેં એમને ખુલાસો આપ્યો. ખુલાસોય મારે આપવો જ પડે ને ? ખુલાસો ના આપવો પડે, કોઈ પૂછે તેનો ? અને ખુલાસો પદ્ધતસર હોવો જોઈએ. એમ કંઈ મારી-ઠોકીને આ ખુલાસો અપાય ? પછી મેં કહ્યું, 'વાત સાચી છે કે મારે લીધે બધા બહારવટિયા જેવા અમુક માણસો થયા છે.' બધા માણસો નહીં, બે-પાંચ માણસો. એન્કરેજમેન્ટ મળ્યું ને ? ત્યાર પછી મેં એમને કહ્યું, 'મારી વાત તમે સાંભળો, બરોબર સ્થિરતાથી. જુઓ, મેં એમને ધોલ મારી હોત, તો દયાળુ માણસ ધોલ કેવી મારે, એ તમને સમજમાં આવે છે ?' ત્યારે કહે, 'ના.' મેં કહ્યું, 'પોલી !' કેવી મારે ? તે ઊલટું એન્કરેજમેન્ટ વધારે થાય. કહેશે, 'ઓહોહો, બહુ ત્યારે આટલીક ધોલ મારશે ને ! હવે તો આ જ કરવા દે.' માટે દયાળુ માણસ છોડી દે છે, તે જ બરાબર છે. પછી આમ કરતો કરતો, પહેલું, બીજું, ત્રીજું, ચોથું, પાંચમું સ્ટેશને એક આવશે માથાભારે, તે મારીમારીને એના કૂચા કાઢી નાખશે. અરે, માથું હઉ તોડી નાખે એનું. એને ટેવ પડી છે ને ! તે એવો ભાગે આવશે પછી ! આ ત્યાંને માટે છે હથિયાર. તમને સમજાયું ને ? ખુલાસો બરોબર છે ને ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** વકીલને ગળે ઊતરે એવો ? થયું ત્યારે !

આપણાથી શું ધોલ મરાય ? એટલે પોલી મારું. આપણું કામ નહીં. આ તો જેણે હાર્ટનો કેટલોક ભાગ પ્લૉટ બાંધવા માટે વેચ્યો હોય, એનું કામ આ તો ! આપણે તો પ્લૉટ બાંધવા વેચ્યો જ નથી હાર્ટનો ભાગ.

## સમજીને દાખવ્યું ભોળપણ

કાન્તિભાઈએ પચ્ચીસ વર્ષે મને કહ્યું, મિત્રાચારીમાં કંઈક બે-પાંચ હજાર, દસ હજાર રૂપિયા આપ્યા હશે ને, તે એમના મનમાં એમ લાગે,

કે 'આ લોકો છેતરી ગયા એમને.' એટલે એમને મહીં લ્હાય બળ્યા કરે, કે 'આમને છેતરી જાય છે. છેવટે ગયા તો આપણા જ ને ! આવું આમને છેતરી જાય.' મને લ્હાય ના બળે ને એમને લ્હાય બળે. એટલે પછી મને કહે છે, 'તમે બહુ ભોળા છો, જરા ભોળપણ ઓછું કરો.' મેં કહ્યું, 'કેમ ?' 'એ પૈસા આપ્યા, છોડી દેવાતા હશે ? ચોપડે કાઢી નાખો છો. તમારો તો બધા ભાઈબંધો લાભ ઉઠાવી જાય છે !'

મેં કહ્યું, 'લેવા દ્યો ને લાભ ! ફરી ફરી ક્યારે લાભ મળશે, હોય તો લાભ લઈ જાય ને ! ના હોય તો શી રીતે લઈ જાય ?' મિલ હતી તો લઈ ગયા ને, અને આ ઝૂંપડીમાં શું લઈ જવાનું હોય ? ત્યારે લેવા દ્યો ને બળ્યો ! આ તો રહેશે ને નિરાંતે અને આવ્યા ત્યારે શું લઈને આવ્યા હતા તે ? કશું હાથમાં હતું નહીં, આમ જ !

**પ્રશ્નકર્તા :** હા, મુઠ્ઠી બંધ.

**દાદાશ્રી :** અને જતી વખત લઈ જાય છે ને મિલ ? મિલના શેઠિયાઓ તો લઈ જાય ને ? લઈ જતા હશે, તમે જાણતા હશો ! ઉઘાડું કરી દો ને, શેઠ. કશું ના લઈ જાય ? ખાલી હાથ ?

**પ્રશ્નકર્તા :** ખાલી જ હાથને બધાનો... બધું છૂટી જાય, મુઠ્ઠી બંધ ત્યાં જ થઈ જાય.

**દાદાશ્રી :** વગર કામની સુવાવડ છે ને !

એટલે અમારા ભાગીદાર કાન્તિલાલે કહ્યું, 'તમે બહુ ભોળા છો ને લોકો તમારા પૈસાનો દુરુપયોગ કરે છે.' કો'કની જોડે છેતરાઉ ને, તે એમને ગમે નહીં. તે મને કહે છે, 'શું છેતરાવ છો ? તમે ભોળા છો.' હવે, મને ઓળખી શકતા હશે એ ?

**પ્રશ્નકર્તા :** ના ઓળખી શકે, દાદા.

**દાદાશ્રી :** જાણીને છેતરાય એવું હોય કોઈ ?

**પ્રશ્નકર્તા :** વખતે એક કે બે વાર હોય, વારે વારે તો ના જ હોય.

**દાદાશ્રી :** ત્યારે મેં એમને કહ્યું, 'મને ભોળો કહેનારો માણસ પોતે જ ભોળો છે આ દુનિયામાં !' મને ભોળો કહેનાર માણસ ભોળો હોય તો જ મને કહે, ભોળા છો. મને કેવી રીતે ઓળખી શકે એ માણસ ? કારણ હું સમજીને જવા દઉં. સમજીને જવા દે એ જુદું. હવે મને 'ભોળા' કહે કોઈ, તો હું મૂરખ કહું. સમજીને જવા દે એવા અમે માણસ. તો એ મને કહે છે, 'હું ભોળો ?' તો મેં કહ્યું, 'ભોળા જ ને ! ત્યારે તમને મને ઓળખતા ના આવડ્યા ને ? હું જાણીને જવા દઉં છું.' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** જાણીને, બરોબર છે.

## આખા જગતને ઓટીમાં ઘાલીને બેઠો છું

**દાદાશ્રી :** મેં કહ્યું, 'અજાણમાં અમારે એક આટલુંય, એક પઈ નથી ગઈ અત્યાર સુધીમાં. જાણીને જવા દીધેલું. જાણીબૂજીને, એના સંજોગો જોઈને, પછી લેટ-ગો કરી દીધેલું. ભોળપણમાં નથી ગયેલું. હું આખા જગતને ઓટીમાં ઘાલીને બેઠેલો છું. હું સમજીને છેતરાઉં છું.' ત્યારે કહે છે, 'હવે ફરી નહીં બોલું.' 'હું જાણું કે આ બિચારાની મતિ આવી છે. એની દાનત આવી છે, તો જવા દો ને ! લેટ-ગો કરો ને ! આપણે કષાયથી મુક્ત થવા આવ્યા છીએ. આપણે કષાય કરવા નથી, છેતરે તોય.' ફરી હઉ છેતરાઈએ.

પછી એ સમજી ગયેલા. અમે સમજીને ભોળા થઈએ. આ આને દુઃખ થતું હોય બિચારાને ! અમે લેટ-ગો કરીએ. એને તો સુખ થાય ને, પણ સમજીને ભોળા થયેલા છીએ. એક આટલીય અણસમજમાં ના જાય અમારું. હું જાણીબૂજીને છેતરાઉં છું. બિચારાને એની દશા આવી છે અને ઉપરથી મોઢે એને વઢીએ, ઠપકો આપીએ તો ખોટું દેખાય. એને દુઃખ થાય. સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** હા, જી.

**દાદાશ્રી :** એક તો એની પોતાની દશા આવી છે, ત્યારે તો આવું

કામ કરે છે, અધમ કામ ! નહીં તો સારા માણસને કોણ છેતરે ? એની કેટલી ખરાબ દશા હોય ત્યારે બિચારો આવું કરે ! એ પોતે જાણે છે કે બહુ સારામાં સારા માણસ અને પાછા એ લોકો મને 'સુપર હ્યુમન' કહેતા'તા !

**પ્રશ્નકર્તા :** સુપર હ્યુમન !

**દાદાશ્રી :** 'સુપર હ્યુમન જોયા હોય તો આ તમે એક જ. તમે એકલા જ છો', કહે છે. અને ઉપરથી મને છેતરે ત્યારે આપણે ના સમજીએ કે કેટલી એમની બુદ્ધિ અધમ છે અત્યારે. સુપર હ્યુમન આગળ તો બધું છોડી દેવાનું હોય, ત્યાં આગળ તો. બીજા કોઈને છેતરીને આવશો તો ચાલશે, અહીં ગાંઠો પડેલી નહીં છૂટે.

**પ્રશ્નકર્તા :** અહીં તો ગાંઠ પડી જશે.

**દાદાશ્રી :** હા, ગાંઠ પડી જશે, કાયમની ગાંઠ, ઘોડાગાંઠ પડી જશે, એ નહીં છૂટે.

## અનોખી દૃષ્ટિ કે આ તો અહંકાર વેચાતો લીધો

મને બધાય, આખું ફ્રેન્ડ સર્કલ એવું કહેતું'તું કે 'તમે સુપર હ્યુમન છો.' અને એક બાજુ બીજું શું કહેતું'તું, કે 'એટલા બધા ભોળા છો તમે કે લોકો તમારો લાભ ઉઠાવે છે.'

તે પછી ફ્રેન્ડ સર્કલમાં રૂપિયા અપાઈ ગયેલા, એમના દુઃખના માર્યા. હતા તો અપાયા. તે ૧૯૪૬ની સાલમાં બધા પાછા આવવા ના માંડ્યા એટલે અમારા ભાગીદાર કહે છે, 'જુઓ, તમારું ભોળપણ ખુલ્લું થયું કે ના થયું ?' ત્યારે મને જરાક એવું લાગ્યું કે 'હું છેતરાયો વગર વાંકે ! આપ્યા ના હોત તો સારું પડત આ !' શા આધારે અપાયા તેનો કંઈ વિચાર નહીં કરેલો. તે પણ વિચાર આવે તરત જ પાછો. તોય મહીં ડંખ રહ્યા કરતો'તો, કે બીજા લોક તો નહીં જ છેતરાતા હોય કંઈ ! અને પછી મારી પાસે જે લોકો આવ્યા છે તેય સાવ આખી દુનિયાને છેતરે એવાય છેતરાયેલા, બહુ છેતરાયેલા. આમ આખી

દુનિયાને છેતરે એવો હોય અને તે છેતરાયેલો, જબરદસ્ત છેતરાયેલા જોયા મેં. ત્યારે મેં કહ્યું, હેંડો, આપણને તો છેતરાતા આવડ્યું પણ આને ના આવડ્યું ! હું તો મારી પાસે જે હોય એ પાંચસો-હજાર જે હોય તે આપતો'તો. કારણ કે મને તો એક જ દૃષ્ટિ થઈ ગયેલી કે આવો માણસ અહંકાર વેચવા આવ્યો ? માટે આપણે ખરીદી લો. 'ખરીદી લો' એમ કહેતો'તો.

**પ્રશ્નકર્તા :** એટલે શું, દાદા ?

**દાદાશ્રી :** તમારી પાસે પાંચ હજાર લેવા આવ્યો હું, તે માગતા શરમ ના આવે બળી ?

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** તે માગે છે એ પછી શરમને કાઢીને એનો અહંકાર વેચે છે આપણને, તો આપણે ખરીદી લેવો. અહંકાર કોઈ વેચે નહીં, વેચે તો ખરીદી લેવો, આપણી પાસે મૂડી હોય તો.

## ખેતરા ખરીદવા કરતા અહંકાર ખરીદી લો

નાનપણમાં જ મને વિચાર આવેલો કે હારું, આનો બદલો શો ? આપણે આપીએ ને જતા રહે છે, તો બદલો શો ? તે ઝાડ નીચે બેસીને બહુ વિચાર કર્યો, ત્યારે પછી ખબર પડી કે આ તો વેચવા આવ્યો છે એનો અહંકાર, તે કોણ વેચે ? અહંકાર કોણ વેચવા આવે ? મને નાની ઉંમરમાં સમજાઈ ગયું'તું, કે માણસને પૈસા આપવા કે નહીં ? મહીંથી જવાબ મળ્યો કે એ અહંકાર વેચવા આવ્યો છે તો લઈ લો, ખરીદી લો. આ ખેતરા ખરીદવા તેના કરતા આ સારું. ખેતરા તો બહાર પડી રહેશે, આ તો મહીં આવ્યું ! શું ?

**પ્રશ્નકર્તા :** અંદર આવ્યું, જમા થયું.

**દાદાશ્રી :** આ ખરીદેલી મૂડી છે મારી આ ! શું ખરીદી લીધું મેં ?

**પ્રશ્નકર્તા :** અહંકાર.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** એ તો આપ્તવાણીમાં કહેવામાં આવ્યું જ છે ને કે તેં જો હજાર-બે હજાર રૂપિયા કોઈને આપ્યા, તે શા માટે આપે છે કે તું તારા અહંકાર, માનને લીધે આપે છે.

**દાદાશ્રી :** એણે માન વેચ્યું, અહંકાર વેચ્યો તો આપણે લઈ લેવો જોઈએ, ખરીદી લેવો જોઈએ. હું તો આખી જિંદગી ખરીદતો આવેલો. અહંકાર ખરીદવો.

પૈસા લેવા જવાનું સારું લાગે ? સગા કાકા જોડે લેવા જવાનું ગમે ? કેમ ના ગમે ? અરે, સંબંધી પાસે લેવાનુંયે કોઈને ના ગમે. બાપ પાસે લેવાનુંય ના ગમે. કોઈની પાસે હાથ ધરવાનો ના ગમે.

## અહંકાર ખરીદતા સામાની શક્તિ પોતાનામાં પ્રગટ થાય

એટલે આટલો પોતાનો અહંકાર વેચવા આવ્યા છે, તો તમારે ખરીદી લેવો જોઈએ કે ના ખરીદી લેવો જોઈએ ? ના ખરીદવો જોઈએ ? એ અહંકાર વેચીને શું કહે છે ? 'મને ખાવાનું આપો.' એ અહંકાર તમે ખરીદ્યો નહીં, તો તમારી પાસે માલ શું હશે ? એટલે દરેકના અહંકાર ખરીદી લો. શું કોઈના ખરીદ્યા ? નહીં ખરીદ્યા હોય, ક્યાં છે, ચોપડો દેખાડો ને !

એનો અહંકાર વેચવા આવ્યો છે, પૈસા લેવા આવ્યો એટલે. એ પૈસા પાંચસો ડૉલર લેવા આવ્યો, એ કંઈ શાકભાજી વેચવા આવ્યો છે કે બીજું કશું વેચવા આવ્યો છે ? એનો અહંકાર વેચવા આવ્યો છે. જો બેંકમાં પડ્યા હોય તો પૈસા આપીને લઈ લો, ખરીદી લો. અને ખરીદવાની ચીજ લોક ખરીદતા નથી. મેં તો એ ખરીદ ખરીદ કર્યું, તેનો આ ભેગો થયો છે માલ !

**પ્રશ્નકર્તા :** એ એનો અહંકાર તો ખરીદી લીધો, પણ આપણને શું કામમાં આવે એ અહંકાર ?

**દાદાશ્રી :** ઓહોહો ! એનો અહંકાર ખરીદી લીધો, એટલે જે

એનામાં શક્તિઓ છે તે આપણામાં પ્રગટ થઈ ગઈ. એવું શું થયું, કે એ અહંકાર વેચવા આવ્યો બિચારો ! હવે આ ઝીણી સમજણ કોને હોય ?

## પાછા આપે તો અહંકાર ગીરો, ન આપે તો વેચ્યો

આપણી પાસે કોઈ પૈસા માગે તે એનો અહંકાર ગીરો (ગીરવે) મૂકે છે.

**પ્રશ્નકર્તા :** આપણી પાસે કોઈ પૈસા માગે, તે એનો અહંકાર ગીરો મૂકે, એ સમજાણું નહીં મને.

**દાદાશ્રી :** ગીરો મૂક્યું કોને કહેવાય કે આજે આપીએ અને પછી બે-ચાર વર્ષે એ પાછા આપી જાય, ત્યારે આપણે જાણીએ ગીરો મૂકી ગયા. અને પાછા ના આપે તો વેચી ગયા.

**પ્રશ્નકર્તા :** હા, એટલે ગીરો મૂકી આવ્યા પછી એ.

**દાદાશ્રી :** પાછા ના આપે તો આખું વેચાણ જ થઈ થયું.

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે.

**દાદાશ્રી :** એક ભાઈ મને કહે છે, 'સગાંવહાલાં આવીને લઈ જાય છે.' ત્યારે મેં કહ્યું, 'કેટલાક લઈ ગયા ?' ત્યારે કહે, 'કોઈ સો લઈ જાય, કોઈ પચાસ લઈ જાય છે.' મેં કહ્યું, 'સગાંવહાલાંને તું બોલાવી બોલાવીને આપું છું કે ?' 'એ લેવા આવે છે, બોલાવીને આપતો હશે કોઈ ?' કહે છે. મેં કહ્યું, 'તારે ઘેર લેવા આવે છે કે ત્યાં જઈને આપી આવું છું ?' ત્યારે કહે, 'ઘેર આવે છે.' મેં કહ્યું, 'કેટલા માગે ?' 'સો.' ત્યારે મેં કહ્યું, 'શું સગા થાય ?' ત્યારે કહે, 'કાકા સસરાનો છોકરો, મારે શું લેવાદેવા ?' 'અલ્યા મૂઆ, કાકા સસરાનો છોકરો છે પણ ઓળખે છે ને ? માટે કંઈક એવિડન્સ છે !' 'પણ એમ આપીએ તો શું થઈ જાય ?' ત્યારે મેં કહ્યું, 'કંઈ મફત આપવાના છે ?' ત્યારે કહે, 'શું તે કંઈ મને આપી દીધું ?' મેં કહ્યું, 'એનો અહંકાર વેચે છે, મૂઆ, લઈ લેજે.' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** અહંકાર વેચે છે.

**દાદાશ્રી :** હા, અહંકાર વેચે છે. બે વસ્તુ, અહંકાર ગીરો મૂકીને લઈ જાય કે કાં તો વેચીને લઈ જાય. અહંકાર ગીરો મૂકીને લઈ જાય એ પૈસા પાછા આપી જાય અને અહંકાર વેચીને લઈ જાય એ ના આપે. એટલે મેં તો અહંકાર જ વેચાતો લીધો. આ બધો સામાન કંઈથી આટલો બધો ? આ અહંકાર વેચાતા લીધા. તે આજ તમને ખબર પડી ?

**પ્રશ્નકર્તા :** હા, પડી દાદા, આજે.

## હું અહંકાર વેચનારો નથી

**દાદાશ્રી :** મને કોઈ પૂછે કે 'તમારે પૈસા ના હોય તો વેચો ?' ત્યારે કહું, 'ના બા.' મેં તો પહેલેથી અમારા મિત્રોને કહી દીધું'તું, આખી ટોળીને, કે 'ભઈ, આ હાથ માગવા માટે નથી, આ હાથ આપવા માટે છે. આ હાથ ભગવાન પાસે માગે એવો નહોય. અહંકારે કરીને કહું છું કે આ હાથ ભગવાન પાસેય માગવા માટે નથી. માટે તમારે કોઈએ ભય ના પામવું, કે આ અંબાલાલ મારી પાસે માગશે. અને તમારે જ્યારે જરૂર હોય તો મને રાતે બે વાગે કહેજો.' કારણ કે હું અહંકાર વેચનારો નહોય. મહાપરાણે અહંકાર લાવ્યા હોય !

**પ્રશ્નકર્તા :** મહાપરાણે અહંકાર લાવ્યા હોય એટલે ?

**દાદાશ્રી :** હા. ત્યારે કંઈથી લાવે ? એ કંઈ મફતમાં મળે છે ? લોક વેચી નથી દેતા, બળ્યા ?

**પ્રશ્નકર્તા :** વેચી દે છે, દાદા.

**દાદાશ્રી :** હાથ ધરવો એટલે કંઈ સહેલી વાત છે ? થોડા વેચાતા લેજો. પણ હવે તો બધું શું કામનું ? હવે તો જ્ઞાન થઈ ગયું ને ! તે જ્ઞાન થતા પહેલા અહંકાર ખરીદવાની મજા આવતી.

## નાનપણથી ગૂંચાય ત્યારે અનેરા ફોડ પડી જાય

હવે આવા ફોડ નાનપણમાં જેને સમજણ પડે, તે માણસને કંઈ દુઃખ હોય ?

**પ્રશ્નકર્તા :** કોઈ દુઃખ ના થાય, દાદા.

**દાદાશ્રી :** દરેક બાબતમાં આવા ફોડ તરત પડી જાય, ઑન ધ મૉમેન્ટ. આ ગૂંચાયા કરતો'તો. તે બેસીને, બે-ત્રણ કલાક ગૂંચાઈને પછી વિચાર્યું કે સાલું આ પૈસા આપીએ છીએ, આપણે ભોળા માણસ ! પાછા હીરાબા શું કહે ? 'તમે ભોળા, બધાને આપ આપ કરો છો, પછી પાછા તો આવતા નથી.' મેં કહ્યું, 'આપશે હવે, બળ્યું મેલો ને પૈડ ! એમાં શું તે...' પણ હવે એ કચકચ કર્યા વગર રહે નહીં ને ! એ આપે નહીં. અને આપે તો પાછા માગે. હું તો માગું નહીં. મારું આપેલું પાછું માગવું એ મને પેલું નવું લેવા જવા કરતાય વધારે કડવું લાગે. કારણ કે એટલો હિસાબ કાઢીને બેઠો, કે જે પાછા આપી જાય, એ એનો અહંકાર ગીરો મૂકી ગયો'તો. તે એનો દસ્તાવેજ પાછો આપી દેવાનો, એનો અહંકાર પાછો આપી દઈને. અને આ વેચી ગયો. જો બેઉ રીતે એક્સેપ્ટ થઈ ગયું ને ?

**પ્રશ્નકર્તા :** હા વળી, બન્નેય રીતે એક્સેપ્ટ.

**દાદાશ્રી :** પૈસા જમે થઈ ગયા ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તમારા કેટલા લાખ રૂપિયા જમે થયા, આ વાતથી ?

**પ્રશ્નકર્તા :** બધા જમા થઈ ગયા, દાદા.

## દરિયામાં મૂક્યા પછી આશા રાખવી એ મૂર્ખાઈ

**પ્રશ્નકર્તા :** દાદા, મારે ઘણી ઉઘરાણી ફસાઈ ગઈ છે, તો હવે શું કરવું ? એ પાછા આવશે એવી આશા રાખવાની કે પછી ભૂલી જવાનું ?

**દાદાશ્રી :** આપણે જે કોઈને રૂપિયા આપ્યા હોય ને, તે આ દરિયામાં કાળી ચીંથરીએ બાંધીને મહીં મૂક્યા પછી આશા રાખવી, એના જેવી મૂર્ખાઈ છે. આવ્યા ત્યારે જમે કરી દેવા. તે દહાડે ચા-પાણી

પાવા, કે 'ભઈ, તમારો ગુણ માનવો પડે, કે તમે રૂપિયા લાવીને પાછા આપી ગયા. આ કાળમાં પાછા આપે નહીં ને તમે આપી ગયા, તે અજાયબી જ કહેવાય ને !' તે ઊલટું, ચા-પાણી ને એવું બધું કરવું. પાછા કહે, 'વ્યાજેય નહીં...' મેં કહ્યું, 'વ્યાજનું કંઈ તોફાન કરો છો, મૂડીના જ ઠેકાણા નથી પાછી આવવાના !'

**પ્રશ્નકર્તા :** બે-ત્રણ દિવસ જરા આમ સારું લાગે, પાછું મનમાં વિચાર આવે, પાછું પ્રતિક્રમણ કરું પણ પાછું મનમાં આવી જાય કંઈક.

**દાદાશ્રી :** એટલે આવું જગત છે ! લાવ્યો છે તેને પાછા આપવાનું દુઃખ છે. ધીર્યા છે તેને પાછા લેવાનું દુઃખ છે. હવે આમાં કોણ સુખી ? અને છે વ્યવસ્થિત. નથી આપતો તેય વ્યવસ્થિત.

આ સંસાર તો બધું પઝલ છે. આમાં માણસ માર ખાઈ ખાઈ ને મરી જાય ! અનંત અવતારથી માર ખા ખા કર્યો અને છુટકારાનો વખત આવે ત્યારે પોતે છુટકારો ના કરી લે. પછી ફરી છુટકારાનો આવો વખત જ ના આવે ને ! અને છૂટેલો હોય તો જ એ છોડાવડાવે, બંધાયેલો આપણને શું છોડાવડાવે ? છૂટેલા હોય એનું મહત્ત્વ છે. આપણને એક દહાડો વિચાર આવે, કે 'આ પૈસા નહીં આપે તો શું થશે ?' તે આપણું મન પછી નબળું પડતું જાય. એટલે આપણે આપ્યા પછી નક્કી કરવું કે દરિયાની અંદર કાળી ચીંથરી બાંધીને મૂકીએ છીએ. પછી આશા રખાય ? તો આપતા પહેલા જ આશા રાખ્યા વગર જ આપો, નહીં તો આપવા નહીં.

દરિયામાં ચીંથરી પડી ગઈ તો કાંઈ ખોળવાનું હોય પછી ? એવી રીતના આ દરિયામાં પડી ગયું એમ માની લેવાનું. આ હિસાબ ચૂકતે થઈ ગયો. એ આપી જાય તો જમે કરી દેવા, પણ આશા નહીં રાખવી. મારે તો બહુ રૂપિયા મેં આપ્યા ને ગયાય ખરા. એનો હિસાબેય ખોળી કાઢ્યો કે આ શું ? શું કારણ હતું તે ? એટલે જાય તે દહાડે હિસાબ ચૂકતે થયો એમ માનીને સરસ જમવાનું બનાવીને જમવું નિરાંતે.

## ખરી અડચણવાળાને ન કાઢે ખાલી હાથે પાછા

**પ્રશ્નકર્તા :** કોઈ ઉછીના પૈસા લેવા આવે અને પાછું આપે એવો ના લાગતો હોય તો જૂઠું બોલાય ?

**દાદાશ્રી :** અમે લેવા આવ્યો હોય ને, તેને પાછો કાઢેલો નહીં. મારા ઘરમાં હોવા જોઈએ, પાછો કાઢેલો નહીં, પાનસો, જે હોય તે. અને તેય પાછું નહીં લેવાની એવી ઈચ્છા. એ કહે, 'હું તમને આપી દઈશ મહિના પછી', પણ મારી ઈચ્છા એ કે ના આપે તોય વાંધો નહીં. એવી રીતે નક્કી કરીને જ આપું. એના ઘરસંસાર માટે, અડચણો માટે લેવા આવ્યો હોય ને, તેને માટે પૈસા આપું. પણ વેપાર માટે આવ્યો હોય તો ના કહી દઉં.

**પ્રશ્નકર્તા :** વ્યવહારિક કામ માટે અપાય ?

**દાદાશ્રી :** તે એની ઘર માટેની અડચણ તો કાઢવાની. એ તો અત્યારેય ખુલ્લી રાખી છે આપણે ત્યાં. ધર્મમાંય ખુલ્લી રાખી છે.

## સાવધાની રાખવી પણ શંકા રાખવી નહીં

આ બેન એક દહાડો કહેતા'તા. લોકોને એવું છે ને, કે આપણે પોતે કો'કના લીધા હોય, કોઈને દીધા હોય, લેવા-દેવાનું તો જગતમાં કરવું જ પડે ને !

**પ્રશ્નકર્તા :** એ તો રહેવાનું જ.

**દાદાશ્રી :** એટલે અમુક માણસોને કંઈ આપ્યા હોય રૂપિયા, બે-પાંચ જણને, દસ જણને. તે પાછા ના આવે, ત્યારે એના મનમાં કકળાટ થયા કરે. ઈચ્છાઓ કરે કે ક્યારે પાછા આવશે ! તે મેં એમને દાખલો આપ્યો. અમે પાછા ના આવે તેની ફિકર તો પહેલેથી નહોતા કરતા, પણ સાધારણ ટકોર મારીએ એને.

બે લાખ આપણા જાય એવી પાર્ટી લાગે, તો એની સાવધાની રાખવી આપણે. પણ શંકા તો ઉત્પન્ન ન જ થવા દેવી. શું થશે હવે,

એનું નામ શંકા. શું થશે એવું ઉત્પન્ન થયું કે હવે શંકા પડી પાછી. શું થવાનું છે ? આ દેહેય જતો રહેવાનો છે ને રૂપિયાય જતા રહેવાના છે. જતું જ રહેવાનું છે ને બધુંય ? મહીં પોક જ મૂકવાની ને છેવટે ? પૂળો નહીં મૂકવાનો ? છેવટે શું આનું ? પૂળો જ મૂકવાનો ને ? તો વળી આ પહેલેથી મરીને શું કામ છે ? પહેલેથી જીવીને રહો ને આપણે.

કો'કને લાખ રૂપિયા ધીર્યા હોય ને વ્યાજ આપ્યા કરતો હોય મહિને હજાર રૂપિયા. હવે છે તે એને બે-ત્રણ લાખ રૂપિયાની ખોટ ગઈ, પણ એણે વ્યાજ તો મોકલ્યું. એટલે આપણે જાણ્યું, કે 'વ્યાજ મોકલ્યું છે.' પણ જ્યારથી આપણને શંકા પેસે કે 'આ ખોટ ગઈ છે, તો વખતે મૂડી નહીં આપે ત્યારે શું કરીશ ?' એટલે આવી બન્યું !

**પ્રશ્નકર્તા :** દાદા, ઊંઘ ના આવે પછી એને.

**દાદાશ્રી :** એટલે હું તે દહાડે શું કહું ? 'અંબાલાલભાઈ, જમે કરી દો, રૂપિયા આવી ગયા.' આ ખોટ ખાવી તેના કરતા જમે કરીએ. તે આપણે ચોપડે રકમ જમે કરી દેવી સારી, ખાનગીમાં, પેલો જાણે નહીં એવી રીતે.

## કૉર્ટમાં ના જવું એ ઉત્તમ

**પ્રશ્નકર્તા :** વ્યવહારિક રીતે ઉઘરાણી કરવા જવું કે નહીં ? હું સમજુ છું કે હું પોતે નથી કરતો પણ ચંદુ ઉઘરાણી કરે છે, એવી રીતે જઈને પૈસા પાછા મેળવવા માટે થોડો ઘણો પ્રયત્ન કરવો કે ના કરવો ?

**દાદાશ્રી :** ઉઘરાણીએ જવું જોઈએ એટલું જ નહીં, દાવો હઉ કરવો જોઈએ. પણ તમને મનમાં રાગ-દ્વેષ નહીં થવા જોઈએ એના તરફે. જાણે નાટકમાં લડતા હોય ને, એવી રીતે લઢવું. એમાં એવું નહીં, આ દાવો હઉ કરવો પણ તે રાગ-દ્વેષ ના થતા હોય, તમને કૉર્ટમાં જવાની ઉપાધિ ના હોય તો કરવો. પણ દાવો કરવામાં શું થાય ? ઘણા ફેરે તો મહીં છે તે વકીલો શું કહે ? 'હં, તમને આઠ વાગે બોલાવ્યા હતા ને સાડા આઠ થઈ ગયા. અક્કલ વગરના છો, આમ છો.' એમ સાંભળવું પડે બળ્યું. તે આપણે વકીલને કહીએ, કે 'મેલો સાહેબ, મારે

તો દાવોય નથી લડવો. અને આ તમારી ફી. ફરી મહેરબાની કરીને મોઢું ના દેખાડશો.' આવું બધું અમે જોઈ લીધેલું.

વડોદરાના એક વકીલ હતા. અમારા ભાગીદારને કહે છે, 'જાઓ છો કે નહીં, કૂતરું કરડાવું છું.' 'અરે મૂઆ ! કૂતરું કૈડાવવાની વાત કરો છો ?' આ આમાં શું થાય પણ ? તે પછી મહાપરાણે સમજાવી-પટાવીને કેસ લઈ આવ્યા પાછા. એની પાસેથી પૈસા ના લીધા. પાછા બીજા વકીલને કેસ આપ્યો. એ જૈન હતા ને મોટા પ્રખર હતા. ત્યાં આગળ કેસ આપી આવ્યા. ત્યાં આગળ નવને બદલે સવા નવ થયા ત્યારે વકીલ કહે છે, 'તમે કૂતરા જેવા છો, ગધેડા જેવા છો, મારો ટાઈમ બગાડ્યો.' ત્યારે અમારા ભાગીદાર કહે છે, 'તમે જૈન થઈને આવું બોલો છો, તો બીજા લોકો શું બોલશે ? આવી શર્ત છે ?' તે પછી વકીલ કહે, 'તમે મને જગાડ્યો. જૈન થઈને ના બોલાય મારાથી, પણ આ તો બોલી દેવાય છે મારાથી.' અમારા ભાગીદારે એવું કહ્યું, કે 'જૈન થઈને આ શું બોલો છો તમે ? જૈનના આવા લક્ષણ હોય ? જૈન તો કેવી ડહાપણવાળી વાણી બોલે ?' હોય લક્ષણ આવા ? વૈષ્ણવના આવા લક્ષણ હોય ? આમ કૈડવા જાય ? આ તો બાયડી જોડે વઢવાડ થાય, તેમાં મારી ઉપર શું કામ કાઢે છે રીસ ? વઢવાડ બાયડી ઉપર અને રીસ આપણી ઉપર કાઢે !

**પ્રશ્નકર્તા :** દાદા, તો કરવું શું ? કૉર્ટમાં જવું કે નહીં ?

**દાદાશ્રી :** કૉર્ટમાં ના જવું ઉત્તમ. જે ડાહ્યો માણસ હોય તે કૉર્ટમાં ના જાય. મારું હશે તો આવશે, નહીં આવે તો ગયું. પણ આવા ભૂતાંને પાછાં ના બોલાવે. વગર કામના ભૂતાં પજવ પજવ કરે.

કોઈને ધીરવા નહીં ખાસ કરીને. એનાથી ના આપી શકાય ત્યારે દુઃખ જ થાય. એ તો ભયંકર દુઃખ થાય, એના કરતા કોઈ માણસને અંગત ના ધીરવું જોઈએ. નહીં તો આપણું મન ખાટકી જેવું થઈ જાય. એટલે અમે તો અમારા ભાગીદારને પહેલેથી કહેલું કે આપણે લાવો વ્યાજ આપીને. અને આપણે વ્યાજ ના લેવું બનતા સુધી, કોઈની પાસેથી.

## કોઈ આપણી પાસે ઉઘરાણી કરે ત્યારે...

**પ્રશ્નકર્તા :** દાદા, આપણે કોઈની જોડે પૈસા લીધા હોય અને આપણી જોડે પાછા આપવાની સગવડ ના હોય તો ત્યાં શું કરવું ?

**દાદાશ્રી :** ધારો કે આમની થાપણ લાખ મેં લીધી હોય અને એ લેવા આવે ત્યારે મારે સગવડ ના બેસે એવું હોય, છ મહિના, બાર મહિના સુધી, તો મારે એમને કહી દેવાનું, કે 'થોડો ટાઈમ લાગશે.' છતાં ઊંધું-ચત્તું બોલે, તો એમને કહીએ કે 'ભઈ, સમતા રાખો. છેવટે હું આપી દઈશ બધું.' હવે તે વખતે આપણને ખરાબ વિચાર આવે કે 'હવે શું કરી લેવાના છે', એ પુરુષાર્થ !

**પ્રશ્નકર્તા :** એ પુરુષાર્થ થયો ?

**દાદાશ્રી :** હા...

**પ્રશ્નકર્તા :** રિએક્શન આવ્યું ને, ખોટું રિએક્શન.

**દાદાશ્રી :** તે અવળું કર્યું આપણે. એ અવળું બોલે, પણ આપણે ના બોલવું જોઈએ. અને બહુ જ અવળું બોલતા હોય, વકીલાત જેવું કરતા હોય, તો એક વાક્ય કહી દેવું, કે 'ભઈ, લક્ષ્મી લીધી ત્યારે મારે ને તમારે કન્ડિશન (શરત) લક્ષ્મી પાછી આપવાની હતી, વ્યાજ સાથે. આમાં તમારે મને ટૈડકાવાની શરત હતી નહીં ! અને જો એ શરત તમે દાખલ કરશો, તો મારે દસ હજાર એક ફેરો કાપવા પડશે, તમારી એક્સ્ટ્રા આઈટમના !' જો એ બહુ રોફ મારતા હોય તો આપણે કહી દેવાનું. આપણે દિલથી એમની પઈએ પઈ આપી દેવી છે. એટલે એને કહી દેવું, કે 'ભઈ, વીસ લાખનું દેવું છે. જ્યારે આવશે ત્યારે મળશે. આપવા છે એ ચોક્કસ.' પછી ટૈડકાવા તૈયાર થતા હોય, ત્યારે કહેવું, 'જેટલી એક્સ્ટ્રા આઈટમ કરશો એટલું કપાઈ જશે. પૈસા આપવા-લેવાની જ શરત છે મારે ને તમારે. એમાં હું એગ્રી (સંમત) છું તે. પૈસા મોડા થાય તો મોડા મળશે. હાથમાં હોય તો મળશે. અને આપવા છે એ ચોક્કસ. હવે જો તમે ટૈડકાવો છો અત્યારે, તો હું સાંભળી લઈશ આ

પબ્લિકને લઈને પણ એક્સ્ટ્રા આઈટમના કપાઈ જશે. આ આપણી આઈટમ નથી.' મેં મુંબઈમાં એક વેપારીને કહી દીધું'તું.

અમારે એક સંજોગ એવો થયો'તો. તે પેલો આમ ટૈડકાવા આવ્યો, અમારા ભાગીદાર જોડે. મેં કહ્યું, 'ભઈ, એક્સ્ટ્રા આઈટમ ના કરશો, નહીં તો પૈસા કપાઈ જશે. કરવી હોય તો કરો તમારે, પૈસા કપાઈ જશે. અમે તો એક્સ્ટ્રા આઈટમના પૈસા વાળી લઈએ છીએ !' 'આવું આને એક્સ્ટ્રા આઈટમ તમે કહો છો ?' 'આ કાયદો છે વ્યવહારને માન્ય ? તમારા પૈસા બધા આના-પઈ સાથે આપી દઈશું. પણ એવો કંઈ કાયદો છે ટૈડકાવવાનો ?' શર્ત હોય છે કંઈ કોન્ટ્રાક્ટમાં ? આ ના અપાયું તો આપણા લોકો તો ફાવે એવું બોલે. બોલે કે ?

**પ્રશ્નકર્તા :** બોલે ને !

**દાદાશ્રી :** તે આવું પોલું ચાલતું હશે ? એક્સ્ટ્રાની તમે શર્ત નથી કરી. આવું કંઈક બોલવું તો જોઈએ ને ! નકામા ટૈડ ટૈડ કર્યા કરે ! બાયડી જોડે બોલે નહીં અને આપણી જોડે બોલ બોલ કરે ! એના પૈસા લીધા તે કંઈ ગુનેગારી કરી ? પૈસા તો ના લેવા પડે, બળ્યા ! પણ આવું જરાક કહી દેવું.

મારું તો કડક મગજ જરા, તો બોલી દઉં આવું. જો કે હવે ના બોલું. તે દહાડે કડક હતું એ તો બધું. અને હું માગતો હોઉં તો કોઈ દહાડો માગતા મને નથી આવડતું. હું માગીશ ત્યારે એની પાસે નહીં હોય તો દુઃખ થશે, માટે માગવા જ નથી એવું મને થાય. એના હાથમાં ના હોય તો એને દુઃખ થશે. એટલે થાપણ મેલી હોય તોય મેં માગી નથી. એ એની મેળે આપે ત્યારે. બોલો, હવે મારે ને એને સાંધો શી રીતે મળે ?

બધું પૂછી લેજે, ઝીણી ઝીણી બાબતો બધી. કારણ કે આ વિજ્ઞાન છે અને એ કરેક્ટ છે !

## ઉઘરાણી લેવા ગયા, બીજા આપીને આવ્યા

**પ્રશ્નકર્તા :** દાદા, આપે વાત કરી કે ઘણીવાર આપ ઉઘરાણી

કરવા ગયા હોય ને એને તકલીફ હોય તો ઊલટું આપ આપીને આવતા હતા. એવો કોઈ પ્રસંગ જણાવો ને !

**દાદાશ્રી :** એક જગાએ છે તે અમારા ભાભીને હુકમનામું હતું. તે ત્યાં આગળ ઉઘરાણી કરવા ગયો'તો, પચ્ચીસ-છવ્વીસ વરસની ઉંમરે. તે જેની પાસે પૈસા માગતા હતા ને, તે ઠેકાણું નહોતું પડતું. એમણે દાવા કરેલા. હું તો કોઈની પર દાવો માંડું નહીં, પણ દાવાવાળી બધી રકમ હતી ને, તે અમારા ભાભીને મેં કહ્યું, 'તમે તમારા માટે કરજો, મારે નથી જોઈતી આ રકમ.' તે એમણે હુકમનામા કરી રાખેલા. તે મને કહે છે, 'આ હુકમનામા માટે જઈ આવો ને, એક ફેરો.' તે હું જતો નહોતો. મેં કહ્યું, 'એની પર વળી શું હુકમનામું ?' એ મને કહે છે, 'ઉઘરાણી તો કરજો.' મેં કહ્યું, 'સારું, કરી આપીશ, જઈશ.'

તે ત્યાં આગળ ગયો'તો. મેં કહ્યું, 'કંઈ થોડા-ઘણાએ રૂપિયા આપે તો હારું એમ ને એમ, આ હુકમનામું બજાવવું એના કરતા.' એ બજાવવાનું મને ગમે નહીં. દાવો કરવાનોય નહોતો ગમતો. પણ હું ગયો ત્યારે તો એને ત્યાં બીજા જપ્તીવાળા આવેલા, બીજા માણસો. એટલે પછી પંદર રૂપિયા આપીને આવ્યો ઊલટા. બિચારીને દુઃખ થતું'તું, તે દઈને આવ્યો. પછી મેં કહ્યું, 'હવે આ ખાતું જ બધું મૂકી દો બાજુએ. ઊલટું આ તો પંદર રૂપિયા ખર્ચ થાય છે.' સોએક રૂપિયાની જપ્તી લઈને આવ્યો હશે કોઈક. મારે ઉઘરાણીના ચારસો જ રૂપિયા હતા, બીજું શું ? હવે એ જમાનામાં તો તે મોટી વાત કહેવાય ને ! આ તો ૧૯૩૯ની વાતો કરું છું.

**પ્રશ્નકર્તા :** અત્યારના પ્રમાણે તે વખતના તો આ ચાલીસ હજાર કહેવાય.

**દાદાશ્રી :** પણ પંદર રૂપિયા મેં એને આપ્યા અને મારે પાછા ટિકિટના ને બીજું બધું પરચૂરણ થયું તે જુદું. બઈ રડતી'તી બિચારી. એટલે પંદર રૂપિયા મારે આપવા પડ્યા ! પછી ફરી ગયો નથી કોઈ દહાડોય. આ આપણું કામ છે ? જપ્તી આવેલી તે મારે પંદર રૂપિયા

આપવા પડ્યા. મેં જાણ્યું, 'કંઈ અડધી રકમ આપે તો ભાભીને આપી દઉં.' તમને સમજાયું ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હવે એ પંદર મેં ના આપ્યા હોત તો ચાલત. પણ અમારું લોહી તો તપેલું હોય ને ! પેલો કહે કે 'મારે આ દુઃખ આવ્યું.' એની આંખમાં પાણી દેખીએ એટલે અમારાથી જોવાય નહીં. તપેલું લોહી હોય અમારું. કેવું લોહી ?

**પ્રશ્નકર્તા :** ક્ષત્રિય.

**દાદાશ્રી :** હં, ક્ષત્રિય બ્લડ. તે સહન ના થાય. દયાળુ, લાગણીવાળો સ્વભાવ મારો ! ઉઘરાણી કરવા ગયો હોઉં તો આપીને આવું ! આમ ઉઘરાણી કરવા તો જાઉં જ નહીં કોઈ દહાડો. ઉઘરાણી કરવા જાઉં તો તે દહાડે એમને કંઈ ભીડ પડી હોય તો ઊલટો આપીને આવું. મારે ગજવામાં કાલે વાપરવાના હોય તેય આપીને આવું ! તે પાછું કાલે વાપરવામાં હું મૂંઝાઉં ! એવી રીતે મારું જીવન ગયું છે.

જુઓ ને, આ વાતોમાં કંઈ મોક્ષ મળવાનો છે ?

**પ્રશ્નકર્તા :** ના પણ છતાંય દાદા, આ વાતો બધી એ બાજુ લઈ જાય છે.

❖❖❖❖❖

## [૧૬.૨]
## ધીરેલા તેને જ ચૂકવી વેરથી છૂટ્યા

### વેર ન બંધાય એટલે ઉઘરાણી ન કરવાની ગોઠવણી

**પ્રશ્નકર્તા :** પેલી તમારી વાત કરો ને, દાદા. પાંચસો રૂપિયા એક જણને તમે આપ્યા હતા પછી શું થયું હતું ?

**દાદાશ્રી :** એ તો નવી જ જાતની વાત પાછી. એ નવી જાતની એક વાત કરું. બધા રૂપિયા ગયા તેની વાત નથી કરતો. એ તો ગયા એ કંઈ લઈ ગયા નથી, મારો હિસાબ જ હતો ને ચૂકતે થઈ ગયો. પણ એક નવી વાત એ બની કે એક માણસ છે તે સાધારણ મિત્ર હતો, કંઈ ખાસ નહીં પણ ઓળખાણવાળો જ. તે આવીને એક ફેરો કહે છે, કે 'એક પાંચસો રૂપિયા મારે જોઈએ છે.' આ તો ત્રીસ વર્ષની પહેલાની વાત કરું છું. પાંચસો રૂપિયાની કિંમત તે દહાડે બહુ હતી, અત્યારે પાંચસોની કિંમત નથી. અત્યારે તમારે પચાસ ડૉલર એટલે હિસાબમાં જ નહીં. તે દહાડે બહુ કિંમત હતી.

તે મેં અમારા મહેતાજીને કહ્યું, કે 'ભઈ, પાંચસો રૂપિયા આપજો એને.' એટલે મહેતાજીએ ચોપડે લખીને આપ્યા. સહી-બહી લે નહીં, તે દહાડે પાંચસોમાં રિવાજ હતો નહીં એવો. તે છ-બાર મહિના થયા ત્યારે મેં મહેતાજીને પૂછ્યું, કે 'ભઈ, પેલો રૂપિયા આપી ગયો છે ?' ત્યારે કહે, 'ના, નથી આપી ગયો.' હવે પેલા ભાઈ કહેતા હતા કે

ચાર મહિનામાં હું આપી જઈશ. બાર મહિના થયા, પણ આપી ગયો નહીં. બીજું વરસ થયું તોય ના આપ્યા. પછી મને અમારા મહેતાજી એક દહાડો કહે છે, 'આ આના બેએક વર્ષ થયા, તે આ ભઈને કાગળ લખું ?' ત્યારે મેં કહ્યું, 'ના, કાગળ ના લખશો, ખોટું લાગે એમને.'

અમે ઉઘરાણી કરવાની સિસ્ટમ નહીં રાખેલી. કારણ જો આપવું હોય તો ઉઘરાણી ના કરવી અને નહીં તો આપવું નહીં. પછી ઉઘરાણી કરીએ તો આપ્યા પછી વેર બાંધીએ ઊલટા. આપણે તો વેર નહીં બાંધવા માટે શું કરવું ? આપવું જ નહીં અને આપ્યા પછી ઉઘરાણી કરવી નહીં. દરિયામાં કાળી ચીંથરીએ બાંધીને નાખ્યા છે, એના જેવું જ. મનનું સમાધાન એ રીતે કરવું પડે. હવે અમે પાંચસો આપ્યા હતા તેનું શું થયું, એ સાંભળવા જેવો કેસ છે.

## ચૂકવવાને બદલે કહે, 'મેં તમને ધીર્યા છે'

આપણે તો માગીએ નહીં. તે ના માગ્યું, ના માગ્યું, તે મહેતાજીય માગવા ના ગયા, પાનસોની બાબતમાં. તે પછી બે વરસ થયા ત્યારે એક ફેરો સામા ભેગા થયા મને એ ભાઈ. ત્યારે મેં બનાવટ કરી, ''પેલા મહેતાજી યાદ કરતા'તા તમને.'' ત્યારે કહે, 'કેમ ?' મેં કહ્યું, ''પેલા પાંચસો રૂપિયા તમે લઈ ગયા'તા તે યાદ કરતા'તા તમારું નામ, જમે કરાવી દેજો.'' તો કહે, 'શેની વાત કરો છો ?' એટલે હું ચમક્યો. મેં કહ્યું, ''આ તમે પાનસો રૂપિયા મહેતાજી પાસેથી લઈ ગયા'તા. તે ઘડીએ તમે માગ્યા'તા ને, મેં આપવાના કહ્યા'તા તે. પછી તમને આપ્યા'તા. તમે કહેતા હતા, હું ચાર મહિનામાં પાછા આપી જઈશ.'' ત્યારે મને કહે, 'તમે ભૂલી ગયા. તમે લઈ ગયા હતા મારી પાસે.' મને થયું કે 'આ કઈ જાતની વાત કરે છે ?' મેં કહ્યું, ''તમને પાનસો રૂપિયા આપ્યા'તા ને ! અમારા મહેતાજીએ આપેલા.'' ત્યારે કહે, 'તમારા મહેતાજીને પૂછી જોજો, મેં આપ્યા છે.' હું સમજી ગયો કે ઓહોહો ! આવડી મોટી હિંમત ! ભગવાનનેય છેતરવાની હિંમત કરે એવો માણસ છે આ ! એટલે મેં જાણ્યું કે આ તો નમસ્કાર કરવા જેવું.

આવી ડિઝાઈન આખી જિંદગીમાં ફરી નહીં મળે. ફરી જોવા-જાણવા આવી ડિઝાઈન મળે નહીં. માટે આપણે આ ધનભાગ્ય આજે, મોટામાં મોટો ઉપદેશ આપવા આ માણસ આવ્યો. આટલો ઉપદેશ મળ્યો ને, કે આવા પણ માણસ હોય છે. માટે જરા ચેતીને ચાલવાનો ભાવ થાય ને, આપણને. ભલે પાંચસો ગયા પણ તે કેવો માણસ મળી ગયો મને ! સ્વપ્નામાંય કલ્પના ના કરી હોય આપણે. ઉપકાર તો ક્યાં ગયો, ''મેં તમને આપ્યા'તા પાંચસો'', કહે છે.

## 'કોણ બન્યો મૂરખ' છૂટવાની દૃષ્ટિએ ?

મેં ફરી કહ્યું, ''તમે મને આપ્યા'તા એ યાદગીરી તમને ખરેખર સચોટ છે ?'' ત્યારે કહે, 'સચોટ છે મને, તમે ભૂલી ગયા લાગો છો.' હું સમજી ગયો કે આવો માણસ હિન્દુસ્તાનમાં હોય નહીં ને હોય તો બહુ ત્યારે સો હોય માણસ આવા, વધારે હોય નહીં. આટલો બધો ભણેલો માણસ, આવી મોટી ડિગ્રીવાળો માણસ તો હોય નહીં ! તે મને ભેગો થયો, હવે આની જોડે નિવેડો નહીં લાવી નાખું તો આ મારી જિંદગીને જોખમ છે.

એટલે મેં તો કહ્યું, 'તમારી વાત સાચી છે ?' 'તદ્દન સાચી છે, મેં તમને આપેલા.' 'શું વાત કરો છો ? હું તો ખરેખર ભૂલી ગયો, મને યાદ કરવા દે.' પછી મેં થોડીવાર વિચાર કરીને પછી કહ્યું, 'ભાઈ હા, મને કંઈક યાદ આવે છે ખરું. સવારમાં આવજો અને લઈ જાઓ.' તે ઘેર બોલાવી પાંચસો આપ્યા અને ચા-પાણી પાયા. મેં કહ્યું, 'તમે હવે સહી કરી આપો આ, કે મારો બધો નિવેડો આવી ગયો, નિકાલ થઈ ગયો છે.' એ એના મનમાં ખુશ થતો હોય, જો બનાયા ને મેં મૂરખ ! અને હુંય મારા મનમાં ખુશ થયો, કે જો કેવો બની ગયો !

## તું ફાવ, પણ ફરી ભેગો ના થઈશ

**પ્રશ્નકર્તા :** પણ તમે એની વાત માનીને પાછા બીજા કેમ આપ્યા ? આપને ખબર હતી કે પાંચસો આપે આપેલા છે, છતાંય પેલાએ માગ્યા.

એ ખોટા માગ્યા એ આપને ખબર છે, તો પછી આપે એમ કેમ માની લીધું ?

**દાદાશ્રી :** ફરી ફરી કોઈ અવતારમાં આ ભાઈ જોડે પ્રસંગ ના પડે, એટલી જાગૃતિ રહે. આ તો ઘર ભૂલ્યા. કોઈ કહે, 'હમણે નથી, અગર નથી અપાય એવા મારાથી, તો માંડવાળ કરજો', તો પહોંચી વળાય. ફરી એ અવતારમાં ભેગો થાય તો વાંધો નથી, પણ આ સાહેબના તો ફરી દર્શન પણ ના હો ! એટલા માટે આપ્યા'તા મેં.

**પ્રશ્નકર્તા :** એના દર્શન પણ નહીં એટલા માટે.

**દાદાશ્રી :** ફરી દર્શન ના થાય, ફરી ભેગા ના થાય તે.

**પ્રશ્નકર્તા :** ફરી દર્શન ન થવાના પાંચસો રૂપિયા આપી દીધા, એમ કે પૂરું થઈ જાવ.

**દાદાશ્રી :** આ ક્વૉલિટી અમારી નાતના જ ન હોય, અમારી નાતને અડેય નહીં ને જડેય નહીં. અમારી નાતમાં કંઈ સુધી અડે, કે એ કહે કે 'મારી પાસે નથી સગવડ ને તમે માંડવાળ કરો.' ત્યાં સુધી અમારી નાતને અડે, પણ જે આવું બોલે તે તો અમારી નાતને અડેય નહીં ને કામ જ ના ચાલે. અમારી નાતને લેવાદેવા નહીં. ફરી અમને ભેગા જ ના થાય, એવું અમે કર્યું. અને પેલો જાણે, કે 'હું ફાવ્યો.' ત્યારે અમે એમ કહીએ, કે 'તું ફાવ્યો છું.' અમારી ઈચ્છા હતી, એ અમારો હિસાબ તો પતી ગયો, કે ફાવીને પણ તારા દર્શન અમને ના હો. તું ફાવ. નફો આ દુનિયાદારીનો તારે ખરો, પણ અમને તારા દર્શન ફરી ના હોજો. શી રીતે આવાને પહોંચી વળાય ? આ ક્વૉલિટીને પહોંચી કેવી રીતે વળાય ?

**પ્રશ્નકર્તા :** નહીં પહોંચાય.

**દાદાશ્રી :** ન્યાય કરાવવો કે અન્યાય કરવો ? કો'ક કહેશે કે 'ન્યાય કરીને પાછા રૂપિયા લ્યો.' મેં કહ્યું, 'ના, બા. આ તો આપણને ઓળખાણ પડી, કે આવી ક્વૉલિટી હોય છે ! માટે આ જ્ઞાતિથી તો છેટા સારા.'

## તોય જોયો લાભ કે પાંચસોમાં જ પત્યું

આ હિન્દુસ્તાનમાં બહુ ત્યારે સોએક માણસો આવા હોય. એમાંનો એક માણસ મને ભેટ્યો, તો હું કેટલો પુણ્યશાળી માણસ ! મને પાનસોમાં જ છૂટો કર્યો ! આ માણસ મારી લાઈફ જ ખલાસ કરી નાખે. ખલાસ કરે કે ના કરે ?

**પ્રશ્નકર્તા :** કરે જ.

**દાદાશ્રી :** એટલે હું તો ટૂંકમાં સમજી ગયો, કે આને પાંચસો પધરાવી દ્યો, વહેલામાં વહેલી તકે, ચા-પાણી પાઈને. ફરી આખી જિંદગી માટે જોખમ જ છે આ તો. આવા માણસનો ટચ એ તો જિંદગીનું જોખમ કહેવાય. છૂટી જવું જોઈએ આપણે. એટલે હું સમજી ગયો કે ઓહોહો ! આવો ગુરુ કોઈ મળે એવો નથી. માટે આ ગુરુ જોડે તો પહેલામાં પહેલા છૂટા થાઓ. આ પાંચસોમાં છે, નહીં તો પાંચ લાખ હોય તો શું કરે ? આ ગુરુ આવું જ બોલે, કે મેં પાંચ લાખ તમને આપ્યા છે એમ, તો આપણી શી દશા થાય ? આપણને સારું થયું શુકન, કે પુણ્યના ઢગલા તે પાંચસો બોલ્યો, નહીં તો પાંચ હજાર બોલે તો ? પાંચ લાખ લોકો ના માને, પણ પાંચ હજાર તો માને ને, કે આપ્યા હશે ! અને આવું હોય તો પાછા લોક મને શું કહે ? 'આવી ભક્તિ કરો છો ને જૂઠું બોલો છો ?' ઊલટા મને જ વળગે લોક. એના કરતા આપી દઈએ. મેરી ભી ચૂપ ને તેરી ભી ચૂપ. અને આવું દુનિયામાં કોઈ જનાવર હોય નહીં. એટલે મેં કહ્યું, 'આ વાત તો દાબી જ દો આપણે, નહીં તો બીજા જનાવર તૈયાર થશે આવા.' માટે ગુપ્ત રીતે રાખો. આપણી મોટી પુણ્યૈય કે ઓછો ચોંટી પડ્યો આ ! એટલે અમે આ ઉઘાડું ના કરીએ આવું. દરેક જાતના લોક હોય. આવું કોઈ બોલે નહીં. આવું કોઈ બોલતું હશે ? પૈસા નહીં આપું એવું બોલે, તો એ હું સમજુ, પણ આ તો 'મેં તમને આપેલા', ઊલટું કહે ! એટલે હું સમજી ગયો કે આની જોડે તો સંબંધ જ બંધ કરી દો. તે કયે રસ્તે બંધ થાય ? તો કહે, એને પૈસા આપી દો, પછી એ જોવાય નહીં આવે આપણને.

## છૂટવા માટે રાજીખુશીથી બન્યા મૂરખ

આપણને એટલું કહેશે, 'મેં મૂરખ બનાયો ને, બોકડો બનાવ્યો !' એ 'બોકડો' કહેશે આપણને, એટલું જ ને ? પણ સંબંધ છૂટી ગયો ને આપણે. સમજમાં આવ્યું ને ?

**પ્રશ્નકર્તા :** બહુ ટૂંકેથી પત્યું કહેવાય.

**દાદાશ્રી :** બહુ ટૂંકેથી, શૉર્ટ કટ ! એય સમજી ગયો કે 'હા, જો મૂરખ બનાવ્યા ને, મેં આમને !' અને હું મૂરખ બન્યોય ખરો. રાજીખુશી થઈને મૂરખ બન્યો, કે અમને છૂટવું છે હવે. એની પાસે લીધા હોત ને, તો મને પાંચ લાખના નુકસાનમાં ઉતારત એ. એની ઓળખાણ થઈ'તી માટે. કારણ કે હું ખાનદાન માણસ હતો. એટલે પછી હું તો ફરી છેતરાત પાછો. ખાનદાન છેતરાય કે ના છેતરાય ?

**પ્રશ્નકર્તા :** હા, ફરી છેતરાય.

**દાદાશ્રી :** એને પોતાને શરમ આવે ને ! તે એના કરતા મને આ લાભ થયો. અત્યારેય આવું છેતરે તો હું ખુશ થઈ જઉ કે મુક્ત જ થયા ને, એનાથી ? અને સારો માણસ કોઈ છેતરે નહીં. સારો માણસ તો પાનસો આપ્યાનો ઉપકાર ભૂલે નહીં. એવા જોયેલા કે નહીં જોયેલા ?

**પ્રશ્નકર્તા :** હા, જોયેલા.

**દાદાશ્રી :** બધી જાતના લોક છે. કોઈ તિરસ્કાર કરવા જેવા નથી જો કે. અમુક માણસો જ એવા હોય, તેને લઈને આ જગત બધું વગોવાય છે.

આવી દુનિયા છે ! એ તો પાંચસોમાં પત્યું, નહીં તો પાંચ લાખમાં ચોંટી પડે તો પછી શું કરે ? અહીં ઘેર આવીને ચોંટે તમારે ત્યાં, 'મારા રૂપિયા નથી આપતા તમે', તો શું કરો ? આવા બનેલા દાખલા હું કહું છું. જગતને શી રીતે પહોંચી વળાય ?

## શાસ્ત્રજ્ઞાન નહીં પણ અનુભવ જ્ઞાન પીરસે

એટલે આપણે આમ રસ્તેસર (રીતસર) સમજી લેવાની જરૂર છે કે આવો માણસ આપણે પાંચસો આપ્યા ને પાછો એ ફરી ગયો, એવા માણસ કેટલા હોય ? આ દુનિયામાં હોય જ નહીં વધારે. એવા કેટલા હોય, આવા હાર્ટ વગરના માણસો ?

**પ્રશ્નકર્તા :** બહુ ઓછા હોય.

**દાદાશ્રી :** બહુ થોડા હોય, તો એ આપણને મળી ગયો એટલે આપણે જાણ્યું કે આ તો આટલામાં પત્યું, નહીં તો જિંદગી ખલાસ થઈ જાત. અને જિંદગી નહીં પણ અનંત અવતાર ખલાસ થઈ જાય, એની જોડે આપણે વેર બંધાય તો. આવી જાતનું જનાવર તો જોયું જ નહોતું મેં. જાનવરેય ના હોય, વાઈલ્ડ બીસ્ટેય ના હોય એવું. આ સુધરેલું બીસ્ટ જ હોય, ડેવલપ થયેલું બીસ્ટ ! તમને સમજ પડીને ? એટલે દાખલા બધા લીધેલા. મેં તો બધું જોઈ લીધું. બહુ દુનિયા જોઈ છે. અને હું તો મારું અનુભવ જ્ઞાન પીરસું છું. શાસ્ત્રનું જ્ઞાન એક અક્ષરેય કહેતો નથી, મારી જાતના અનુભવનું.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પહેલા પણ આવું હોવું એક અલૌકિક વસ્તુ છે ને !

**દાદાશ્રી :** આ તો બધી જાતના અનુભવ થયેલા છે. શી જાતના અનુભવ ના થાય ? પણ અમે તાળું વાસી દઈએ. કારણ કે અમને કુદરતી જ બોધકળા હોય. શું હોય ?

**પ્રશ્નકર્તા :** બોધકળા.

**દાદાશ્રી :** બોધકળા એ છે તે બુદ્ધિની કળા અને જ્ઞાનકળા એ જ્ઞાનની કળા. અમને બન્નેય કળા હોય. તે જ્યાં સંસારમાં હતા ત્યાં સુધી બોધકળાઓ બધીય જાતની હતી. તે કળા આપણને તરત જ પાછી હાજર થઈ અને ઠેકાણે પાડી આપે.

## રૂપિયા જતા કરીને પણ વેરથી છૂટી જાવ

એટલે આ સમભાવે નિકાલ કેવો કર્યો ? આ તો એનાય, એની

નીચેના બધાય સમભાવે નિકાલ કરવાના. આપણા પૈસા છતાંય ખોટા એને આપ્યા ઊલટા. એમ કરીનેય પણ છૂટી ગયો ને ! એ શું જાણે કે મેં કેવા મૂરખ બનાવ્યા ! ભલે મૂરખ બનાવ્યો, તોય હું છૂટ્યો ને પણ ! તારી દૃષ્ટિએ હું મૂરખ બન્યો પણ ગુનેગાર તો ના રહ્યો ને, તારી દૃષ્ટિમાં. હું લુચ્ચો બનું તો ગુનેગાર કહેવાય કે મને છેતરી ગયા. પણ મૂરખ બન્યો એટલે તારી દૃષ્ટિમાં હું ગુનેગાર ના ગણાવ. એટલે આવા વેરથી છૂટવા જેવું છે આ જગતમાં. નર્યા વેર જ ! સત્યુગમાં છે તે પ્રેમથી બંધાયેલા હશે અને કળિયુગમાં બધા વેરથી બંધાયેલા.

અમારા બીજા એક ઓળખાણવાળા રૂપિયા ઉધાર લઈ ગયેલા, પછી પાછા આપવા જ ના આવ્યા, તે અમે તો સમજી ગયા કે આ વેરથી બંધાયેલું હશે, તે ભલે લઈ ગયો અને ઉપરથી અમે તેને કહ્યું, 'તું હવે અમને રૂપિયા પાછા ના આપીશ, તને છૂટ છે.' આ પૈસા જતા કરીનેય વેર ભંગાતું હોય તો ભાંગો. જે તે રસ્તે પણ વેર છોડો, નહીં તો એક માણસ જોડેનું વેર ભટકાવશે.

એટલે આવું જગત ! આમ આ બધાથી દૂર રહેવા જેવું છે. રૂપિયા જતા જગત છોડતું હોય તો એના જેવું ઉત્તમ નથી. રૂપિયો તો મામૂલી ચીજ છે પણ જો એનાથી જગત છોડતું હોય અને વેર બંધાતું અટકતું હોય તો સારું જ ને ! આપણે પૈસા છોડવા એટલે એ ગુનામાં આપણે આવ્યા જ નહીં.

## ન ખોળો સમાધાન, કરો સમભાવે નિકાલ

અમે નિકાલ કરી નાખીએ, સમભાવે નિકાલ. આફ્ટર ઑલ, આપણે મોક્ષે જવું છે. આપણે આની આ ભાંજગડોમાં પડી રહેવું નથી. અને પાછું કોઈના હાથમાં સત્તા નથી. એ પાંચસો જે લઈ ગયો તે કો'કના હાથની સત્તા નથી, એ વ્યવસ્થિતની સત્તાના આધારે એ નિમિત્ત છે. એને આવો વેપાર કરવો છે. એટલે આ વ્યવસ્થિત એને ભેગું કરી આપે છે, એની દાનત આવી છે એટલે. અને આપણા હિસાબમાં જવાનું હોય, અને આપણને બોધપાઠ મળે છે. પાંચસો ગયા પણ મને બોધપાઠ

મળ્યો કે આવા પણ માણસ હોય છે ! તમે જિંદગીમાં જોયેલો ના હોય ને આવો ?

**પ્રશ્નકર્તા :** નહીં જોયેલો.

**દાદાશ્રી :** ત્યારે પછી. તે ઘડીએ તમારા મનમાં કેટલા બધા ડિસ્કરેજ થઈ જાવ, આ પાંચસોની બાબતમાં ! આમ આપણે હૉટલમાં ખર્ચી નાખીએ પાંચસો રૂપિયા. ખર્ચીએ કે ના ખર્ચીએ ? મુંબઈ ગયા હોય અને સારી હૉટલ હોય તો બે દહાડા રાખીને પણ પાંચસો રૂપિયા ખર્ચીએ ને ! અને આમ પાંચસો આપણને છાતીએ લાગે. કારણ કે પેલું આપણે સમાધાનવૃત્તિ ખોળીએ છીએ. ના થાય કોઈ દહાડો સમાધાન. કેમ થાય ? આ સાવ આવું ઊંધું જ બોલે ત્યાં. એટલે સમભાવે નિકાલ. ખરું-ખોટું પણ ઊંચું મૂકીને કેસ ઊંચો મૂકી દેવાનો. વેર વધારે નહીં. વેરેય ના બાંધે ને કશુંય નહીં. ઊંધો ચોંટી પડે તો ઊંધો ચોંટી પડે ને છતો તો છતો ચોંટી પડે.

અમે લોભિયો હોય ને, ત્યાં છેતરાઈને એને ખુશ કરીએ. માની માણસ હોય તેને માન આપીને ખુશ કરીએ. જેમ તેમ ખુશ કરીને આગળ જઈએ. અમે આ લોકોની જોડે ઊભા ના રહીએ. એવરીવ્હેર એડજસ્ટેબલ. એવરીવ્હેર, કોઈ એવી જગ્યા નથી કે અમે એડજસ્ટ ન થઈએ.

નઠારો માણસ હોય તો એડજસ્ટ ના થઈએ તો એ આપણને છોડે નહીં. 'મોક્ષે નહીં જવા દઉં', એવું કહે. ના કહે ?

**પ્રશ્નકર્તા :** હા, કહે.

**દાદાશ્રી :** એને હક્ક ખરો કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ખરો.

**દાદાશ્રી :** એની જોડે વેર મટાડી દઈએ, રિવેન્જ. એ જ છોડતું નથી આપણને.

**પ્રશ્નકર્તા :** બરોબર છે, દાદા.

## જ્યાં મરવાનું ત્યાં વેર શું વધારવાનું ?

**દાદાશ્રી :** વેર બાંધવાનું નહીં ક્યાંય. જે દુનિયામાં મરવાનું ત્યાં વેર શું વધારવાના ? અમર દુનિયા તેં જોયેલી ? અમર દુનિયામાં જવું છે તારે ? અમર દુનિયા ! હશે ખરી કે નહીં ?

આ જગત વેરથી જ બંધાયેલું છે. એટલે મેં સમભાવે નિકાલ કરવાનું કહેલું છે ને !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ગમે તેવી ફાઈલ હોય પણ સમભાવે નિકાલ કરો. સમભાવે નિકાલ કરવાથી જ મોક્ષ થાય છે. ફક્ત સમભાવે નિકાલ કરવાનું તમને કહ્યું. પેલા જગતના વ્યવહારમાં 'નિકાલ કરવાનો', અને અહીં 'સમભાવે નિકાલ કરવાનો.' સમભાવે નિકાલ કરો એટલે મોક્ષ થાય જ. અને જગત વ્યવહાર ચલાવવા માટે નિકાલ કરવાનો. કૉમ્પ્રોમાઈઝ (સમાધાન) એ મુખ્ય વસ્તુ છે આ જગતમાં. લડવું એ ભયંકર ગુનો છે.

**પ્રશ્નકર્તા :** આપણું ખોટું ના હોય તોય કૉમ્પ્રોમાઈઝ કરવું ?

**દાદાશ્રી :** હા, કૉમ્પ્રોમાઈઝ તો કરવું જ જોઈએ ને ! કૉમ્પ્રોમાઈઝ નહીં કરો તો ત્યાં આગળ શું ખાતરી ? ત્યાં આપણને ખાતરી છે કે આપણું આમ થઈ જશે જ ? પેલો આપણને ભેટ્યો કેમ કરીને ? કયા કાયદાથી એ ભેટ્યો છે ? આપણને કેમ ભેગો થયો કે આપણી ભૂલ છે માટે. ભોગવે એની ભૂલ. સમજાયું ને ? ભૂલ ભોગવે તેની. એવા શા પાપ કર્યા હશે કે તે આવો સંયોગ આપણને ભેગો થયો ? માટે આ તો વહેલેથી નિકાલ, પાંચસોમાં પત્યું સારું થયું. કાલે સવારે કંઈ ઊંધું ચોંટી પડ્યો મોટી બાબતમાં, તો શું થાય ? માટે આનો તો નિકાલ પહેલો, સહી-સિક્કા સાથે, આ તો સંસાર છે. જો બંધાવું હોય તો આરંભ કર્યા કરવો ને છૂટવું હોય તો નિવેડો લાવો. કારણ કે આ આખી દુનિયામાં કોઈ ગુનેગાર છે જ નહીં. ગુનેગાર દેખાય છે તે ભ્રાંતિની દૃષ્ટિથી દેખાય છે, સત્ય દૃષ્ટિથી ગુનેગાર કોઈ છે જ નહીં.

## આવા માણસ સાથે પાંચસોમાં પત્યું તે લાખોનો ફાયદો

અને એમાં શું લાભ થયો તે આપને કહું. કે આ દુનિયામાં આવા માણસો, આખા હિન્દુસ્તાન છે ને તેમાં આવા માણસો સો-બસ્સો નીકળે, વધારે ના નીકળે. કારણ કે આ નાલાયકનો આ પ્રસંગ આપણને થયો છે, તે આ પાનસોથી છૂટી જતો હોય તો બહુ જ સારામાં સારું છે. આ પ્રસંગમાં છૂટી જવાને માટે પાનસો નહીં, પાંચ હજાર આપવા જોઈએ. આવા માણસો ? એકદમ ફરી જાય, પોતે લીધેલું ને ? લીધેલી વાત તો જવા દો, પણ ઉપરથી...

**પ્રશ્નકર્તા :** મારા તમારી પાસે છે.

**દાદાશ્રી :** હા, તે આવા માણસોથી છેટા સારા. પાનસો આપી દઈએ ને, એટલે આપણે પ્રસંગ ફરી બાઝે નહીં. એ આપણી પાસે આવે નહીં ને આપણે એની પાસે જઈએ નહીં. એટલે મોટામાં મોટો ફાયદો થયો આપણને, લાખો રૂપિયાનો ! એની પાસે પાનસો લીધામાં ફાયદો નથી. આવું બોલે ? આવું બોલનાર હોઈ શકે ? પૉસિબલ વસ્તુ છે આ ? પણ આવું છે દુનિયામાં, આવાય લોકો છે.

## જગત ભલે બગડે પણ પોતાનું બગડવા ન દેશો

આ તો અમારે દાખલો બનેલો તે મને તરત જ એ લાભ થઈ ગયો. મેં કહ્યું, આવા માણસ છે ! ત્યારે પહેલું તો આશ્ચર્ય મોટું એ થયું કે આપેલા તેનો ગુણ ક્યાં ગયો, ઉપકાર ક્યાં ગયો અને તેને બદલે આ ? અને આપણે શરમથી બોલીએ નહીં, કે બિચારાને દુઃખ થશે, એને અડચણ હશે ! ત્યારે ઊલટો એ તો કહે છે કે શેની વાત કરો છો ?

હું જાણું કે આવો માણસ દર્શન કરવાનો મળે જ નહીં હિન્દુસ્તાનમાં અને મળ્યો, તો પહેલા દર્શન કરી લો એના (!) આવા માણસ ઓછા મળે ! કેટલા મળે ?

**પ્રશ્નકર્તા :** અપવાદરૂપ.

**દાદાશ્રી :** મળે જ નહીં ને ! હવે ત્યાં બાઝીએ તો મૂર્ખાઈ જ છે ને આપણી ! આ તો દર્શન કરવા જેવો માણસ કહેવાય, કે હારું, આ મેં રૂપિયા આપ્યા છે ને તેની ઉપર તારી ચિત્તવૃત્તિ આટલે સુધી ફરી ગઈ છે ! આપ્યાનો ગુણ તો ક્યાં ગયો અને ઉપરથી આવું કરે ? આ તો ઉપરથી અવગુણ ને, ભારે ! એટલે આપણે જાણીએ કે તારા દર્શન કરવાના મળ્યા, 'રૂપિયા સાતસો લઈ લે', કહીએ. પાંચસો તો મૂઆ ગયા, પણ સાતસો, બારસોની કાણ થઈ, પણ બારસોની કાણમાં તો બહુ જ જાણવાનું મળ્યું ને, બધે છૂટ્યા આપણે. એમાં વાંધો શું આવું કરવામાં ?

**પ્રશ્નકર્તા :** આવું ખોટું પ્રોત્સાહન આપ્યું, આથી તો જગત બગડ્યું છે.

**દાદાશ્રી :** હા, જગત બગડ્યું છે પણ તમારું ના બગડે, એ જોતા રહેજો ! તમે તમારું સંભાળો. કારણ કે એ આડો માણસ ઊંધું ચાલ્યા વગર રહેવાનો જ નથી. એણે એવું નક્કી કર્યું છે, અને આપણને કૉર્ટ પોસાય નહીં, આપણને ધક્કા ખાવાના પોસાય નહીં. આ વકીલોની દાઢીઓમાં હાથ ઘાલવા એ તો કંઈ લાયકાત છે ? પાછા વકીલો ગાળો ભાંડે, 'કેમ મોડા આવ્યા ? અક્કલ વગરના છો, આમ છો, તેમ છો.'

**પ્રશ્નકર્તા :** બરોબર કહ્યું, હવે ફિટ થયું. હવે મારે નથી બગડવું, જે થવું હોય તે થાય.

**દાદાશ્રી :** ભગવાનેય કૉમ્પ્રોમાઈઝ કરતા'તા દરેકની સાથે. તેથી આપણે કહ્યું ને, 'સમભાવે નિકાલ કરો, મોક્ષે જવું હોય તો.'

## આપ્યા પછી વીતરાગતાપૂર્વક છોડી દેવું

વ્યવહાર ચોખ્ખો હોય તો જ મોક્ષે જવાય. વ્યવહાર ક્લિયર (ચોખ્ખો) ના હોય તો મોક્ષે ના જવાય.

**પ્રશ્નકર્તા :** બહુ સરસ વાક્ય નીકળ્યું કે જેનો વ્યવહાર બરાબર ન હોય એનો મોક્ષ જાય.

**દાદાશ્રી :** વ્યવહાર શુદ્ધ જ હોવો જોઈએ. આપ્યા પછી વીતરાગતાપૂર્વક છોડી દેવાની શક્તિ જોઈએ. નહીં તો આપવું નહીં આપણે. એ વ્યવહાર છે. કોઈએ આપણને આપ્યું હોય તેને તો આપણે ગમે તે રસ્તે આપી દેવું જોઈએ. એટલે આ નવી ફાઈલો ઊભી ના થવી જોઈએ, ગાંડી ફાઈલો !

**પ્રશ્નકર્તા :** કોઈ ફાઈલ જ નવી ઊભી ન થવી જોઈએ, એ પહેલું ધ્યાન હોવું જોઈએ.

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** એ તો એક સિદ્ધાંત કરી રાખવો જોઈએ કે આપણે છૂટવું છે, જે કંઈ હોય એ.

**દાદાશ્રી :** ફાઈલ ઊભી નહીં કરવી અને થઈ ગઈ હોય તો છોડી દેવી.

**પ્રશ્નકર્તા :** છોડી દેવી, હા. આપણા હાથમાં હોય એ તો મૂકી જ દેવાનું આપણે.

**દાદાશ્રી :** હા, વીતરાગતાપૂર્વક છોડી દેવું.

## કો'ક દહાડો મળે આવું ઈનામ

દુનિયા તો એમ જ જાણે કે હેંડો, પૈસા દબાવી દઈએ. એટલે આવા જૂઠા મળે નહીં. કેટલા મળે ? આખી દુનિયામાં કો'ક રડ્યોખડ્યો મળે. તે એટલું પતાવી દેવું. એની જોડે બાઝીએ તો અવળું હેંડે.

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** જૂઠા કેટલા મળ્યા અત્યાર સુધી ?

**પ્રશ્નકર્તા :** કોઈક જ મળે.

**દાદાશ્રી :** એ તો ઈનામ જેવી વસ્તુ છે, જૂઠા મળવા તે. કો'ક દહાડો ઈનામ મળે એવું બને. એટલે હવે પતાવી દેવાનું.

**પ્રશ્નકર્તા :** બરોબર છે, બહુ મોટું વાક્ય છે.

**દાદાશ્રી :** અને બહુ હોય નહીં આવા, ઠેર ઠેર ના હોય. કો'ક જ વાર, જિંદગીમાં એકાદ આવે. આપણે બાધા રાખીએ તોય બીજો ના આવે. આપણે કહીએ, બીજા બે-ચાર આવે તો સારું, પણ ના આવે. કોઈ રીતે ગભરાવા જેવું આ જગત નથી.

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** અને છેવટે તો ચાર નાળિયેર જ આવવાના છે !

**પ્રશ્નકર્તા :** તેય પાણી વગરના પાછા !

**દાદાશ્રી :** આ તો પઝલ જ છે ને બધું.

**પ્રશ્નકર્તા :** પણ એ પઝલનો દાદા અંત જ નથી આવતો. આત્માની અનંત શક્તિ ને આ પઝલેય અનંત હોય એવું લાગે છે.

**દાદાશ્રી :** ના, એનું નામ જ પઝલ. હું મારું પઝલ કોઈને કહું ને, આ લોકો મારું પઝલ સાંભળે ને, તો એમને તો એવું જ થાય કે 'આવું પઝલ હોય ?' આખી જિંદગીમાં અમારે પઝલ જ બહુ મોટા મોટા આવેલા !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ પઝલ આવે ત્યારે આપણું સુખ આવરી લે ને ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** દાદા, એવું ઘણીવાર બને છે. કારણ કે એનો અંત જ ના આવે.

**દાદાશ્રી :** ના, એ અંત જ છે. તમારે અમુક જ વર્ષથી પ્રેક્ટિસમાં આવ્યું આ અને મારે તો કેટલાય કાળથી આની આ પ્રેક્ટિસ ને ! પ્રેક્ટિસ કેટલાય અવતારથી આ થતી થતી આવેલી !

❖❖❖❖❖

# [૧૭]

# નારાયણ સંગ લક્ષ્મી

## જાણવા જેવું છે દાદાનું ગણિત

**પ્રશ્નકર્તા :** અમારા વિચારો એવા છે કે ધંધામાં એટલા બધા ઓતપ્રોત છીએ, કે લક્ષ્મીનો મોહ જતો જ નથી. એમાં જ ડૂબ્યા છીએ.

**દાદાશ્રી :** તેમ છતાં પૂર્ણ સંતોષ પણ થતો નથી ને ! જાણે પચ્ચીસ લાખ ભેગા કરું, પચાસ લાખ ભેગા કરું, એવું રહ્યા કરે છે ને ? એવું છે, પચ્ચીસ લાખ તો હું પણ ભેગા કરવામાં રહેત, પણ મેં તો હિસાબ કાઢી જોયેલો કે આ અહીં આયુષ્યનું એક્સટેન્શન મળતું નથી. દરેક વસ્તુનું એક્સટેન્શન હોય છે ને ? બીજી જે મુદતો હોય છે ને, એમાં વધારો કરી આપે છે, એક્સટેન્શન કરી આપે છે, પણ આયુષ્યમાં એક્સટેન્શન હોતું નથી ને ! તે પછી આપણે શું કરવા ઉપાધિ કરીએ ? સોને બદલે હજારેક વર્ષ જીવવાનું થતું હોય, તો જાણે ઠીક છે કે મહેનત કરેલી કામની. આ તો કઈ ઘડીએ છે કે નથી, એનું કંઈ ઠેકાણું નથી.

મેં કહ્યું, 'આ પૈસા આપણે વધાર વધાર કરે છે, કેટલા સુધી જશે ?' પછી પૈસાનો તો મેં હિસાબ કાઢ્યો કે અહીં આગળ તો કોઈનો નંબર પહેલો લાગ્યો નથી આ દુનિયામાં. લોક કહે કે ફોર્ડનો નંબર પહેલો છે. પણ ત્યાર હોરું પછી કો'ક બીજાનું નામ સંભળાતું હોય.

એટલે કોઈનો નંબર ટકતો નથી અને વગર કામના અહીં દોડધામ કરીએ. એ તો પહેલા ઘોડાને ઈનામ હોય, બીજાને થોડુંક આપે ને ત્રીજાને આપે. ચોથો તો ફીણ નીકળી નીકળીને મરી જાય. મેં કહ્યું, 'આ રેસકોર્સમાં હું ક્યાં ઊતરું ?' એં... દેખાડી દીધા ફીણના ગોટેગોટા ! તે આપણો ચોથો ને પાંચમો ને બારમો-સોળમો નંબર આવે, એની માટે શું કરવા ફીણ કાઢીએ આપણે ? ફીણ ના નીકળે પછી ?

**પ્રશ્નકર્તા :** હા, નીકળે ને !

**દાદાશ્રી :** પહેલો આવવા દોડ્યો અને આવ્યો બારમો. ચાર આનાની કોઈ ચાય ના પાય પછી. તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** એટલે આ બધું ગણિત કાઢી નાખેલું. દાદાનું ગણિત બહુ સુંદર છે. આ મેથેમેટિક એટલું બધું સુંદર છે. તે પેલા સાહેબ તો કહેતા'તા, દાદાનું ગણિત જાણવા જેવું છે.

દોડ, દોડ, દોડ, પણ શેના હારુ મૂઆ ? નંબર લાગવાનો હોય તો દોડ હેંડ, દેહનું જે થવાનું હોય તે થાય. પણ મૂઆ નંબરેય નહીં, ઈનામ નહીં, કશુંય નહીં. ફેણ (ફીણ) તો પાર વગરનું ! ના સ્ત્રીમાં રસ આવ્યો, ના બીજા કશામાં રસ આવ્યો, આમાં જ દોડ દોડ દોડ કરે. બધે નિરસ થઈ ગયેલો પાછો. ખાવામાંય રસ-બસ નહીં, ડૉલરમાં જ રસ !

દાદાનું આ ગણિત શીખવા જેવું નથી ?

**પ્રશ્નકર્તા :** આપ જે રીતે કહો છો, એવું જ છે. કંઈ વર્ણવવા જેવું છે જ નહીં પછી.

**દાદાશ્રી :** ના, એટલે હું તો આ અનુભવની વાત કરું છું ને ! મને જે અનુભવ થયા છે તે જ.

## રેસકોર્સમાંથી ખસે તો પર્સનાલિટી પડે

પહેલા અમારે આ કંપનીમાં (ધંધામાં) પહેલો નંબર આવવા

માંડ્યો ને, ત્યારે મનમાં પાવર પેઠો. મને થયું, કે 'આ તો ભેજું બહુ સરસ કામ કરે છે.' પણ એ અક્કલ નહોતી, કમઅક્કલપણું હતું એ. ઉપાધિ લાવવાનું સંગ્રહસ્થાન હતું એ. ઉપાધિ ઘટાડે એનું નામ અક્કલ કહેવાય. આ આવતી ઉપાધિ આવે નહીં આપણી પાસે, વચ્ચે બીજો કો'ક લઈ લે. એને કહીએ, 'મોડ પહેર ને બાપ ! તું મોટો માણસ છું, તે પહેરી લે ને મોડ.' તે મોડ પહેરે એની પાસે જાય. ઉપાધિ આપણી પાસે ના આવે. આપણું અક્રમ વિજ્ઞાન છે ! તમે રેસકોર્સમાંથી ખસ્યા કે તરત તમારી પર્સનાલિટી પડશે ! રેસકોર્સમાં પર્સનાલિટી નહીં પડે. કોઈનીયે પડેલી નહીં.

## લોભને લીધે લોક દોડે રેસકોર્સમાં

માટે આ દોડમાં પડવા જેવું નથી. આપણે આપણી મેળે કામ કર્યે જવું, શાંતિપૂર્વક. અને જે મળે એમાં સંતોષ રાખવો. આપણે આપણું કામ કર્યે જવું, આપણી ફરજો બધી બજાવી છૂટવી. આ રેસકોર્સમાં પડવા જેવું નથી. તારે રેસકોર્સમાં ઊતરવું છે ?

**પ્રશ્નકર્તા :** પણ જીવનમાં આવ્યા એટલે રેસકોર્સમાં ઊતરવું જ પડશે જ ને ?

**દાદાશ્રી :** તો દોડો, કોણ ના પાડે છે ? જેટલું દોડાય એટલું દોડો. અમે તો તમને કહી છૂટીએ, કે આવેલી ફરજો બજાવજો શાંતિપૂર્વક. રાત્રે અગિયાર વાગે આપણે બધે તપાસ કરવી, કે લોકો ઊંઘી ગયા કે નથી ઊંઘી ગયા ? તો આપણે જાણીએ કે ઊંઘી ગયા, એટલે આપણે ઓઢીને સૂઈ જવું. દોડવાનું બંધ કરી દેવું. લોક ઊંઘી ગયા હોય ને આપણે એકલા એકલા મહીં દોડ દોડ કરીએ વગર કામના ! એટલે આ લોભ નામનો ગુણ પજવે છે, હેરાન કરે છે.

## અમે તો ચઢવાનું નહીં, ઊતરવાનું ખોળીએ છીએ

પચ્ચીસ વર્ષની ઉંમરે ભાગીદાર લોભી હતા, મારે પણ લોભ લાગ્યો. પછી વિચાર કર્યો કે આ રેસકોર્સમાં ઈનામ કોઈ ઘોડાને લાગ્યું ?

કો'ક ફેરો ફોર્ડને ઈનામ લાગે, કો'ક ફેરો બીજા કોઈને લાગે. પછી આ પૈસા પૂરણ-ગલન સ્વભાવના છે. રેસકોર્સમાં કોણ ઊતરે ? રેસકોર્સમાં તો મૂરખ ઊતરે. જગત આખું મૂરખ બન્યું છે. કારણ કંટાળેલા ને કંટાળેલા રહે છે, નહીં તો પોતાની પાસે પાર વગરનું સુખ છે !

એ જ્યારે ધંધો કરવાનું કોઈ કહેતા હતા ને, સર્વિસમાંથી, ત્યારે મેં કહ્યું, 'અમે ચડેલા છીએ જે ટેકરા ઉપર, ત્યાં તમારે આવવાની ઈચ્છા છે. અને અમારી ઊંચે જે ટેકરા ઉપર ચડેલા છે, ત્યાં અમારી ઈચ્છા નથી. પણ અમે જ્યાં ચડ્યા છીએ ત્યાં તમારી ઈચ્છા છે કે આટલે ઊંચે કંઈક જવાય તો સારું. પણ અમે ઊતરવાનું ખોળીએ છીએ, પણ જડતું નથી.' એટલે મેં એમને સમજ પાડી, 'માટે તમે જ્યાં ઊભા છો ત્યાં બરાબર છો. અમે આ ઊતરવાનું ખોળીએ છીએ. અરે, બહુ જોખમવાળું છે. ઊતરતાય જોખમ લાગ્યું છે.' અને એવી રીતે ચાલ્યા કરતી'તી અમારી લાઈફ. લાઈફ એવી રીતે ચાલ્યા કરવાની.

## મારે તો ભગવાન પાસે બિલ્લો લેવાનો છે

અમારા પેલા પિતરાઈ, મિલમાલિકવાળા ખરા ને, ભરૂચ મિલવાળા, એ કહે છે, કે 'દાદા, તમે તો હવે ભગવાન થયા ને આ બધું...' અને પૈસાની બાબતમાં સ્પર્ધા કર્યા કરે. એ એમના પૈસાની બાબતમાં મારી જોડે સ્પર્ધા કરવા જાય. ત્યારે મેં કહ્યું, 'ભઈ, જુઓ, તમે કરોડાધિપતિ છો. અને મેં તો મારું જેમ તેમ કરીને, આ કોન્ટ્રાક્ટનો ધંધો કરીને દહાડા કાઢ્યા છે સારા. અમારી પાસે કરોડોની સ્થિતિ ના હોય. અમારી પહોંચ જ નહીં.' એટલે હું તો સાચેસાચું કહી દઉં. મારે તમારી જોડે હરીફાઈ નથી. હું તો તમે કહો, કે 'તમારી પાસે નથી', તો હું કહીશ, 'નથી.' 'તમારી પાસે છે', તો હું કહીશ 'છે' એવું. મારે તમારી પાસે બિલ્લો લેવાનો નથી, મારે તો ભગવાન પાસે બિલ્લો લેવાનો છે. મારી પાસે જે છે એ તમારી પાસે નથી. અને તેની હરીફાઈ કરવા માગતો નથી.

## સંભારવાનું બંધ કર્યું, ત્યારથી પૈસા વધવા માંડ્યા

લક્ષ્મીની હાય હાય હોતી હશે ? અને એની હાય હાય કરીને

કોઈ ધરાયો ? આ દુનિયામાં કોઈનો પહેલો નંબર આવેલો હોય એવું લાગ્યું ? અહીં મુંબઈની મ્યુનિસિપાલિટીમાં કોઈનું નામ નોંધાયેલું છે કે આ ફર્સ્ટ નંબર આવ્યો, ને આ સેકન્ડ નંબર આવ્યો ? નામ છે નોંધાયેલા ? આ તો જન્મે છે, કરોડ કમાય છે ને પાછો મરી જાય છે. કૂતરાની મોતે મરી જાય છે. કૂતરાની મોત શાથી કહું છું ? ડૉક્ટરો પાસે જવું પડે છે. ક્યાં જવું પડે છે ? અને પહેલા મનુષ્યોના મોતથી મરતા'તા, મનુષ્ય જાત.

પહેલા તો એ શું કહે ? 'મારો જવાનો ટાઈમ થયો છે. એટલે તમે દીવો-બીવો કરો.' શું કહે ?

**પ્રશ્નકર્તા :** દીવો કરો.

**દાદાશ્રી :** અને અત્યારે તો ? બેભાન થઈ ગયા હોય. કૂતરાય બેભાન નથી થતા. પૈસાની શું કરવા વાત કરો છો ? પૈસા તો મેં ભાગીદારને કહ્યું, કે 'પૈસા સંભારવાના બંધ કરી દો.' ત્યારથી પૈસા વધવા માંડ્યા છે. દર મહિને ત્રીસ હજાર રૂપિયાનો નફો હોય છે, નહીં તો વીસ હજારની ખોટ આવતી'તી, પૈસા સંભાર સંભાર કરતા'તા તે. એને સંભારાતા હશે ? એ તો ભગવાનની સ્ત્રી, એનું નામ દેવાતું હશે ?

લક્ષ્મીના વિચાર નહીં કરવાના કે આટલી આવજો ને તેટલી આવજો, કે આવે તો સારું, એવું વિચારવું નહીં. એનાથી તો લક્ષ્મીજીને બહુ રીસ ચઢે છે.

## લક્ષ્મી કરતાય વધારે કિંમતી ચારિત્રબળ

પૈસાય (આવવા) ફરજિયાત છે. અત્યારે હું પૈસાની ઈચ્છા કરું, તો કેટલા રૂપિયા આવે મારી પાસે ? ખાલી ઈચ્છા જ કરું તો કેટલા આવે ?

**પ્રશ્નકર્તા :** ઢગલેબંધ આવે.

**દાદાશ્રી :** પણ એ શું કરવાના ? એ તો ઉપાધિ છે, લક્ષ્મી એ ઉપાધિ છે. એ સાચવવાની ઉપાધિ ખરી કે નહીં ? મારા ગજવામાં

જુઓ, ચાર આનાય નહીં હોય. પેલો કોટ છે ને, એમાં ચાર આનાય નહીં હોય.

**પ્રશ્નકર્તા :** પૈસો ના હોય તો આપણને કોઈ કંઈ પૂછેય નહીં અને કંઈ વાત-ચીતેય કરે નહીં.

**દાદાશ્રી :** આ મારી પાસે ચાર આના નથી, મારા ગજવામાં, તોય મને બધા જ પૂછે છે. એટલે રૂપિયાની કિંમત નથી, 'તમે શું છો' એની કિંમત છે. 'ચારિત્રબળ શું છે' એટલું અમે જોવા માગીએ છીએ. મારી પાસે રૂપિયા છે કંઈ ? માત્ર ચારિત્રબળ !

**પ્રશ્નકર્તા :** પણ આપના જે સેવકો છે, એના ગજવા ભારે છે ને ! એટલે આપને પૈસાની જરૂર નથી.

**દાદાશ્રી :** પૈસાની જરૂર તમારે ના રહે ને, ત્યારે તમારી પાસે બહુ પૈસો હોય.

## તન્મયાકાર નારાયણમાં તો લક્ષ્મીજી આવે સહેજે

લક્ષ્મીજીય વ્યવહાર છે ત્યાં સુધી જરૂર છે, એની ના નથી. પણ તેની મહીં તન્મયાકાર નહીં, તન્મયાકાર નારાયણમાં થાવ. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** નારાયણમાં થાવ.

**દાદાશ્રી :** હા, એકલા લક્ષ્મીજીની પાછળ પડીએ, તો નારાયણ ચિઢાયા કરે. લક્ષ્મીનારાયણનું મંદિર હોય છે ને, એ જેવી તેવી વસ્તુ છે ? લક્ષ્મીજી કંઈ એવા છે ?

ભગવાન હોય ત્યાં લક્ષ્મીજી આવે. પણ આ લોક તો ભગવાનને ભૂલીને લક્ષ્મીજી ખોળે છે ! અમને તો લક્ષ્મીજી ક્યારેય સાંભરે નહીં. સાંભરે કોને કે જેણે દર્શન ના કર્યા હોય તેને. પણ અમારે તો મહીં લક્ષ્મી અને નારાયણ બેઉ સાથે જ છે. આપણામાં કહેવત છે ને, કે 'બાબો હશે તો વહુ આવશે ને !' 'નારાયણ' છે ત્યારે 'લક્ષ્મીજી' આવશે જ ! જ્યાં ભગવાન છે, ત્યાં જાહોજલાલીની શી ખોટ ?

❖❖❖❖❖

## [૧૮]
# ભીડ નહીં, ભરાવો નહીં

### નથી દબાવ્યું, ભરાવો થતા પહેલા તો ઓગળી જાય

**પ્રશ્નકર્તા :** દાદા, આપ કહો છો ને, કે આપને લક્ષ્મીની ભીડ નહીં ને ભરાવો નહીં, એની વાત કરો ને !

**દાદાશ્રી :** હા. એ તો એક જગ્યાએ અમારા ગામમાં છે તે અમને સત્સંગ માટે બોલાવેલા. તે ત્યાં સત્સંગ કરતા'તા, ત્યારે ગામના એક ભાઈ ખરા ને, એ પિતરાઈ થાય, તે આડું-ટેડું બોલે. તે એ ભાઈ બેઠો બેઠો બોલ્યો, કે 'હવે નીચે દબાવીને બેઠા છો મોટી રકમ, ખૂબ દબાવીને બેઠા છો, એટલે હવે સત્સંગ થાય જ ને, નિરાંતે.'

હું સમજ્યો કે પિતરાઈના ગુણથી બોલ્યો છે આ માણસ. એને સહન ના થાય ને ! બોલો, મને કહે છે, 'ખૂબ દબાવીને બેઠા છો એટલે હવે સત્સંગ કરો નિરાંતે.' મેં કહ્યું, 'ભઈ, હું શું દબાવીને બેઠો છું, તમને શું ખબર પડે ? મારું બેંકમાં શું છે, એ તમને શું ખબર પડે ?' કહે છે, 'દબાવ્યા વગર તો આવું બોલાય જ નહીં ને, સત્સંગ થાય શી રીતે ?' મેં કહ્યું, 'પણ બેંકમાં જઈને તપાસ કરી આવો. મારે કોઈ દહાડો ભીડ પડી નથી અને ભરાવો થયો નથી. લાખ આવતા પહેલા કંઈનો કંઈ બૉમ્બ આવે છે ને વપરાય જાય છે.' ભરાવો થતા પહેલા તો દૈ જાણે ક્યાંય ઓગળી જાય છે બરફની

પેઠ ! તે બેંકમાં કોઈ દહાડો લાખ ભેગા થયા નથી, એય જોઈ લેજો. કારણ કે આવતા પહેલા બધી (વપરાવાની) તૈયારી હોય. એટલે ભરાવો તો થતો જ નથી કોઈ દહાડોય. અને ભીડેય પડી નથી. આવી પડે તેને અમે નાખી પણ નથી દેતા. બાકી કશું દબાવ્યું-કર્યું નથી. કારણ કે અમારી પાસે ખોટું નાણું આવે તો દબાવાય ને ? એવું નવરું નાણું જ આવે નહીં તે દબાવે શી રીતે ? અને એવું આપણે જોઈતુંય નથી.

## આવે ને જાય ને અડચણ ન પડે એ ધનવાન

**પ્રશ્નકર્તા :** બહારના માણસોને તો એમ જ લાગે ને, કે આ વ્યવહારથી બધું છોડી દીધું છે, તો કંઈક હશે. ત્યારે જ ચાલે ને, નહીં તો કેમ ચાલે ?

**દાદાશ્રી :** હા, એટલે લોકોને તો આપણે ફોડ પાડી આપીએ કે 'ભઈ, એવું નથી.' ત્યારે કહે, 'શું છે ?' મેં કહ્યું, 'ભીડેય નથી ને ભરાવોય નથી.' અમારે છે તે મહીં લાખેક રૂપિયા બેંકમાં ભેગા થતા પહેલા, અમારી કંઈ યોજના હોય જ, તે ઊંધી થવાની હોય કે છતી, પણ યોજના હોય અમારી ! તે બધું નાણું યોજનામાં ગયેલું અમારું. અને શું કરવું છે ? એ તો ઉપાધિ બધી ! બેંકવાળા તો એનો ચાર્જ હઉ લે છે, એનો કાગળ આવે છે.

આ ઉપરથી દંડ ! એના કરતા ના હોય એ સારું. આપણે મહીં ખૂટતું ના રહેવું જોઈએ, બસ. અડચણ ના પડવી જોઈએ. બસ, એટલું જ જોઈએ. તે આવે એટલા વપરાય અને એ જાય, અડચણ ન પડે એના જેવો ધનભાગ કોઈ નહીં. અડચણ ના પડવી જોઈએ. શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** અડચણ નહીં પડવી જોઈએ. જરૂર પૂરતું આવે ને વપરાય...

**દાદાશ્રી :** જરૂર પૂરતા આવે ને જરૂર પૂરતા જાય. બસ, પછી અડચણ ના પડવી જોઈએ, એનું નામ ધનવાન !

## ભરાવો થાય ત્યાં આવે ઉપાધિ

આપણે તો ભીડ ના પડે, ભરાવો ના થાય. ભરાવો થાય તો ઉપાધિ. પછી બેંકમાં મૂકવાનું ને, ઉપાધિ બધી. પાછા સાળા આવે, 'આ તમારી પાસે ઘણા રૂપિયા છે. હવે અમને દસ-વીસ હજાર રૂપિયા આપો', કહે. પાછો મામાનો દીકરો આવે. પાછા જમાઈ કહે, કે 'મનેય લાખ રૂપિયા આપો.' મહીં ભરાવો હોય તો કહે કહે કરે ને, પણ ભરાવો જ ના હોય તો ? ભરાવો થયા પછી લોકોને કકળાટ થાય ઊલટો. લોકો મને કહે ને, 'અમારા જમાઈ આવ્યા હતા, લાખ રૂપિયા માગે છે હવે. જમાઈ તો આ મારે આવી પડ્યા છે, તેવું બધાને આપ આપ કરું તો મારી પાસે શું રહે ?' જો કે એ વાતેય ખરી છે, તારી પાસે કશું રહે જ નહીં ને ? મૂઆ, પૈસા આવ્યા તેથી લેવા આવ્યા. હવે ત્યાં એની જોડે ઝઘડા માંડે. શું થાય ?

**પ્રશ્નકર્તા :** ઝઘડા થાય.

**દાદાશ્રી :** મેં એ દિશા જોયેલી છે બધી. ઊલટા દુશ્મન થવાનું. તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** અને પાછું અપાય તો નહીં જ બળ્યું, 'મારે શું રહેશે ?' કહે. રાત-દહાડો એ યાદમાં જ હોય, કે 'મારે ભાગ શું રહેશે ? મારે શું રહેશે ? આમ આપી દઈશ તો ?'

તે પછી જમાઈ બહુ ગાળો ભાંડે ને, તે કહે, મારી પાસે વધારે પૈસા નથી. લ્યો, આ દસ-વીસ હજાર જોઈએ એટલા. વીસ હજાર લઈ ગયા'તા, તો કહે, 'તમે પાછા ના આપશો.' ત્યારે મૂઆ, કકળાટ કરીને આપ્યા, એના કરતા સમજાવીને આપવા'તા ને ! એક ફેરો જૂઠું બોલીએ કે 'આ લોકો કહે છે કે દસ લાખ આવ્યા છે, પણ મારું મન જાણે છે કે દોઢેક લાખ રૂપિયા આવ્યા છે, ભઈ.' એમ કરીને જૂઠું બોલીનેય જમાઈને સમજાવી દઈએ કે જેથી લઢવાડ તો ન થાય ને ! ઝઘડોય

ના થાય, પણ એવું આવડે નહીં ને ! અને પછી પેલો જમાઈ તો લાખ માટે ચોંટે. વીસ હજાર લઈ જાય નહીં મૂઓ, અને લાખ ને લાખ જ જોઈએ. પેલાને સસરાને ઊંઘ ના આવે. આ મૂઓ જમરો જ છે કે શું, કહેશે. એટલે આવું ભાઈ જોડે વઢે, સાળા જોડે વઢે. પૈસા આવ્યા એટલે બધા જોડે વઢવાડ થાય. વઢવાડ ના કરે તો બધા લઈ જાય એની પાસેથી. એટલે પૈસા આવ્યા એટલે બધા જોડે વઢવાડ હોય એને, લડાઈ હોય. અને ના આવ્યા હોય ત્યાં સુધી બધા ભેગા બેસીને ખાય-પીવે, મજા કરે. એવું છે આ પૈસાનું કામકાજ !

## નૉર્મલ આવે ત્યાં સુધી સારું

લક્ષ્મી તો કેવી છે ? કમાતા દુઃખ, સાચવતા દુઃખ, રક્ષણ કરતા દુઃખ અને વાપરતાય દુઃખ. ઘેર લાખ રૂપિયા આવે એટલે તેને સાચવવાની ઉપાધિ થઈ જાય. કઈ બેંકમાં આની સેફસાઈડ છે એ ખોળવું પડે ને ? પાછા સગાંવહાલાં જાણે કે તરત જ દોડે. મિત્રો બધા દોડે, કહે કે 'અરે યાર, મારા પર આટલોય વિશ્વાસ નથી ? માત્ર દસ હજાર જોઈએ છે.' તે પછી નાછૂટકે આપવા પડે. આ તો પૈસાનો ભરાવો થાય તોય દુઃખ ને ભીડ થાય તોય દુઃખ ! આ તો નૉર્મલ હોય એ જ સારું.

ભગવાને શું કહેલું કે નર્મદાજીમાં પાણી આવે તો નર્મદાજીના પટના ગજા પ્રમાણે જ હોય. પણ જો એના ગજા કરતા વધારે પાણી આવે તો ? તો તે કિનારો-બિનારો બધું તોડી નાખે અને આજુબાજુના ગામો તાણી જાય. લક્ષ્મીજીનું પણ એવું જ છે. નૉર્મલ આવે ત્યાં સુધી સારું. લક્ષ્મીજી બિલો નૉર્મલ આવે તો પણ ફીવર અને એબોવ નૉર્મલ પણ ફીવર છે. એબોવ નૉર્મલ તો ફીવર વધારે છે. પણ બન્ને રીતના સ્ટેજીસમાં લક્ષ્મી ફીવર સ્વરૂપ થઈ પડે છે.

આ પસીનો 'બિલકુલ નહીં' સારો કે 'બહુ' સારો ?

**પ્રશ્નકર્તા :** વચ્ચેનું સારું, વચ્ચેનું.

**દાદાશ્રી :** હા, સાધારણ પસીનો થાય એ સારું. તો પછી આપણે

પસીનો કરવા માટે આખો દહાડો છે તે પેલું બાફ લે લે કરીએ, શરીરમાં શું રહે પછી ? આ પૈસાની બાબત એવી છે.

**પ્રશ્નકર્તા :** દાદા નૉર્મલ શિખવાડે છે ને, નૉર્માલિટીમાં આવી જાય.

**દાદાશ્રી :** હા, એ રીતસર સારું બધું. એ સુખ, એનું નામ જ સાચી વાત. બાકી તો ખોટી વાત બધી. પણ આ શીખે છે ક્યાં આવું ? લોકસંજ્ઞાથી. બીજાનું જોઈને શીખે છે. પણ જો જ્ઞાનીને પૂછીએ ને, તો કહે, કે 'શું કરવા આમ પડે છે આ ખાડામાં ?' આ દુઃખના ખાડામાંથી નીકળ્યો ત્યારે આ પૈસાના ખાડામાં પડ્યો પાછો. વધારે હોય તો નાખી દે ધર્માદામાં અહીંથી. એ જ તારે ખાતે જમે છે, ને આ બેંકનું નહીં જમે થાય. જે ધર્માદામાં નાખતો હોય ને, તેને અડચણ પડે નહીં.

## મધ્યમ એ પુણ્યાનુબંધી પુણ્ય

ભીડમાં લોકો આશા રાખે છે, કે આ (૧૯૭૯) સાલ બે-ત્રણ લાખ રૂપિયા આવે તો સારું. અલ્યા મૂઆ, પછી ૧૯૮૦-૮૧-૮૨-૮૩-૮૪માં બધો દુકાળ પડશે. માટે એવી આશા ના કરીશ. લક્ષ્મીજી તો હપ્તે હપ્તે આવે તે જ સારું. લક્ષ્મીનો વરસાદ સામટો પડી ગયો તો પછી પાંચ વર્ષ સુધી દુકાળ પડી જાય. એના કરતા એના જે હપ્તાથી આવે છે ને, એ હપ્તા બાંધેલા છે એ બરોબર છે. આખી મૂડી આવશે તો વપરાઈ જશે.

લક્ષ્મી વ્યવસ્થિત જેટલી મોકલે એટલી સ્વીકાર કરવી. ઓછી આવે વખતે, દિવાળી પર બસ્સો-ત્રણસો ખૂટી પડ્યા તો આવતી દિવાળી પર વધારે વરસાદ પડશે. એનો વાંધો રાખવો નહીં.

આ દુનિયામાં લક્ષ્મી કે પુણ્યાનુબંધી પુણ્ય કેટલું હોવું જોઈએ ? એનું માધ્યમ ? ત્યારે કહે, 'મધ્યમ.' એટલે ભીડ નહીં, ભરાવો નહીં એવું મધ્યમ માધ્યમ જોઈએ. માધ્યમ એટલે જેના થ્રૂ. એટલે આ મધ્યમ એટલે ભીડ નહીં, ભરાવો નહીં, એવી પુણ્યાનુબંધી પુણ્ય જોઈએ. એટલે

દુકાળ ના પડે કોઈ સાલ, અને એકદમ ભરાવો થઈ ગયો કે દુકાળ પડે બીજી સાલ.

એવી પુણ્યાનુબંધી જોઈએ, તે રીતસર આવ્યા જ કરે આપણે. પણ ગાડીમાંય લોકો છે તે દોડે છે, ઉતાવળથી જવું છે. આપણે કહીએ, 'કેમ ઉતાવળ કરો છો ?' ત્યારે કહે, 'ઉતાવળથી જવું છે.' અલ્યા પણ ગાડી જશે તો તું જઈશ ને ? ઊંઘી ગયો હોય તેનેય તે ટાઈમે ગાડી જાય છે, જાગતો હોય તેનેય તે ટાઈમે, ચિંતા કરતો હોય તેનેય તે ટાઈમે, રડતો હોય તો તેનેય તે ટાઈમે. એક જ ટાઈમે ગાડી જવાની ને આ મહીં દોડધામ દોડધામ કરે. આ મોટરમાં આ આમ કરીને બેસે, તે જાણે વહેલો પહોંચી જઉ ! પાછળ અઢેલીને બેસતો નથી. હવે અણસમજણનો ક્યાં પાર આવે ! એટલે માધ્યમ કેવું જોઈએ આનું ?

**પ્રશ્નકર્તા :** મધ્યમ પ્રકારનું, નૉર્મલ.

**દાદાશ્રી :** ભીડ નહીં ભરાવો નહીં, નૉર્મલ. આપણે જમવાનુંય છે તે ભીડ ના પડે એવું જમીએ છીએ અને ભરાવો ના થાય એવું જમીએ છીએ. ભીડ પડે એવું હોય તો રાતે ઊંઘ ના આવે પાછી અને ભરાવો થાય તો તરફડામણ થઈ જાય. એટલે બધું મધ્યમ જોઈએ, નૉર્મલ. 'નૉર્માલિટી ઈઝ ધી એસેન્સ ઑફ ધીસ વર્લ્ડ.' નૉર્માલિટી આખા વર્લ્ડનું એસેન્સ છે, ભીડ નહીં, ભરાવો નહીં.

## ભીડ પડે કંતાય, ભરાવો થયે સોજા ચડે

આ શ્વાસ લીધો એ પૂરણ કર્યું અને ઉચ્છવાસ કાઢ્યો એ ગલન છે. બધું પૂરણ-ગલન સ્વભાવનું છે. એટલે અમે શી શોધખોળ કરી, કે 'ભીડ નહી ને ભરાવોય નહીં !' અમારે કાયમ લક્ષ્મીની 'ભીડેય નહીં ને ભરાવો પણ નહીં !' ભરાવો એટલે શું કે લક્ષ્મીજી બે-ત્રણ વરસ સુધી ખસે જ નહીં. લક્ષ્મીજી તો ચાલતી ભલી, નહીં તો દુઃખદાયક થઈ પડે.

માટે ભીડ ના પડે એટલે બહુ થઈ ગયું. આ શરીરમાંય ભીડ પડે

ત્યારે માણસ કંતાઈ જાય અને ભરાવો થઈ જાય ને, ત્યારે સોજા ચઢે. શું થાય ?

**પ્રશ્નકર્તા :** સોજા ચઢે.

**દાદાશ્રી :** તે આ અમદાવાદના શેઠિયાઓને જો સોજા ચઢ્યા છે ! એ જાણે કે હું જાડો થયો, 'અલ્યા મૂઆ, સોજા ચઢ્યા છે, મરી જવાનો થયો હવે.' ભરાવો થાય એટલે સોજા ચઢ્યા. ભરાવો ના થાય એ ઉત્તમ ! એના જેવી પુણ્યાનુબંધી પુણ્ય નહીં !

## જરૂરથી વધારે નફો લાગે મુશ્કેલી, ઉપાધિ

મારા જેવાને તો ધંધો કરતો હોય ને, તો વધારે નફો આવે તો મને કંટાળો આવતો, કે 'ભઈ, આ શું છે ? પાછી અહીં ક્યાં ઉપાધિ થઈ આ ?' એટલે વધારે નફો આવે તો મને એકલાને બહુ મુશ્કેલી ! મારે તો જોઈતું પાણી આવો, બસ !

એક વખત કન્ટ્રાક્ટ માગનારા અમે એક જ હતા, સરકારને એની જરૂર હતી. તે લોક કહે, 'પાંચ લાખ વધારે માગો', તો અમે ના પાડી. અમારે અમારા નફાથી વધારે જોઈતું નથી. તે ઑફિસર તો ખુશ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** મેં કનુભાઈને વાત કરી'તી એકવાર. પેલો ગેમન ઈન્ડિયાનો કોન્ટ્રાક્ટ હતો તેર લાખનો. પેલી જેટી બનાવી'તી ને, નોસિલ માટે.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** અને આપણે સાત લાખ કે નવ લાખમાં ભરેલો. તે મેં કહ્યું'તું કે વધારે ભરો. એ લોકો તો એરકન્ડિશન ઑફિસમાં બેસીને ભરે છે બધા, જ્યારે આપણે તો આપણી રૂમમાં બેસીને ભરીએ છીએ એટલે ફેર પડી જાય ને ! તો એમણે સમજાવેલું કે દાદાના પ્રમાણે વધારે નહીં લેવાનું.

**દાદાશ્રી :** વધારાનું લેવાનું ના હોય.

**પ્રશ્નકર્તા :** વધારે નહીં લેવાનું, બરાબર, ગણતરી પ્રમાણે.

**દાદાશ્રી :** આપણે આપણો ખર્ચો કાઢીને થોડો નફો રહે, જોખમદારી બદલનો. જોખમદારીનો, આટલી ખોટ જાય એવું છે. ખોટ જાય તો શું કરીએ ? તે પછી એના બદલનો નફો લેવાનો. પણ આવું માથાની ટાલ નહીં તોડી નાખવાની.

**પ્રશ્નકર્તા :** ના, ના. તે એમણે ના જ પાડેલી, કે એ પ્રમાણે ન ભરાય.

## લઢવું પડે તેવા પૈસા નથી જોઈતા

**દાદાશ્રી :** સરકારમાં ત્રણ લાખ રૂપિયાનો દાવો અત્યારે છે, કેસ છે, તોય પણ તે દાવો ભરતા નથી.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** ચોખ્ખું હોય તોય નહીં ને ! એ પૈસાને શું કરવાના એ તો ! અને પૈસા આપણા હોય તો લઢવું શા માટે પડે, સરકાર સામું ?

**પ્રશ્નકર્તા :** આપી જશે એમ ?

**દાદાશ્રી :** નહીં, આપણા હોય તો આપણી પાસે આવે જ. લઢવું પડે તેવા પૈસા આપણે જોઈતા નથી. ભલે ને, કાયદેસરના હોય તોય નથી જોઈતા. સરકારના વિરોધી થવું એ તો તે સારું નહીં ને ! જેને ત્યાંથી આપણે ખર્ચા કાઢ્યા'તા. એટલે વધારે પૈસા અમારે જોઈએ નહીં.

## ભરાવાના જોખમ ઘણા, ચેતવે દાદાશ્રી

હા, તે એમણે તમને કહ્યું'તું ને ?

**પ્રશ્નકર્તા :** હા, કહ્યું'તું.

**દાદાશ્રી :** નહીં તો એ જેટીના તો કેટલાય રૂપિયા આપવા તૈયાર

થયા'તા. મેં 'ના' પાડી'તી. મોઢે કહેતા'તા, મેં 'ના' પાડી. મેં કહ્યું, 'અમારે જોઈએ નહીં, વધારે પૈસા આપણે જોઈએ નહીં.' આવ્યા પછી ક્યાં વાપરવા ? એ એવું છે ને, જ્યાં સુધી આપણી પાસે યૂરિનલની જગ્યા ના આવે ત્યાં સુધી પાણી બહુ પી પી ન કરવું. નહીં તો મુશ્કેલીમાં મૂકાઈ જઈએ. અહીંથી ત્રણ માઈલ છેટે યૂરિનલ છે ને આપણે અહીંયા પાણી પી પી કરીએ, તો રસ્તામાં મુશ્કેલીમાં મૂકાઈ જઈએ ને ?

**પ્રશ્નકર્તા :** હા, મૂકાઈ જાય, બરાબર છે. દાદા, હવે તમે બરાબર સમજાવી દો કે પેલું પૉઈઝન છે, જાણીએ છીએ છતાં પી પી કરીએ છીએ, તે ન પીવાય એવું કંઈ કરાવી દો.

**દાદાશ્રી :** નહીં, એટલે આમાં ન પીવાય એવું જ સારું. લે ત્યારે પછી એને અવેરવાની (સાચવવાની, જતન કરવાની) મુશ્કેલી છે. આવ્યા પછી એનું તે રાગે જ પડી જવાનું ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ આપણને એરેન્જમેન્ટ નહીં ફાવે. આ કાળ એવો છે કે એરેન્જમેન્ટ નહીં ફાવે. એરેન્જમેન્ટ તો આમાં (ધર્માદામાં) નાખી દેવાનું હોય તો કામનું. બાકી બીજી એરેન્જમેન્ટ તો એ ના હોય તો કો'ક કહેશે, 'તમારી પાસે તો હમણે આવ્યા છે પાંચ લાખ, ને અમને આપતા નથી ?' હં... મામો આવે, કાકો આવે, ફૂઓ આવે. શું કરે ?

**પ્રશ્નકર્તા :** બધા ભેગા થઈ જાય.

**દાદાશ્રી :** તેલ કાઢે આપણું.

**પ્રશ્નકર્તા :** તેલ કાઢે.

**દાદાશ્રી :** અને એ શું જાણે કે ''ઓહોહો, હું એકલો કો'ક દહાડો લેવા આવ્યો છું.'' તમે એકલા આજે, પણ રોજ બીજા બધાય આવે છે. એવું આપણાથી કહેવાય નહીં ને ?

**પ્રશ્નકર્તા :** ના કહેવાય.

**દાદાશ્રી :** બધાએ ત્યાં આગળ નિશાન તાક્યું હોય. અલ્યા, હું એકલો ને આટલા બધા તીર શી રીતે પોસાય ?

**પ્રશ્નકર્તા :** ના પોસાય.

**દાદાશ્રી :** એટલે આ બધું જોયેલું. તે કંટાળો આવી ગયો, કે પૈસા વધુ ના હોય તો સારું. આવે ને, ત્યારે આવું બધું જોયેલું. પાછું સાળાને ખોટું લાગે, પેલાને ખોટું લાગે. એ બધી નરી ઉપાધિ વળી પાછી ! આપણી મુશ્કેલી આપણે જાણતા હોઈએ. પેલો જાણે આમની પાસે આવી ગયું. એટલે મુશ્કેલીને જોયેલી, તે અમને ઓછું આવે તો સારું. ભાંજગડ નહીં ને ! લોકોય જાણે કે આ કંઈ ખાસ લાંબું નથી. સીધું ખાતું કરેલું બધું પહેલેથી.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** જુઓ ને, મારે બેંકમાં કોઈ દહાડો ભેગું થયું નહીં. બેંકમાં લેવાદેવાની ચિંતા જ નહીં ને ! ઉપાધિ જ નહીં ને કોઈ જાતની ! રૂપિયા જ કોઈ દહાડો હાથમાં આવે નહીં ને ! જેટલા જોઈતા હોય એટલા આવે ને જતા રહે પછી. મને કહે છે, 'આ તમારા ભાગનું શું કરીશું ?' મેં કહ્યું, 'હીરાબાને આપજો.' મારે શું લેવાદેવા ? હું જ હીરાબાનો મહેમાન છું ને ! ભાંજગડ નહીં ને ! તે કહે, 'હવે જમીનના એંસી લાખ આવે છે, તેનો છઠ્ઠો ભાગ તમારો ને !' મેં કહ્યું, 'હીરાબાનો, મારો શેનો ભાગ ?' એ હું ક્યાં મૂકવા જઉ બેંકમાં પાછો ? એ ઉપાધિ ક્યાં કરું ? મારું કશુંય નહીં.

❖❖❖❖❖

# [૧૯]

# ન બગાડે ટાઈમ પૈસા ગણવામાં

## હાઇસ્પીડ મશીન તૂટી જાય પૈસા ગણવામાં

**પ્રશ્નકર્તા :** આપે આપ્તવાણીમાં લખ્યું છે, કે 'જો બેંકમાં પૈસા લેવા ગયા હોય, તો હું પૈસા ગણું નહીં. વળી એમાં ઉપયોગ બગાડવાની જરૂર શી ? જે આપે એ ખિસ્સામાં મૂકી દેવાના.' એ સમજાવો.

**દાદાશ્રી :** એ શું ? વ્યવહારમાંય જ્યારે હું ધંધો કરતો'તો ને, ત્યારે રૂપિયા-રૂપિયાની નોટોની થોકડીઓ આપે અગર પાંચ-પાંચની નોટોની થોકડીઓ આપે. એને ગણવા જઉં તો મારો ટાઈમ કેટલો બધો વેસ્ટ થાય ? બહુ ઝડપી મારું મશીન, એક મિનિટમાં ત્રણ હજાર રિવોલ્યુશન ફરે એવું મશીન, હવે આ પાંચસો રિવોલ્યુશન જોડે શી રીતે સાંધા મેળવવા ? તોડી નાખે એ તો !

## ઓછા થાય તો તે ગણવાની મહેનતના

મારે સોની નોટના છૂટા કોઈકની દુકાનમાંથી લેવા હોય, જરૂર પડે તો, એ દુકાનદાર જે સો આમ ગણીને આપે ને, એટલે હું ગજવામાં મૂકવા જઉં, ત્યારે દુકાનદાર કહે, 'સાહેબ, ગણી લો.' ત્યારે હું કહું, કે 'તમારી ઉપર મને બહુ વિશ્વાસ છે.' વખતે નવ્વાણું હશે તો આપણે રૂપિયો મહેનતનો ગણવાનો જાય બધો. તે ગણવાનો ટાઈમ બળ્યો જતો રહે ને ? એટલે એનો રૂપિયો ઓછો હશે તો પણ ભાંજગડ નહીં ને !

એટલે કોઈ દહાડો ગણતો જ નહીં. એને ગણવાનો ટાઈમ આપણો કેટલો બધો જાય ! સોની નોટના છૂટા ગણતા ગણતા દસ મિનિટ તો થાય ને પાછો આમ જીભને આ આંગળી અડાડ અડાડ કરે ! એવું કરવા કરતા તો બે રૂપિયા ઓછા હશે તો ચાલશે.

તેમાં પાછા સોના છૂટા આપનારની જોડે લઢી પડે પાછો. આ તમે સો આપ્યા પણ સો પૂરા નથી, આ તો બે ઓછા છે. ત્યારે પેલો કહે, 'તમે ગણો અમથા, નકામા કચકચ ના કરશો, માથાકૂટ ના કરશો. લાવો મારા રૂપિયા પાછા.' ત્યારે પાછો પાછા ના આપે ને પાછો ફરી ગણવા બેસે. આ મૂઆ, કકળાટ ! જ્યારે લીધા ત્યારેય કકળાટ, આપતી વખતેય કકળાટ ! કો'કને આપે તોય કકળાટ માંડે મૂઓ. લેતી વખતેય કકળાટ અને સમશાનમાં જતી વખતેય કકળાટ ! જન્મ્યો ત્યારથી કકળાટ, કકળાટ, કકળાટ ! આવ્યો ત્યારથી હ્યું, હ્યું (ઊંઆં ઊંઆં) અને જતી વખતે, 'ડૉક્ટર સાહેબ, બચાવજો, બચાવજો.' મૂઆ, તું ક્યારે કકળાટ વગર રહ્યો છું તે ! જન્મ્યો ત્યારથી કકળાટ, કકળાટ, કકળાટ ! એકુંય દહાડો આનંદમાં કે કશાકમાં રહ્યો જ નથી, અને છતાંય મહીં પરમાત્મા છે. આપણે દર્શન કરવા પડે ને ? એ કકળાટ કરે, પણ આપણે તો દર્શન કરવા જોઈએ ને ? એવું આ જગત છે.

## ટાઈમ બગડે તે ચૂકાય ઉપયોગ

ખર્ચા માટે પાનસોનો ડ્રાફ્ટ લઈ ગયા હોય, તે આપ્યો અને એ લોકોએ આઠ-આઠ આના લેખે આપ્યા. આઠ આની લેખે પેલા પાનસો રૂપિયા આપ્યા, તો તમે શું કરો ? પેલામાં બાંધેલા નહીં, આમ ને આમ, ખોબો ભરીને જ આપ્યા, તો તમે શું કરો ત્યાં આગળ ?

**પ્રશ્નકર્તા :** ગણું.

**દાદાશ્રી :** હવે એ ગણે એનું નામ ઉપયોગ ના કહેવાય. સંસારમાંય ઉપયોગ નથી. કારણ કે એ તો લાખ રૂપિયા આપ્યા અને આવું પરચૂરણ આપે તો શું કરો ? એ ગણે એને સંસારનો ઉપયોગેય ના કહેવાય. કેમ કરીને ગણાય ? આવો ટાઈમ બગાડાય ? વેસ્ટ ઑફ ટાઈમ એન્ડ

એનર્જી. સાતસોનો છે ડ્રાફ્ટ અને સાતસો લીધા, એમાં ટાઈમ બગાડવાનો ક્યાં હોય ? કેમ ટાઈમ બગાડો આવો, એટલું બધું ગણવા બેસો ? શું કારણ છે ? એવું કંઈ કારણ છે એની મહીં ?

**પ્રશ્નકર્તા :** અવિશ્વાસ. જેણે આપ્યા તેણે બરોબર સાતસો જ આપ્યા છે કે ઓછા છે, એ ખાતરી કરવા માટે.

**દાદાશ્રી :** પણ અવિશ્વાસ સાચો છે એની ખાતરી શું ? વગર કામનો છે તે સતીને વેશ્યા કહીએ, એના જેવી વાત થઈ. પછી પૂરા થાય ત્યારે શું કહેશો ? ત્યારે એને ત્યાં માફી નથી માગતા, કે 'ભઈ, તમારી પર અવિશ્વાસ આવ્યો, માટે આ મારી ભૂલ થઈ.' એવું માફી માગો છો ?

**પ્રશ્નકર્તા :** ના.

## ઓછા આપે તો તે વાપરશે, માટે નુકસાન છે જ નહીં

**દાદાશ્રી :** હું પહેલા મુંબઈ જતો'તો ને, જ્ઞાન નહોતું તોય હું છે તે બેંકમાં જઉ તો રૂપિયા ગણું નહીં કોઈ દહાડોય. હું તો ઓછું-વધતું લઈ લઉ. કારણ, રૂપિયા-રૂપિયાની થોકડીઓ આપે, હજારની નોટના. હવે એ દસ થોકડીઓ આપે, તો ક્યારે હું ગણી રહું ? કેટલો વખત જાય એમાં ? કંઈ દસ ઓછા હશે કે પંદર ઓછા હશે. પણ બે કલાક હું બગાડું નહીં. બે કલાકમાં પંદર રૂપિયાનો ફાયદો થતો હોય, બનતા સુધી ઓછા હોતા જ નથી પણ વખતે પંદર ઓછા નીકળે તો બે કલાક જાય નકામા. એટલે હું હિસાબ માંડું, કે આ લોકો હંમેશાં ગણતરી વખતે થોકડીઓ કરે છે ને, તે એક્ઝેક્ટ જ કરે છે.

અને વખતે દસ નોટ ઓછી હશે, પણ એને ગણવામાં તો મારે કેટલો ટાઈમ બગડે, આ દસ નોટને માટે ! અને તે દસ નોટ એના ઘરમાં રહેવાની છે બિચારાને, જેને ત્યાં રહી હશે ને, તેના ઘરમાં રહેશે. એમાં તો નુકસાન જ ક્યાં જવાનું છે ? પણ આપણો ટાઈમ કેટલો બધો બગડ્યો આ ! આય જોવું પડે કે ના જોવું પડે ? ટાઈમની કિંમત ખરી કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ખરી.

**દાદાશ્રી :** જો ઉપયોગ ઉપર આવ્યો તો પછી ટાઈમની કિંમત છે, નહિતર ઉપયોગ જ નથી ત્યાં ટાઈમની કિંમત જ નથી ને ! લક્ષ્મીનો મોહ આવું કરાવડાવે. અવિશ્વાસ નહીં. બેંક ઉપર અવિશ્વાસ હોતો જ નથી બનતા સુધી. આ લક્ષ્મીનો મોહ એવું કરાવે છે. અને મહીં દસ ઓછા નીકળ્યા, તો શું બગડી જવાનું છે તે ? પણ એ દસ હારુ છે તે હજાર ગણતા ગણતા ટાઈમ કેટલો બગડે ? તે કો'કનું જોઈને હું શિખ્યો. તે આમ આમ અંગૂઠો જીભવાળો કરું, આમ ખસેડું તો પણ ખસે નહીં, બે નોટ ખસી જાય ! મેં કહ્યું, 'મેલોને પૈડ, આ તો ખોટું છે, વગર કામનું !' આ ગુનો કરવો અને પાછું ખસેડાય નહીં. પાછી જીભને બગાડ બગાડ કરીએ. જીભને અંગૂઠો ઘાલ ઘાલ કરીએ. અને એવું છે ને, જ્યાં (બેંકમાં) થોકડીઓ-બોકડીઓ હોય છે ને, એ કોઈ જગ્યાએ ચોરીઓ થતી જ નથી. એ કાયદેસરના હોય છે. આ તો જ્યાં આગળ ચોખ્ખું છે ત્યાં જ શંકા રાખીએ છીએ. અને બે હજારનું પરચૂરણ હોય તો ગણવા બેસે ત્યાં આગળ. એય આઠ કલાક બગાડે ! 'લીધા એ ગણ્યા વગર ના લેવાય', કહે. ત્યારે પાછા આપણને શું કહે ? 'હું નોકર માણસ, પચ્ચીસ ઓછા થાય તો મારી શી દશા થાય ?' અલ્યા મૂઆ, પચ્ચીસ ઉમેરી દઈએ આપણે, પણ 'કંઈ એવો ટાઈમ આઠ કલાક હું ના બગાડું', કહીએ. પચ્ચીસની કસર કરીએ બીજી જગ્યાએ.

## આવો એક્સિડન્ટ થાય ત્યારે કહેવું 'વ્યવસ્થિત'

તમે શાક માર્કેટમાં શાક લેવા ગયા અને તમે દસની નોટ આપી અને બે રૂપિયાનું શાક થયું ને આઠ રૂપિયાના બધાય નયા પૈસા જ આપ્યા, તો શું કરો તમે ? બીજું એની પાસે કંઈ સાધન ના હોય, તો તમે શું કરો ? આમ ઢગલો ગણો કે તોલો ?

**પ્રશ્નકર્તા :** કંઈ ના કરું, લઈ લઉ બધા ભેગા કરીને.

**દાદાશ્રી :** પછી ગણવા ક્યારે બેસો પણ ?

**પ્રશ્નકર્તા :** ઘેર આવીએ ત્યારે ગણીએ.

**દાદાશ્રી :** પછી ગણો ત્યારે ઓછા થાય તો શું કરો એને ? કોને ફરિયાદ કરો ? હેં ? ત્યાં ગણવા ના બેસો ?

ઘેર લાવ્યા પછી ગણે તો એ મૂરખ કહેવાય, એની કરતા ગણવા જ નહીં. એ શાકવાળી બઈ કહે, 'તમે ગણી લો, હં. ઓછા નીકળશે તો હું જાણું નહીં', તો તમે ગણો ? ગણવા બેસે તો તો સામાયિક થઈ ગયું ને (!)

અમને આવું બને તો અમે જાણીએ કે આવો કોઈ દહાડો એક્સિડન્ટ બનતો નથી અને આજ બન્યો છે, માટે કેસ ઊંચો મૂકી દો. બને જ નહીં ને આવો કેસ, અને બને તો આપણું સામાયિક ક્યાં બગાડીએ, મૂઆ ! આ પૈસા હારુ, એક-એક પૈસે પૈસો ગણો, તે આપણું સામાયિક જાય ને, બળ્યું. શેમાં ગયો વખત ? ત્યારે કહે, કે 'પૈસા ગણવામાં.' અરે મૂઆ, આવો ટાઈમ બગાડાતો હશે ? પૈસા ગણવામાં ટાઈમ બગાડાતો હશે ? બહુ ત્યારે હજાર-હજારની નોટ હોય તો હું ગણું, બાકી દસની, સોની નોટ મેં ગણી નથી કોઈ દહાડોય. અરે, એવો ટાઈમ બગાડાતો હશે ? એક, બે, ત્રણ... અરે, આ તે બધું શું ? કેટલો બધો ટાઈમ ! હવે નવા (નયા) પૈસા આપે, શી દશા થાય તે ?

હવે તો આપણે આત્મા પ્રાપ્ત કરવાનો છે. બધી બાજુની ખોટ જવાની હોય તે જાવ કહીએ, જ્યાંની જવી હોય તે જાવ, વ્યવસ્થિતની બહાર કશું થઈ જવાનું નથી. પાછું વ્યવસ્થિતને જોડે આપેલું છે, નહીં તો મનમાં એમ થાય કે ધીમે ધીમે બધી જતી રહે તો ?

**પ્રશ્નકર્તા :** ના, ના, અત્યારે તો છોડી દીધું છે મેં. એ તો ઘણું ખરું છોડી દીધું છે.

**દાદાશ્રી :** હા, કોઈ બાપોયે નામ દે એવો નથી. વ્યવસ્થિતની શક્તિ એટલી બધી કામ કરી રહી છે, કોઈ બાપોયે (તમારું) નામ દે એવું નથી.

હવે આ વ્યવસ્થિતને જો યથાર્થ સમજે ને, તો ઑફિસમાં આઠ કલાકનું કામ એક કલાકમાં પતે એવું છે.

**પ્રશ્નકર્તા :** હા, હા, એ તો છે જ.

**દાદાશ્રી :** એક જ કલાકમાં પતી જાય એટલું બધું દર્શન ઊંચું જાય.

**પ્રશ્નકર્તા :** સાચી વાત છે. કામ બધા સરળતાથી થયા કરે.

**દાદાશ્રી :** સરળ, બધા એમ ને એમ ઈઝિલી જ થયા કરે. આ અમારો આવડો મોટો ધંધો તેય કોન્ટ્રાક્ટનો, તોય પણ અમારે...

**પ્રશ્નકર્તા :** કોઈ વિઘ્ન નહીં આવે, કોઈ તકલીફ નહીં આવે.

**દાદાશ્રી :** ના, કશુંય વિઘ્ન નહીં.

**પ્રશ્નકર્તા :** આવે તો નીકળી જાય, કુદરતી આવે તે.

**દાદાશ્રી :** નીકળી જાય, સૉલ્વ થઈ જાય.

## બીજાને હજુ શંકા પડે, માટે કહું 'ગણી લે'

**પ્રશ્નકર્તા :** દાદા, પણ તો અહીં આ પૈસા ગણવાનું કેમ કહ્યું આપે ?

**દાદાશ્રી :** આને ગણવાનું કહ્યું એનું શું કારણ, કે તમારી ટેવ જુદી છે અને મારી ટેવ જુદી છે. હું કોઈને માટે કશું વિચાર કરું એવો નથી. એમ માનો ને, તમે છે તે એક હજાર રૂપિયા ભરતને આપ્યા, કે 'ત્યાં આગળ દાદાને આપજે.' ભરત વળી કોઈને કહે છે, 'લે ઝાલજે, હું આવું છું.' પેલાએ સો કાઢી લીધા વચ્ચે. હવે ભરતે ફરી ગણ્યા નથી. ભરત મને આપે, આ હજાર. હું પાછો મહેતા સાહેબને આપું હજાર. પછી મહેતા સાહેબ કહેશે કે 'સાલું, આ સો ઓછા છે, એ કોણે લીધા હશે ?' કેટલા માણસને દુઃખદાયી થઈ પડે ? અને શંકા કોની પર નાખવી તે ? બીજું કશું નહીં, શંકા ઊભી થાય. એ શંકા ના થાય ને,

એટલા હારુ આ બધાને કહી દઉ. મારી પાસેથી હું આપું તોય કહું, 'ગણીને લે બા.' મારી પર પછી શંકા ના આવવી જોઈએ કે દાદાએ ઓછા આપ્યા. કાયદો સારો કે ખોટો ?

**પ્રશ્નકર્તા :** સારો, એ સારો.

**દાદાશ્રી :** અને હું ગણ્યા વગર લઉ તો મારી તો સ્થિરતા હોય છે, કે એવું કોઈના ઉપર શંકા કરું નહીં. મારી જબરજસ્ત સ્થિરતા એ બાબતમાં, શંકા નાખું જ નહીં. હું વિચારું જ નહીં આ બાબત, ગોન, કહ્યું. કોઈ પણ રસ્તે, બીજે રસ્તે ગયેલું છે, આ મારું નહોય. આપનારે લીધું નથી. એટલે આ બધાને કહી દઉ છું, કે 'ગણો.' પછી તમને તો વિચારમાં આવશે, 'આ શું થયું ? શું નહીં ?' અને મારે દરેક બાબતમાં સ્થિરતા, એટલે કશી ભાંજગડ નહીં, પણ તમને ચેતવું છું. અને તમારી સ્થિરતા હજુ ઉત્પન્ન થઈ નથી, ત્યાં સુધી ચેતવું. અને શિખવાડું, કઈ રીતે સ્થિરતા કરાય ! તે આ છોડી જ દેવાનું. એની તો ભાંજગડ જ નહીં. ગુણાકાર કરવાથી કશું વળતું નથી ને નકામા આરોપ જાય છે. અને સતી ઉપર શંકા થઈ, તે રહ્યું શું તે ? વચ્ચે સારા માણસ હોય, એની ઉપર શંકા જાય, શું રહ્યું આપણું ? અને એ જ માણસ માટે આપણે એને હૉટલમાં લઈ જવાનો હોય તો બસ્સો રૂપિયા ખર્ચીએ એવા હોઈએ અને સો માટે શંકા કરીએ. કેટલી મોટી ભૂલ કહેવાય !

**પ્રશ્નકર્તા :** બહુ મોટી.

**દાદાશ્રી :** હું ના કરું. મેં નથી કરી જિંદગીમાં. આવી ભૂલ જિંદગીમાં ના કરું.

**પ્રશ્નકર્તા :** તે વ્યવહારમાં તો બધું આવું ઘણું થતું હોય છે.

**દાદાશ્રી :** એ જ હું વ્યવહાર નવો શિખવાડું છું ને !

## પૈસો આવે તોય બોજો લાગે એવા તો દાદા એક જ

અમને તો નહોતું ગમતું સંસારમાં. આ હું મારી વિગત જ કહું

છું ને, મને પોતાને કોઈ ચીજમાં મહીં રસ જ નહોતો લાગતો. કોઈ પૈસા આપે તોયે બોજો લાગ્યા કરે. મારા પોતાના રૂપિયા આપે તોય મહીં બોજો લાગે. લઈ જતાય બોજો લાગે. લાવતા હોય ને, તોય બોજો લાગે. હરેક બાબતમાં બોજો લાગે, આ જ્ઞાન થતા પહેલા.

જગત જે ભોગવી રહ્યું છે એ સુખ કરતા અલૌકિક સુખ હોવું જોઈએ, અલૌકિક. જે સુખમાં તૃપ્તિ વળે આપણને. આ સુખ તો અજંપો વધારે ઊલટું. જે દહાડે પચાસ હજાર રૂપિયાનો વકરો થાય ને, તે ગણી ગણીને મગજ બધું ખલાસ થઈ જાય. મગજ તો અકળામણવાળું થઈ ગયું હોય. ખાવા-પીવાનું ગમે નહીં ઊલટાનું. કારણ કે મારેય વકરો આવતો તે જોયેલો ને બધો, આ મગજમાં કેવું થઈ જતું હતું તે ! મારા અનુભવની બહાર નથી ને, આ તો કંઈ ! હું તો આ સમુદ્રમાંથી તરીને નીકળ્યો છું, એટલે બધું જાણું છું, તમને શું થતું હશે તે ! વધારે રૂપિયા આવે ત્યારે વધારે અકળામણ, મગજ ડલ થઈ જાય. કશું યાદ ના રહે. નર્યો અજંપો-અજંપો, નોટો ગણ ગણ ગણ ! અલ્યા મૂઆ, પણ એ નોટો અહીં રહી ને ગણનારા ગયા !

## નોટો રહી ને ગણનારા ગયા

અમારા ભાગીદાર ગણ ગણ કરતા હતા ને, તે ગયા અને આ નોટો અહીં ને અહીં રહી ગઈ બધી. ગણનારા જતા રહે છે અને નોટો અહીં રહે છે. નોટો કહે છે, 'તારે સમજવું હોય તો સમજી લેજે, અમે રહીશું ને તું જઈશ.'

માટે આપણે જરાક ચેતવું તો જોઈએ ને ? બીજું કશુંય નહીં, આપણે એની જોડે કંઈ વેર નથી બાંધવું. 'આવો બા' પૈસાને કહીએ. એનીય જરૂર છે ને ! બધાની જરૂર તો છે ને ? પણ એની પાછળ તન્મયાકાર નહીં રહેવાનું. ગણનારા ગયા અને એ રહ્યા. અને ગણવું પડે તેય છૂટકો જ નહીં ને ! કો'ક જ શેઠિયો એવો હોય ને, મહેતાજીને કહે, કે ભઈ, 'મને ખાતી વખતે અડચણ કરશો નહીં. પૈસા-બૈસા ગણીને તમારે તિજોરીમાં મૂકવા ને તિજોરીમાંથી લેવા.' એમાં ડખો ના કરે

એવો કો'ક શેઠિયો હોય હિન્દુસ્તાનમાં. એવા બે-પાંચ શેઠિયાઓ, નિર્લેપ રહે એવા. તે મારા જેવા ! હું ગણું જ નહીં. આ શું ડખો ? લક્ષ્મી જે આજ પચ્ચીસ વર્ષથી હાથમાં નથી ઝાલી, તો આટલો આનંદ રહે છે ! હાથમાં ઝાલે તો શું થાય ?

આ મેં પચ્ચીસ વર્ષથી કશો પૈસાનો વ્યવહાર જ નહીં કરેલો ને કોઈ જાતનો ! ભાંજગડ જ નહીં ને ! ચાર આનાય મારા ગજવામાં હોય નહીં કોઈ દહાડોય. નીરુબહેન વહીવટ કરે બધો !

આ જ્ઞાન મળ્યા પછી લક્ષ્મી હાથમાં ઝાલી નથી. અમથું ઝાલીએ થોડીવાર, બાકી આમ એની ગણતરી કે હિસાબ-બિસાબ નહીં.

## હાથ ચીકણો ના થવા દેવો

રૂપિયા હાથમાં અડવા દેવા ખરા, પણ હાથ ચીકણો ના થવા દેવો. હાથ ચીકણો થવો ના જોઈએ.

**પ્રશ્નકર્તા :** એટલે શું, ચીકણો કેવી રીતે ન થવા દેવો ? જરા સમજાવો ને, દાદા.

**દાદાશ્રી :** એની જોડે અભાવ તો હોય નહીં લોકોને ! ભાવ ના બેસી જવો જોઈએ. અભાવ તો હોય નહીં ને ! કોઈ એવા માણસ ના હોય. અમને એની પર ભાવ-અભાવ બેઉ ના હોય. અને તમારે ભાવ બેસી જાય. કારણ કે અભાવ છે નહીં એટલે પેલી બાજુ બેસી જાય ને, તેય ડિસ્ચાર્જમાં, ચાર્જમાં નહીં. ભાવમાં નથી હવે, ડિસ્ચાર્જમાં છે. તેય આપણે ચીકણો થવા દઈએ ત્યારે ને !

**પ્રશ્નકર્તા :** એને સ્થિર ન થવા દેવો જોઈએ.

**દાદાશ્રી :** હા, એટલે સ્થિર નહીં થવા દેવો. અરે, કેટલાક માણસ તો કહે છે, 'તમારા હાથે જ લેવાના, તો મને આનંદ થશે.' તે હું લઉં, 'લાવ બા, લાવ.' પણ હું કંઈ ચીકણો થવા દઉં ત્યારે ને ! ચીકણો થવા દે તો ભાંજગડ ને !

**પ્રશ્નકર્તા :** દાદાએ આ ધનની બાબતમાં કહ્યું, એવું જ ધંધાની બાબતમાં ને ? ધંધાની બાબતમાં પણ એમ જ સમજવાનું ?

**દાદાશ્રી :** ધંધાની બાબતમાં એવું જ રાખવાનું. ધંધામાં સિન્સિયર રહેવાનું, પણ ચીકાશ નહીં. 'થશે હવે, હવે તો વ્યવસ્થિત છે. જો મોડું થશે તો કશો વાંધો નહીં', એવું ના હોવું જોઈએ. 'વ્યવસ્થિત છે, મોડું થશે તો શું વાંધો છે ?' આ શબ્દો ના હોવા જોઈએ. સિન્સિયારિટી ત્યાંય. તે આમની પેઠ રહેવું જોઈએ. બીજા બધા રહેતા હશે, પણ મેં આમનું તો જોયેલું છે, પંક્ચ્યૂઆલિટી.* ટાઈમ થાય એટલે એ ઊઠીને ભાગવા માંડે તરત.

## બધી ગુપ્ત ચાવીઓ આપી દીધી, હવે થાવ મારા જેવા

**પ્રશ્નકર્તા :** સંગ્રહ કરે છે, એ ચીકાશમાં ગણાય કે નહીં ? પૈસાનો સંગ્રહ કરીએ, ધનનો સંગ્રહ કરીએ એ ચીકણું થઈ ગયું કહેવાય ?

**દાદાશ્રી :** ના, સંગ્રહ કરવામાં વાંધો નથી. સંગ્રહ તો કરવો જોઈએ. ફેંકી દેવું એનું નામ ચીકણું થયું કહેવાય.

**પ્રશ્નકર્તા :** ફેંકી દેવું ?

**દાદાશ્રી :** હા. ઉપયોગ વગર, સારા ઉપયોગ સિવાય ફેંકી દેવું એ બગડે. સંગ્રહ કરેલું ના બગડે. એ સંગ્રહ તો કામ લાગશે તમને, હેલ્પ કરશે. પણ ચીકણું ના હોવું જોઈએ એની પર. સંગ્રહ કરેલું યાદ ના રહેવું જોઈએ. પછી ભલે ને, વીસ લાખ હોય. ચીકણું ના કરો કશું. કશે ચીકાશ નહીં. મને તો ઘી અડે તોય ચીકાશ નહીં, અને જે અડે તે. ઘણાની જીભ એવી હોય છે કે તેની પર ઘી મેલો તોય ચીકણી ના થાય અને ઘણાને તો દૂધ પીએ તોય જીભ ચીકણી થઈ જાય ! ચીકણું ના થવું જોઈએ. જીભમાં એવી કેપેસિટી હોય છે કે ગમે તેવી ચીકાશને ઉડાડી મેલે, એવું આમાંય કંઈક કેપેસિટી હોય છે. અને તે તમને ઉત્પન્ન થશે હવે. તમે એ માર્ગ ઉપર ચાલ્યા છો, જે માર્ગ ઉપર હું ચાલ્યો છું. અને હું તો તમારી આગળ જ, એક ડગલું જ આગળ છું. તમે ખાલી

*પંક્ચ્યૂઆલિટી - નિયત સમયનું પાલન કરનાર

ફૉલો કરો છો મને એટલું જ. હું કંઈ વધારે આગળ રહ્યો નથી. મેં બધી વસ્તુ મારી પાસે હતી એ તમને આપી દીધી. ગુપ્ત કોણ રાખે ? જેને ગુરુ રહેવું હોય તે. ગુરુ બધી ચાવીઓ ના આપે શિષ્યોને. પણ મારે તો ગુરુ રહેવું જ નથી. મને તો તમે મારા જેવા થાવ, એ જ ઈચ્છા !

## માલખા નકામા રાખવા

**પ્રશ્નકર્તા :** દાદા, તમે તો પૈસા ગણવામાં ટાઈમ બગાડવાની ના પાડો છો પણ અમારે કેટલીક વખત એવું બને છે, કે આમ પેલા પસ્તીના કાગળો બધા હોય. એ હવે આમ તો સાધારણ રીતે એમ કહીએ કે 'ભઈ, આ કાગળો બધા ફેંકી દેવાના છે.' પણ કેટલીક વખત એમ લાગે, કે 'ઊભા રહો, મહીં કંઈક હશે, કંઈક હશે.' એટલે એ બધું ચૂંથીએ છીએ અને એમાં વાર લાગે છે.

**દાદાશ્રી :** અરે, એમાં નર્યા વગર કામના ચૂંથારા !

**પ્રશ્નકર્તા :** પછી છેવટે નીકળતું તો કશુંય નથી. એકાદ-બે ટાંકણી કદાચ નીકળે, કામમાં આવે એવી. બાકી બીજું કંઈ નીકળતું નથી. પણ...

**દાદાશ્રી :** અમારા મોટાભાઈ મણિભઈ હતા ને, તે કન્ટ્રાક્ટનો ધંધો કરતા'તા. ત્યારથી હું ભેગો ધંધો કરતો'તો. તે ત્યારથી અમે તો આ અમુક કાગળ આમાં (માલખામાં)* ઘાલીએ ને અમુક કાગળ ફાઈલમાં. એ બધી ફાઈલો એમ ને એમ પડી રહેલી ખરી. પછી કોઈ દહાડો ફરી કામમાં લાગી નથી. ખાલી જોઈએ ને ખુશ થઈએ, જોઈએ ને ખુશ થઈએ, કે 'આટલું છે, આ બાકી, અમુક આ બાકી છે.' તે કામમાં નહીં લાગી. એટલે પછી મેં એ બંધ જ કરી દીધું. ફાઈલો રાખવાનુંય બંધ કરી દીધું અને પેલુંય બંધ કરી દીધું. તરત જ ડિસ્પોઝ, કાગળ જે આવ્યો એ. આ શી ભાંજગડ બળી ! લોકોને જોઈને આપણે માલખા રાખ્યા'તા. જાણે શું મોટા માલ આવ્યા, તે માલખામાં ઘાલો ! અને સડી ગયેલા ત્યાં સુધી પેલા કાગળો પડી રહ્યા'તા.

*માલખા - સળિયા કે દોરામાં પરોવી રાખેલા કાગળો અને ચિઠ્ઠીઓનો સમૂહ

## દાદા પાસે માલખા જ કઢાવવા છે

**પ્રશ્નકર્તા :** દાદા, આ માલખાની વાત આજે કંઈ નવી નીકળી, કે આ અમે માલખામાં બધું મહીં ભર ભર ભર ભર કર્યા કરીએ.

**દાદાશ્રી :** ના, પણ જોજો પછી, મેં અનુભવ કાઢ્યો કે મારું હારું આ બે-ચાર વર્ષ સુધી જોયું, પણ મહીં કશું નીકળતું તો છે નહીં. તો પછી રાખવાનું શું કારણ આની પાછળ ? અને વખતે એકાદમાં નીકળે એવું હોય, તે આપણે મૂકી રાખીશું એક જગ્યાએ. પણ આ બધું માલખા રાખવાનું શું કારણ તે ? આ બિલ આવ્યું તેય માલખામાં. અલ્યા, પણ શું કામ તે આ ? જોડાનું બિલ આવ્યું, તે જોડા ફાટી ગયા ને તે જોડાનું બિલ માલખામાં રહ્યું. એટલે માલખા જ કાઢી નાખ્યા મેં તો, કાઢીને ફેંકી દીધા હડહડાટ ! ફરી માલખાય રાખવાનું બંધ કર્યું ને એ ફાઈલોય બંધ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, અમે તમારી પાસે માલખા કઢાવવા જ આવ્યા છીએ.

**દાદાશ્રી :** એમ !

**પ્રશ્નકર્તા :** અમારા માલખા નથી નીકળતા અમારાથી. અમને લાગે છે કે મહીં કંઈક છે, અંદર.

**દાદાશ્રી :** હા, માલખા નકામા રાખવા !

## ભેગું કરવાની કુટેવ પછી બધું છેલ્લે જાય સરવણીમાં

એટલે પછી મેં તો કામનાનોય પાછો હિસાબ કાઢી જોયેલો. કામના મૂક્યા'તા તે ફરી ક્યારે કામ લાગ્યા ? ત્યારે કહે, ''એક દહાડો જોયું'તું, પછી તો જોયું જ નથી.'' અરે, નકામું આ કપડું ફાટ્યું ના હોય ને, તેને સંઘરી રાખતા'તા. ફાટેલું હોય તો કોઈ ગરીબને આપી દઈએ. પહેલેથી રિવાજ રાખેલો, હીરાબાને કહેલું, કે 'આપણે તો ફાટેલા કપડાંને કોઈક આવતું-જતું હોય, જરૂરિયાતવાળાને આપી દેવું. વાસણ

આપણે ના લેવું.' એટલે આપણે રિવાજ જુદી જાતનો રાખેલો. પછી સારું હોય ને, મહીં ફાટેલું ના હોય તો મૂકી રાખીએ. તેય મેં હિસાબ કાઢ્યો, મેં કહ્યું, 'અરેરે, આ મૂકી રાખીને છેવટે અમારે ત્યાં સરવણી થાય છે ને, એમાં જાય છે પછી.' સરવણી હારુ આ બધું મેલી રાખવાનું હોય ? એટલે પછી મેં એય આપી દેવા માંડ્યા. જે મળે ને, તે ઓળખાણવાળાને કહ્યું, 'અલ્યા, નવો કોટ છે, આ પહેરી લેજે તું.' સગાંવહાલાં પહેરે મહીં, કોટ નવો હોય ને એને માફક આવે તો પહેરી લે. પણ આ શું, મૂઆ, આ શેના હારુ ? સરવણી હારુ લૂગડાં ભેગા કર્યા ? જુઓ તો ખરા !

આ બધું નર્યું ભેગું કરવાની ટેવ જે છે ને, એ બધું જે ને તે ભેળું કરવું. શું ? માલખા. તે આવડા આવડા થાય માલખા. તેમાં જોડાનું બિલ એક આવ્યું તેય આ માલખામાં નાખો, કહેશે. અલ્યા, જોડો મરી ગયો ને પાછો બીજો આવ્યો જોડો, તોય પેલા માલખામાં પેલું બિલ ખરું.

## જબરું રૂપક 'માલખા'નું, દાદા શિખવાડે ખાલી કરવાનું

તે 'માલખા' એ શબ્દ, નામેય ભૂલી ગયો'તો, અત્યારે યાદ આવ્યું મને.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ માલખામાંથી અમારાથી નથી કાગળ નીકળતો. અમારાથી એ માલખાની અંદર પછી ભર ભર થયા કરે છે.

દાદા, એવું થાય છે, દાખલા તરીકે એક બહુ મોટું વાસણ અમારે ત્યાં હતું. તે એવો પહેલા વિચાર ખરો કે મોટો અવસર ઘરમાં આવશે ત્યારે એ કામમાં આવશે. કોઈ દહાડો એ કામમાં આવ્યું નથી. અને હવે એમ લાગ્યું કે આ જગ્યા રોકે છે. એના કરતા આ પેલાને ત્યાં આ વાસણ જે ભાડેથી મળે છે, તેને ત્યાં તો જેટલા જોઈએ એટલા વાસણ મળશે. પછી આ નકામી જગ્યા રોકવી.

**દાદાશ્રી :** જગ્યા રોકે છે અને એમાં કેટલો બધો ટાઈમ જાય છે !

**પ્રશ્નકર્તા :** દાદા, આ ઝીણવટભરી નજરે અમે જોઈએ અને કાગળ મૂકી રાખીએ છીએ, માલખામાં. પણ આ અંદર રહેલા માલખા છે ને, તે જ માલખામાં કાગળ ભરે છે.

દાદા, તમે સીધું રૂપક આપો છો, પણ સીધા માલખા તો...

**દાદાશ્રી :** તમારે માલખા રાખતા'તા કે ? તમે હઉ માલખા રાખતા'તા ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા, તે મને તો બહુ જ હસવું આવ્યું. કારણ કે મારી આવી જ ટેવ છે. હજુ ઑફિસની ફાઈલો બધી રાખી મૂકી છે અને બધી ચોપડીઓ રાખી મૂકી છે. મને પોતાને લાગે...

**દાદાશ્રી :** આ લોકો તો પેલા સારા વિચાર આવ્યા હોય ને, તેય અંદર માલખામાં મૂકી રાખે. અરે મૂઆ, ખાલી કર ને ! આ ખાલી કરવાનું છે. એની મેળે જરૂર હશે તે વખતે બધા જ આવશે. જરૂર હોય ને, તે ઘડીએ બધા આવીને ઊભા રહે છે.

**પ્રશ્નકર્તા :** ખરું, દાદા. આ તો ગજબની વાત કરી !

❖❖❖❖❖

# [૨૦]
# ધંધો, લોકોની અડચણ દૂર કરવાનો

## પોતાના ધંધાની વાત જ નહીં કરેલી

**પ્રશ્નકર્તા :** ધંધામાંથી આપનું મન ક્યારથી વિરક્ત થઈ ગયું ?

**દાદાશ્રી :** ના, મન ખસી ગયેલું નહીં. મન એમાંય ખરું અને આમાંય ખરું. બન્નેમાં મન ખરું. કારણ કે અહંકાર ભારે એટલે ધંધામાંથી મન છૂટે નહીં ને !

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** અહંકાર તો બહુ ભારે હતો. તેમાં હતું કશુંય નહીં પણ જાણે બહુ મોટો માણસ હોય ને, એવું લાગ્યા કરે. અને બીજું, મમતા નહીં પહેલેથી, ઓછી, બિલકુલ જૂજ.

અમને અજ્ઞાનદશામાં એક ગુણ બહુ સારો હતો, કે ગમે તેનું ગમે તેવું કામ આવી પડે, પણ ત્યારે મારું ગમે તેવું કામ ભૂલી જતો અને તેને પૂછતો, કે 'તારે કેવું ચાલે છે ?' મારા પોતાના ધંધાની વાત હું કોઈનેય નહોતો કરતો. નાનપણથી, જ્ઞાન નહોતું તોય. એ અભ્યાસ જ થઈ ગયેલો. મારા ધંધાની કોઈ દહાડો વાતચીત નહીં કરેલી. તમે બધા રોજ આવો ને, તે 'તમારું શું ચાલે છે ? તમારું શું ચાલે છે ? તમારું શું ચાલે છે ?' બસ આ જ વાત, તમારી જ વાત, મારી પોતાની

વાત નહીં કરવાની. તમારું શું ચાલે છે, એટલું જ. ઘેર આવ્યો તેને, 'તારે શી અડચણ છે ? તારે શી અડચણ છે ? તારે શી...' એટલે આખી જિંદગી આ જ કર્યું છે. જે કોઈ ઘેર આવ્યો ને, તેને એનું શું છે, એને શું અડચણ છે, એ પૂછ પૂછ કરેલું. મારી અડચણ મેં કોઈને કહી નથી.

આખી જિંદગી ધંધો કરેલો, ધંધા બહુ જાતના કરેલા, પૈસાય મળેલા. પણ કોઈ દહાડોય મારે ઘેર જે આવ્યા હશે ને, તેમને ધંધા સંબંધી વાત કરી નથી કોઈને. કોઈ એમ કહે, કે ''તમે ધંધા સંબંધી વાત કરી'તી'', પણ એ વાત માન્યામાં ના આવે.

**પ્રશ્નકર્તા :** છતાં ધંધો ચાલ્યો પાછો. ધંધા સંબંધી વાત નથી કરી, છતાં ચાલ્યો.

**દાદાશ્રી :** એ ચાલ્યા કરે પણ મારી વાત કોઈ દહાડો કરી નથી. કારણ કે ધંધા સંબંધી મેં ધ્યાનેય નથી આપ્યું.

## લોકોની અડચણ દૂર કરવામાં જ પડેલા

આખી જિંદગી મેં ધંધો જ કર્યો નથી. તમે મારે ઘેર આવ્યા, તો 'શું તમારે સર્વિસ મળી કે નથી મળી ? તમારે ધંધો કેમનો ચાલે છે ? તમારે શી અડચણ છે ?' આખી જિંદગી આ જ ધંધો કરેલો. બીજો કશો ધંધો જ નથી કર્યો મેં તો. ફક્ત ધંધો આવડે બહુ. હવે ભાગીદાર ચાર મહિના જાય અને પછી ગૂંચાય ગૂંચાય કરતા હોય, તો હું એક દહાડો જઈને ઉકેલ લાવી આપું. એટલે એ કહે, કે 'તમારે બે-ત્રણ મહિને એક ફેરો આવવું. તમારે ધક્કો મારી આપવો.' બાકી આ લોકોની જ ધમાલમાં પડેલો.

**પ્રશ્નકર્તા :** તે સારું કર્યું, એમાં શું ખોટું છે ?

**દાદાશ્રી :** પણ એ મારાથી સહન ના થાય, કોઈનું દુઃખ, એં... 'અલ્યા, નોકરી હજુ નથી મળતી ?' તે છેવટે ચિઠ્ઠી લખી આપું. આમ કરી આપું, તેમ કરી આપું, પણ રાગે પાડી દઉં. મગનભઈ, છગનભાઈ

જોડે આમ આડે દહાડે ના બોલું અને ચિઠ્ઠી લખતી વખતે 'મુરબ્બી મોટાભાઈ' લખું.

**પ્રશ્નકર્તા :** તે કહો એ સારું કર્યું.

**દાદાશ્રી :** ના, પણ એવું કર્યું, બસ એટલું જ... બીજું કશું જિંદગીમાં નથી કર્યું.

**પ્રશ્નકર્તા :** પણ તે સારું કામ કર્યું ને ! કો'કને રોટલા ખાતો કર્યો એ સારું કર્યું ને !

**દાદાશ્રી :** હા. અને પેલાને નોકરી ના મળતી હોય ને, તો અમારે ત્યાં મુંબઈ મોકલી દઉં. બધાયને મેં મુંબઈ મોકલ મોકલ કરેલા, પગાર માથે પડતો હોય તોય. કાન્તિલાલેય કહે કે 'ભઈ, હારું, મોકલી દો.'

## પોતાના માટે નથી કર્યો ધંધો, એની મેળે ચાલ્યા કરે

આખી જિંદગી એ જ કરેલું ને, બીજું કશું કરેલું નહીં. ધંધો તો એમ ને એમ ચાલ્યા કરે. મારે પોતાને માટે મેં ધંધો કર્યો નથી, કોઈ દહાડો.

**પ્રશ્નકર્તા :** પણ તમે જ્યારે આ કોન્ટ્રાક્ટનું અને બિલ્ડરનું કરતા'તા, ત્યારે તો તમારા માટે જ કર્યું હશે ને ?

**દાદાશ્રી :** હા, પણ મારા પોતાના માટે મેં કશું નથી કર્યું. એ ધંધો તો એની મેળે ચાલ્યા જ કરે. મારે તો એ મૂળથી પૈસાની અટકણ નહોતી, પહેલેથી જ એ અટકણ નહોતી.

**પ્રશ્નકર્તા :** દાદા, શરૂઆતથી કંઈ અટકણ નહીં ?

**દાદાશ્રી :** નહીં, એ પૈસાની તો અટકણ નામેય નહીં. કારણ કે ધંધો કર્યો છે ને, તે બાવીસ વર્ષનો હતો ને, તોયે છે તે મારે ઘેર જે આવ્યો હોય ને, તે મારા ધંધાની વાત તો કોઈ જાણતા જ નથી. મારે ઘેર આવ્યા હોય તે એમને ખબર પૂછું ઊલટું, 'તમે શું અડચણમાં આવ્યા છો ?' બધાને પૂછ પૂછ કરું. લાઈફ લોકોને માટે ગયેલી, આખી

લાઈફ ! મારા ધંધાની વાતચીત નહીં કરેલી. ચાલ્યા જ કરે એ તો એમ, થોડું ઘણું મળ્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** મળ્યા જ કરે. એ દૃષ્ટિ જ એવી ને, દાદા.

**દાદાશ્રી :** મળ્યા જ કરે ને ! બહુ લાંબું અમારી ઈચ્છાય નહીં ને ! લોભિયા નહીં. ખૂટે જ નહીં નાણું. અને ઊંધે રસ્તે નાણું જાય નહીં.

## છૂટેલો જ હતો ધંધાથી ને જીવતો હતો પારકા માટે

**પ્રશ્નકર્તા :** આ તમારા ધંધામાં તમને એવું કોઈવાર થતું કે આ બધું એકસાથે છોડી દઉ ?

**દાદાશ્રી :** ના, છોડી દેવાનો વિચાર નહીં આવેલો.

**પ્રશ્નકર્તા :** તો મને કેમ એવું થાય અત્યારે ? મને સંસાર બધો ત્યાગ કરીને ભાગી જવાનું મન થાય, એવું કેમ ?

**દાદાશ્રી :** ના, તે તમે વધારે મહીં ઊંડા ઊતરી ગયા છો.

**પ્રશ્નકર્તા :** એ નબળાઈની નિશાની કહેવાય ?

**દાદાશ્રી :** ના, એ નબળાઈ-બબળાઈ ના કહેવાય. એ તો મનુષ્યનો મોહ જ છે, એક પ્રકારનો.

હું તો છૂટેલો જ હતો ને, ધંધાથી. હું ધંધો જ કરતો નહોતો. ફક્ત આખો દહાડો મેં ના કહ્યું, કે તમે આવ્યા હોય તો પૂછું, 'નોકરી છે કે નથી ?' કોઈને બૈરી મરી ગઈ હોય, તો હું પૂછું, કે 'તારા છોકરાનું શી રીતે ચલાવે છે ?' બધું સામાને જ પૂછ પૂછ કરું. એની અડચણો શું છે એ બધું તપાસ કર કર કરું. પારકા માટે જીવન હોય ને, એવું જ મારું જીવન ! પોતાના માટે તો ચાલ્યા જ કરતું હતું ગાડું.

## લોકોના ઘર ફ્રી બાંધ્યા પણ ઘેર ચોકડી નથી બાંધી

આખી જિંદગી ધંધો કરેલો પણ ધંધાનો વિચાર મેં નહીં કર્યો

કોઈ દહાડો. આખી જિંદગીમાં મેં મારા ધંધાનું વિચારેલું જ નહીં. મેં મારે માટે કશું જ વિચાર્યું નથી. આખી જિંદગી મેં પારકા માટે જ ગાળી છે. મારા આ હાથે લોકોના મકાનો બંધાયા છે, પણ મારા ઘરે એક ચોકડી પણ નથી થઈ.

અમેય મૂળ કોન્ટ્રાક્ટરને, તે મૂળ કસરિયા માણસ. કારણ કે આ દુનિયામાં ભાંગલા વાસણમાં કોણ ખાય ? ત્યારે કહે, 'જે વાસણોનો મેકર (બનાવનાર) છે ને કુંભાર, એ ભાંગલા વાસણમાં ખાય મૂઓ !'

હું પોતે કન્ટ્રાક્ટર, પણ પોતે મારા ઘરની ચોકડી બાંધી નથી. અમારા ગામમાં જૂનું મકાન તોડી નાખી અને નવું બાંધવાનું હતું, તે અમારા બ્રધર કોન્ટ્રાક્ટર હતા. તે એમનાં વાઈફ થોડુંઘણું જાણે આમાં. તો મેં કહ્યું, તમે બાંધો તો હું પૈસા મોકલાવી દઉં. તે હું ચાર કલાક ગયો હોઈશ, તેમાં એમણે એ મકાન ફર્સ્ટ ક્લાસ બાંધ્યું, આર.સી.સી. મકાન, ફર્સ્ટ ક્લાસ બાંધી દીધું. રહે છે એ પોતે જ, પણ એમણે પોતે બઈએ જ બંધાવ્યું. પણ મેં તો મારી ચોકડીય બાંધી નથી આખી જિંદગીમાં. અમે આખી દુનિયાની ચોકડીઓ સમી કરીએ, આખી દુનિયાના મકાનો બાંધીએ પણ અમારી ચોકડી રિપેર કરી ના હોય. એ તો તમારે અસલ જોવા જેવી વસ્તુ છે આ !

અમારા મધરને ઘૈડી ઉંમર બહુ થઈ ને, તે છોંતેર પછી ચોર્યાસી વર્ષની ઉંમર સુધી હું એમની પાસે જ રહ્યો. કારણ કે એ 'મારો અંબાલાલ, મારો અંબાલાલ, મારો અંબાલાલ' કર્યા કરે. બીજું કશું જોઈએ નહીં. 'મારો અંબાલાલ...' મોઢું જુએ કે ખુશ ! એટલે રાત્રેય મહીં ઘણા ફેરા આમ ઝબકીને ઊઠે, કે 'આ મુંબઈથી આવ્યો નહીં, મુંબઈથી આવ્યો નહીં.' એટલે પછી અમારા ભાગીદારને મેં કહ્યું, 'થોડો વખત આવ-જાવ કરીશ, પણ ખાસ કરીને અહીં જ રહીશ.' અને ત્યાં બેઠા બેઠા કરવું શું હવે, નવરા પડ્યા તે ? કંઈ આખો દહાડો બા પાસે ઓછું બેસી રહેવાય છે ? એટલે મેં ત્યાં કહ્યું, 'ભઈ, જેને કંઈ મકાન-બકાન બાંધવા હોય તો હું ત્યાં દેખરેખ રાખીશ અને ફ્રી ઑફ કૉસ્ટ છે તે હું બંધાવી આપીશ.' આ દવાખાનું ખોલું છું, કહ્યું, મકાનોનું

દવાખાનું. મકાનનો ડૉક્ટર ! બે-ત્રણ કામ ચાલતા'તા, તે એક ફેરો મારી આવું, લોકોને હેલ્પ થઈ જાય. તે આઠ વરસ આવું કરેલું. નવરો બેસી રહું નહીં. હવે કેટલાક કોન્ટ્રાક્ટરોના મનમાં એમ થાય કે મારી જોડે પાંચ હજારનું કામ કરાવ્યું હોત તો મારા બે ટકા નીકળે, એટલે કેટલા થયા ?

**પ્રશ્નકર્તા :** એકસો રૂપિયા.

**દાદાશ્રી :** હા, એને મહિનામાં સો રૂપિયાની આવક થાય ને, પણ મારે તો મહિનામાં અડધો કલાક જ ને ? એને (કામ કરાવનારને) કંઈક પણ ફાયદો થયો એની મને કિંમત હતી. એ એના સો હારુ તો મૂઆ મનમાં ઉપાધિ થતી હોય. સો વધારે ઘાલે તો મહીં ચોકડી વધારે સારી થાય ને ! એટલે અનુભવ સારો ને, લાઈનનો અનુભવ હોય તે સસ્તામાં કરાવી આપું, રાગે પાડી આપું.

જ્ઞાન થતા પહેલા એવી રીતે રાખેલું કે જે કોઈ માણસને મકાન બાંધવું હોય તેને ફી, ફી વગર બાંધી આપું. કારણ કે પોતાની લાઈનમાં જ સેવા આપી શકાયને ? બીજી સેવા તો આપી શકાય નહીં ને. તે દહાડે મને ખબરેય નહીં કે આવું જ્ઞાન થશે. આ તો આશ્ચર્યકારક જ્ઞાન ઊભું થયું મહીં. એક કલાકમાં બીજા માણસને (આત્મા) જાગ્રત થઈ જાય છે ને.

## સ્વાર્થ નામેય નહીં, ફરજિયાત કરવો પડે ધંધો

**પ્રશ્નકર્તા :** દાદા, તમે ધંધાનો વિચાર કરતા નહોતા અને આખી લાઈફ પારકા માટે જ ગાળી છે, પણ થોડોઘણો સ્વાર્થ તો હશે જ ને ?

**દાદાશ્રી :** ક્યારેય જિંદગીમાં સ્વાર્થ કોઈની જોડે રાખ્યો નથી મેં. એક પણ માણસ એવો નથી કે જેની જોડે મેં સ્વાર્થ રાખ્યો હોય. હીરાબા જોડેય નહીં, અંબાલાલ (પોતાના દેહ - ફાઈલ વન) જોડેય સ્વાર્થ મેં નહીં રાખેલો ને ! સ્વાર્થ નામેય નહીં, સહેજેય નહીં.

**પ્રશ્નકર્તા :** દરેકને સ્વાર્થ તો કરવો જ પડે ને ? નોકરી કરે, વકીલાત કરે, ધંધો કરે, એ બધો સ્વાર્થ તો કરવો જ પડે ને ?

**દાદાશ્રી :** મારે નથી કરવો પડતો. હું તો પારકા હારુ જ જીવું છું. કારણ કે મારો સ્વાર્થ ક્યારે કહેવાય ? હું કપડું સરખુંય અહીંનું લેતો હોઉં કોઈનું, એક-બે આનાય વાપરતો હોઉં તો મારો સ્વાર્થ. હું તો મારા ઘરના વાપરું છું. હજુ તો અમારો બિઝનેસ હઉ ચાલે છે. ઈન્કમટેક્ષેય ભરું છું. સ્વાર્થ ક્યારે ? હું લોકોની પાસે લેતો હોય, કંઈ લાભ ઉઠાવતો હોય, ત્યારે સ્વાર્થ કહેવાય. અને જગત તો સ્વાર્થમાં જ છે.

**પ્રશ્નકર્તા :** આપ જે ધંધો કરો છો, તો એ સ્વાર્થ નહીં એ કેવી રીતે ?

**દાદાશ્રી :** એ તો મારે ફરજિયાત કરવો પડે છે, મારે ઈચ્છા નહીં હોવા છતાં થયા કરે છે. તોય અમને અમારા ભત્રીજા કહે, 'તમે ભગવાન છો એવું તો લોકોય કહે છે ને અમેય કબૂલ કરીએ છીએ, પણ તમારે લોભ બહુ છે તેથી મુંબઈ ધંધા કરી કમાવા જાવ છો.' ખરેખર અમારે એમને સમજાવવાની જરૂર નહીં, તે છતાં અમે સમજણ પાડીએ કે 'અમે પહેલાનો લોભ આપી દેવા જઈએ છીએ, જ્યારે લોકો લોભ લેવા જાય છે.' મારે કશું હોય જ નહીં. તે વીસ વર્ષથી પેન હાથમાં ઝાલી નથી. ફક્ત વરસ દહાડામાં એકાદ ફેરો ઈન્કમટેક્ષના કાગળ ઉપર સહી કરવાની હોય તે દહાડે, એ ચેકબુકમાં કોઈ વખત સહી કરવાની. પેન-બેન કશુંય, રૂપિયાય ઝાલ્યા નથી.

## પુણ્યથી જ કમાય છે, તો સ્વાર્થ શાને ?

મેં મારી જિંદગીમાં સ્વાર્થ જ નથી કર્યો. સંસારી સ્વાર્થ મેં કર્યો નથી ને આ માણસ કામમાં લાગશે એવો ઘાટ મેં રાખ્યોય નથી. કેવી મજા આવી હશે !

**પ્રશ્નકર્તા :** મજા તો આવે, પણ બિઝનેસમેન...

**દાદાશ્રી :** ના, બિઝનેસમાંય સ્વાર્થ નહીં, વ્યવહારિકતા.

**પ્રશ્નકર્તા :** તો પછી તમે બિઝનેસમેન તરીકે કમ્પ્લીટ ફેલ્યર (સંપૂર્ણ નિષ્ફળ) હોવા જોઈએ.

**દાદાશ્રી :** ના, ના, તમને કોણ ફેલ્યર કરી શકે ? કોના હાથમાં ફેલ્યર કરવાની સત્તા છે ? કોણ છે એવો મૂઓ ?

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત.

**દાદાશ્રી :** વ્યવસ્થિત ફેલ્યર ના કરે. વ્યવસ્થિત એને જ આપે બધી લક્ષ્મી.

**પ્રશ્નકર્તા :** તો કોણ કરે ?

**દાદાશ્રી :** આ જે ઘાટ કરે છે ને, તેને ઓછી લક્ષ્મી આપે. તેને બધી મુશ્કેલીઓ ! આ તો બધી પુણ્યૈ કમાય છે, કંઈ એ નથી કમાતો. અને પુણ્યૈ કમાય છે, તો શા હારુ સ્વાર્થ કરો છો વગર કામના ! વગર કામના ઘાટ કરો છો, બિચારાને ! મરઘું દેખ્યું ને, તો પરમ દહાડે શાકમાં કામ લાગશે, આ પેલા મહેમાન આવવાના છે તે ! મરઘા ઉપર ઘાટ, ગમે તેની ઉપર, બકરા ઉપર ઘાટ, માણસ ઉપર ઘાટ. જ્યાં ને ત્યાં નર્યું ઘાટ, ઘાટ ને ઘાટ. એ સિવાય આ જગતમાં કશું જોવાનું નહીં મળે તમને. ઘાટ હોય કે ના હોય ?

**પ્રશ્નકર્તા :** હા, હોય.

**દાદાશ્રી :** આ ઘાટ છે કે નહીં, તે ક્યારે ખબર પડે ? જ્યારે આપણને પક્ષાઘાત થાય ને, ત્યારે બધા આઘાપાછા થયા કરતા હોય. આપણે જાણીએ કે મારું હારું કેમ આ બધા આઘાપાછા થઈ ગયા ? ત્યારે કહે, 'હવે શું કરવાના ? છોને, મૂઓ પડ્યો રહ્યો !' સબ ચલે જાય (બધા ચાલ્યા જાય) આ તો. કોઈ બાપોય સગો ના થાય.

**પ્રશ્નકર્તા :** પણ સ્વાર્થ ન હોય અને જો બિઝનેસ કરતો હોય માણસ કોન્ટ્રાક્ટનો, તો એ ફેલ્યર કેમ ન થાય ?

**દાદાશ્રી :** ફેલ્યર હોય જ નહીં. કોઈ દહાડો ફેલ્યર થાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે એ કોના હાથમાં ? ફેલ્યર (નિષ્ફળતા) કે સક્સેસ (સફળતા) કોના હાથમાં ?

**દાદાશ્રી :** ફેલ્યર ને સક્સેસ પુણ્યના આધીન છે. આ જો ચોરીઓથી લોક કમાતા હોય તો તો આ ચોર લોકોને ઘેર બધી બહુ મિલકત હોય ! ત્યારે તો આપણે ત્યાં કહેવત છે, કે 'ચોરની મા કોઠીમાં મોઢું ઘાલીને રડે.' આ મૂઆ આટલું બધું લાવ્યો છે, મહીં કોઠીમાં તો કશું છે નહીં.

## સ્વાર્થ સંચિત નહીં, પ્રારબ્ધ સંચિત

**પ્રશ્નકર્તા :** આ દુનિયામાં કોઈ એવો એક માણસ હશે કે જેને એક ટકો પણ સ્વાર્થ ના હોય ?

**દાદાશ્રી :** આ તમારી સામે બેઠો છે તે !

**પ્રશ્નકર્તા :** પણ તમારો ધંધો પણ તમારા માણસો તમારા આદેશ પ્રમાણે, તમારી ઈચ્છા પ્રમાણે કરે, એટલે એ સ્વાર્થ તમારો પણ આવ્યો ને ?

**દાદાશ્રી :** આદેશેય નહીં ને ઈચ્છાયે નહીં. આ તો મેં ના કહી દીધી કે નફોય મારો નહીં. નફોય એ વહેંચી લે. આ તો ખાલી નામ કામમાં લાગે એટલા માટે એને રાખી મેલેલું.

**પ્રશ્નકર્તા :** પણ નફા વગર તમારું અસ્તિત્વ કેવી રીતે રહે ? કપડાં કેવી રીતે પહેરશો ? જમવાનું કેવી રીતે...

**દાદાશ્રી :** બધું બહુ છે મારી પાસે, પુષ્કળ છે બધું. તેય મારી પાસે નથી રાખ્યું. મારી પાસે ચાર આનાય રહેવા દીધા નથી. બધું હીરાબાની પાસે છે.

**પ્રશ્નકર્તા :** પણ તમારા થકીને, આગળનો સ્વાર્થ સંચિત ને, જે છે તે અત્યારે ?

**દાદાશ્રી :** ના, સ્વાર્થ સંચિત નહીં, પ્રારબ્ધનું સંચિત. સ્વાર્થ તો મારી લાઈફમાં મેં કર્યો જ નથી. પ્રારબ્ધને આધીન બધું આવ્યું છે.

## દાદાને જેટલા પ્યૉર રાખશો એટલું લાભદાયી

હું તો મારા ઘરનું, મારા પોતાના ધંધાની આવકનું, મારા પ્રારબ્ધનું ખાઉં છું ને લૂગડાં પહેરું છું. હું કોઈનો પૈસો લેતોય નથી ને કોઈનું આપેલું પહેરતોય નથી. આ બ્યૂટીફૂલ (સારા) ધોતિયાય પણ મારા પહેલાની કમાણીના પહેરું છું. અહીંથી મુંબઈ જવાનું પ્લેનનું ભાડુંય મારા ઘરના પૈસાનું, આ એમનું (નીરુબેનનું) એમના ઘરના પૈસાનું. હું એક પૈસોય લોકોની પાસે લઉં તો મારા શબ્દો લોકોને માન્યામાં જ કેમ આવે તે ? કારણ કે એના ઘરની એઠ મેં ખાધી. અમારે ના હોય. અમારે કંઈ જોઈતું નથી. જેને ભીખ જ નથી કોઈ પણ પ્રકારની, એને ભગવાનેય શું આપવાના હતા તે ?

એક જણ મને ધોતિયા આપવા આવ્યો, એક જણ ફલાણું આપવા આવ્યો. મારે ઈચ્છા હોય તો વાત જુદી છે, પણ મારા મનમાં કશાની ઈચ્છા જ નથી ! મારે તો ફાટેલું હોય તોય ચાલે. એટલે મારું કહેવાનું કે જેટલું ચોખ્ખું રાખશો એટલું આ જગતને લાભદાયી થઈ પડશે !

❖❖❖❖❖

# [૨૧]
# ધંધો કર્યો નિકાલી ભાવે

## અંદર ઉપયોગમાં, બહારનું પરસત્તામાં

**પ્રશ્નકર્તા :** આપશ્રી ભગવાન પ્રાપ્તિના માર્ગે વસી ગયા, સાથે આપ મોટા ધંધાથી પણ સંકળાયા છો, તો એ બન્ને શી રીતે સંભવે તે સમજાવો.

**દાદાશ્રી :** સારો પ્રશ્ન છે, કે 'હસવું અને લોટ ફાકવું બે શી રીતે બને ?' શું કહે છે ? 'આમ છે તે ધંધો કરો છો અને આમ છે તે ભગવાનના માર્ગે છો. એ બે કેવી રીતે બન્યું ?' પણ બની શકે એમ છે. જો રસ્તો કરો ને, બહારનું જુદું ચાલે એવું છે અને અંદરનું જુદું ચાલે એવું છે. બે જુદા જ છે. આ ચંદુભાઈ છે ને ? તે ચંદુભાઈ જુદા છે અને આત્મા જુદો છે અંદર. બે છૂટા પડી શકે એમ છે. બન્નેના ધંધા, બેના ગુણધર્મોય જુદા છે. જેમ અહીં આગળ સોનું અને તાંબું બે ભેગા થયા હોય પણ છૂટા પાડવા હોય તો પડે કે ના પડે ?

**પ્રશ્નકર્તા :** પડે.

**દાદાશ્રી :** પડે ને, એવી રીતે આને છૂટા જ્ઞાની પુરુષ પાડી શકે. જ્ઞાની પુરુષ ચાહે સો કરી શકે. તમારે છૂટા પાડવા હોય, એનો લાભ જોઈતો હોય તો આવજો. અને ધંધોય ચાલ્યા કરે, પણ ધંધામાં એક

ક્ષણવાર છે તે અમારો ઉપયોગ ના હોય. ખાલી નામ હોય, એ બાજુનું. મહિનામાં એકાદ દિવસ બે કલાક વખતે જવું પડે તો જઈએ, પણ તે અમારો ઉપયોગ ના હોય. ઉપયોગ ના હોય એટલે તમે સમજ્યા ? આ કોઈને ત્યાં દાન લેવા ગયા હોય આપણે, કે 'ભઈ, આ સ્કૂલને માટે દાન આપો.' તો પેલો એનું મન જુદું રાખે આપણાથી. રાખે કે ના રાખે ?

**પ્રશ્નકર્તા :** રાખે.

**દાદાશ્રી :** એવી રીતે આમાં બધું જુદું રહે. એના જુદા રાખવાના રસ્તા હોય છે. આત્માય જુદો છે ને આય જુદો છે.

## છેલ્લી દશામાં એની મેળે ખરી પડે

**પ્રશ્નકર્તા :** દાદા, તમે ધંધો કરવાનું છોડ્યું ?

**દાદાશ્રી :** છોડ્યું કશું નથી. હું છોડવામાં નથી માનતો કોઈ ચીજ. હું તો જે ઉદય આવે એને માનું છું.

**પ્રશ્નકર્તા :** હા, બરોબર છે.

**દાદાશ્રી :** ઉદયાધીન રહું છું હું. એટલે મારામાં પોતાપણું નથી બિલકુલેય.

**પ્રશ્નકર્તા :** પણ આપ જ્ઞાની પુરુષ થયા એટલે હવે સત્સંગ એકલો જ કરવાનો ને આ બધા ધંધા-બંધા છોડી દેવા જોઈએ ને ?

**દાદાશ્રી :** આ અમારે સંસારી દશા અને છેલ્લી દશા, તે બે અમને સરખી દશા લાગે. બાકી વચગાળાની દશા એટલે એક કિનારાની દશા. તે છેલ્લી દશા થાય ત્યારે અમારાથી સંસારી દશાને આઘીપાછી ના થાય. ભગવાનેય ના કહેલી. એ તો સંસારી દશા એની મેળે ખરી પડે તો ચાલે, નહિતર અમારે આ કોટ પણ ફેરવાય નહીં. પણ એની મેળે ખરી પડે તો જુદી વાત છે. તેમ ધંધો પણ એની મેળે ખરી પડો, પણ અમારે કશું ના કરાય.

## નફાની ઈચ્છા વગર આવી પડેલાનો ધંધો થાય

અમારે તો કોઈ મિલકતનો માલિક હું નથી. હીરાબા માલિક, હું નહીં. તેમ દેહનું માલિકીપણું, મનનું માલિકીપણું, વાણીનું માલિકીપણું એ ટાઈટલ બધા ફાડી નાખેલા. માલિકીપણાના ટાઈટલ ફાડી નાખેલા છે. ટાઈટલ નથી એના.

અહીં મિલકત હોય તેને એટલી જ મિલકત, તેય આખી મિલકત ના હોય. અહીં અમુક આટલો જ ભાગ મિલકતનો રહ્યો હોય ! અને અહીં કોઈ મિલકત નહીં હોય તો આખા બ્રહ્માંડની મિલકત એની પોતાની !

**પ્રશ્નકર્તા :** આપનો જે ધંધો ચાલે છે, પણ એમાં આપની સંમતિથી તો ચાલે જ છે ને, એટલે તમારો નહીં ?

**દાદાશ્રી :** અમને એનો વિચારેય નહીં ને, અમારે દૃષ્ટિએય નહીં ને અમારું-તમારું એય નહીં. એ તો ફરજિયાત કરવો પડે છે. નથી કરવો છતાંય કરવો પડે છે. કારણ કે અમારા જે ભાગીદારના દીકરાઓ છે એને ધંધો કરવો છે, તેમાં આ અમારું નામ કાઢી નાખે તો મુશ્કેલીમાં મૂકાય એ લોકો. કારણ કે જે નામની પ્રખ્યાતિ હોય એ નામ કાઢી નાખીએ તો મુશ્કેલીમાં મૂકાય, એટલે ચાલવા દેવું પડે. એમાં મેં કહી દીધું, 'મારે નફો જોઈતો નથી.' કારણ કે અમે તો ઘરમાં બે જ માણસ છીએ. ઘરમાં વાઈફ છે તોતેર વર્ષના અને હું પંચોતેર વરસનો.

**પ્રશ્નકર્તા :** આપને ધંધાની અગત્યતા લાગે ?

**દાદાશ્રી :** અમારે કોઈ ચીજની અગત્યતા ના હોય, છતાં કરવું પડે છે. પોલીસવાળો પકડીને લઈ જાય ને કરાવડાવે તે કરવું પડે તેના જેવું છે.

**પ્રશ્નકર્તા :** ધંધામાં નફો થાય તો ?

**દાદાશ્રી :** એવી કોઈ વૃતિ જ નહીં. નફાનો વિચાર જ નથી

આવ્યો, બધું સહજપણે થાય. કોઈ પણ જાતની ઈચ્છા જ નહીં. આ નિરિચ્છક દશા થઈ છે !

અમારે તો આવી પડેલાનો ધંધો કરવાનો, બોલાવવા જવાનું નહીં. તે આવી પડેલામાં દર સાલ આમ પાંચ-સાત લાખનું નકદ કામ થાય. પાંચ-છ લાખ રૂપિયાનું બાર મહિને ભરણું થાય. બીજું કશું અમારે જરૂર નહીં. અમને કોઈને લોભ નથી અહીંયા આગળ. પણ આ સાલ થયું છે એવું કે પંદર લાખ રૂપિયાના તો કામ હાથમાં આવ્યા છે અમને. અને ગોડાઉનનું વીસ લાખનું, એમ પાંત્રીસ લાખનું કામ આવી પડ્યું છે. આ તો ગજા ઉપરાંતનું કામ, તે મેં કહ્યું છે, કે હું પૂરેપૂરો ટાઈમ આમાં આપીશ. આ છેલ્લો હિસાબ છે.

## નવા ધંધામાંથી છૂટ્યા, જૂનું બંધન છૂટ્યા કરે

**પ્રશ્નકર્તા :** પણ દાદા, તમે તો કોન્ટ્રાક્ટનો ધંધો છોડતા નથી.

**દાદાશ્રી :** મને વાંધો નથી. મારે કશું છોડવાનું નથી. બંધાયેલો જ નથી ને હું. આ ફેરે કનુભાઈએ પૂછયું, કહે છે, 'આ પાઈપનું કારખાનું નાખીએ અને તમારું નામ મહીં રાખીએ.' ત્યારે મેં કહ્યું, 'ભઈ, આ ફેરે ના ઘાલશો હવે.' એટલે પછી બહાનું કાઢવું પડે, મારે ના ઘાલવાનું શું કારણ છે એ. ત્યારે મેં કહ્યું, 'તમે બીજા ભાગીદારો જે નાખો, તેમાં હું છૂટો હોઉ તો તમને શાંતિ કરી આપું.'

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એમને હજુય એવું રહે છે ને, કે દાદાનું નામ હોય તો ચાલે બરોબર.

**દાદાશ્રી :** એ બધો મોહ હોય પણ હવે એવું છે ને કે પદ્ધતસર મેં એમને સમજ પાડી, મેં કહ્યું, 'તમને ભાંજગડ આવે તો હું તમને છૂટું કરી આપું. પણ મારું નામ ઘાલેલું હોય તો હું પાર્ટી કહેવાઉ ને, તો હું એનો પાર્ટિસિપન્ટ (પાર્ટનર) કહેવાઉ ને ? અને જો મને છૂટો રાખો તો ગમે તેવી વઢવાડ જામી ગઈ હોય તોય હું તમને નિકાલ કરી આપીશ.' નહીં તો બગડી જાય. એટલે પછી છૂટો જ રાખ્યો છે. હવે

નથી કશું. આ જેટલું જૂનું બંધન છે, એ છૂટ્યા કરે છે દહાડે દહાડે. અને ક્યાં સુધી ? આ ફાઈલ જ ક્યાં સુધી ઊભી રહેશે કોને ખબર ? આ છે ત્યાં સુધી નામ રહેશે હજુ. નહીં તો નામને સાથે જોડે લઈ જાય ને, નનામી કાઢે ત્યારે ? નામ જોડે ના જાય ? એટલે બધું ધંધા તો એની મેળે જ ચાલ્યા કરે છે.

## ઈન્કમટેક્ષની સહી સિવાય વ્યવસાયમાં બધુંય ખરી પડ્યું

એટલે વ્યવસાય તો લગભગ છોડી દીધા જેવો જ છે પણ એમ કે એ લોકો પ્રશ્ન પૂછે ને, એનો જવાબ આપું, સલાહ આપું ફક્ત. તેય બે-ચાર વરસથી બંધ છે, એ સલાહેય અત્યારે બિલકુલ બંધ છે. બાકી ચાર વરસ ઉપર સલાહ પણ આપતો'તો. મારે જરૂરિયાત નથી પણ છતાં જોડે ભેગા રહીએ એટલે સલાહ તો આપવી જ પડે ને ? પાર્ટનરના છોકરાંઓ ફાધર જેવો રાખે છે મને. એટલે બધું એ પ્રમાણે રાખવું પડે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હવે બે-ચાર વર્ષથી બિલકુલ છે તે હાથ નથી ઘાલતો. જો કે પંદર-વીસ વર્ષથી પેન તો નથી ઝાલી મેં. આ પેલી ઈન્કમટેક્ષની સહી કરાવી જાય એટલી, બાકી પેન નથી ઝાલી. અને રૂપિયાય ઝાલતો નથી. હું ક્યાં માથાકૂટ કરું આ, મારું અપાર સુખ મેલી !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન થયા પછી તમે સહી કરો કોઈ ચેક પર કે કોઈ ડૉક્યુમેન્ટ પર, તે ઘડીએ એ.એમ.પટેલ કરો, સહી કરતી વખતે પણ મહીં સ્પષ્ટ જુદાપણું રહે ?

**દાદાશ્રી :** સહી ફાવતી જ નથી, નાછૂટકે કરું છું. ઈન્કમટેક્ષનું કામ પતાવવા પૂરતું જ સહી કરું છું. ધંધા માટે મારે ચેકમાં સહી કરવી પડે એટલું જ. એક વખત સહી કરવા ગયેલો. વીસ-વીસ વરસથી કાગળ નહીં, પેન પણ નહીં. બિલકુલ અપરિગ્રહ એટલે સહી કરતા શાની આવડે !

મને તો આમાં કશું આવડે નહીં ને હું તો જાણુંય નહીં એટલે મારે સહી એકલી જ કરવી પડે ઈન્કમટેક્ષમાં અત્યારેય. તેય સહી હવે થતી નથી બરોબર. અને એ ઑફિસરો જવાય દે છે ખરા. મને તો જોયોય નથી કોઈ દહાડો એ ઑફિસરોએ અને એ ઑફિસરોને મેંય જોયા નથી. હજુય ઈન્કમટેક્ષની સહીઓ તો કરવી જ પડે ને, છૂટકો જ નહીં ને ! હવે મેં કહ્યું, 'તું મને આમાંથી જુદો કાઢ. ખોટું દેખાય બહાર વ્યવહારમાં.' નામ રાખવા પૂરતું રાખેલું, મારે કંઈ ઓછી કમાણી જોઈએ છે ? આ તો એમના મનમાં આ નામથી કંઈક મિસગાઈડ ના થઈએ કે કશું નુકસાન આવે નહીં, એવું.

## છેવટે મહાત્માઓએ ધંધામાંથી કઢાવ્યું દાદાનું નામ

ભાગીદારીમાં નામ છે તે કાઢી નખાવાનું કહ્યું. ખાલી નામ મારે શું કરવા રાખવું ? મારે પૈસા કમાવા નથી, ઈન્કમટેક્ષનો એ લોકોને ફાયદો રહે, અમારા ભાગીદારોને.

**પ્રશ્નકર્તા :** એટલે, એટલા આપણે ફૉર્મ ભરવા પડે. સહી કરવી પડે, બધું કરવું પડે ને.

**દાદાશ્રી :** હા, તે એવું બધું. શું થાય પણ ?

**પ્રશ્નકર્તા :** દાદા, એ ભાગીદારોને તમે જે સવલત આપો છો, ઈન્કમટેક્ષ ઓછો કરાવવા માટે, એ ખોટું ના કહેવાય ?

**દાદાશ્રી :** ખોટું કહેવાય ને, પણ શું થાય તે ? મારી ઈચ્છા વગર કરવું પડે છે. મારી ઈચ્છા આવી હોય જ નહીં ને ! બધું ખોટું એ ખોટું જ કહેવાય. એનામાં કંઈ છૂટકો છે ?

**પ્રશ્નકર્તા :** હજુ છે ને નામ, દાદા ?

**દાદાશ્રી :** ના, કાઢી નાખ્યું.

**પ્રશ્નકર્તા :** ક્યારે કાઢી નાખ્યું ?

**દાદાશ્રી :** છ-બાર મહિના થયા, બધું કાઢી નખાવડાવ્યું. બધા

મહાત્મા મંડ્યા કે 'આ શું ? શોભે નહીં, દાદા !' હવે મને પેલાને કહેતા છે તે મનમાં એ થયા કરતું'તું, કે 'ઓહોહો ! કોઈ દહાડો દુઃખ આપ્યું નથી અને આ દુઃખ આપવાનું થયું !' પછી બધા મહાત્માઓ જાતે કહી આવ્યા કે 'ભઈ, દાદાનું નામ કાઢી નાખો.' દાદાને વર્લ્ડમાં કોઈ ચીજ જોઈતી નથી. કરોડોનું સોનું આપે તોય એ લે નહીં. સ્ત્રીનો જેને વિચાર આવે નહીં.

## ધંધો નહીં પણ જગતની શોધખોળ કરી બધી

અમારે ધંધા ઉપર બહુ પ્રીતિ નહીં, મૂળથી જ નહીં ! હું કંઈ પૈસા કમાવા નથી બેઠો કે આ બધો વેશ કરવા નથી બેઠો. હું તો આ શોધખોળ કરવા આવ્યો છું કે શું આ જગત છે ને કેવી રીતે ચાલે છે ? ને આ આમાં પોસાય નહીં મારે. મેં મારી શોધખોળ કરી નાખી બધી.

મેં તો ધંધો જ નથી કર્યો, નિરંતર આખા જગતના ગ્રાફિક જ દોર્યા કર્યા છે. ધંધો તો કરવાનો હોતો હશે ? આટલા બધા ભયમાં ધંધો હોતો હશે ? ધંધો તો બળદેય કરે જ છે ને ? આ ખેડૂતોના બળદ આખો દહાડો ધંધો કરે છે અને ઘાંચીનો બળદેય આખો દહાડો ધંધો કરે છે. એય આખો દહાડો ફર્યા કરે છે. જે ફરવાનો કશો અર્થ નહીં, મીનિંગલેસ વસ્તુ. જો ફરવાથી કમાતા હોય, તો લોક કમાતા હોય તે કમાયેલા દેખાય, અને એમ થાય કે 'ભઈ, હું કમાઈ રહ્યો.' કોઈ બોલ્યો 'કમાઈ રહ્યો' એવું ? કોઈ નથી બોલતું ? કોઈ એમ કહેતું નથી કે 'હું કમાઈ રહ્યો' એમ ? કેમ આટલી દોડ કરી છે ને વળી !

**પ્રશ્નકર્તા :** વધુ કમાવવાની ભાવના રહ્યા કરે ને ! વધારે ને વધારે ભેગું કરવાની ભાવના રહે ને !

**દાદાશ્રી :** હા, પણ હિન્દુસ્તાનને જમાડાય એટલું તો કમાયા હોય છે ને મહીં ? તો પછી એટલાથી બંધ રહે તો બહુ સારું.

**પ્રશ્નકર્તા :** એટલી શાંતિ નથી ને, તૃષ્ણા એટલી.

**દાદાશ્રી :** હિન્દુસ્તાનને જમાડે એવા કોઈ શેઠનું નામ મને દો ને, લખાવડાવીએ. કયા શેઠ જોયા ?

**પ્રશ્નકર્તા :** નથી રહ્યા તે કોઈ.

**દાદાશ્રી :** તે આટલે સુધી દોડ કરી તોય હિન્દુસ્તાનને જમાડી શકે એવા નહીં ? પેલા જગડુશા જેવા એકુંય નથી ?

**પ્રશ્નકર્તા :** નથી.

**દાદાશ્રી :** ત્યારે શું કરવાનું ? એટલે મેં દુનિયાના ખેલ જોવામાં જ કાઢ્યો છે વખત. આ આમાં શું વખત કાઢવાનો તે ? કમાવવાનું તે હાય, હાય, હાય, હાય, હાય ! એ તો આ પુણ્ય હશે ત્યાં સુધી રાગે પડશે, નહીં તો મહેનત કરીને મરી જશો તોય કશું મળશે નહીં. આ મજૂરો મહેનત કરે છે ને, કશું મળતું નથી.

મેં તો આખી લાઈફ લેબોરેટરી જેવી વાપરી છે, ધંધો જ નથી કર્યો કોઈ દહાડોય. રિસર્ચમાં જ આખી લાઈફ કાઢી છે મેં. રિસર્ચ જ કરેલું છે બધું !

## મહેનત વગર યોજના પ્રમાણે રૂપક આવે ધંધાનું

ધંધા બધા બહુ કર્યા, કમાયાય ઘણું. પણ ધંધામાં મેં ચિત્ત રાખ્યું નથી કોઈ દહાડોય. ધંધામાં આખી જિંદગીયે ચિત્ત રાખ્યું નથી. કર્યો છે ખરો, મહેનત કરી હશે, કામ કર્યું હશે પણ ચિત્ત નથી રાખ્યું.

**પ્રશ્નકર્તા :** તો દાદા, એ ધંધો ચાલે શી રીતે ?

**દાદાશ્રી :** બળ્યું ધંધો, આ નાટક થાય છે ! તે આ નાટક કરે છે તે વખતે નાટક થાય છે કે પહેલું રિહર્સલ કરેલું હશે ?

**પ્રશ્નકર્તા :** તો તો કરીને આવ્યા છો તમે.

**દાદાશ્રી :** રિહર્સલ બધા થયેલા જ છે. આ બધુંય રિહર્સલ થયેલું જ થાય છે ફરી. એક ફેરો થઈ ગયેલું છે, તેની ઉપર સિક્કો મારવાનો

છે. પેલું યોજના ઘડી અને આ છે તે રૂપકમાં આવ્યું. યોજના થઈ ત્યાંથી જ આપણે ના સમજીએ કે આવું આવવાનું છે રૂપકમાં ? ગયા અવતારમાં યોજના ઘડાઈને તૈયાર થઈ ગયેલી, આ રૂપકમાં આવ્યું. અત્યારે યોજના ઘડાય છે આવતા અવતારની. પછી પાછું રૂપકમાં આવશે.

ભાગીદાર કહે છે કે 'ગયા અવતારમાં આપણે શું હતા ?' 'તને નથી દેખાતું ? આ જે રૂપકમાં આવ્યા છીએ તે ગયા અવતારોનું રૂપક છે. બીજા કોણ ? આપણે તો શિલ્પી હતા. તે આજે રૂપકમાં છે.'

કોઈ ચીજ નવી બનતી નથી, જેની યોજના ઘડાયેલી છે તે બને છે. આ તો બધું પહેલા યોજના થઈ ગયેલીને તે આ યોજના અત્યારે હવે રૂપકમાં આવી રહી છે. ગયા અવતાર આની યોજના થઈ ગયેલી. એ શું શું ધંધો કરશે ? કયા સ્ટેજ ઉપર ધંધો કરશે ? એની પ્રાપ્તિ શું થશે ? એનો હિસાબ-બિસાબ કાઢીને યોજના આખી તૈયાર થઈ ગયેલી. એ યોજના અત્યારે રૂપકમાં આવી રહેલી છે. એટલે આ રૂપકમાં આવી રહી છે તેમાં કશું તમારે મહેનત કરવાની નથી. એ તો યોજના ઘડાઈ ગયેલી છે. હવે નવેસર તમારે શું કરવું એ જોવાનું છે.

## આત્માનું કર્યું એટલું જ પોતાનું, બાકી બધું પારકું

આ તો તું કરીને આવેલો છું. હવે તારે શું કરવું છે, એ તું નક્કી કર ને ! આ તો બધું અહીં મૂકીને જ જવાનું છે. પરભારી વસ્તુઓ છે, પારકી વસ્તુઓ ! પારકી વસ્તુઓ સાચવીને મૂકવી કે પોતાની વસ્તુ સાચવીને મૂકવી ?

**પ્રશ્નકર્તા :** પોતાની વસ્તુઓ.

**દાદાશ્રી :** હા, તે પોતાની તો સાચવીને મૂકતા નથી અને પારકી સાચવીને મૂક મૂક કરે છે. આપણે તો આપણો આત્મા છે એને સાચવીએ એટલું જ આપણું, બીજું બધું પારકું. અહીંયા આપણા આત્માનું કંઈ કરી લીધું એટલું જ પોતાનું, બાકી આ બધું પારકું જાય છે. પરભાર્યું

નહીં લેવા ને નહીં દેવા. પોતાના આત્માનું કરીએ એટલું જ પોતાનું. વધારે પારકું કરવું નથી ને હવે ? નક્કી કર્યું ?

આ તો અનંત અવતાર લોકોની નોકરીઓ જ કરીને ! અમે કન્ટ્રાક્ટ કર્યા, તે ઘરા બાંધ્યા, નાળા બાંધ્યા, પુલ બાંધ્યા સરકારના, એમાં અમારું શું તે ? ત્યારે કહે, 'નફો નહીં કરવાનો ?' નફો તો જતો રહ્યો, ક્યાંય જતો રહ્યો ! હતા એવા ને એવા આપણે તો. એના કરતા પહેલેથી ચેતી જઈએ. પોતાના આત્માનું કરી લઈએ તો કામ લાગે ને !

માટે જ્ઞાની છે તે પૂરું કામ કરી લો, આવો લાગ મળતો નથી. કરોડો અવતારેય આવો લાગ ના મળે. કરોડો અવતારે આ વસ્તુ મળે એવી નથી. આ શાકભાજીમાં ન જતું રહે એટલું જોતા રહેજો. આ માર્કેટ મટિરિયલ નહોય. એટલે નોકરી છોડીનેય પણ આની પાછળ પડજો. નોકરીયે છેવટે કામ નહીં લાગવાની.

**મહાત્માઓ :** જય સચ્ચિદાનંદ !

❖❖❖❖❖

## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો



**(ગ્રં.-ગ્રંથ, સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉત્તરાર્ધ)**

પરમ પૂજ્ય દાદા ભગવાનના હિન્દી, મરાઠી, પંજાબી, ઉડીયા, બંગાળી, આસામી, તેલુગુ, તમિલ, કન્નડ, મલયાલમ જેવી પ્રાદેશિક ભાષાઓમાં તથા અંગ્રેજી, જર્મન, પોર્ટુગીઝ, સ્પેનિશ, રશિયન જેવી વિદેશી ભાષાઓમાં ભાષાંતરિત થયેલા પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી - હિન્દી - અંગ્રેજી ભાષાઓમાં પ્રકાશિત થાય છે.**

## સંપર્ક સૂત્ર - દાદા ભગવાન પરિવાર

**અડાલજ** (મુખ્ય કેન્દ્ર) : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ-૩૮૨૪૨૧, જિ. ગાંધીનગર. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦, ૯૩૨૮૬૬૧૧૬૬/૭૭

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન :** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : (૧) **ત્રિમંદિર,** બાબરીયા કોલેજ (BITS)ની પાસે, વડોદરા-સુરત હાઈવે, વરણામા ગામ, વડોદરા. **ફોન :** ૯૫૭૪૦૦૧૫૫૭
(૨) **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

**ભાદરણ** : **ત્રિમંદિર,** સ્ટેશન રોડ. **ફોન :** ૯૯૨૪૩૪૩૭૨૯

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**સુરત** : **દાદા દર્શન,** મમતાપાર્ક સોસાયટી, કાપોદરા પોલીસ સ્ટેશન પાસે, વરાછા રોડ, સુરત. **ફોન :** ૯૫૭૪૦૦૮૦૦૭

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. **ફોન :** (૦૨૬૭૨) ૨૬૨૩૦૦, ૯૭૨૩૭૦૭૭૩૮

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, જિ. મોરબી. **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૯૨૪૩૪૧૧૮૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩, ૯૯૨૪૩૪૫૫૮૮

**અંજાર** : **ત્રિમંદિર,** અંજાર-મુન્દ્રા રોડ, સીનોગ્રા પાટીયા પાસે, સીનોગ્રા ગામ, તા. અંજાર. **ફોન :** ૯૯૨૪૩૪૬૬૨૨

**જામનગર** : **ત્રિમંદિર,** વ્રજભૂમિ-૧ સામે, TGES સ્કૂલ પાસે, માણેકનગર, ચેમ્બર ઓફ કોમર્સની બાજુનો રોડ. **ફોન :** ૯૯૨૪૩૪૩૬૮૭

**અમરેલી** : **ત્રિમંદિર,** લીલીયા રોડ બાયપાસ ચોકડી, ખારાવાડી. **ફોન :** ૯૯૨૪૩૪૪૪૬૦

**મુંબઈ** : **ત્રિમંદિર,** ઋષિવન, અભિનવનગર રોડ, લા વિસ્ટા બિલ્ડીંગ પાસે, કાજુપાડા, બોરીવલી (ઈસ્ટ). **ફોન :** ૯૩૨૩૫૨૮૯૦૧

| | | | |
|---|---|---|---|
| **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **ચેન્નઈ** | : ૭૨૦૦૭ ૪૦૦૦૦ | **કોલકતા** | : ૯૮૩૦૦ ૮૦૮૨૦ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Singapore** | : +65 91457800 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **Kenya** | : +254 733-92-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**

## અમે તારણ કાઢવામાં કાઢેલી જિંદગી

આખી જિંદગી ધંધો કરેલો પણ અમારે ધંધા ઉપર બહુ પ્રીતિ નહીં ! ધંધા બધા બહુ કર્યા, કમાયાય ઘણું પણ ધંધામાં એક ક્ષણવાર છે તે અમારો ઉપયોગ ના હોય. મેં તો આખી લાઈફ લેબોરેટરી જેવી વાપરી છે, રિસર્ચમાં જ કાઢી છે મેં. આ જગત શું છે, કેવી રીતે ચાલે છે, હું કોણ છું, એના જ વિચાર આખો દહાડો. એ વિચારોમાં જ જીવન ગયેલું. હું તો આ શોધખોળ કરવા આવ્યો છું ને છેવટે મેં મારી શોધખોળ કરી નાખી બધી !

આ તો અનંત અવતાર નોકરી-ધંધા જ કર્યા ને, પણ એમાં આપણું શું તે ? વ્યાપાર એ વ્યવસ્થિતને આધીન છે. માટે પોતાના આત્માનું કરી લઈએ તો કામ લાગે ! આવા જ્ઞાની, આવો સંજોગ ફરી પ્રાપ્ત થાય એવું નથી, માટે આપણે જીવતા છીએ ત્યાં સુધી કામ કાઢી લેવું. ફરી ફરી આ તાલ નથી બેસે એવો.

- દાદાશ્રી

ISBN 978-93-87551-63-3
9 789387 551633
Printed in India
Price ₹ 150

dadabhagwan.org